# કરુણાકુમારી

અથવા

# આદર્શ અંગના.

( નવીન ઐતિહાસિક-સચિત્ર-નવલકથા. )

---

લેખક


(સ્વ.) ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

( માળીલા, તા. અમરેલી. )


---


મર્હુમ લેખકના કુટુંબના લાભાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.

---

કિંમત—સામાન્ય રૂ. ૩-૮-૦

કિંમત—મદદ દાખલ રૂ. ૫-૦-૦

પ્રથમાવૃત્તિ. ]　　પ્રત ૧૦૦૦.　　[ ઇ. સ. ૧૯૨૦





અમદાવાદ:
સલાપોસરોડ ઉપર શ્રી ડાયમંડ જ્યુબિલિ પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

"કરણઘેલો કુમારી" તથા બીજી અનેક નૉવેલોના લેખક



સ્વર્ગસ્થ

**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી**

( રે. માળીલા, તાબે અમરેલી. )

જન્મ સંવત ૧૯૫૮. મૃત્યુ સંવત ૧૯૭૬.

B. A. P. Works.



સાહિત્યરસિક

શ્રીમાન શેઠ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા;

બી. એ. એલએલ. બી. જે. પી.

# અર્પણ-પત્રિકા.

---

સાહિત્યવિલાસી, પરગજુ, ગર્ભશ્રીમંત

## શેઠ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા,

બી. એ. એલ.એલ. બી., જે. પી.

મ્યુનિસિપલ કાઉન્સીલર. મુંબાઇ.

આપ વિદ્વાન્ છો તેમ શ્રીમંત છો, આપનામાં સોનું અને સુગંધ બન્ને છે. આપ સાહિત્યવિલાસી છો, સાહિત્યની સર્વ રીતે ઉન્નતિ કરવા હમેશાં પ્રયત્ન કરો છો, હિન્દી સ્ત્રીઓની અને ખાસ કરીને ગુર્જર સ્ત્રીઓની ઉન્નતિ સાધવા સતત પ્રયત્ન કરી રહ્યા છો. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અને સોસીયલ સર્વીસ લીગના આત્મારૂપ છો. દેશસેવાનાં અનેક કામો કરો છો, સાહિત્યસેવકોને ગુપ્ત રીતે મદદ કરો છો, નિર્મળ હૃદયી છો, અતિ માયાળુ છો અને આપ મારી સાથે સદ્ભાવ ધરાવો છો: આ સર્વ આપના સદ્ગુણોથી આકર્ષાઇ એક ન્હાનકડા સ્મરણ તરીકે આ નવલકથા હું આપને અર્પણ કરૂં છું.

"જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા" ઑફીસ
અમદાવાદ, તા. ૪-૬-૨૦

સ્નેહાભિલાષી
જીવનલાલ અમરશી મહેતા.

# " કરૂણાકુમારી " માટે રોકડ મદદ આપનારા ગૃહસ્થોની મુબારક નામાવલિ.

| | |
|---|---|
| શેઠશ્રી ભવાનીદાસ નારણદાસ મોતીવાળા | રૂ. ૨૫૦ |
| ,, નારણલાલ જીવણલાલ ગીરધરલાલ | રૂ. ૨૦૦ |
| ,, હીરાલાલ રણછોડદાસ | રૂ. ૨૦૦ |
| ,, જેસીંગભાઇ હિમ્મતસિંહ | રૂ. ૫૧ |
| ,, અંબાલાલ સારાભાઇ | રૂ. ૫૦ |
| ,, માણીલાલ અને ડાહ્યાભાઇ | રૂ. ૫૦ |
| " જગાભાઇ દલપતભાઇ | રૂ. ૪૫ |
| ,, જમનાભાઇ ભગુભાઇ | રૂ. ૨૫ |
| ,, ચીમનલાલ ગીરધરલાલ | રૂ. ૨૫ |
| લેડી સુલોચના ચિનુભાઇ માધવલાલ | રૂ. ૨૫ |
| શેઠશ્રી પ્રાણસુખભાઇ મફતલાલ | રૂ. ૨૫ |
| ,, ભીખાભાઈ ત્રીકમલાલ | રૂ. ૨૫ |
| ,, નરસિંહલાલ જેશીંગભાઈ | રૂ. ૨૫ |
| ,, રણછોડલાલ અમૃતલાલ | રૂ. ૧૫ |
| ,, ચિમનલાલ હરીલાલ નગરી | રૂ. ૧૫ |
| રા. રા. ટી. જે. પટેલ ( આર્ટીસ્ટ ) | રૂ. ૧૫ |
| એક સાહૃદય ગૃહસ્થ. | રૂ. ૫૦ |

# પ્રસ્તાવના.

( લેખકના જીવનની ટુંકી માહીતી સાથે.

---

'**કરણકુમારી**' એ અતીત ભારતના યશોગાનનું ચિત્ર છે. જ્યારે આપણો દુઃખ દૈન્યથી પિડાતો ભારતવર્ષ ધન-ધાન્યથી પરિપૂર્ણ હતો, જ્યારે બિસ્માર્ક અને કાર્ડિનલ રિલેશુ જેવા રાજનીતિજ્ઞોને થાપ મારે તેવા રાજનીતિજ્ઞો ભારતવર્ષનો યશ પૃથ્વી પર પ્રસરાવી રહ્યા હતા, અને જ્યારે હિંદનો ગરૂડધ્વજ બાહલીક ( હાલનું બલ્ખ બુખારા ) અને કપિશા ( કાબુલ ) જેવા દૂર પ્રદેશમાં ઉડતો હતો, તે સમયનું-તે સમયની સાંસારિક, રાજકીય રીતભાતોનું સૂક્ષ્મ ભાન કરાવવામાં કરણકુમારી અદ્વિતીય નવલકથા છે.

વાર્તાનો કાળ પંદરસો વર્ષ પહેલાંનો છે. ઇતિહાસમાં ભારતવર્ષની ચઢતીનાં ત્રણ ચાર પ્રસંગો અતિ ભવ્ય છે. રાજર્ષિ અશોકના વખતમાં મૌર્ય વંશે ભારત પર સમ્રાટ્‌પણું ભોગવ્યું હતું, તે પછી ગુપ્તવંશના રાજાઓએ ઇ.સ. ના પાંચમા સૈકાની શરૂઆતમાં ચક્રવર્તિપણું સ્થાપી હિંદમાં સર્વોપરિ સત્તા સ્થાપી, મગધનો ઝંડો કુમારગુપ્તના વખતમાં બલ્ખ સુધી ઉડતો હતો, શક લોકો હીનવીર્ય થઇ પડયા હતા, કાબુલ અને પંજાબના શક રાજાઓ ગુપ્તવંશના રાજાઓનું ઉપરીપણું સ્વીકારતા હતા, અને ગુપ્ત રાજાઓએ તેના પર આધિપત્ય ટકાવી રાખવાને જાળંધરમાં મુખ્ય થાણું રાખ્યું હતું. કુમારગુપ્તનો પુત્ર સ્કંદગુપ્ત બાપ કરતાં ચડે તેવો હતો, મહામંત્રી દામોદર શર્મા ચાણક્ય રાજનીતિજ્ઞ હતો, મહારાજ પુત્ર ગોવિન્દગુપ્ત કુમારગુપ્તના જમણા હાથ સમાન હતો, અને સેનાપતિ અગ્નિગુપ્ત

તથા તેનો પુત્ર ભાનુગુપ્ત પણ તે સમયના અદ્વિતીય વીરનરો હતા. અકસ્માત્ બૌદ્ધ ધર્માં ઇન્દ્રલેખા અને બૌદ્ધધર્માચાર્ય હરિબલે ધર્મને નામે મહાત્વાકાંક્ષાની બાજી ખેલી, ઇન્દ્રલેખાએ પોતાની પુત્રી અનંતાના રૂપવનિમાં વૃદ્ધ કુમારગુપ્તને આકર્ષ્યો, મગધ ખળભળ્યું, મહામંત્રી દામોદર શર્મા જેવા રાજનીતિને સમુદ્રગુપ્તની ગાદી નિષ્કલંકિત રાખવા રાજદ્રોહી થવાનો વખત આવ્યો. અહિંથી વાર્તા શરુ થાય છે, તે પછી ઘટના પર ઘટના એવી બનતી આવે છે કે વાચકને શ્વાસ લેવાનો પણ અવસર મળતો નથી. ગોવિન્દગુપ્તનું સાહસ, અગ્નિગુપ્તની વીરતા, ઋષભદેવની ગાંડાઇ, અનંતાની રૂપમદિરા અને મહાદેવીની વિશુદ્ધતામાં વાચક તલ્લીન થઇ જાય છે. કરુણા અને અરુણાનું જોડકું વાચકને છેવટ સુધી આકર્ષી રાખે છે.

લેખકે આ નવલકથાનું નામ "કરુણાકુમારી" રાખ્યું છે. કથાના પહેલા પ્રકરણમાં કરુણાકુમારીનો હસમુખો અને સુંદર ચહેરો નજરે પડે છે. નિર્જન, કુદરતી સૌંદર્યમય ઉદ્યાનમાં કરુણાકુમારીનું આપણને દર્શન થાય છે. તે પછી ક્યાં પાટલિપુત્ર, ક્યાં પેશાવર (પુરુષપુર) અને ક્યાં બાહલીકનાં મેદાનો એ બધે દૃષ્ટાની માફક કરુણાકુમારીનું આગમન થાય છે. વાર્તાના પ્રસંગમાં કરુણાકુમારી એવી તો ઓતપ્રોત થઇ ગઇ છે કે તેને દૂર કરવાથી વાર્તાનું સૌંદર્ય ઘટી જાય છે. છેવટનાં પ્રકરણમાં જે ઠેકાણે યૌવનના પૂર બહારમાં કરુણા સરોવરમાં પગ મૂકી વનદેવીની માફક વિચરતી હતી, ત્યાંજ-ધોળા વાળવાળી, ધોળા વસ્ત્રવાળી પ્રૌઢા એક લૂલા અને લંગડા માણસ સાથે ફરતી માલમ પડે છે. એ રામે નથી એ અયોધ્યા પણ નથી, એ બાગ પણ નથી, એ કરુણા પણ નથી.

મને લાગે છે કે વાચકમાંના થોડાજ એ ધોળાં વસ્ત્ર વાળી પ્રૌઢાને કરુણાકુમારી તરીકે ઓળખી શકશે.

"કરુણાકુમારી" માં ગુપ્તવંશની પડતીનો ઇતિહાસ વર્ણવ્યો છે, અને તે નવલકથાની ઢબે આથી આખી વાર્તા એક ઉચ્ચ શ્રેણીની 'ટ્રેજેડિ' રૂપ બની ગઇ છે. વાર્તા ઐતિહાસિક હોવાથી સ્થળે સ્થળે હિંદી પ્રાચીન જાહોજલાલી ચળકી રહે છે, અને આખી વાર્તા વાંચ્યા બાદ મન કોઇ અલૌકિક કરુણાસુરે રડી ઉઠે છે. મનમાંથી એક આર્તનાદ ઉઠે છે કે "હાય, ક્યાં એ ભારતનું ગૌરવ! ક્યાં એ દેવસ્થાને મૂકવા યોગ્ય સ્કન્દગુપ્ત!! ક્યાં એ પાટલિપુત્ર કે જેનો વિજયધ્વજ અફઘાનિસ્થાનના ઘાટો પર પૂર બહાર ઉડતો હતો! ક્યાં એ અગ્નિ મિત્ર કે જેણે ફક્ત પાંચસો સાથીઓ સાથે હૂણોના લાખો માણસોને રોળ્યાં હતાં!!!"

આપણે–ગુજરાતીઓએ અભિમાન લેવા જેવું પણ આ નવલકથામાં છે. ચક્રપાલિતની સરદારી નીચે મધ્ય એશિઆમાં ઘૂમનારા આપણા સૌરાષ્ટ્રી વીરો હતા, પ્રતિષ્ઠાનના કિલ્લામાં પોતાના સમ્રાટ માટે જીવ આપનારા પણ સૌરાષ્ટ્રી હતા અને પ્રસંગ આવ્યે રાજભક્તિને ખાતર અનંતાના પુત્રને ગાદી પર ન બેસવા દેવાને ખાતર આખા મગધને ઉખેડી નાખનાર બંધુવર્મા સાથે પણ આપણા સૌરાષ્ટ્રી હતા. કોણ કહેશે કે ગુજરાતે ઘણા ઘા ઝીલ્યા નથી?

આ નવલકથા પ્રખ્યાત બંગાળી ઇતિહાસકાર અને નવલકથાકાર રાખાલદાસ બેનરજીની એક નવલકથાનો અવિકલ અનુવાદ છે. અનુવાદ કરવામાં અનુવાદકર્તાએ પ્રાચીનકાળમાં વપરાતી 'મહાબલાધિ કૃત' જેવી પદવીઓ ખાસ હેતુ પુરઃસર કાયમ રાખી છે. જેમ અત્યારે આપણને 'જજ', 'કમાન્ડર' જેવી પદવીઓ પરિચિત

થઈ ગઇ છે, તેવીજ રીતે જ્યારે આપણે આપણું રાજ્ય ચલાવતા હતા ત્યારે એ અત્યારે ન સમજાતી પદવીઓ અતિપરિચિત હતી. હવે એ પદવીઓ આપણને સંપૂર્ણ સ્વરાજ મળ્યે ચાલુ કરશું કે કેમ એ એક સવાલ છે. એવી અત્યારે અપરિચિત જણાતી પદવીઓ અને પ્રાચીન સ્થળોનાં પ્રાચીન નામો અત્યારે શા અર્થમાં વાપરી શકાય, તેની ટીપ વાંચકોની જાણને ખાતર છેવટે આપી છે, તે પરથી તેનો અર્થ સમજાશે.

× × × × ×

સ્વ૦ ભાઇ ત્ર્યંબકલાલના જીવનને લગતી ટુંકી હકીકત આ પ્રસંગે જણાવવી આવશ્યક છે. તે વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતમાં આવેલા માળીલા નામના ૨૦૦–૩૦૦ ઘરના નાનકડા ગામડાના વતની, જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ હતા. તેના પિતા–મારા બાળસ્નેહી ભાઇ જીવરાજ શંકરભાઈ જોશી પંદર રૂપીઆના સ્કૂલ માસ્તર હતા. તે ત્ર્યંબકલાલને અઢી વર્ષનો તથા તેના નાના ભાઇને છ મહીનાનો મુકીને ભર યુવાન અવસ્થામાં સ્વર્ગવાસી થયા હતા. એ ભાઇએ મરણ વખતે પોતાના કુટુંબની સંભાળ રાખવાની જોખમદારી વૃધ્ધ પિતા ઉપર નાખીનેજ સંતોષ માન્યો હતો. ભાઈ જીવરાજના મૃત્યુ પછી થોડાંક વર્ષોમાં તેમના વૃદ્ધ પિતા પણ મરણ પામ્યા. આથી આ કુટુંબને પ્રસંગોપાત મિત્રો તરફથી મળતી મદદ ઉપરજ સર્વાંશે આધાર રાખવા જેવો વખત આવ્યો. ગામડાના માયાળુ પટેલ પટલાણીઓ તરફથી ‘શંકર ભાભાના દીકરા’ તરીકે સારો આદર મળતો હતો. આવી સ્થિતિમાં કેટલાંક વર્ષો ગયા પછી વિશેષ વિદ્યાભ્યાસ માટે અમદાવાદના રા. સા. મહીપતરામ અનાથાશ્રમમાં ભાઈ ત્ર્યંબકલાલને દાખલ કરવામાં આવ્યો. ત્યાં તે ત્રણેક વર્ષ

રહ્યો. ત્રંબકલાલનામાં તેના પિતાની સ્વાવલંબી વૃત્તિનો વારસો ઉતરેલો હોવાથી તે સમજુ અવસ્થામાં આવતાંજ આશ્રમમાં વધારે વખત રહી ન શક્યો. જાતકમાણી વડેજ ઉદર નિર્વાહ કરવાના વિચારે તેણે આશ્રમનો ત્યાગ કર્યો. તેની ઉન્નતિની અને નવજીવનની શરૂઆત અહીંથીજ થઈ.

અનુભવના શરૂઆતના થોડાક પાઠ શીખીને બે ત્રણ વર્ષે ફરી **અમદાવાદમાં** આવતાં તેની વૃત્તિ મારી પાસે રહીને કામકાજ શિખવાની જણાઈ, તે ઉપરથી તેની વૃત્તિને અનુકૂળ વલણ મળે તે સારૂ "**સસ્તી** વાર્તામાળા" ઑફિસમાં મારા સ્નેહી રા. રા. ડાહ્યાભાઈ **રામચંદ્ર મહેતાને** ત્યાં નોકરી અપાવી. ભાઇ ડાહ્યાભાઇના સંબંધથી તેને અનુભવ ઉપરાંત મોટામાં મોટો લાભ એ થયો કે બંગાળી ભાષાના અભ્યાસનો યોગ થયો. કેટલીક મુદત પછી ભાઇ **નારણદાસ વિસનજી** ઠક્કરનો તેને સહવાસ થયો. તેમના સહવાસમાં બંગાળી ઉપરથી નૉવેલો લખવા તરફ પણ તેની વૃત્તિ વળી. આ રીતે ભાઇ ત્રંબકલાલે આ બન્ને લેખક ગૃહસ્થોના સહવાસથી લેખકના પવિત્ર ને નિષ્કલંક ધંધાને પોતાનો કરી તે દિશામાં કામ કરવા માંડ્યું. તેણે કરાંચીમાંથી પોતાનું પહેલું પુસ્તક "**કમળાદેવી**" નામનું ત્યાંના શેઠ હંસરાજ **વાલજીની** મદદથી સં. ૧૯૭૧ ( ઇ. સ. ૧૯૧૫ ) માં બહાર પાડ્યું હતું. તે પુસ્તકની પ્રસ્તાવનામાં તેણે પોતાને બંગાળીનું પ્રથમ જ્ઞાન આપવા માટે ભાઇ ડા. રા. મહેતાનો આભાર માન્યો છે. અર્થાત્ તે પોતાના ઉપકારકને ભૂલ્યો નહોતો.

રા. **નારણદાસ** ઠક્કુર સાથે બે ત્રણ વર્ષ રહ્યા પછી ભાઇ ત્રંબકલાલે **અમદાવાદમાંજ** કાયમ રહેવાનું રાખ્યું, અને **અમદાવાદની** મીલોના ચરખાની ગતિએ નોવેલો લખવાનો 'ચરખો' ચાલુ

કર્યો. લોખંડી ચરખાની બરાબરીમાં મનુષ્યનું શરીર ટકી ન શકે, ને તેનું પરિણામ અંતે વિનાશમાંજ આવે. તેજ સ્થિતિ ત્ર્યંબકની થઇ. તેણે બે અઢી વર્ષ જેટલી ટુંક મુદતમાં ૩૦ નોવેલો લખી કાઢયાં ખરાં; પણ તે અનહદ પ્રયાસે તેના આયુષ્યનો અંત આણ્યો! 'કુમળાદેવી" થી શરૂ થયેલા સાહિત્ય જીવનની "કરૂણાકુમારી" સાથે ૨૨ વર્ષની ઉંમરે કરૂણાજનક દશામાં સમાપ્તિ થઇ! વિશેષ દુઃખકારક તો એ છે કે તેના લગ્ન પછી માત્ર દસ મહીનામાંજ આ બનાવ બન્યો છે. ભાઇ ત્ર્યંબકલાલના જીવનની આ ટુંકી નોંધ ઉપરથી ધ્યાનમાં લેવા જેવો સાર એ નીકળે છે કે સાધારણ સ્થિતિનો મનુષ્ય પણ દૃઢ મનથી ધારે ને આત્મબળ ઉપર આધાર રાખી કાર્ય કરવા પ્રવૃત્ત થાય તો એ પોતાની ઉન્નતિ જરૂર સાધી શકે છે. પરંતુ શરીર પાસેથી કામ લઇ શકાય તેના વ્યાજબી પ્રમાણ ઉપરાંત હોવું ન જોઇએ. ભાઈ ત્ર્યંબકની ઉંમર જો કે નાની હતી છતાં તેનામાં આત્મવિશ્વાસ અને હિંમતનું બળ જબરૂં હતું અને તેનાજ પ્રતાપે તે અલ્પ સમયમાં આ સ્થિતિએ પહોંચી શક્યો હતો.

તેણે ભાષાન્તર તથા અનુવાદરૂપે લખેલી નવલકથાઓમાંની ઘણી ખરી અત્રેના પ્રસિદ્ધ બુકસેલર રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની પેઢીને પ્રસિદ્ધિ માટે વેચાણ આપેલી છે. આ "કરૂણાકુમારી" પણ તેમનેજ આપવાનું નક્કી કર્યું હતું. પરંતુ ભાઇ ત્ર્યંબકના અકાળ મૃત્યુ પછી તેના કુટુંબને કોઇ પણ રીતે મદદની જરૂર જણાવાથી તેમની સંમતિથી અમે છપાવ્યું છે. ભાઇ ત્ર્યંબકલાલના શુભેચ્છકોએ આ નવલકથા છપાવવા માટે જેમ સારૂં પ્રોત્સાહન આપ્યું છે તેવીજ રીતે રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની પેઢી (જેની પાસે ભાઇ ત્ર્યંબકલાલના કુટુંબીઓનો આવા પ્રસંગે ખાસ વિશેષ સહાયતા માગ-

વાનો લક્ષ છે.) તરફથી પ્રકાશકો તથા લેખકો સૌને નમુનેદાર થઈ પડે તેવી મદદ આ પુસ્તકના સંબંધમાં મળશે એવી હું આશા રાખું છું.

લેખકના કુટુંબના લાભાર્થે આ પુસ્તક છપાવવનો વિચાર જણાવતાં સાહિત્યવિલાસી શેઠ હીરાલાલ રણછોડદાસે, શેઠ નારણભાઈ જીવણ-લાલે અને મુંબાઈના શ્રીમાન શેઠ બી. એન. મોતીવાળાએ તથા બીજા ગૃહસ્થોએ જે ઉદાર મદદો આપવાની કૃપા કરી છે, તે માટે તેમનો આ સ્થળે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ ગણાશે.

આ ગૃહસ્થો ઉપરાંત બીજાઓ તરફથી પણ આ પુસ્તકને અંગે રોકડ અને પુસ્તકોની નકલો ખરીદવા રૂપે જે મદદ મળી છે તેમની મુબારક નામાવલિ આ જોડે જ આપવામાં આવી છે. તે સર્વેનો હું એ કુટુંબ તરફથી દિલોજાન આભાર માનું છું.

છેવટે આ પુસ્તકના સહૃદય વાંચનારને મારી એકજ વિનંતી છે કે તમોને આ કાર્યમાં સહાયક થવા જેવું લાગે તો આ પુસ્તકની એકેક બબ્બે નકલ ખરીદીને અગર બીજા પાસે ખરીદાવીને પણ સહાયક થશો. વેપાર માટે કે કમાવા માટેનું આ કાર્ય ન હોવાથી લાગણી-વાળા દરેક સજ્જન વાંચકને આટલો આગ્રહ કરવાની હું મારી ફરજ માનું છું.

બુકસેલરો તથા લેખક ભાઈઓને પણ આ પુસ્તકની બને તેટલી વધારે નકલો ખપાવી આપવા મારી વિનંતી છે. વેપાર તરીકે નહિ પણ સમાનવ્યવસાયી એક બન્ધુ તરીકેની ફરજ સમજીનેજ આ કાર્ય જરૂર કરવું ઘટે છે.

નિર્જળા એકાદશી.<br>સં. ૧૯૭૬. } **જીવનલાલ અમરશી મહેતા.**

---

# મદદ તરીકે અગાઉથી પુસ્તકો ખરીદનારા ગૃહસ્થોની યાદી.

| | | પ્રત. |
|---|---|---|
| શેઠ | ચંદુલાલ કરસનદાસ | ૨૫ |
| ,, | જગાભાઇ દલપતભાઇ | ૧૦ |
| ,, | મણીલાલ અને ડાહ્યાભાઇ | ૫ |
| ,, | જમનાભાઇ ભગુભાઇ | ૫ |
| ,, | ન્હાનુભાઇ માણેકલાલ મુનશી | ૫ |
| ,, | પ્રાણનારાયણ ગીરધરલાલ ભટ્ટ | ૫ |
| ,, | જેઠાલાલ રામજીભાઈ | ૫ |
| ,, | મુળચંદ મગનલાલ એન્જીનીયર | ૫ |
| ,, | પ્રાણસુખભાઈ મફતલાલ | ૫ |
| લેડી | સુલોચના ચિનુભાઇ માધવલાલ | ૫ |
| શેઠ | જેસીંગભાઇ ઉજમશી | ૫ |
| ,, | નારણભાઇ જીવણલાલ | ૫ |
| ,, | એસ. બી. પટવા | ૫ |
| ,, | કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી | ૫ |
| | જીવનલાલ અમરશી મહેતા | ૨૦૦ |
| | મોહનલાલ મનસુખરામ શાહ બુકસેલર-વડોદરા. | ૫૦ |



# લેખકના ભાઇ તરફના બે બોલ.



વિશ્વંભરની આ વિશ્વંભરામાં ઉચ્ચ અને નીચ ઉભયને ધર્મ પ્રાપ્ત કરવાનો સમાન અધિકાર છે; જગતની દૃષ્ટિમાં નીચ જાતિના ગણાતાં માણસો પણ જો પોતાના આત્માની ઉન્નતિ અથવા કાયાનું કલ્યાણ કરવા ઇચ્છે તો તેને તેમ કરવામાં કશી બાધા આવતી નથી. આ 'કરૂણાકુમારી' નામનું પુસ્તક મારા વડીલ બંધુ સ્વર્ગસ્થ ત્ર્યંબકલાલે લગભગ એક વરસ પહેલાં લખવું શરૂ કર્યું હતું, પરંતુ તે પૂર્ણ થતાં પહેલાં અમારા કુટુંબના દુર્ભાગ્યવશાત્ તે અસાધ્ય રોગના ભોગ થઇ પડ્યા. ક્ષયના જીવલેણ વ્યાધિમાં પથારી વશ હોવા છતાં તેમણે પોતાનું આ પુસ્તક લખવું ચાલુજ રાખ્યું હતું. અશક્તિ વધતાં કામ કરી શકાયું નહિ ત્યારે તેનો અધૂરો રહેલો થોડોક ભાગ રા. મહાશંકર ઇંદ્રજી દવે પાસે પોતાના અવસાન પહેલાં પોતાની સલાહ પ્રમાણે તેમણે પુરો કરાવ્યો હતો. અને એમ કરીને તેમણે અંતરમાં શાંતિ મેળવી હતી.

આ પુસ્તક પ્રથમ શેઠ ગોવિંદરાવ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેને આપ્યું હતું, પરંતુ જ્યારે મારા બંધુ ત્ર્યંબકલાલનો સ્વર્ગવાસ થયો ત્યારે મેં છપાવવાની માગણી કરી અને તેમણે તેમ કરવા દેવાને હા પાડી અને આ પુસ્તક બહાર પડેથી ૩૦૦ કે તેથી વધારે પ્રતો ખપાવી આપવા કબુલ્યું છે, તે માટે હું તેમનો ઉપકાર માનું છું.

આ પુસ્તક છપાવવા વિશે મેં મારા કુટુંબના હિત માટે પ્રથમ-થીજ લાગણી અને કાળજી ધરાવતા મુ. જીવણલાલ અમરશી મહેતાની સલાહ લીધી ત્યારે તેમણે હંમેશની માફક પોતાથી બની શકે તેટલી

તન, મન, અને ધનથી મદદ આપવાની સાથે તે કામ તેમણેજ માથે લીધું આથી મને ઘણુંજ આશ્વાસન મળ્યું છે. હજી પણ તેઓ પોતાનાથી બની શકે તેટલી મહેનત લઇ અમારા હીતને માટે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપે છે. મારા વડીલ બંધુની અત્યાર સુધી ઉન્નતિ તેમના શુભ સંસ્કારોથીજ થઇ છે. બાલ્યાવસ્થામાંથીજ તેમણે અમોને અહીં પોતાની પાસે બોલાવી સાહિત્યના શુભ સંસ્કારોનું બીજ રોપ્યું છે. અને અત્યારે પરમાત્માએ જે અમારા પર અસહ્ય દુઃખ નાખ્યું છે તેમાં પણ લગભગ પુરા ભાગીદાર તેજ બન્યા છે.

આ પુસ્તક છપાવવાની ઇચ્છા જ્યારે મેં રા. શેઠશ્રી હીરાલાલ રણછોડલાલ અને નારણભાઇ જીવણલાલને દર્શાવી ત્યારે તે બન્ને ઉદાર ગૃહસ્થોએ મદદ તરીકે રૂ૦ બસો બસો આપ્યા છે તે બદલ હું તેમનો અનહદ ઉપકાર માનું છું. આ સિવાય હજી તેમણે અમારા કુટુંબ પર અમી દૃષ્ટિ ચાલૂ રાખી છે. પરમ કૃપાળુ પરમાત્મા તેમની સુખ-સંપત્તિમાં વિશેષ વધારો કરે.

તા. ૨૯—૫—૨૦<br>પીરમશાહ રોડ<br>અમદાવાદ.

લાભશંકર જીવરાજ જોશી.



# અનુક્રમણિકા.

## ખંડ ૧ લો.

## ખંડ ૨ જો.



---

## ખંડ ૩ જો.

## ખંડ ૪ થો.

### ભસ્મ.

# ભાઇ ત્ર્યંબકલાલે લખેલાં પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ. | કીંમત | લખ્યા સાલ | છપાવનાર |
|---|---|---|---|
| ૧ કમળાદેવી | ૧-૮-૦ | ૧૯૧૫ | પોતે. |
| ૨ સુરાદેવી ભાગ ૧ | ૨-૦-૦ | ૧૯૧૭ | મહાદેવ રામચંદ્ર. |
| ૩ કલન્દરની કટાર ભા. ૧ | ૨-૦-૦ | ૧૯૧૭ | ,, |
| ૪ શયતાન સદન | ૨-૦-૦ | ૧૯૧૭ | સુધાકર મનસુખરામ |
| ૫ બાગે શયતાન | ૨-૦-૦ | ૧૯૧૭ | મહાદેવ રામચંદ્ર. |
| ૬ સંસાર સંગ્રામ ભા. ૧ | ૧-૮-૦ | ૧૯૧૭ | ,, |
| ૭ ,, ,, ભા. ૨ | ૧-૮-૦ | ૧૯૧૭ | ,, ,, |
| ૮ સુરાદેવી ભા. ૨ | ૧-૮-૦ | ૧૯૧૭ | ,, ,, |
| ૯ ,, ,, ૩ | ૧-૮-૦ | ૧૯૧૭ | ,, ,, |
| ૧૦ કલન્દરની કટાર ભા. ૨ | ૨-૮-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૧ ,, ,, ૩ | ૨-૪-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૨ ભવાનીનો ભોગ ભા. ૧ | ૧-૪-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૩ ,, ,, ભા. ૨ | ૧-૧૨-૦ | ૧૮૧૮ | ,, ,, |
| ૧૪ સંતપ્ત શયતાન ભા. ૧ | ૧-૧૨-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૫ ,, ભા. ૨ | ૧-૧૨-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૬ ,, ભા. ૩ | ૧-૧૨-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૭ પરાક્રમની પતાકા | ૨-૦-૦ | ૧૮૧૮ | ,, ,, |
| ૧૮ કિશોરસિંહ ભા. ૧ | ૨-૪-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૧૯ ,, ,, ભા. ૨ | ૨-૪-૦ | ૧૯૧૮ | ,, ,, |
| ૨૦ ભેદી ખજાનો | ૨-૪-૦ | ૧૯૧૮ | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧ | રાક્ષસોની રતિક્રીડા. | ૨-૦-૦ | ૧૯૧૮ | મહાદેવ રામચંદ્ર. |
| ૨૨ | ગેબી ખૂન | ૧-૧૨-૦ | ૧૯૧૮ | „ „ |
| ૨૩ | કિશોરસિંહ ભા. ૨ | ૨-૧૨-૦ | ૧૯૧૮ | „ „ |
| ૨૪ | રાજા દેવીદાસ | ૨-૮-૦ | ૧૯૧૯ | પોતે. |
| ૨૫ | ભેદી શાહજાદી ભા. ૧ | ૧-૧૨-૦ | ૧૯૧૯ | નીજામખાન નૂરખાન |
| ૨૬ | „ „ ભા. ૨ | ૨-૦-૦ | ૧૦૧૯ | „ |
| ૨૭ | અરબનો ઇતિહાસ ભા. ૨ | ૩-૮-૦ | ૧૯૧૯ | „ |
| ૨૮ | કરૂણાકુમારી. | ૩-૮-૦ | ૧૯૧૯ | જી. અ. મહેતા. |
| ૨૯ | શોકસિન્ધુ. | ૨-૪-૦ | ૧૯૧૯ | ( છપાવાનું બાકી છે.) |

---

**ગુલામી વહેપાર ( બે ભાગ )** અમેરીકા ખંડની ગુલામગીરીનું હૃદય દ્રાવક ને સાચું ચિત્ર આ પુસ્તકમાં આપેલું છે. તેમાંની કેટલીક બાબતો તો લેખક વિદુષી બાઈએ પોતાની આંખોથી જોયેલી છે. આ પુસ્તક પ્રકટ થયા પછી પ્રથમ આવૃત્તિમાં કેવળ અમેરિકામાંજ તેની ૩૧૩૦૦૦ નકલો વેચાઇ ગઇ હતી, અને ત્યાર પછી દશ વર્ષમાં તેની ઓછામાં ઓછી ૧૮૦૦ આવૃત્તિઓ નીકળી ચુકી છે. આવી **જગપ્રસિદ્ધ, લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપૂર નવલકથા દરેક મનુષ્યે અવશ્ય વાંચવા લાયક છે. દરેક ભાગની કિં રૂ. ૧-૮-૦**

**ઇન્દુકલા** પ્રો. એડનની વાર્તાનું ભાષાન્તર કર્તા નલીનકાન્ત ન. દ્વિવેદીઆ કિં. દસ આના.

**નૂરજહાંન** સેંટ નિહાલસિંગની વાર્તાનું ભાષાન્તર કર્તા નલીનકાન્ત ન. દ્વિવેદીઆ કિં. બાર આના.

**કથામંજરી ભાગ ૧ લો** રા. બ. રમણભાઈ, છ. હ. પંડ્યા, ઇંદુલાલ કે. યાજ્ઞિક, સ્વ. રણજીતરામ, મહાદેવભાઇ દેસાઇ, સૌ. શારદા મહેતા તથા બીજા ચાલુ વિદ્વાન્ લેખકોની વિશેષે કરીને સ્નેહના વિવિધ દર્શનોની વાતોનો આ નવીન સંગ્રહ છે. કિં. રૂ. ૨-૮-૦.

**લીલા યાને જ્ઞાતિતંત્ર** ગુજરાતમાં ચાલતા જ્ઞાતિઓના જુલમની ચર્ચા સાથે-સાથેની સામાજીક સ્વતંત્ર નવીન નવલકથા લેખક અંબાશંકર તુળશીદાસ દવે; બી. એ. સોનેરી પાકું પુંઠું. કિં. રૂ. ૨-૦-૦.

**સંસારી કે સંન્યાસી?** નવીન સામાજીક નવલકથા લેખક દલપતરામ ભાઇશંકર રાવળ પાકું સોનેરી નામનું પુંઠું. ૧-૮-૦.

**પ્રતાપસિંહ** ઉદેપુરના વીર શ્રેષ્ટ મહારાણાની ઐતિહાસીક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કિં રૂ. દોઢ

## વીર રમણી—ચંદા

ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા કિં. રૂ. દોઢ. આમાં ચારસો વર્ષ ઉપર સુરજનસિંહ લોભને વશ થઇ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો રણથંભોરનો અજીત કીલ્લો શત્રુને સોંપી દેવાનો વિચાર કર્યો ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે સતી થઇ હતી તેનો વીરરસથી ભરપુર ચિતાર છે.

## વિપિન

સામાજીક નવલકથા કિં. રૂ. દોઢ.
વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમનાં ખોટાં ટાયલાંનો આમાં અંશ નથી પરંતુ સ્ત્રી પુરુષ કે બાળક સર્વ સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઇ સારો પાઠ ઘડો મેળવે તેવી બોધક સાથે રસીલી નવલકથા છે.

## ધર્મનો જય.

(વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની ઐતિહાસિક નવલકથા.)
રોયલ ૧૬ પેજી પૃષ્ટ ૨૨૫ પુંઠું પાકું ને સોનેરી કિં. રૂ. સવા.

## હાસ્યમંદિર.

લખનાર—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ તથા સૌ. વિદ્યાગૌરી રમણભાઇ; બી. એ. કિંમત રૂ. ૧-૧૨-૦.

## પાપ અને પશ્ચાત્તાપ.

ભાગ ૧ લો—પાપનું સ્વરૂપ. ભાગ ૨ જો—પશ્ચાતાપનોમાર્ગ.
( સામાજીક ઉત્તમ નવલકથા કિં. રૂ. બે ).

## તપસ્વિની નાટક.

સતીત્વનું પ્રાબલ્ય તથા મહાત્મ્ય દર્શક ત્રણ અંકી નાટક. કિં. દસ આના.

લગભગ પડતર કિંમતેજ ઉપયોગી પુસ્તકો જોઈતાં હોય તો ગ્રાહક થઇ તરત લાભ લો. છઠું વર્ષ ૧૯૨૦ ના જાન્યુઆરીથી શરૂ થયું છે.

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

## ગ્રાહકો માટેના નિયમો.

૧. પ્રવેશ ફીના આઠ આના મળેથી ગ્રાહક તરીકે નામ નોંધાશે.

૨. ગ્રાહકને આ માળાનાં તે ગ્રાહક થયા પછીનાં તમામ પુસ્તકો અર્ધી કીંમતે આપવામાં આવશે, ને તે લેવા બંધાયેલા ગણાશે.

૩ વર્ષની અધવચ થનારા ગ્રાહકને તે વર્ષની શરૂઆતથી ગ્રાહક તરીકે નોંધવામાં આવશે. ને તે વર્ષનાં બહાર પડેલાં પુસ્તકોમાંનાં જે શિલકે હશે તે બધાં તેને વી. પી. પોસ્ટથી મોકલવામાં આવશે.

૪ આ પુસ્તકમાળાનાં પુસ્તકો તૈયાર થયેથી ગ્રાહકોને વી. પી. પોસ્ટથી મોકલવામાં આવશે. વી. પી. પોસ્ટેજ ગ્રાહકને શીર છે.

૫ કોઈ ગ્રાહક પુસ્તકનું વી. પી. ન રાખતા પાછું વાળશે તો તેની પ્રવેશ ફીના આઠ આના ઉપર તેનો હક રહેશે નહિ ને તેની ફી "ફારફીટ" કરી એનું નામ ગ્રાહકમાંથી કમી કરવામાં આવશે.

૬ પાછલા વર્ષોનાં સીલીકે હશે તે પુસ્તકોની એકેક નકલ નવા ગ્રાહકને ચાલુ કીમતની પોણી કીમતે જોઇશે તો મળશે.

ગ્રાહક થવા તથા વધુ માહિતી સારૂ નીચેના શરનામે લખો:-

**જીવનલાલ અમરશી મહેતા,**

મેનેજર—પીરમશાહરોડ; અમદાવાદ.

ૐ तत्सत् परमात्मने नमः

# કરુણાકુમારી.



## પ્રકરણ ૧ લું



### પ્રમોદ-ઉદ્યાન.



વસન્ત વીતી ગયો હતો, કાંચનની રક્તિમ આભાથી વનરાશિ [illegible]એ ઝગહળી ઉઠ્યો હતો. ગ્રીષ્મઋતુની એક સંધ્યા સમયે પ્રમોદ-ઉદ્યાનમાં સરોવરના ઘાટપરના સફેદ સંગેમરમરના પગથિયાંપર એક રમણી બેઠી હતી. સરોવરની સપાટીપર નાના પ્રકારનાં કમળ ખીલી ઉઠયાં હતાં, હંસનું એક નાનું ટોળું તરતું ફરતું હતું. રમણી સરોવરના સ્વચ્છ જળમાં બન્ને શ્વેત સુકોમળ ચરણોને ડૂબાડીને હંસ-હંસીની જલક્રીડા જોઈ રહી હતી. ઘાટની ઉપર એક વિશાળ ફણસ વૃક્ષની છાયા આવીને પડતી હતી અને એ છાયા તળે જ એ રમણી બેઠી હતી. ફણસની શાખાઓ અને પત્રોમાંથી પ્રથમ ગ્રીષ્મનાં પ્રખર સૂર્ય-કિરણો આવીને તેના સુન્દર મુખપર પડતાં હતાં અને શુભ્ર લલાટ નાનાં નાનાં પ્રસ્વેદ બિન્દુઓથી પરિપૂર્ણ થઇ ગયું હતું.

ઘાટપર એક માધવી લતાની કુંજ હતી, તે કુંજની સુશીતલ

છાયા તળે કઠિન કિન્તુ શીતળ ભૂમિ શય્યાપર શયન કરીને પરિચારિકા ઊંઘતી હતી. મયૂરપુચ્છનો બનાવેલો વીંજણો અને રૂપાના હાથાવાળું ચમર તેના હાથમાંથી સરીને ભૂમિપર ઢળી પડયું હતું. એ સમયે અન્ય એક પરિચારિકાએ એકદમ માધવી કુંજમાં પ્રવેશ કર્યો અને આમતેમ જોઇને આખરે તે ભૂમિપર સૂતેલી પ્રથમ પરિચારિકાને જોઈ શકી. તેણે તેની પાસે જઇ તેનો હાથ ઝાલી ઊઠાડી. તે ગભરાટથી ઉઠી વ્યજન તથા ચમર લઇને વાયુ ઢોળવાને તૈયાર થઇ. એ જોઈને નવી આવનાર દાસી હસી પડી તથા બોલી કેઃ– "કોને વાયુ ઢોળતી હતી?"

ત્યારે બીજી પરિચારિકાએ પૂછ્યું કેઃ–"દેવી કયાં છે?"

પહેલીએ કહ્યુંઃ–"કોણ જાણે, હમણાં થોડીવાર પહેલાં અહીં જ હતાં."

"જલ્દી શોધીને બહાર લાવ, પ્રભુ પધારે છે."

"કયાંથી શોધી લાવું? મહાબલાધિકૃતનું આ પ્રમોદ–ઉદ્યાન શું એવું નાનુંસૂનું સ્થાન છે કે, નિમેષમાં જ શોધી લાવું?"

બીજી દાસીએ કહ્યુંઃ–"તું ઉઠીને જો તો ખરી, બોલવું બંધ કર. હમણાંજ પ્રભુ આવી પહોંચશે. દેવી સરોવરના ઘાટપર તો નથી ગયાં ને?"

પ્રથમ પરિચારિકા માધવી કુંજની શીતલ છાયાનો પરિત્યાગ કરીને મત્સ્ય દેશના શ્વેત આરસવાળા ઘાટ તરફ ચાલવા લાગી. તે થોડેક દૂર ગયા પછી જોઇ શકી કે, તેની પ્રભુપત્ની પુષ્કરિણીના જળમાં લાક્ષારસના રંગથી રંગાયલા બન્ને પગ બોળીને હંસમિથુનની જળક્રીડા જોઇ રહી છે. તેને જોઇને બીજી પરિચારિકા બોલી ઉઠીઃ– "દેવિ! સત્વર ઉઠી આવો, પ્રભુ આપને શોધવા આવે છે."

જે ઘાટપર બેઠી હતી, તેણે તેના તરફ મુખ ફેરવીને કહ્યું કે:-"તારા પ્રભુ ભલે ને આવે, હું શા માટે ઉઠી જાઉં? માર્ગ ખુલ્લો પડ્યો છે, ઘાટપર જગા પણ પુષ્કળ પડી છે; તેઓ આવે, બેસે અથવા ઉભા રહે, જેમ ઇચ્છામાં આવે તેમ કરે, હું શા માટે ઉઠી જાઉં?"

પરિચારિકાએ સહજ શરમાઇને કહ્યું:-"દેવી ક્યારે કેવી રીતે રહે છે, તે કેવળ દેવતા જ જાણી શકે છે. પ્રભુ ક્યાં સુધી આવ્યા છે, તે જરા જોઇ આવું." પરિચારિકાએ આમ કહી પ્રસ્થાન કર્યું. પ્રથમ પરિચારિકાએ ત્યારે સુવર્ણજડિત રજતમય પાનની પેટીને પ્રભુપત્નીની પાસે મૂકી વ્યજનીવડે વાયુ ઢોળવા માંડ્યો. એ સમયે બીજી દાસીએ હાંફતી હાંફતી દોડી આવીને કહ્યું કે:-"દેવિ! સત્વર આવો! પ્રભુ માધવીકુંજના દ્વારપર આવી પહોંચ્યા છે."

રમણીએ ફરીવાર હસીને કહ્યું:-"ભલેને આવે, હું શું કુંજના દ્વાર બંધ કરીને બેઠી છું?"

"ઓ મા! ખરેખર નહિ જ ઊઠો?"

"ના."

એ સમયે માધવીકુંજની નીચે, ઘાટના સર્વથી ઉંચા સોપાન પર ઉભીને એક ગૌરવર્ણ યુવકે કહ્યું કે:-"વનદેવી શું હવે જળદેવી થઈ છે?" રમણીએ તેના તરફ ફરી બેસીને કહ્યું:-"હા, મારો પરમ ભક્ત અત્યાર સુધી મારી પાસે નહોતો; એથી મનમાં સુખ નહોતું."

યુવકે ગળામાં ખેસ નાખી હાથ જોડી! હસતા મુખથી કહ્યું કે:-"દેવી! પ્રસન્ન થા, દીન અધમાધમ ભક્તના અપરાધની ક્ષમા કર. પ્રભુના કાર્યમાં રોકાયો હતો, એથી દેવસેવામાં વિલંબ થયો છે."

"ત્યારે હવે દેવસેવાનું કામ નથી, પ્રભુનું કાર્ય કરવા પાછા ચાલ્યા જાઓ."

"અપરાધ ક્ષમા કર, હું એનું યોગ્ય પ્રાયશ્ચિત કરીશ."

"હવે પ્રાયશ્ચિતની જરૂર નથી."

યુવક ઘાટના સર્વથી નીચેના પગથિયાંપર ઉતરી આવી ઘુંટણુમંડીએ બેસી બન્ને હાથ જોડી બોલ્યો:–"દેવી મામ્ પ્રસીદ." રમણી લજ્જાથી રક્તવર્ણ થઈ તેનો હાથ તાણી બોલી:–"શું કરો છો?" બન્ને પરિચારિકાઓએ તરત જ પલાયન કર્યું. યુવક આકર્ષિત થઈ રમણીની બાજૂમાં આવી બેઠો.

રમણી યુવતી હતી. તેનું યૌવન વર્ષાની નદીની પેઠે પૂર્ણ હતું, તે અસામાન્ય સુંદરી હતી. તેનો રંગ કુંદન સમાન શુભ્ર હતો. શરીરનું બંધારણ ચિત્રની પેઠે દોષશૂન્ય અને અતિ મનોહર હતું. કેશજાળ ભ્રમરના જેવો કૃષ્ણ હતો. બન્ને ચક્ષુઓ નીલ હતાં. ગાલ અને બન્ને હોઠ સ્વાભાવિક જ લાલાશવાળા હતા. તેના અંગપર બહુ મૂલ્ય શ્વેત રેશમી વસ્ત્ર હતાં, આખા શરીરપર હીરાજડિત અલંકાર હતા. તેનું વય અઢાર વર્ષથી વિશેષ નહોતું. યુવકનો દેહ સુગઠિત હતો, તેનો વર્ણ ઉજ્જવલ અને ગૌર હતો. પોશાકમાં સફેદ બંગદેશીય વસ્ત્રો, કાનમાં કુંડળ, હાથમાં વલય અને મસ્તકપર સુવર્ણ તથા હીરાજડિત ઉષ્ણીષ (પાઘડી) હતું.

સ્વામી આવીને પાસે બેસવાથી યુવતીએ સ્નેહ કરીને કહ્યું, કે:–"નૌકા લાવવાનું કહો, ચાલો જરા ફરી આવીએ." યુવક એનો કશો જવાબ ન આપતાં એક ઊંડો નિશ્વાસ મૂકી ચિંતામાં ગુંથાઇ ગયો. એ જોઇને પત્નીએ ક્ષુણ્ણ મનથી કહ્યું કે:–"શું વિચાર કરો છો, રાઢદેશના રાજકાર્યનો? ત્યારે નૌકાવિહાર કરવા નહિ આવો?",

યુવક પહેલાંની પેઠે મૌન ધારી બેસી રહ્યો. યુવતીએ તેનો હાથ ખેંચીને કહ્યું કેઃ-" જો અહીં પણ રાજકાર્યની ચિંતા કરશો, તો પછી ઉદ્યાનમાં આવ્યા છો, શા માટે, ગૌડમાં રહ્યા હોત તો પણ ચાલી શકત ?" યુવકે મલિન મુખથી કહ્યુંઃ-" ના કરુણ, ઘણા જ માઠા સમાચાર આવ્યા છે."

" બંગાળામાં પ્રજાએ બળવો મચાવ્યો છે કે બુદ્ધોનો વિગ્રહ ઉપસ્થિત થયો છે?" " કરુણા, મશ્કરી નથી. જો ખરેખર તેમજ બન્યું હશે, તો એના જેવા બીજા એક પણ માઠા સમાચાર ગણાશે નહિ." " ત્યારે શું બન્યું છે, કહોને, કહેતા કેમ નથી?" " મહારાજાધિરાજે વૃદ્ધાવસ્થામાં એક બાલિકાની સાથે લગ્ન કર્યા છે." " પુરુષને માટે એ વિષયમાં તમને નવાઇ શા લાગે છે? કોઇક દિવસ તમે પણ તેમ જ કરશો." " ના કરુણા! મહારાજાધિરાજે કેવળ તે બાલિકાની સાથે લગ્ન કર્યા છે, એટલું જ નથી, પણ તેઓ તેને પોતાની રાજ્ઞી કરવાના છે, એવો કુમારે મને એક પત્ર લખ્યો છે." " ત્યારે શું મહાદેવીનું મૃત્યુ થયું છે?" " ના મૃત્યુ થયું હોત; તો સારું થાત. તેમને બદલે એ બાલિકા આર્યાવર્તની પટમહાદેવી થશે." " એવું તે શું કદાપિ બનતું હશે કે? ગુપ્તવંશમાં કદાપિ એવો બનાવ બન્યો નથી." " અસંભવ, સંભવ થયું છે, કરુણ! કુમારે મને યાદ કર્યો છે. માટે હમણાં જ મારે પાટલિપુત્ર જવું પડશે. ચાલ નગરમાં ચાલ્યાં જઇએ. પણ હવે પાછું કેટલા દિવસ પછી તારૂં આ કમળ જેવું કોમળ મુખ જોઈ શકીશ, વારૂ કરુણાકુમારી!"

" હંમેશાં." " એમ તે થતું હશે કે?" " ક્યા મ્હોં બળ્યા આંધળાએ તમને ગુપ્ત સામ્રાજ્યના મહાબલાધિકૃત કર્યા હતા? હું કહું છું કે તમારાં આ આકર્ણ વિસ્તૃત નયનો સર્વદા આ દાસીનું

મુખ જોઇને દુઃખી થશે." "તારા કહેવાનો અર્થ સમજી શકતો નથી." "સદા સર્વદા મારૂં આ દગ્ધ વદન તમારી નજરે પડશે." "કેવી રીતે?" "સાથે લઈ જવાથી." "તું શું પાટલિપુત્ર આ-વીશ?" "અવશ્ય આવીશ." "કેમ?" "અનેક કારણો છે. પ્રથમ કારણ એછે કે, વિશ્વાસઘાતક, મિથ્યાવાદી અને નિર્બળ મનના પુરુષોને એકલા છોડી શકાય નહિ, બીજું-ઘણા દિવસ થયાં રાજધાની જોઇ નથી, ત્રીજું-વિરહ, અત્યંત અસહ્ય થઇ પડે તેમ છે, ચોથું-જ્યો-તિષનું વચન છે."

"જ્યોતિષીનું વચન શું છે?"

"જ્યોતિષીએ ગણના કરીને કહ્યું છે કે, બે ત્રણ વરસમાં મારા ભાગ્યમાં વિરહની વેદના સહેવાનું લખ્યું નથી."

"એમ કેમ કરુણ, તું હમણાં શી રીતે પાટલિપુત્ર આવી શકીશ?"

"કેમ, પાલખીમાં?"

"કુમારે મને જેટલી બની શકે તેટલી ઉતાવળથી રાજધાનીમાં આવવાનું કહ્યું છે, માટે હું અશ્વારોહણથી જઇશ, શું તારી પાલખી એટલી ઉતાવળી ચાલી શકશે ખરી કે?" "ત્યારે રથમાં આવીશ. લગ્ન પછી પાટલિપુત્રથી રથદ્વારા ચાર દિવસમાં જ ગૌડમાં આવ્યાં હતાં, એ વાત યાદ છે કે?"

એ સમયે ઘાટપરથી કોઈ બોલી ઊઠ્યું કેઃ-"હા, ખુબ યાદ છે, રથમાં બેસી જીવની આશા છોડી પલાયન કર્યું હતું, એ વાત કેમ યાદ ન હોય? વહુરાણિ! તમારા સહચરના ઉદરમાં વિષમક્ષુધા વ્યાપી છે, છતાં આંખોમાં લજ્જા ભરેલી છે. તમે અવશ્ય રાજધાની જજો, નહિ જાઓ, તો હું ભૂખનો માર્યો દેહત્યાગ કરીશ. હું રથ લઈ આવું કે?"

યુવતીએ મુખપર અવગુંઠન તાણી લીધું, યુવક દૂર સરી બેઠો, અને કાળા રંગના જાડા શરીરવાળો એક ટાલિયો બ્રાહ્મણ માધવી કુંજના દ્વારપર આવી ઉભો રહ્યો. યુવકે પૂછ્યું:-"ઋષભ! તમે ક્યાં હતા?" "કેમ, તમારી પાછળ પાછળ." "એ શું, તમારૂં આ વરવપુ મારી પાછળ પાછળ આવે છે; એ હું કેમ ન જાણી શક્યો?" "શી રીતે જાણી શકો? જ્યારે ભાનુમિત્ર મહાબલાધિકૃત છે, ત્યારે તેને ચક્ષુ છે, કાન છે, નાક છે, જિહ્વા છે, સ્પર્શ છે, અને—"

યુવતીએ પૂછ્યું:-"અને શું મહારાજ?" "અને જ્યારે આ લાલ કોમળ પદપલ્લવોનો એકનિષ્ટ સેવક દેવીની ચિંતા કરતો કરતો રસ્તે ચાલે છે, ત્યારે તે માત્ર પંચેન્દ્રિય વિહીન પિંડજ છે"

લજ્જાથી કરુણાકુમારીનું મુખ ફરીવાર લાલ થઇ ઊઠયું, તેણે મસ્તકના અવગુંઠનને ખેંચી લીધું. ભાનુમિત્રે પૂછ્યું:-"ઋષભ, આજના દિવસના આહારની ક્રિયા તો સમાપ્ત થઇ છે, છતાં એકાએક સાંઝના સમયે મારી પાછળ શા માટે પડયા છો?" "મેં જોયું કે, પાટલિપુત્રથી સમ્રાટ અશ્વારોહી દૂત આવ્યો છે અને એ દૂત ગોડનગરના રાજમહાલયમાં ન રોકાતાં બારોબાર નગરની બહારના પ્રમોદ-ઉદ્યાનમાં આવી પહોંચ્યો છે, આથી મામલો અવશ્ય કાંઇક ગંભીર હોવો જોઇએ. એથી કદાચ વરસોનાં વરસો સુધી ફલાહારપર રહેવું પડશે અને નહિતો બિલ્કુલ ભૂખ્યા રહેવાનો પ્રસંગ પણ આવી લાગશે. એમ ધારીને મેં દૂતને પૂછપરછ કરી, પૂછપરછ કરતાં મને જણાયું કે, તે પરમેશ્વર પરમવૈષ્ણવ પરમભટ્ટારક યુવરાજ સ્કન્દ ગુપ્તદેવ તરફથી યુવરાજ મહાબલાધિકૃત ભાનુમિત્રની પાસે પત્ર લઇને આવ્યો છે. એટલા માટેજ હું તમારી પાછળ પાછળ આવ્યો હતો. પણ ભાઈ, શું યુવરાજના વિવાહ થવાના છે?" "ના, ભાઇ!

વિવાહ યુવરાજના નથી, સ્વયં મહારાજાધિરાજના છે. તેમની સાથે ગુપ્ત સામ્રાજ્યનું આદ્યશ્રાદ્ધ ઉપસ્થિત થયું છે." "પહેલાં સમાચાર ઘણા સારા છે, મહારાજાધિરાજ ઇચ્છામાં આવે તો હજાર લગ્ન કરી શકે છે, તેમાં બ્રાહ્મણ-સમાજનું ઘણુંજ કલ્યાણ સમાયલું છે, હમેશાં બ્રાહ્મણ ભોજન થવાનો સંભવ રહે છે. તેમને તો કાંઇ સમાજનો ભય નથી. પણ તેમ છતાં છેલ્લી વાત શી કહી હતી વારૂ ?" "મહા- રાજાધિરાજના વિવાહની સાથે ગુપ્ત-સામ્રાજ્યનું આદ્યશ્રાદ્ધ ઉપસ્થિત થયું છે." એમાં તમને શી નવાઈ લાગે છે ?" "ઋષભ, હું મશ્કરી કરી કહેતો નથી, ખરેખર ગજબ થયો છે! એટલા માટેજ કુમારે મને સત્વર પાટલિપુત્ર જવાની આજ્ઞા કરી છે."

"ત્યારે ફળાહારની આશા વૃથા જશે ?" મોટી મુશ્કેલી આવી પડી છે, ભાઈ! મારે હમણાંને હમણાંજ રવાના થવું પડશે." "હું ક્યાં જઇશ?" "તમે શા માટે જશો ?" "વહુરાણીના ચાલ્યા જવાથી હમેશાં રાજભોગ કોણ મેળવી આપશે.?" "ત્યારે શું, કરુણા ખરે- ખર મારી સાથે આવશે ?" "અવશ્ય, તેના સિવાય તમારાથી જઇ શકાશે નહિ."

યુવતીએ અવગુંઠનમાંથી કહ્યું:-"ખરેખર હું સાથે આવીશ, હું કદાપિ અહીં રહીશ નહિ." ભાનુમિત્રે કહ્યું:-ત્યારે રથ લાવવાની આજ્ઞા કરૂં ?" કરુણાદેવીએ માથું નમાવીને સમ્મતિ દર્શાવી. બ્રાહ્મણે ફરીવાર પૂછ્યું:-"હું ક્યાં જાઉં ?" ભાનુમિત્રે કહ્યું:-"રથમાં એસી મારી સાથે ચાલો." ઋષભે કહ્યું:-"ભાઈ, બ્રહ્મહત્યા કરશો નહિ." ભાનુ-"કેમ ?" ઋષભ:-"રથમાં એસી સેંકડો ગાઉ ચાલવાથી અવશ્ય મારૂં મરણજ થશે." ભાનુ-"ત્યારે કેવી રીતે આવશો ?"

ઋષભઃ-" કેમ, હાથીપર બેસી અથવા પાલખીમાં બેસીને હું ઘણાજ આનંદથી આવી શકીશ."

કરુણાએ કહ્યુંઃ-" મહારાજ, રસ્તામાં તમને ખડાવશે કોણ?" ઋષભઃ-" કેમ, વહુરાણી, તમે ?" કરુણાએ કહ્યુંઃ-" હું તો રથમાં બેસી આગળ ચાલી જઈશ ?"

ઋષભે કહ્યુંઃ-" ત્યારે શું થશે ? હું પણ રથમાંજ આવીશ. શંકર મંગલ કરો.

રથ આવ્યો, સહુ ઉદ્યાન છોડી રથમાં બેસી નગર તરફ ચાલ્યાં.

---

## પ્રકરણ ૨ જું

---

### દામોદર શર્મા

પાટલિપુત્ર હજી સુધી ઉત્તરાપથની રાજધાની હતું. ગંગા અને શોણ નદીના સંગમમાં આવેલું વિશાળ નગર હજી સુધી સમૃદ્ધિશાલી હતું. સમુદ્રગુપ્તનો પૌત્ર કુમારગુપ્ત ત્યારે વિસ્તૃતગુપ્ત સામ્રાજ્યનો સ્વામી હતો, સમુદ્રથી સમુદ્ર અને હિમાચલની કુમારિકા સુધી તેનું વિશાળ સામ્રાજ્ય સુશાન્તિ હતું અને સર્વથી શાંતિમય તથા સમૃદ્ધ ગણાતું હતું. સમુદ્રગુપ્તના મૃત્યુ પછી અર્ધી સદી વીતી ગઇ હતી, હમણાં આર્યાવર્તમાં અને દાક્ષિણાત્યમાં સર્વત્ર ગુપ્તવંશના રાજાઓનો પ્રભાવ પ્રબળ થઇ પડયો હતો. ચંદ્રગુપ્તના લાંબા રાજત્વના અવસાન સમયે કુમારગુપ્ત પ્રૌઢવયે સિંહાસન પર આરૂઢ થયો હતો. કુમારગુપ્તને સમ્રાટ્ પદની પદવી પ્રાપ્ત

થયા પછી થોડા સમય પછી ઇ. સનની પાંચમી સદીની શરૂઆતથી આપણી આ વાર્તાનો આરંભ થાય છે. કુમાર ગુપ્તનો વડો પુત્ર સ્કન્દ ગુપ્ત ત્યારે સામ્રાજ્યનો ઉત્તરાધિકારી હતો, તેનો નાનો ભાઈ મહારાજ પુત્ર ગોવિન્દ ગુપ્ત શક રાજ્યનો મંડળેશ્વર હતો, બીજા ચંદ્રગુપ્તનો મંત્રી દામોદર શર્મા, મહાબલાધિકૃત અગ્નિગુપ્ત મહાદંડ નાયક રામગુપ્ત અને મહાધર્માધિકૃત દેવગુપ્ત ત્યારે પોત-પોતાના પદ પર પ્રતિષ્ઠિત હતા.

એ સમયે પાટલિપુત્રના છેડા પર આવેલા વિશાળ ઉદ્યાન-માંની એક વિસ્તૃત ઇમારતના એક નાના ઓરડામાં, શય્યા પર બેસી એક વૃદ્ધ ચિંતા કરી રહ્યો હતો. વૃદ્ધની ઉમ્મર સીત્તેર વર્ષથી વિશેષ હતી, મસ્તક કેશશૂન્ય હતું, એમ કહેવામાં આવે તો પણ ચાલી શકે તેમ હતું. જે બે ચાર કેશ હતા, તે પણ રૂપાના જેવા સફેદ હતા. વૃદ્ધ હથેળી પર મસ્તક મૂકી ગંભીર ચિંતામાં ગુંથાઇ ગયો હતો. ઓરડાની બહાર પ્રહરીઓ અને દરબારીઓ ભય સહિત ઉભા હતા. વિશાળ ઇમારત નીરવ નિસ્તબ્ધ જણાતી હતી. દાસ દાસીઓ ચૂપ-ચાપ ધીમા પગલાં ભરતાં આવજાવ કરતાં હતાં. અન્તઃપુરમાં મહિ-લાઓ રડતાં બાળકોનાં મ્હોં પર હાથ મૂકી ઓરડામાં દોડાદોડી કરી રહી હતી. કેટલાક દિવસ થયાં મહામંત્રી દામોદર શર્મા કોઇ પણ પ્રકારનો શબ્દ સહન કરી શકતો નહોતો. તે કેટલાક દિવસ થયાં આહાર નિદ્રાનો ત્યાગ કરીને એક મનથી ચિંતા કર્યા કરતો હતો. થોડી વાર પછી મહામંત્રીએ તાળી વગાડી એક અનુચરને બોલાવ્યો. તાળીનો અવાજ સાંભળતાંજ એક દૌવારિકે નીચા નમી ઓરડામાં પ્રવેશ કર્યો. મહામંત્રીએ તેને પૂછ્યું કેઃ—" જાલંધરથી

કોઈ દૂત આવ્યો છે કે ?" દૌવારિકે કહ્યું:–"ના." મહા મંત્રીએ મલિન મુખે કહ્યું:–"સારૂં, જા." દૌવારિક ચાલ્યો ગયો.

અર્ધા પ્રહર પછી મહામંત્રીના ગૃહ પાસે એક રથ આવી થોભ્યો, એક અસ્ત્રીધારી પ્રૌઢ રથમાંથી ઉતરીને ગૃહમાં દાખલ થયો. દરબારીઓ અને પ્રહરીઓ તેનો સન્માન સહિત સત્કાર કરીને ઇમારતના બીજા માળના એક નાના ઓરડામાં તેને લઈ ગયા. તેને જોઇને વૃદ્ધ મંત્રીનું મુખ કાંઇક પ્રસન્ન થયું. તેણે કહ્યું:–"અગ્નિ! આટલો બધો વિલંબ કેમ થયો?" પ્રૌઢે વૃદ્ધની ચરણરજ લઇને કહ્યું:–"દેવ! મહાકુમાર મહારાજપુત્ર આવ્યા છે કે નહિ, તેના સમાચાર લેતો હતો. શું તેઓ હજી આવ્યા નથી?" વૃદ્ધે કહ્યું:–"ના, અગ્નિ! ગોવિંદ હજી સુધી આવ્યો નથી. સમુદ્રગુપ્તના સામ્રાજ્યની શેષ દશા આવી લાગી છે. જો તેમ ન હોય, તો ચંદ્રગુપ્તનો એક પુત્ર પટમહાદેવી–પટરાણીને પદભ્રષ્ટ કરીને તેમના પદપર નટની કન્યાને સ્થાપિત કરવા ચાહે અને બીજો પુત્ર એ સંવાદ સાંભળીને ચૂપચાપ જાલંધરમાં બેસી રહે–" રોષ અને ક્ષોભથી વૃદ્ધ મંત્રીનો કંઠ રૂંધાઇ ગયો. ગુપ્ત સામ્રાજ્યનો મહાબલાધિકૃત અગ્નિગુપ્ત પલંગ પર જઇ બેઠો.

દામોદર શર્માએ થોડીવાર પછી કહ્યું કે:–"અગ્નિ! સ્કન્દ ક્યાં છે? તેના આવવામાં વિલંબ કેમ થાય છે? રામગુપ્ત પણ આવ્યો નથી." તેની વાત પૂરી થતાં પહેલાં એક દરબારીએ બંધ દ્વારની બહાર ઉભીને ધીમા અવાજથી કહ્યું કે:–"દેવ! યુવરાજ ભટ્ટારક દ્વારપર આવી ઉભા છે" વૃદ્ધે આસન છોડયા વિનાજ કહ્યું કે:–"કોણ, સ્કન્દ? અંદર આવવા દે." થોડીવારમાંજ એક દીર્ઘકાર ગૌરવર્ણ યુવક કક્ષમાં પ્રવેશ કરી પ્રથમ મહામંત્રીને તથા પછીથી મહાબલા-

ધિકૃતને પ્રણામ કરી ઉભો રહ્યો. દામોદર શર્માએ તેને પૂછ્યુંઃ-"સ્કન્દ, ગોવિંદના કાંઇ સમાચાર મળ્યા છે કે?" યુવરાજે કહ્યુંઃ-"ના, કશા પણ સમાચાર મળ્યા નથી. તેની તપાસમાં વારાણસી સુધી દૂત મોકલ્યો છે, તે પણ હજી પાછો આવ્યો નથી.

આવો ઉત્તર સાંભળી વૃદ્ધ ઉન્મત્તની પેઠે ઉઠી ઉભો થયો, તેના મસ્તકપરની પાઘડી છૂટી પડી, ખભાપરથી ખેસ પગતળે સેળાઇ પડયો. ઉંડા ઉંડો નિઃશ્વાસ મૂકતો વૃદ્ધ બોલી ઊઠ્યોઃ-"ત્યારે દામોદર દ્વારાજ આર્ય સમુદ્રગુપ્તની નીતિનો વ્યતિક્રમ થશે. એ અખંડનીય વિધિ-લિપિજ છે. સ્કન્દ, દામોદર સીત્તેર વર્ષની વયે નટનો દાસ થઈ શકશે નહિ; રંગાલયમાં નૃત્ય કરી શકશે નહિ. સ્કન્દ! હું વિદ્રોહી છું. હું દામોદર છું, સમુદ્રગુપ્તના અન્નથી પોષાયલો છું. એક સમયે ચંદ્રગુપ્તના ડાબા હાથ સમાન હતો, હું જ ચંદ્રગુપ્તના પુત્રને સિંહા-સનચ્યૂત કરીશ. તમે જો પિતૃદ્રોહી નહિ થાવ, ગોવિન્દ જો ભ્રાતૃ સિંહાસને બેસે, એમાં સમ્મત નહિ થાવ, તો આર્ય રાજ્યાસનને ઉપા-ડીને ગંગાના જળમાં ફેંકી દઇશ. સમુદ્રગુપ્તના પ્રાસાદમાં-" વૃદ્ધમંત્રીને આસન ત્યાગતો જોઇને સ્કંદગુપ્ત તથા અગ્નિગુપ્ત ઉભય ઉઠીને ઉભા થયા. સ્કંદગુપ્તે એ સમયે કહ્યું કેઃ-"પિતામહ, શું કહો છો, શાંત થાઓ, વૃદ્ધે કહ્યુંઃ-"સ્કંદ, તું હજી બાળક છે, સામ્રાજ્યનો શો સર્વનાશ થવા બેઠો છે, તે તું સમજતો નથી. કાલે નર્તકી ઇંદ્રલેખાની કન્યા સાથે ચંદ્રગુપ્તના પુત્ર સમુદ્રગુપ્તના પૌત્ર પરમેશ્વર પરમવૈષ્ણવ પરમ-માહેશ્વર મહારાજધિરાજ શ્રીમત્ કુમારગુપ્તનાં લગ્ન થશે. કાલે તારી માતા પટ્ટમહાદેવી સિંહાસન પરથી અવરોહણ કરશે, નટની તુચ્છ કન્યા એજ સિંહાસનપર આરૂઢ થશે, અને હું-હું દામોદર શર્મા-હું પત્થરની મૂર્ત્તિની પેઠે દૂર ઉભો ઉભો તે બધું જોયા કરીશ. અસંભવ

સ્કન્દ! મારા માટે એ અસંભવ છે, તારા માટે અસંભવ છે, અગ્નિગુપ્તને માટે અસંભવ છે, રામગુપ્તને માટે અસંભવ છે. અને સામ્રાજ્યના અશ્વારોહીત તથા પાયદળ સૈન્યને માટે પણ એ સર્વથા અસંભવિત છે. મારો એક માત્ર આધાર ગોવિંદજ હતો. કુમાર, જેને બચપણમાં ગોદમાં બેસાડી ફેરવ્યો છે, તેજ કુમારે મારા અનુરોધને માન્યો નહિ સર્વના અનુરોધની ઉપેક્ષા કરી, પરંતુ તે ગોવિંદના અનુરોધની ઉપેક્ષા કરી શક્યો નહિ. ગોવિંદ આવ્યો નહિ, ગોવિંદને લીધેજ આ સામ્રાજ્યનો સર્વનાશ થયો. ગોવિંદ, તારા મનમાં આવુંજ હતું!"

વૃદ્ધ મંત્રી થાકીને પલંગ પર બેસી ગયો. એ સમયે એક દરબારીએ રુદ્ધ દ્વારની બીજી બાજૂએ આવીને કહ્યું કેઃ-" મહાદંડનાયક રામગુપ્ત પધારે છે." તરતજ એક દીર્ઘાકાર શ્યામરંગના સફેદ પોશાકવાળા વૃદ્ધે ઓરડામાં પ્રવેશ કરી દામોદર શર્માને પ્રણામ કર્યા, સ્કંદગુપ્ત અને અગ્નિગુપ્તે તેને પ્રણામ કર્યા. વૃદ્ધ મહામંત્રીએ શુષ્કકંઠે વિકટ કરી કહ્યુંઃ-" રામ, ઉત્સવને માટે તૈયાર થયા છો ને? કાલે યુવરાજ સ્કંદગુપ્તની માતા સિંહાસનપરથી ભ્રષ્ટ થશે, વારંગના ઇંદ્રલેખાની, તુચ્છ વેશ્યાની કન્યા તે સિંહાસનપર આરૂઢ થશે. તમે કુમારગુપ્તની જાતિના છો કે પહેલા ચંદ્રગુપ્તના વંશમાં જન્મેલા છો?"

રામગુપ્ત આશ્ચર્ય પામીને કેટલીકવાર સુધી વૃદ્ધના મુખ તરફ જોઇ રહ્યો, ત્યાર પછી ધીમે ધીમે બોલ્યોઃ-" કાકા, ત્યારે શું વિવાહ થઇ ગયા છે?" "થયા નથી, કાલે થવાનાં છે. કોણ તેને અટકાવશે? ગોવિંદ તો હજી સુધી આવ્યો નથી." "હજી પણ સમય વીત્યો નથી." "સ્કન્દે વારાણસી કિંવા કાશી સુધી દૂત મોકલ્યો છે, પણ હજી સુધી આવ્યો નથી." "આજે છેલ્લો દિવસ છે, જો તેઓ કાલે

આવશે; તો હું ધારૂં છું કે, તેનું કશું પણ ફળ આવશે નહિ." "ના. કાલે ચંદ્રગુપ્તનો વૃદ્ધ પુત્ર યુવક બનશે, એથી તેનો સાક્ષાત્કાર થવાનો સંભવ રહેતો નથી. સંધ્યા સમયે લગ્ન થશે અને રાત્રિના પહેલા પ્રહોરે ઉત્સવ ઉજવાશે. ઉત્સવમાં જે નહિ જાય, તેને બીજે દિવસે પોતાની પદવી છોડી દેવી પડશે." "એવી શું મહારાજાધિરાજની આજ્ઞા છે.?" "આજ્ઞા હજી સુધી મંજૂર થઇ નથી, બહાર પણ પડી નથી." "એના પ્રચાર માટે શું મહારાજાએ આપને આજ્ઞા ફરમાવી હતી?" "ના, આજ્ઞા થશે એમ ધારીને મેં અધ્યક્ષજનોને તેનો પ્રચાર કરવા માટે તૈયાર થવાનું કહ્યું હતું." "કાકા, રોષમાં આવી આપે બીજી પણ કેટલીક આજ્ઞાઓ ફરમાવી હતી વારૂ?" "મશ્કરી માનતો નહિ રામ! બીજી પણ એક આજ્ઞા કરી હતી." "શી?" "સમ્રાટ્‌ને માટે કેટલીક વીણાઓ ખરીદી છે." સ્કન્દગુપ્ત હસીને બોલી ઊઠ્યોઃ–"પિતામહ શું સામ્રાજ્યનું કાર્ય છોડીને વીણાવાદનમાં દિવસો વીતાડશે?"

વૃદ્ધ મહામંત્રીએ મ્લાન હાસ્ય કરી કહ્યુંઃ–"ભાઈ, કેવળ મારેજ નહિ, અનેક મહાનાયક અને મહા માંડલિકોને વીણા વગાડી દિવસો ગુજારવા પડશે."

રામગુપ્તે કહ્યુંઃ–"દેવ, વીણા ખરીદવાનું કારણ હું સમજી શકતો નથી." અગ્નિગુપ્તે કહ્યુંઃ–"મહાશય શું કરવા બેઠા છે?" દામોદરે કહ્યુંઃ–"વખત આવ્યે બધું સમજી શકશો. અરે, કોઇ છે કે?" તરતજ એક દરબારી ઓરડામાં આવી પહોંચ્યો. વૃદ્ધે તેને પૂછ્યું કેઃ–"સંધ્યાને કેટલીક વાર છે?" દરબારીએ કહ્યુંઃ–"લગભગ બે દંડ જેટલી." "સારૂં, જા."

દરબારીએ સ્કંદગુપ્તને સંબોધીને કહ્યું કેઃ–"મહારાજ, એક

બખ્તરવાળો સૈનિક આપની વાટ જોતો રસ્તામાં ઉભો છે. મેં તેને તેનો પરિચય પૂછ્યો, પરંતુ તેણે માત્ર એટલુંજ જણાવ્યું કેઃ-" યુવ-રાજ બહાદુરને કહે કે, શંખ આવ્યો છે." સ્કંદે કહ્યુંઃ-" તેને અહીં લઇ આવ."

અગ્નિગુપ્તે પૂછ્યું-" શંખ કોણ છે યુવરાજ?" સેનાપતિ ભાનુમિત્ર." "અગ્નિમિત્રનો પુત્ર?" "હા." "તે તો ગોડમાં હતો ને?" "હા. તેને અહીં લાવવા માટે મેં દૂત મોકલ્યો હતો."

એ સમયે દરબારી ભાનુમિત્રને લઇને ફરીવાર ઓરડામાં દાખલ થયો. તેણે ખુલ્લી તલ્વારનો શિરસ્ત્રાણ (ફેંટા) સાથે સ્પર્શ કરી, યુવરાજ, મહામંત્રી, મહાબલાધિકૃત અને મહાદંડ નાયકને પ્રણામ કર્યો. રામગુપ્ત અને અગ્નિગુપ્તે ઉઠી ઉભા થઇ સ્હામા પ્રણામ કર્યા. દામોદર શર્માએ જમણો હાથ ઉંચો કરી આશીર્વાદ આપ્યો તથા યુવરાજને છાતી સાથે ભેટાડીને કહ્યુંઃ-" ભાનુ, ક્યારે આવ્યો? શિરસ્ત્રાણ ખોલી નાખ." ભાનુમિત્રે બખ્તર ખોલી કહ્યુંઃ-" હમ-ણાં જ ચાલ્યો આવું છું, રથ હજી રસ્તામાં જ ઉભો છે." "રથને લઈ જવાનું કહે." "રથમાં બીજાં માણસો છે." "તેમને મારા આવાસમાં મોકલાવી દે." તમારા આવાસમાં તેમને સ્થાન મળશે નહિ." "કેમ?" "પછી કહીશ." "ક્યારે?" ભાનુમિત્રે યુવ-રાજના કાનમાં ધીમા સ્વરે કહ્યુંઃ-" રથમાં કરુણા છે, તેને ક્યાં મોક-લીશું?" યુવરાજ બીજું કાંઇ પણ ન પૂછતાં માત્ર એટલું જ કહ્યુંઃ-" રથને માતાના આવાસમાં મોકલી આપ." ભાનુમિત્ર ઓરડામાંથી બહાર નીકળ્યો. દામોદર શર્માએ ઊંડો નિઃશ્વાસ મૂકી કહ્યુંઃ-" સાંભળો રામ, ચંદ્રગુપ્તની સેવામાં આખી જિન્દગી વીતાડીને છેવટે મારે વૃદ્ધ વયે વિદ્રોહ કરવો પડશે. કાલે સાંઝે દામોદર વિદ્રોહી થશે. જે મસ્તક

ધ્રુવ સ્વામિનીના સિંહાસન તળે અવનત થયું હતું તે ઇંદ્રલેખાની કન્યાના ચરણુ તળે રોળાવા દેવાશે નહિ.”

એ સમયે અગ્નિગુપ્ત બોલી ઊઠયોઃ–“દેવ! હું પ્રથમ કશો પણુ વિચાર કરી શકયો નહોતો કે; આપનો જે માર્ગ છે, તે માર્ગ અમારો પણુ છે. પણુ મહાદંડ નાયક શું કરશે?”

રામે કહ્યુંઃ–“અગ્નિ, હું વિવાહ સભામાં નહિ જાઉં, એવો જ મેં દૃઢ નિશ્ચય કર્યો છે.” દામોદરે કહ્યું:–“તો તેથી પદભ્રષ્ટ થશો.” રામે કહ્યુંઃ–“સારૂં, કાશીવાસ કરીશ.” દામેદરે કહ્યુંઃ–“હું તેમ કરી શકીશ નહિ. જેને લગ્ન કરી આણી છે, જેને સ્વહસ્તે સિંહાસનપર બેસાડી છે, તેને ઇંદ્રલેખાની કન્યા દ્વારા કદાપિ પદચ્યૂત થતી જોઇ શકીશ નહિ. અગ્નિ! હજી પણુ, જો ગોવિન્દ આવ્યો હોત તો?”
“હું આવ્યો છું.”

સહુએ વિસ્મયસહ જોયું કે, ઓરડાના દ્વારપર ઉજ્જવલ પોશાકવાળો એક પ્રૌઢ ઉભો ઉભો હસી રહ્યો છે.

---

## પ્રકરણ ૩ જું

---

### કુમારગુપ્તનો સસરો

સંધ્યા થઇ છે, પાટલિપુત્રના રાજમાર્ગો પર હજારો દીપક સળગી ઉઠયા છે. ગ્રીષ્મકાળ હોવાથી રાજમાર્ગોપરની દુકાનોનાં બારી બારણાં સુગંધી પુષ્પોથી બહેક બહેક થઇ રહ્યાં છે. નાનાં બાળકો રસ્તાપર પુષ્પ–માળા લઈ ફર્યા કરે છે, અને પાટલિપુત્રના શોખીન રહેવાસીઓ એ બાળકો પાસેથી જુઇ અને કુન્દ જેવાં અતિ સુગંધી

પુષ્પોની માળાઓ ખરીદે છે. ધીમે ધીમે રાજમાર્ગપર ભીડ જામવા લાગી. એક, બે અથવા ચાર ઘોડા જોડેલા રથોમાં વિચિત્ર વર્ણરંજિત રત્નથી મઢેલો પોશાક પહેરી ફુલની માળાથી રસ્તાને સુગંધીમય કરતા નગરવાસીઓ ફરવા નીકળવા લાગ્યા. જેઓને ગાડી-ઘોડા નહોતા, તેઓ પોતાથી બની શકે તેટલી ટાપટીપ કરી પગપાળા ફરવા લાગ્યા, રસ્તામાં જરાપણ જગા રહી નહિ.

રત્નવણિક કુલિક નિગમ ઝવેરી બઝારની પડખે થઇને એક સાંકડો રસ્તો જતો હતો, તે રસ્તાપર કેટલીક કલાલની દુકાનો હતી. દુકાનોમાં જૂદી જૂદી જાતનો કીંમતી દારૂ વેચાતો હતો, માટે સાધારણ માણસોનો એ બાજુએ અવરજવર થોડો હતો. સંધ્યા સમયે એક લાંબો ગોરો પુરૂષ કુલિક નિગમ રાજમાર્ગની પડખેના આ રસ્તાપર આવ્યો. તેની કેડના ભાગપર એક ફાટી ગયેલું મેલું લુગડું વીંટાળેલું હતું, પરંતુ તેના ખંભાપર અને માથાપર સુવર્ણ ખચિત બનારસી ઉત્તરીય અને કીંમતી લુગડાંની પાઘડી વિરાજતી હતી. થોડે દૂર ગયા પછી તે યુવકે એક વિશાળ દુકાનમાં પ્રવેશ કર્યો. દુકાનમાં બે ત્રણ નાના દીવા સળગતા હતા, સામેના ઉંચાં લાકડાંનાં આસનપર બેસી એક અતિશય જાડો અડદના જેવા રંગવાળો ડોસો પાન ચાવતો હતો. બેએક નોકરો તેની પાસે બેઠા બેઠા ડોલતા હતા. યુવક દુકાનમાં આવી પેલા ડોસાને કહેવા લાગ્યો. " અક્ષયનાગ, કેમ છે ? "

ઝાંખાં અજવાળાંમાં ડોસો તેને ઓળખી ન શક્યો, તેથી તેણે સામો પ્રશ્ન કર્યો " તું કોણ છે ? "

" હું ચંદ્રસેન છું. આટલા દિવસની ઓળખાણ શું ચાલી ગઇ ? " આગંતુકે જવાબ આપ્યો.

"ચંદ્રસેન! આટલા વખત પછી શું ધારીને આવ્યો છે? શું તારૂં દેવું એકી સાથે વાળી નાખવા માગે છે?"

"અક્ષય, મારી મોટી ભૂલ થઇ છે, તારૂં માગણું બહુ વખત થયાં દેવાયું નથી. પરંતુ હવે બે ત્રણ દિવસમાં તારૂં બધું લેણું હું અદા કરીશ. વારૂ, પણ કુલ હિસાબ કેટલો થાય છે?"

"ત્રણ વર્ષનું કરજ એકહજાર અગિયાર દીનાર અને છ દ્રમનું થાય છે."

"અક્ષય, તને ગયેલું નુકશાન વાળી દેવા માટે પરમ દિવસે સવારમાં હું તને બારસો દીનાર આપી જઇશ."

"ચંદ્રસેન, સાંભળ, તું બ્રાહ્મણ સંતાન છે, તારા બાપદાદાઓ હંમેશાં સામ્રાજ્યની સેવામાં મચેલા હતા. તારા વંશમાં કેવળ તુંજ આવી હલકી દશામાં જીવન ગાળે છે. ઇન્દ્રલેખાનાં મનને સંતોષવા માટે તેં તારૂં બધું ગુમાવ્યું છે, તારૂં બાપીકું ઘરપણ વેચાઇ ગયું છે. તોપણ પરમ દિવસે તું મારૂં દેવું વાળવા તૈયાર થયો છે, માટે પૂછું છું કે તેં આટલું ધન ક્યાંથી પેદા કર્યું? છેવટે શું ચોરીનો ધંધો સ્વીકાર્યો કે?"

યુવક વૃદ્ધ કલાલનાં વાક્યો સાંભળી ગુસ્સે થયો, પરંતુ પોતાનો ગુસ્સો અટકાવી કહેવા લાગ્યો, "અક્ષય, એ વાત લાંબી છે, કોઇક દિવસે અવકાશે એ બધું કહીશ, જ્યારે તને મહારાજ કુમારગુપ્તની મહોરાંવાળી બારસો મુદ્રા આપવા આવીશ, ત્યારે જ એ બધું કહીશ. હવે મારી દશા ફરી છે, નસીબે યારી આપી છે, અત્યારે મારે દસ શિશા ગૌડીય કાદમ્બરી (મદિરા) ની જરૂર છે—"

વૃદ્ધ કલાલ તેનું વાક્ય અટકાવી કહેવા લાગ્યો, "બાપુ, તારૂં નસીબ ફર્યું છે, એ સાંભળી હું ખુશી થયો છું. તું બ્રાહ્મણનો દીકરો

છે, હું હવે તને ઉધારે દારૂ આપવા ઇચ્છતો નથી, મારો ગુન્હો માફ કરજે. તું જો મારૂં દેવું વાળી શકે તો વાળી જજે "

" તું એટલું પણ સમજતો નથી કે આજે હું તારાપર દયા લાવીને જ તારી દુકાને આવ્યો છું. કાલથી તો આ ચંદ્રસેનને તું પાટલિપુત્રના માર્ગોપર પગપાળો ચાલતો જોઈશ નહિ. "

" તે ગમે તે હો, હું તને કંઇ પણ ઉધાર આપનાર નથી. અત્યાર સૂધીમાં ઘણું આપ્યું. "

" અક્ષય, સાંભળ, ગાંડાની માફક નકામો બકવાદ કર નહિ, અત્યારે દસ શિશા કાદમ્બનો દારૂ આપશે તો પરમ દિવસે બારસો દીનાર મળશે. કુમારગુપ્ત કાદમ્બ સિવાયના બીજા દારૂને અડકતો નથી. "

" કુમારગુપ્ત ! કુમારગુપ્ત કોણ ? "

" મારો ભવિષ્યનો જમાઇ " અહંકારથી યુવકે કહ્યું.

" ગાંડાની માફક શું બકે છે ? તારો તો વિવાહ પણ થયો નથી, તો પછી જમાઇ કેવો ? "

" વચમાં બોલ નહિ. ઇન્દ્રલેખા સાથે મારો સંબંધ કેવા પ્રકારનો છે, તે તું જાણે છે ? તેની સાથે મારો ગાન્ધર્વ-વિવાહ થઈ ગયેલ છે, માળાનો વિનિમય થઈ ગયેલ છે, માટે ઇન્દ્રલેખાની કન્યા તે વાસ્તવિક રીતે મારી જ કન્યા છે. કુમારગુપ્ત અનન્તાને માટે ગાંડો બની ગયો છે. કાલે સંધ્યાકાળ વખતે અનંતાની સાથે કુમારગુપ્તનો વિવાહ થનાર છે. કુમારગુપ્ત તે કયો ? પરમેશ્વર પરમભટ્ટારક પરમવૈષ્ણવ પરમમાહેશ્વર મહારાજાધિરાજ શ્રીમત્ કુમારગુપ્ત દેવપાદ. અનન્તાની સાથે વિવાહ થતાં જ એ કુમારગુપ્ત મારો જમાઇ થશે. કેવળ વિવાહ જ નહિ. પરંતુ વિવાહ થતાં જ અનન્તા પટ્ટરાણી થશે, સ્કન્દગુપ્તની માતાને એ પદપરથી દૂર કરવાનું વચન અત્યાર પહેલાં કુમારગુપ્ત આપી ચુકેલ છે.

વૃદ્ધ અક્ષયનાગ આ બધી વાત ગુપચુપપણે સાંભળી ગયો, ત્યારપછી ધીમે ધીમે કહેવા લાગ્યો. " શું કહે છે ચંદ્રસેન ? ઇન્દ્ર-લેખાની કન્યા સાથે મહારાજાધિરાજનો વિવાહ ? મેં સાંભળ્યું હતું કે મહારાજ વૃદ્ધ ઉમરે એક નીચ જાતની કન્યા સાથે વિવાહ કરવાના છે પરંતુ ઇન્દ્રલેખાની કન્યા પટ્ટરાણી થશે એ વાત સાંભળી નહોતી !"

" ખરૂં છે, અક્ષય ખરૂં છે. આમાંનો એક અક્ષર પણ અસત્ય નથી. જો તને વિશ્વાસ ન આવતો હોય, તો તું જાતે દારૂ ઉપાડી મારી સાથે ઇન્દ્રલેખાને ઘેર આવ; ત્યાં તું તારી નજરે જોઇશ કે મહારાજાધિરાજ ત્યાં સદેહે બિરાજમાન છે."

રાજમાર્ગપર બે લડવૈયા ચાલ્યા જતા હતા, તેઓએ ચંદ્રસેન-નાં વચનોનો છેલ્લો ભાગ સાંભળ્યો, સાંભળતાં જ તેઓ વધુ સાંભ-ળવા ઉભા રહ્યા.

અક્ષયનાગ કહેવા લાગ્યો, " વારૂ ! દારૂ લઈ જા, પરંતુ પરમ દિવસે પૈસા દઇ જજે."

ચંદ્રસેન આનંદથી બરાડી ઉઠ્યો. " અક્ષય, તારો જય થાવ, હું બ્રાહ્મણ છું, હું આશીર્વાદ આપુ છું કે તું સો વર્ષ જીવે, તારા ઘરમાં લક્ષ્મી અચળ રહે. પરમ દિવસે કુમારગુપ્તને તારે બારણે બાંધી જઇશ."

કલાલની આજ્ઞા મુજબ એક નોકર દસ શિશા દારૂ લઇ આવ્યો, ચંદ્રસેન એ બાટલીઓ પોતાનાં મુલ્યવાન ઉત્તરીય વડે બાંધવા લાગ્યો, બાંધતો બાંધતો કહેવા લાગ્યો. " અક્ષય, મેં નક્કી કર્યું છે કે પરમ દિવસથી તારા સિવાય બીજો કોઇ આવી જાતનો ઉંચો દારૂ વેચી શકશે નહિ. બુઢ્ઢા દામોદર શર્માને સર્વ પહેલાં બરતરફ કરીશ."

બંને લડવૈયાઓ આગળ વધ્યા. દુકાનના બારણા આગળ ઉભા રહ્યા.

ચંદ્રસેને બારણા પાસે ઉભા રહી અક્ષયને કહ્યું "અક્ષય, તું તારા નોકરને આ સામાન ઇન્દ્રલેખાને ઘેર લઇ જવાનું કહે, મારે હજુ મદનિકાની દુકાનેથી માળાઓ અને કેશવદાસની દુકાનેથી પાન-બીડાં ખરીદવા જવું છે."

કલાલે પોતાના એક નોકરને પેલો સામાન ઇન્દ્રલેખાને ઘેર પહોંચાડવાનું કહ્યું. ચંદ્રસેન તરફ નજર કરી કલાલ કહેવા લાગ્યો, "ચંદ્રસેન, આપણે બહુ વાતો કરી થોડીક તરસ છિપાવતો જાને ?"

ચંદ્રસેન ઉતાવળથી બોલ્યો. "ના, ના, આજ નહિ, હું જાઉં છું." એમ કહી જેવો તે દુકાન બહાર નીકળ્યો, તેવાજ પેલા બે સૈનિકોએ તેને પૂછ્યું. "તું કોણ છે?" ચંદ્રસેન ગુસ્સે થઇ બોલ્યો. "તમે કોણ છો?" બીજા સૈનિકે કહ્યું "અમે ગમે તે હોઇએ, તેની તારે શી જરૂર છે. તું કોણ છે તે કહે ?"

"જો તમે તમારૂં શ્રેય ઇચ્છતા હો, તો રસ્તો છોડો, નહિ તો કાલ અથવા પરમ દિવસ સવારમાં તમારૂં માથું ધૂળમાં..." પહેલા સૈનિકે તેનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં તેના કાન પકડયો, અને પાસેની દુકાનનાં અજવાળાંમાં લઈ જઇ તેનું બરાબર નિરીક્ષણ કર્યું. ત્યાર પછી તેના શરીર પર પદાઘાત કરી કહ્યું, "કોણ છે? જલદી બોલ!"

"હું કુમારગુપ્તનો સસરો છું."

"કુમારગુપ્ત કોણ ?"

"કુમારગુપ્ત! કુમારગુપ્ત તે બીજું કોણ! સ્વયં સમ્રાટ્ મહારાજાધિરાજ કુમારગુપ્ત. કાલે સંધ્યાકાળે વખતે જ આનું ફળ મળશે!"

સૈનિકે તેને વળી બે ત્રણ પદાઘાત કર્યા અને કહ્યું, "તું મહારાજાધિરાજનો સસરો? તું ખરેખર સુરાપાન કરી પાગલ બની ગયો છે." માર પડવાથી ચંદ્રસેન બૂમો પાડી રડવા લાગ્યો.

"અરે કોણ છે—અરે દોડોરે દોડો—મને મારી નાખ્યો—હું ચંદ્રસેન—હું સમ્રાટ્નો સસરો છું—કુમારગુપ્તનો સસરો છું—ઇન્દ્રલેખાનો ધર્મસ્વામી છું—ઓ બાપરે—"

તેના આર્તનાદથી બધી દુકાનોના માણસો દોડી આવ્યાં. તેઓમાંના અનેક ચંદ્રસેનને ઓળખતાં હતાં, કારણ કે ચંદ્રસેન ઉચ્ચ વંશમાં જન્મેલો હતો તથા એક વખતે આ બધી દુકાનોનો ગ્રાહક હતો, તેણે પોતાની સમસ્ત સમ્પત્તિ આ દુકાનોમાંની મૂલ્યવાન સુરાને બદલે આ દુકાનદારોને આપી દીધી હતી. ચંદ્રસેનને શામાટે મારવામાં આવે છે, એ બાબત પૂછતાં સૈનિકો કહેવા લાગ્યા કે "આ માણસ મહારાજાધિરાજના નામ પર કલંક ચઢાવે છે અને તેના તરફ નઠારા વચનો વાપરે છે, માટે તેને અમે મારીએ છીએ."

મહારાજાનું નામ સાંભળી કોઈ પણ માણસ કંઇ પણ વાત કહી શક્યું નહિ. વૃદ્ધ અક્ષયનાગે ધીમે ધીમે આગળ આવી પેલા સૈનિકોને કહ્યું, "મહાશય, આ માણસે શું કહ્યું હતું?"

"એ કહે છે કે 'હું મહારાજાધિરાજનો સસરો છું અને એક કલાલની દુકાનમાં ઉભો રહી કહેતો હતો કે "આ કલાલની દુકાનમાં મહારાજાધિરાજ શ્રીમત્ કુમારગુપ્તને બાંધી જઇશ."

અક્ષયનાગ બીજી કંઇ પણ વાત ન પૂછતાં નાસી ગયો. બંને સૈનિકોએ ચંદ્રસેનને લઇ કલાલ બજાર છોડી. એ વખતે માણસોનાં ટોળાંમાંથી એક માણસ બોલી ઉઠયો, "ચંદ્રસેન હજુ સમ્રાટ્નો સસરો થયો નથી. એ ખરૂં, પરંતુ કાલે થશે, ત્યારે તમારાં માથાં ક્યાં જશે?" બંને સૈનિકો આ પ્રશ્નનો જવાબ આપ્યા સિવાય ચાલ્યા ગયા.

કલાલ-બજારથી બહુ દૂર ગયા પછી પેલા સૈનિકોએ ચંદ્રસેનને એક ઝાડ સાથે દોરડાં વતી બાંધ્યો અને પોતે થોડે દૂર ઉભા ઉભા

વિચાર કરવા લાગ્યા. પહેલા સૈનિકે કહ્યું, "ભાઇ, આ માણસ જો ખરેખર મહારાજાધિરાજનો ભાવી શ્વશુર હશે, તો બહુ પંચાત પડશે!"

બીજા સૈનિકે કહ્યું "વિપત્તિ શાની? રસ્તા પર ઉભા રહી જે માણસ મહારાજાધિરાજને નામે કલંક ચઢાવે છે, તેને પકડી આણવામાં વિપત્તિ શાની?"

"સાંભળ્યું છે કે મહારાજાધિરાજ એક નીચ જાતની કન્યાના રૂપથી મુગ્ધ બની પટ્ટમહાદેવીને સિંહાસનચ્યુત કરવા ધારે છે. આ માણસ કદી એ કન્યાનો પિતા હોય, તો આપણો પક્ષ વિપદમાં છે."

"ત્યારે આ માણસને મહાપ્રતિહારની પાસે ન લઇ જતાં મહારાજકુમારની પાસે લઈ જઇએ."

"મહારાજ કુમાર હાલમાં ક્યાં છે?"

"તે તો બરાબર કહી શકાય નહિ."

"ત્યારે તેને કુમાર હર્ષગુપ્ત પાસે લઈ જઇએ, તેની સાથે વાતચીત કરી તે જેમ કહેશે તેમ કરીશું. તે કહેશે તો મહારાજ કુમાર અથવા યુવરાજ ભટ્ટારકના[1] હાથમાં સોંપશું. મને લાગે છે કે એજ ઠીક છે, ચાલો આપણે આને રથ પર બેસાડી મહેલ તરફ લઇ જઇએ."

ચંદ્રસેન સાથે બંને સૈનિકો એક રથપર બેઠા. પાઘડી વડે ચંદ્રસેનના હાથપગ બાંધવામાં આવ્યા, અને એક સૈનિક તેના શરીર પર બેઠો, અને બીજો ખુલ્લી તલ્વારે રથ ચલાવનારની પડખે બેઠો. રથ મહેલ તરફ હંકાર્યો. સારથી ઉઘાડી તલ્વાર જોઇ કાંઈ પણ ગરબડ કર્યા વિના રથ મહેલ તરફ હંકારવા લાગ્યો. ગડગડાટ

---

૧ ભટ્ટારક-રાજા.

કરતા રથે મહેલના મુખ્ય દરવાજામાં પ્રવેશ કર્યો. બીજા દરવાજા પરના પ્રહરીઓએ તેની ઓળખાણ માગી, પરંતુ મહારાજપુત્ર ગોવિન્દગુપ્તનું નામ સાંભળતાંજ માર્ગ આપ્યો. ત્રીજા દરવાજા પર સારથીને ઇનામ આપી વિદાય કરી પેલા બંને સૈનિકોએ ચંદ્રસેનની સાથે સ્કન્દગુપ્તનાં હેઠાણમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૪ થું

### મન્દ-મલયાનિલ

મહારાજપુત્ર ગોવિન્દગુપ્તનો અવાજ સાંભળી ઓરડામાંના બધા ઉભા થયા. સ્કન્દગુપ્ત કાકાનાં ચરણયુગલ પકડી રૂદન કરવા લાગ્યો. અગ્નિગુપ્ત અને ભાનુમિત્ર કોષમુક્ત અસિ કરી લડાયક પ્રથા મુજબ માન આપવા લાગ્યા. રામગુપ્તે તેને આલિંગન કરવા આગળ ધસ્યો, પરંતુ ગોવિન્દગુપ્ત દામોદર શર્માને ન દેખવાથી રામગુપ્તને પૂછવા લાગ્યો, "તાત, કાકા ક્યાં છે?" યુવરાજ બેબાકળો ઉઠી આસપાસ જોવા લાગ્યો, તેણે જોયું કે પ્રભુપરાયણ વૃદ્ધ મન્ત્રી મૂર્છિત થઈ ભોંયપર ચત્તોપાટ પડ્યો છે. યુવરાજના બોલાવવાથી પરિચારિકાઓએ ઠંડું પાણી અને પંખા લઇ ગૃહમાં પ્રવેશ કર્યો. થોડા વખતમાં મહામન્ત્રીને ભાન આવ્યું. થાકી ગયેલા વૃદ્ધે આંખો ઉઘાડ્યા-સિવાય પૂછ્યું, "ગોવિન્દ, શું તું ખરેખર આવ્યો છે, ત્યારે શું આ સ્વપ્ન નથી કે?" ગોવિન્દગુપ્ત વૃદ્ધના પાતળા પડી ગયેલા બે હાથ પકડી કહેવા લાગ્યો "પૂજ્ય કાકાશ્રી, સ્વપ્ન નથી, ખરેખર હું આવ્યો છું."

"જો તું કાલે આવ્યો હોત, તો બધી મહેનત નિષ્ફળ જાત. તારા પિતાના રાજ્યનું તું રક્ષણ કર. વત્સ! આ વૃદ્ધનું કામ હવે પૂરૂં થયું છે." એમ કહી મહામન્ત્રી ભર ઉંઘમાં પડયા, પરિચારક વર્ગ કહેવા લાગ્યો કે બે માસ થયાં મહામન્ત્રીએ પથારીનો આશ્રય લીધો નથી.

ત્યારબાદ ગોવિન્દગુપ્ત, સ્કન્દગુપ્ત અને ભાનુમિત્ર બીજા ઓરડામાં જઈ વિચાર કરવા લાગ્યા. મહારાજપુત્ર પૂછવા લાગ્યો, "શું થયું છે?"

રામગુપ્તે કહ્યુંઃ–"ગુપ્તવંશનું સત્યાનાશ વળવા બેઠું છે, તમે આવ્યા છો તેથી કદાચ રક્ષણ થાય તો થાય. શારદીય ઉત્સવ વખતે રાજસભામાં પ્રસિદ્ધ નાચનારી ઈન્દ્રલેખા નાચવા આવી હતી. એ વખતે તેની કન્યા અનન્તા પણ તેની સાથે મહેલમાં આવતી, મહારાજાધિરાજ અનંતાનું અપૂર્વ લાવણ્ય જોઇ તેને શોણ નદીપરના બાગમાં લઇ ગયા હતા. તે ઠેકાણે તેનાં નૃત્યગાનથી ઘણા મુગ્ધ બની ગયા હતા. અનન્તાએ થોડો વખત બાગમાં જ વાસ કર્યો હતો. પ્રથમ તો દરરોજ સંધ્યા વખતે અમને પણ આમંત્રણ થતું હતું, પરંતુ ધીમે ધીમે તે બંધ થયું. થોડા દિવસ પછી અમે સાંભળ્યું કે મહારાજાધિરાજ તેની સાથે વિવાહ કરવાના છે. ત્યારે પણ એ વિપત્તિનું ગુરૂત્વ અમે અનુભવી શકયા નહોતા. પરંતુ શ્રીપંચમીને દિવસે મારી સ્ત્રી મહેલમાંથી પાછી આવી, ત્યારે તેણે મને કહ્યું કે, મહાદેવીએ તમારૂં સ્મરણ કર્યું છે. આ પહેલાં મહારાજાધિરાજને બધાં કામોમાં ધ્યાન રાખતા ન જોઇ મહાદેવીએ મને સ્કન્દના વિવાહ માટે કન્યા શોધી કાઢવાની આજ્ઞા કરી હતી, મેં પણ ચેદીવંશના મહાનાયક જયહસ્તિની કન્યાને રૂપ–ગુણ અને વંશમર્યાદામાં સામ્રાજ્યની મહાદેવી થવા યોગ્ય ગણી એ વાત મહાદેવીને કહેવાનું નક્કી કર્યું હતું. મહેલના અંતઃપુરમાં પ્રવેશ કરતાં મેં જે જોયું તેથી

હું તો નિઃસ્તબ્ધ થઇ ગયો. વિશાળ અંતઃપુર જનશૂન્ય નિઃસ્તબ્ધ થઇ ગયેલું જણાયું. એક કંચુકી પાસેથી સાંભળ્યું કે મહાદેવી તો શ્યામામન્દિરે..."

ગોવિન્દઃ—"મહાદેવીએ શું કહ્યું ?"

રામગુપ્તઃ—"મહાદેવીએ કહ્યું કે વૃદ્ધ ઉમરે મહારાજાધિરાજે રૂપજ મોહથી જ્ઞાન ગુમાવ્યું છે. ઇન્દ્રલેખાની કન્યાએ પ્રતિજ્ઞા લીધી છે કે તે સામાન્ય રાણીની માફક મહેલમાં પ્રવેશ કરશે નહિ. તેને જો પટ્ટરાણી–પદ આપવામાં આવશે અને સ્કન્દગુપ્તને બદલે તેનાથી ઉત્પન્ન થતા પુત્રને રાજગાદી આપવામાં આવશે, તોજ તે વૃદ્ધ કુમારગુપ્ત સાથે વિવાહ કરશે, નહિ તો કદી નહિ."

ગોવિન્દગુપ્ત ખડખડાટ હસી પડી કહેવા લાગ્યો, "વેશ્યાની કન્યા સમુદ્રગુપ્તનાં સિંહાસને નહિ બેસે તો પછી બીજું કોણ બેસશે ? વારૂ, મહારાજાધિરાજે શું કહ્યું ?"

તેઓ તો ત્યારે ઉન્મત્ત બની ગયા હતા. તેણે તો મહાદેવીને પદચ્યુત કરી ઇન્દ્રલેખાની કન્યાને તે જગા આપવાનું નક્કી કર્યું છે અને સ્કન્દગુપ્તને યૌવરાજ્યમાંથી..."

"હવે હું સાંભળવા ઇચ્છતો નથી, ત્યાર પછી તમે શું કર્યું ?"

"સામ્રાજ્યમાંના દરેકે એક વખત મહારાજાધિરાજને આ કામમાંથી અટકાવવાનો પ્રયત્ન કર્યો, પણ ફલ કંઇ આવ્યું નહિ. દિનપ્રતિદિન વૃદ્ધ દામોદર શર્મા હાથ જોડી, પગે લાગે, ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા છતાં હતચેતન કુમારગુપ્તને સમજાવી શક્યા નહિ. બધું નક્કી થઇ ગયું, વિવાહ અને અભિષેકનો દિવસ પણ નક્કી થઇ ગયો. સામ્રાજ્યનો નાશ થતો જોઇ મહામન્ત્રીએ છેવટે મહાપુરોહિત પુન્ડરીકશર્માનો આશ્રય લીધો. ત્યારે અમે સમજી શક્યા કે

ગોવિન્દ સિવાય સામ્રાજ્યને બચાવવાનો ઈલાજ નથી. તમારી પાસે સમાચાર મોકલ્યા પછી પુંડરિક અને મહામન્ત્રી આજે સારો દિવસ નથી, આજે સારૂં મુહૂર્ત નથી, આ માસ સારો નથી, ઈત્યાદી સાચાં ખોટાં બાનાં કાઢી વિવાહ અને અભિષેક અટકાવવા લાગ્યા. હવે તમે આવ્યા છો, જો તમે સમુદ્રગુપ્તના વંશની મર્યાદા રાખી શકો તો રાખો."

"કંઈ ચિંતા નહિ કાકા, કાલનો વિવાહ નક્કી અટકાવીશ."

"કેવી રીતે?"

"અત્યારે જ ભાઇની સાથે મેળાપ કરીશ."

"તે કદાચ નહિ મળે તો?"

"નક્કી મળશે જ. હું બીજો કોઇ નથી, ધ્રુવસ્વામિનીનો પુત્ર, કુમારગુપ્તનો ભાઈ, જગતવિજયી ચંદ્રગુપ્તનો પુત્ર; મારી મુલાકાત નહિ લે? અસંભવ, તમે મારી સાથે આવો, ગુપ્તવંશનું હિત સાચવવા જે જે ઇચ્છતા હોય તે બધાને બોલાવો, ઇન્દ્રલેખાની કન્યાનો વિવાહ કાલે થશે નહિ."

આમ કહી ગોવિન્દગુપ્ત ઉઠ્યો, સ્કન્દગુપ્ત અને બીજા બધા તેની સાથે ઓરડો છોડી ચાલ્યા. બધા રથપર ચઢી મહેલ તરફ ચાલ્યા, પહેલા દરવાજે જ પ્રહરીએ જણાવ્યું કે મહારાજા સન્ધ્યા પહેલાં જ મહેલ છોડી શહેરમાં ગયા છે. ક્યાં–કોને ઘેર ગયા છે, તે વાત કોઇ જણાવી શક્યું નહિ. રથ પાછો ફર્યો, ગોવિન્દગુપ્તે કહ્યું, "ઇન્દ્રલેખાને ઘેર ચાલો." સારથી તેના મુખ તરફ જોઇ રહ્યો. ગોવિન્દગુપ્તે કહ્યું, "કપોતિક સંઘારામ (બુદ્ધ ધર્મવાળાઓનો મઠ) ની પાસે ઇન્દ્રલેખા નાયકાને ઘેર ચાલ." સારથીએ રથ ચલાવ્યો. થોડીવારમાં એક પાષાણ નિર્મિત પ્રાચીન કપોતિક સંઘારામ

(બુદ્ધમઠ) ની પાસે રથ આવી પહોંચ્યો. ગોવિન્દગુપ્ત કૂદકો મારી રથમાંથી કૂદી પડયો. સંધારામની બીજી બાજૂએ એક બે માળનું ઘર હતું, ઘરના ઓટલા પર ઉભી રહેલી એક રમણીએ પૂછ્યું, "કોણ ચંદ્રસેન ? અત્યાર સુધી શું કરતા હતા ?" ગોવિન્દગુપ્તે કહ્યું "ના હું ચંદ્રસેન નથી, તે પાછળ આવે છે."

"તમે કોણ છો ?"

"તમે મને નહિ ઓળખો. હું મન્દ મલયાનિલ છું."

"શું કહ્યું ?"

"અંદર જઇ કહું છું."

ગોવિન્દગુપ્ત સારથીને ઉભો રહેવાનું કહી ઘરમાં ગયો, રમણી પણ ઓટલાપરથી ખસી ગઇ. મહારાજપુત્ર અંધકાર ઘરમાં પ્રવેશ કરી પરિચિતની માફક પગથીઆં ચઢી બીજે માળે ચઢી ગયો. બીજે માળે એક નાના ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો. ભોંયપર ત્રણ ચાર માણસો બેઠા હતા, તેઓમાંનો એક ગોવિન્દગુપ્તનો પદશબ્દ સાંભળી ચમકયો. ઓરડામાં મૂલ્યવાન કાશ્મીરી વસ્ત્ર પાથરેલું હતું, નાના માટીનાં કોડીઆંમાં સુગંધી તેલ સળગતું હતું, ભીંતોપર મૂલ્ય-વાન પારિજાત અને જૂઇની માળાઓ ટીંગાતી હતી. એક સુન્દરી યુવતી ઝાંખા દીવાના પ્રકાશમાં નૃત્ય કરતી હતી. ગોવિન્દગુપ્તે ઉઘાડી તરવાર માથે અટકાડી નમસ્કાર કર્યા. જેઓ ઘરમાં બેસી નાચ જોતા હતા, તેઓમાંના એકે પૂછ્યું, "કોણ ?" "હું ગોવિંદ" જવાબ મળ્યો.

પૂછનાર ગભરાઇ ઉભો થઇ ગયો, નાચ અટકી ગયો. તેણે કહ્યું, "કોણ ગોવિન્દ ?" તું જાલંધરથી ક્યારે આવ્યો !"

" અત્યારે જ, મહેલમાં મહારાજાધિરાજનો પત્તો ન લાગતાં અહિં આવ્યો છું."

" ચાલ, જઇએ."

આ વખતે જે રમણી ઓટલાપર ઉભી હતી, તેણે ઓરડામાં પ્રવેશ કરી પૂછ્યું, " આમ કેમ મહારાજ, આજે અનન્તાને અધિવાસ (વિવાહ પૂર્વેની રાત્રિએ કરતો સંસ્કાર) છે, કાલે વિવાહ છે, આપ શું ચાલ્યા જશો? ઉત્સવની બધી તૈયારી થઈ ગઇ છે, હમણાં બીજી નાચનારીઓ પણ આવશે." તેના ઇશારાથી પેલી યુવતીએ આવી મહારાજાનો હાથ પકડ્યો. સમ્રાટ્ સ્થિર થઇ ઉભા રહ્યા, ત્યારે ગોવિન્દગુપ્તે ધીમે ધીમે સમ્રાટનો હાથ પેલી યુવતીના હાથમાંથી છોડાવી કહ્યું " મહારાજાધિરાજના વિવાહની તૈયારી મહેલમાં થવી જોઇએ, નાચનારીના ઘરમાં નહિ. તમે નૃત્યકારી દલ લઇ ધ્રુવસ્વામિનીના મહેલે જજો."

રમણીની બંને આંખો ક્રોધથી લાલ બની ગઇ, તે બૂમ પાડી બોલવા લાગી. " મહારાજાધિરાજ, આપ તેની સાથે જશો નહિ, જો જશો તો કાલે વિવાહ થશે નહિ." તે પછી ગોવિન્દગુપ્ત તરફ જોઈ કઠોર ભાષામાં કહેવા લાગી, " તુ કોણ છે? કયા સાહસથી, રજા સિવાય તેં મારા ઘરમાં પ્રવેશ કર્યો છે. તુ જાણે છે કે હું અત્યારે જ તને કૂતરાને ખવડાવી શકું તેમ છું?"

મહારાજપુત્ર લગાર હસી બોલવા લાગ્યો, " પ્રિયે, એટલો બધો પ્રેમ શું એકીવારે ભૂલી ગઇ? હું મન્દ મલયાનિલ છું કે જેને જોયા વિના તું અધીર બની જતી અને જેનો પરિત્યાગ કરી દસ્યુયશની સાથે નાસી ગઇ હતી. મારૂં નામ ગોવિન્દગુપ્ત છે, હું દ્વિતીય

ચંદ્રગુપ્તનો પુત્ર છું, માટે મને કૂતરાનાં મોઢાં આગળ નાખવાનું કામ તું તો શું પણ સ્વયં કુમારગુપ્ત પણ કરી શકે તેમ નથી."

રમણી "મન્દ–મલયાનિલ" નું નામ સાંભળી આગળ આવી હતી, પરંતુ ગોવિન્દગુપ્તનું નામ સાંભળી દશ હાથ પાછી હઠી ગઇ. ગોવિન્દગુપ્તે કુમારગુપ્તનો હાથ પકડી કહ્યું, "ચાલો, ભાઈ ઘેર જઈએ." સમ્રાટ્ મંત્ર મુગ્ધની માફક ભાઇની સાથે ઘરમાંથી બહાર નીકળી રથ પર બેઠો. રસ્તાની બીજી બાજૂએ કપોતિક સંઘારામની દિવાલો પાસે બીજા છ સાત રથ ઉભા હતા, ગોવિન્દગુપ્તે રથ પર બેસી સારથીને મહેલ તરફ જવાની આજ્ઞા આપી, રથ ચાલ્યો, તેની પાછળ બીજા રથોએ પણ પ્રયાણ કર્યું.

રથો નજર બહાર થયા પછી કપોતિક સંઘારામના દરવાજામાંથી એક માણસ બહાર નીકળ્યો, અને ઇન્દ્રલેખાના મકાનમાં ગયો, ઇન્દ્રલેખા ત્યારે આંગણાંમાં ઉભી ઉભી ચીતાર કરતી હતી, આગન્તુકે ઘરમાં પ્રવેશ કરી તેની પાસે જઈ કહ્યું, "દેવી, મને હમણાં જ ખબર મળી કે, ગોવિન્દગુપ્ત આવ્યો છે અને મહામન્ત્રીને ઘેર ગયેલ છે. હું સંઘારામ પાસે છુપાઈ રહી...બાપરે."

ઇન્દ્રલેખાથી વધુ સહન થયું નહિ, તે સાવરણી લઇ આગન્તુક પર પ્રહાર કરવા લાગી, અને કહેવા લાગી, "બહુ સારી ખબર લાવ્યો છે, ગોવિન્દગુપ્ત આવ્યો છે, ગોવિન્દગુપ્તે આવી મારૂં સત્યાનાશ વાળ્યું, અત્યાર સુધી તું હતો ક્યાં-?"

આગન્તુક બે ચાર સાવરણીના ઝપાટા મેળવી ઉર્દ્ધશ્વાસે નાસી ગયો. તે બિચારાને આશા હતી કે તે જ્યારે આવા જરૂરી સમાચાર લાવ્યો છે, ત્યારે નક્કી કાંઇક ઇનામ મળશે. પરંતુ આવો સુંદર પુરસ્કાર મેળવી તે બહુ વિસ્મય પામ્યો.

ઇન્દ્રલેખાનો દૂત નાસી ગયો, ત્યાર પછી એક બીજો માણસ તેના ઘરમાંથી બહાર નીકળ્યો, તે માણસ ઘરના નીચલા ભાગમાં છુપાયો હતો. તે બહાર નીકળી કપોતિક સંઘારામમાં થઇ રાજમાર્ગ પર આવ્યો. ત્યાં એક માણસ ઘોડો લઇ કોઇની વાટ જોતો હતો. પેલો માણસ તે ઘોડા પર ચઢી મહામંત્રીનાં ઘર તરફ ચાલ્યો.

તે વખતે દામોદર શર્માની ઉંઘ ઉડી ગઈ હતી, વૃદ્ધ ગોવિન્દગુપ્ત પાસે મહેલમાં જવાનો ઉદ્યોગ કરતો હતો. પેલા માણસે તેના ઘરમાં પ્રવેશ કર્યો, અને તેને ઓટલા પર ઉભેલો જોઇ નમસ્કાર કરી કહ્યું, "દેવ, મહારાજપુત્રના સમાચાર લઈ આવ્યો છું."

દામોદર શર્માએ પૂછ્યું, "શા સમાચાર છે?"

"મહારાજપુત્ર મહારાજાધિરાજને ઇન્દ્રલેખાના ઘેરથી મહેલમાં લઈ ગયા છે."

"બહુ સારૂં" દૂત ચાલ્યો ગયો, મહામંત્રી શિબિકામાં બેસી મહેલ તરફ ચાલ્યા.

## પ્રકરણ ૫ મું

### કનિષ્કનાં ચૈત્યમાં અતિથિ

ગોવિન્દગુપ્ત જ્યારે પોતાના મોટાભાઇને લઇ નર્તકી ઇન્દ્રલેખાનાં ઘેરથી મહેલ તરફ જતો હતો, તેજ વખતે પંચનદની ઉત્તર બાજુએ એક પથિક ઉતાવળે પગલે ગિરિસંકટ પાર થઈ પુરૂષ પુર નગરના પશ્ચિમ દરવાજા તરફ જતો હતો. રજનીનો પહેલો પહોર પૂરો થવા આવ્યો હતો નગરના દરવાજાથી પુરૂષપુર સુધીનો વિસ્તૃત

પથ ત્યારે જનશૂન્ય હતો. મુસાફર પરિચિત માર્ગ હોવાથી જ અંધારાંમાં પણ ઉતાવળે ડગલે ચાલી શકતો હતો. જ્યારે નગર એક ગાઉ દૂર રહ્યું, ત્યારે દરવાજા પર દ્વિતીય પહોરનાં મંગળવાદ્યો વાગી ઉઠ્યાં, મુસાફર તે સાંભળી ઉભો રહ્યો. તે સમયે શાન્તિના વખતમાં પહેલો પહોર પૂરો થતાં જ નગરના દરવાજાનાં બારણાં બંધ થતાં, મુસાફરે મંગળવાદ્ય સાંભળી નગરમાં પ્રવેશ કરવાની આશા છોડી દીધી. દરવાજા પરનો વાદ્યધ્વનિ પૂરો થતાંજ પાસેનાં એક બીજાં ઠેકાણે શંખ–ઘન્ટા વાગવા લાગ્યાં, હજારો દીપક સળગી ઉઠ્યા; મુસાફરે તે તરફ ફરી જોયું, કે નગરના દરવાજાની પાસે પર્વતાકાર સ્થાને નાના નાના દીવા ખદ્યોતની માફક હરે ફરે છે, આ જોઈ તે પ્રથમ તો આશ્ચર્યમાં ગરક થઇ ગયો. થોડીવાર પછી તે પેલી દીપમાલા તરફ ચાલવા લાગ્યો.

અકસ્માત્ વાદ્યધ્વનિ બંધ થયો, દીપાવલી બુઝાઈ ગઈ, મુસાફર આશ્ચર્યથી દિગ્મૂઢ બની ઉભો રહ્યો. તે તે વખતે એ આલોકમાલા પાસે આવી પહોંચ્યો હતો, ઘણા મનુષ્યોનો અવાજ સાંભળી તે પાછો ચાલવા લાગ્યો. કેટલીક વાર પછી તે જોઈ શક્યો કે એક શ્રેણીબદ્ધ મનુષ્યોનું ટોળું તેના તરફ આવે છે. તે ટોળાંમાના એકે પૂછ્યું "કોણ આવે છે ?"

મુસાફરે જવાબ આપ્યો, "થાકેલો મુસાફર છે ભાઇ. પાસે ઘણો પ્રકાશ જોઇ આશ્રય ખોળવા આવતો હતો, પરંતુ આવતાં આવતાં પ્રકાશ બુઝાઈ ગયો. કયે રસ્તે જતાં આશ્રય મળશે એ કહી શકશો?"

જે સવાલ પૂછતું હતું, એ આગળ આવી પૂછવા લાગ્યું, "તમે ક્યાંથી આવો છો ?"

મુસાફરે કહ્યું "બાહલીક નગરથી, આ કયું સ્થાન છે ?

" પુરૂષપુર, નગરનો સીમાડો છે."

" આટલો બધો પ્રકાશ ક્યાંથી આવતો હતો ?"

" કનિષ્ક ચૈત્ય ( બુદ્ધમંદિર ) માંથી !"

" શા માટે ?"

" તમે સદ્ધર્મી લાગતા નથી, એ બીજા પહોરની આરતિ થતી હતી."

" હું બ્રાહ્મણ છું, અહિં શું પહોરે પહોરે આરતિ થાય છે ?"

" હા."

" કેટલે દૂર ગયા પછી આશ્રય મળશે ?"

" તમે અમારી સાથે આવો."

" શું ચૈત્યમાં આશ્રય મળશે નહિ ?"

" કનિષ્ક વિહાર સુધારવાનું કામ ભિક્ષોપજીવી ભિક્ષુ શ્રમણનું કામ નથી. મહાશય, દેવપુત્ર કનિષ્કનો વિહાર ધ્વંસોન્મુખ છે; અમે સંઘારામ-ના ધ્વંસાવશેષ ( ખંડિયેર ) પર્ણકુટીમાં વાસ કરી રહીએ છીએ."

" મુસાફર એ વ્યક્તિ સાથે અંધકારમાં ચાલતો ચાલતો થોડી વાર પછી એક મોટાં પત્થરથી બાંધેલાં મકાનનાં ખંડિયેરોમાં આવી પહોંચ્યો તેનો આશ્રયદાતા એ મકાનનાં આંગણાંમાંની એક નાની ઝુંપડીમાં પ્રવેશ કરી દીવો લઈ આવ્યો અને તેણે પેલા મુસાફરને કહ્યું, " ચાલો." મુસાફર કંઈ પણ બોલ્યા સિવાય તેની સાથે ચાલવા લાગ્યો. આંગણાંને બીજે પડખે ખંડિયેરનાં એક તૂટી પડેલાં બારણાં આગળ એક બીજો ભિક્ષુ ઉભો હતો; પહેલો ભિક્ષુ તેને જોઈ કહેવા લાગ્યો, " ધર્મસિંહ, સંઘસ્થવિર કયાં છે ?" બીજા ભિક્ષુએ કહ્યું, ' સંઘસ્થવિર ઓરડામાં છે. તમે શું તેને મળવા ઇચ્છો છો ?"

" હા " પહેલા ભિક્ષુએ જવાબ આપ્યો.

" હાલમાં મળી શકશો નહિ, સંઘસ્થવિરે આજ્ઞા કરી છે કે, આચાર્યે સંઘરક્ષિત સિવાય તે બીજા કોઇ સાથે ત્રીજા પહોર પહેલાં મળી શકશે નહિ. તમારી સાથે કોણ છે ? "

" એક અતિથિ, ધર્મસિંહ, તમે સંઘસ્થવિરને કહી આવો કે બુદ્ધરક્ષિત એક બાહલીક દેશના બ્રાહ્મણ સાથે આવેલ છે અને સંઘ-સ્થવિરની આજ્ઞા મુજબ તેની સાથે મેળાપ કરવા ઇચ્છે છે. અતિથિએ હજુ સુધી વિશ્રામ કર્યો નથી. "

" વિશ્રામ લીધા પછી આવજો. "

" ના, સંઘસ્થવિરે મને આજ પ્રાતઃકાળમાં આજ્ઞા કરી છે કે ગિરિસંકટ પાર થઈ નગરહારથી કોઈ પણ આવે તો તેને ખબર આપવી અને જરૂર પડે તો તેને તેમની પાસે લઇ જવો ? તમે વિલંબ કરો નહિ, જલદી જાઓ. "

બીજો ભિક્ષુ જીર્ણ પ્રાસાદમાં ગયો અને તરત જ પાછો આવી કહેવા લાગ્યો, " બુદ્ધરક્ષિત, અતિથિને લઈ સંઘસ્થવિરના ઓરડામાં જાઓ, તે તમારી વાટ જુએ છે. " બંનેએ મકાનમાં પ્રવેશ કર્યો, ભીંતપર એક નાનો દીવો બળતો હતો, મુસાફરે તેના પ્રકાશથી જોયું કે દૂરના એક નાના ઓરડામાં એક બીજો દીવો બળે છે અને ઓરડાના બારણામાં એક લાંબો, ગોરો ભિક્ષુ ઉભો છે. બુદ્ધ-રક્ષિતે તેના ચરણમાં પડી નમસ્કાર કર્યા અને બ્રાહ્મણે બંને હાથો લલાટપર મૂકી માન આપ્યું. પેલા દીર્ઘાકાર ભિક્ષુએ કહ્યું, " સ્વાગત, મહાશય શું તમે બાહલીક દેશથી આવો છો ? " મુસાફરે કહ્યું, " હા, મારૂં નામ વિષ્ણુભદ્ર, બાહલીક નગરમાં મારૂં રહેઠાણ છે, હાલમાં એક જરૂરના કામ પ્રસંગે આર્યાવર્ત્તમાં આવ્યો છું. "

"મહાશય, આપ અતિથિ છો, મારો અપરાધ માફ કરશો. આપને ખાદ્ય, અર્ધ્ય, આહાર અને પાણી આપતાં પહેલાં એક ખાસ કાર્ય માટે અહિં લાવવામાં આવ્યા છે. આવા સજ્જનોના આચરણ વિરૂદ્ધનાં આચરણ માટે આપની હું પહેલેથી જ માફી માગું છું. હું બાહલીક દેશ સંબંધમાં આપને કેટલાક પ્રશ્નો પૂછવા ઇચ્છું છું."

"શું પૂછવા ઇચ્છો છો?"

"મારે પૂછવાની બાબત ઘણી છુપી છે. બુદ્ધરક્ષિત, તમે અતિથિ માટે ખાવા-પીવાનું અહિંજ લાવો."

ભિક્ષુ જતો રહ્યો. બંને જણા ઓરડામાં ગયા. વિષ્ણુભદ્રે તે ઓરડામાં હજારો પુસ્તકો જોયાં, એક ખુણામાં એક ઘીનો દીવો બળતો હતો, તેની પાસે એક આસન હતું, પાસે ખડીઓ, કલમ અને કેટલાંક ભોજપત્રો હતાં. આસન પાસે ભૂમિપર એક શય્યા હતી. સંઘ-સ્થવિરે અતિથિને શય્યાપર બેસવાનું કહ્યું, અને પોતે આસનપર બેઠો. સંઘસ્થવિરે પૂછ્યું, "મહાશય, કેટલાક દિવસ થયાં બાહલીક નગર છોડ્યું છે?"

"લગભગ બે માસ થયા."

"ક્યાં જશો?"

"પુરૂષપુરમાં જો ઉદ્દેશ સિદ્ધ ન થાય તો પછી જાલંધરમાં, જાલંધરમાં કામ ન થાય તો કદાચ પાટલિપુત્રમાં જવું પડશે."

"આપે જ્યારે મુસાફરી શરૂ કરી ત્યારે હૂણ જાતિ વિષે કંઈ સાંભળ્યું છે કે?"

"શું પૂછ્યું?" બ્રાહ્મણ ચમક્યો.

"હૂણ જાતિ વિષે કંઈ સાંભળ્યું છે કે?"

"એ વાત શા માટે પૂછો છો?"

"એ વાત પૂછવા માટે જ આપને અહિં બોલાવ્યા છે."

વિષ્ણુભદ્ર થોડી ક્ષણ ગુપચુપ બેસી રહ્યો, પછી બોલ્યો, "સંઘસ્થવિર, હૂણ જાતિ માટે જ બાહલીકથી પુરુષપુરમાં આવવું પડે છે અને કદાચ દૂર પાટલિપુત્ર જવું પડશે."

બ્રાહ્મણની વાત સાંભળી સંઘસ્થવિર સ્તંભિત થઇ ગયો, વિષ્ણુભદ્ર પણ ગૃહસ્વામીના મનમાં વ્યથા ઉત્પન્ન કરી છે એમ ધારી ચુપ રહ્યો. દીપકની શિખા પવનના ઝપાટાથી નાચવા લાગી, સાથે દીર્ઘાકાર સંઘસ્થવિરની પ્રચંડ છાયા દિવાલપર નાચ કરવા લાગી. દીપશિખા નાચતાં નાચતાં બુઝાઇ ગઇ, ત્યારે પણ સંઘ-સ્થવિર ધ્યાનમગ્ન હતો. થોડીવાર પછી બુદ્ધરક્ષિત અતિથિ માટે ખાવાનું લઇ આવ્યો. તેનો પદરવ સાંભળી સંઘસ્થવિરે પૂછ્યું, "કોણ?" ઉત્તર મળ્યો, "હું બુદ્ધરક્ષિત, અતિથિ માટે ખાવાનું આણ્યું છે."

"દીવો બુઝાઇ ગયો છે, બીજો લઇ આવ." સંઘરક્ષિતે આજ્ઞા કરી.

બુદ્ધરક્ષિત અંધારા ઓરડામાં અન્નપાત્ર મૂકી દીવો લાવવા ગયો. સંઘસ્થવિરે પૂછ્યું "આપ શું કાલે સવારે જ મુસાફરી શરૂ કરશો?"

"વિષ્ણુભદ્રે કહ્યું, "હા કાલ નગરમાં જઇશ અને વિષયપ-તિની સાથે મેળાપ કરી જાલંધર જવા ઉપડીશ. મહાશય, હું વિદેશી છું, જો કંઇ પણ મનઃપીડા આપી હોય તો–"

"ભદ્ર, મનઃપીડા નથી, આપે જે સમાચાર આણ્યા છે, તે આર્યાવર્ત માટે સારા નથી, પરંતુ હું જન્મથી તેની જ પ્રતીક્ષા કરૂં છું."

આ વખતે એક ભિક્ષુ દીવો લઇ આવ્યો તેણે જોયું કે અતિથિ

વિસ્મિત થઇ સંઘસ્થવિરના મ્હોં તરફ જોઈ રહ્યો છે. સંઘસ્થવિર બોલવા લાગ્યો, "વિસ્મિત થશો નહિ, ઘણો વખત થયાં પુરૂષપુર વિહારના સંઘસ્થવિરો એ સમાચાર માટે પ્રતીક્ષા કરે છે. ત્રણ સૈકા થયાં ગુરુપરંપરાથી અમે સાંભળતા આવ્યા છીએ કે, નાસિકાવિહીન બર્બર જાતિ વક્ષુ પાર આવતાં આર્યાવર્ત અને આર્યસંઘનો નાશ થશે."

વિષ્ણુભદ્રે કહ્યું, "સાંભળ્યું છે કે પહેલાં મહાનદી વક્ષુના નામથી ઓળખાતી હતી. પરંતુ હું જે સમાચાર અતિ છુપી રીતે જાણી સમ્રાટ્‌ને જણાવવા જતો હતો તે આપે કેવી રીતે જાણ્યું?"

"ગુરૂની પાસેથી સાંભળ્યું હતું માત્ર, બોધિસત્વ નાગાર્જુન ગણતરીથી આ વાત જાણી શક્યા હતા. સો વર્ષ પહેલાં હૂન જાતિએ જ્યારે ઉત્તર કુરુ પર અધિકાર મેળવ્યો, ત્યારે પુરૂષપુર વિહાર સ્વામીને જણાયું કે નાસિકાવિહીન બર્બર જાતિએ વક્ષુના ઉત્તર કાંઠે અધિકાર ફેલાવ્યો છે, તેઓનું નામ હૂણ છે. ત્યારથી અમે હૂણ જાતિ આવવાની વાટ જોઇએ છીએ."

"કેમ?"

"બોધિસત્ત્વપાદ નાગાર્જુને ભવિષ્ય ભાખ્યું હતું કે, એ નાસિકા વિહીન જાતિ વડે કનિષ્ક ચૈત્ય વિનષ્ટ થશે."

"આશ્ચર્ય! આપ શું એ ત્રણસો વર્ષ થયાં હૂનની ચઢાઇની વાટ જુઓ છો?"

"હા" સંઘરક્ષિતે કહ્યું. "દેશ અને ધર્મરક્ષાનો કોઇપણ ઉપાય શોધી કાઢયો છે?" વિષ્ણુભદ્રે કહ્યું.

"ઉપાય નથી, એમજ કહેવું પડશે, કોઈ પણ ઉપાયે હૂનોને વક્ષુને પેલે પાર કહાડી મૂકતાં રક્ષણ થાય તેમ છે.'

"એવું કાર્ય કોણ કરે તેમ છે?"

"નહિ થાય તો બધું જશે."

"અત્યારે ગુપ્તવંશમાં સર્વ કરતાં યોગ્ય વ્યક્તિ કોણ છે?"

"સહુ પહેલાં મહારાજ-પુત્ર ગોવિન્દગુપ્ત અને પછી યુવરાજ સ્કન્દગુપ્ત."

"મહારાજ પુત્ર ક્યાં છે?"

"તે શકમંડલના મંડલેશ્વર છે અને જાલંધરમાં રહે છે, તોપણ સાંભળ્યું છે કે મહારાજ-પુત્ર કોઈ એક વિશેષ કાર્ય માટે રાજધાનીમાં ગયા છે."

"અને યુવરાજ?"

"તે પણ પાટલિપુત્રમાં છે."

"પાટલિપુત્ર બહુ દૂર છે."

"ત્યારે શું હૂન જાતિ મહાનદી ઓળંગી આ બાજુએ આવેલ છે?"

"તેઓ હજુ સુધી મહાનદી ઓળંગી શક્યા નથી, તોપણ આવતી ગ્રીષ્મઋતુમાં ઓળંગશે."

"આપ આહાર કરો, તે પછી બાકીની વાત કહીશું."

"વિષ્ણુભદ્ર પથારી પરથી ઉઠી આહાર કરવા બેઠો. જમી રહ્યા પછી સંઘસ્થવિરે કહ્યું, "મહાશય, આપને શું રાજધાનીમાં કોઇની સાથે ઓળખાણ અથવા મિત્રતા છે?"

"ના."

"ત્યારે કયા ઉપાયથી સમ્રાટ્ પાસે આ વાત પહોંચાડશો?"

"ભગવાનનો આધાર છે."

"ચિન્તા કરશો નહિ, હું આપની સાથે પાટલિપુત્ર આવીશ."

# પ્રકરણ ૬ ઠું.

## સામ્રાજ્યના દ્વારપાળ.

દિવસના પહેલા પહોરમાં પુરૂષપુર નગરમાંની એક મોટી હવેલીના બીજે માળે એક સૈનિક એક રૂદ્ધ દ્વારવાળા ઓરડા પાસે ઉભો રહી બારણા પર ધીમેથી હાથ ઠોકવા લાગ્યો. ઉત્તર ન મળતાં એ સૈનિકે બીજી વખત બારણાં ઠોક્યાં. ત્યારે ઘરમાંથી કોઇએ પૂછ્યું, “ કોણ છે ? ”

“ હું સિદ્ધવૃદ્ધિ ” સૈનિકે જવાબ આપ્યો.

“ શું કામ છે ? ”

“ કનિષ્ક–વિહારના સંઘસ્થવિર મળવા માગે છે. ”

“ સંધ્યાકાળ વખતે આવવાનું કહે. ”

“ કહ્યું હતું. ”

“ તેમણે શું કહ્યું ? ”

“ તેમણે કહ્યું કે તે આજે જ જાલંધર જવાના છે. ”

“ ત્યારે કાલ કેમ ન આવ્યા ? ”

“ મેં તેમને એ પણ પૂછ્યું હતું. ”

“ તેણે શો જવાબ આપ્યો ? ”

“ કાલે મળવાની જરૂર નહોતી. ”

“ ત્યારે અત્યારે મળવાની શી જરૂર છે ? ”

“ સંઘસ્થવિરે કહ્યું છે કે બહુ જરૂર છે. ”

“ ત્યારે કહે કે વિષયપતિ (ખજાનચી) નું શરીર અસ્વસ્થ છે, અત્યારે મેળાપ થઇ શકે તેમ નથી. ”

"તે પણ કહ્યું."

"ત્યારે તે શું કરવા ઇચ્છે છે?"

"તે મેળાપ કર્યા સિવાય જવાના નથી."

"આ પીડા પણ બહુ સારી, ત્યારે તેને મંત્રણાગૃહમાં લઇ જા, હું આવું છું."

સૈનિક ચાલ્યો ગયો, થોડીવાર પછી ઓરડાનાં બારણાં ઉઘડયાં, અંદરથી, નબળો અને ગૌરવર્ણનો પુરૂષ બહાર આવ્યો. એક સેવકે ચંદનનાં લાકડાંની પાદુકા તેની સામે મૂકી, બીજા એક સેવકે સુવાસિંત જળપૂર્ણ સુવર્ણની ઝારી હાજર કરી, ત્રીજાએ સુવર્ણપાત્રમાં જળ કહાડી યુવકના બંને પગ ધોયા. પહેલા સેવકે તેના ધોયેલા પગ સુગંધિત વસ્ત્રવડે લૂંછી નાખ્યા, અને પેલી ચંદનનાં કાષ્ટની પાદુકા પહેરાવી, યુવક નીચલે માળે આવ્યો. ચાર વાહકો એક સૂવર્ણખચિત શિબિકા લઇ આવ્યા, યુવક તે પર ચઢ્યો. એક સેવકે તેના માથા પર મણિ મુકતાથી મઢેલું છત્ર ધર્યું, બીજાએ પંખો લઇ પવન ઢોળવાનું કામ આરંભ્યું, ત્રીજાએ શિબિકાના માર્ગપર સુગંધી પાણી છાટવાનું શરૂ કર્યું; તેની પાછળ સોનાનો દંડ લઈ ચાર દંડધર કીંમતી પોશાકમાં સજ્જ થઇ ચાલવા લાગ્યા. શિબિકાની પાછળ ચાર સેવકો પાન બીડાં, પાણીથી ભરેલી ઝારી, સુવર્ણપાત્ર અને લુગડાં લઈ ચાલવા લાગ્યા, નગરમાં વિદ્યુતવેગે વાત પ્રસરી કે વિષયપતિની ઉંઘ ઉડી ગઇ છે અને તે ઘેરથી મન્ત્રગૃહ તરફ જાય છે.

આ સમાચાર સાંભળી કિલ્લાપરના પ્રતીહારો સજ્જ થઈ ઉભા રહ્યા, દંડધરો શય્યા ત્યાગ કરી પોશાક પહેરવા લાગ્યા, સેવકો એકદમ તૈયાર થઇ મંત્રગૃહ સાફ કરવા લાગ્યા. નગરના કારભારીઓ વિષયપતિના આવા અશ્રુતપૂર્વ આચરણથી ભયભીત થઈ ઇષ્ટ દેવતાનું

સ્મરણ કરવા લાગ્યા. વિષયપતિ કદી પણ બીજા પહોર પહેલાં પોતાનું મકાન છોડતો નહિ અને ત્રીજા પહોર પહેલાં મંત્રગૃહમાં આવતો નહિ. વિષયપતિનું આવું આચરણ નગરવાસીઓએ કદી પણ જોયું નહોતું. તેના આવવા અગાઉ એકાદ મુહૂર્તમાં મંત્રગૃહ સ્વચ્છ થઇ ગયું હતું. નગરપાલ અને કાર્યવાહકો સામા આવી ઉભા રહ્યા, વિષયપતિ શિબિકામાંથી ઉતરી નગરપાલ (કોટવાળ) ને પૂછવા લાગ્યો, "સંઘ-સ્થવિર કયાં છે?" નગરપાલે વિસ્મિત થઇ કહ્યું, "પ્રભુ, કયો સંઘસ્થવિર?" "કનિષ્ક વિહારના સંઘસ્થવિર,–હું તેમની મુલાકાત લેવા આવ્યો છું." વિષયપતિએ કહ્યું.

"તે તો જોવામાં આવ્યા નથી."

"સિદ્ધવૃદ્ધિને મેં કહ્યું હતું કે મંત્રગૃહમાં સંઘસ્થવિર સાથે મુલા-કાત કરીશ. જૂઓ તે કયાં છે?"

નગરપાલ તરતજ સંઘસ્થવિરની શોધ કરવા લાગ્યો સંઘસ્થવિર અને વિષ્ણુભદ્ર તે વખતે મંત્રગૃહથી થોડે દૂર ઉભા હતા, કોઇએ તેના તરફ દૃષ્ટિપાત પણ કર્યો નહિ. બધા તેને શોધે છે, પરંતુ કોઇ પણ તેને કંઇપિણ પૂછતું નથી, દંડધરોની વાતચીત સાંભળી બંને એ વાત સમજ્યા. તેઓએ થોડીવાર પછી દંડધરોને પૂછ્યું કે "તમે કોને ખોળો છો?" દંડધરોએ કહ્યું, "કનિષ્ક વિહારના પૂજ્યપાદ સંઘસ્થ-વિરને." "હુંજ દેવપુત્ર પાહિ–કનિષ્ક–પ્રતિષ્ઠિત પુરૂષપુર વિહારનો મહાસ્થવિર છું."

"આપ?"

"વિસ્મય પામો છો કેમ?"

"બૌદ્ધ સંઘના પરમ–પૂજનીય સ્થવિર (વૃદ્ધ) એકલા આવ્યા છે?"

"હા, તમે શું સદ્ધર્મી નથી?"

" ના હું વૈષ્ણવ છું; પાટલિપુત્રમાં તો મહાસ્થવિરો હાથીપર અથવા શિબિકામાં બેસી રાજમહેલમાં આવે છે. "

" ભિક્ષુઓને વાહન પર બેસવાની મનાઈ છે. તમે વિષયપતિની પાસે જઈ કહો કે, હું આવ્યો છું અને આટલા બધા લોકો નકામા દુઃખ વેઠે છે, તેને અટકાવો. "

દંડધર મંત્રગૃહ તરફ ચાલ્યો ગયો અને થોડીવાર પછી એક બીજા દંડધરને સાથે લાવ્યો. તે દંડધર બૌદ્ધ હતો, તેથી તે સંઘ-સ્થવિરને જોતાંજ ઓળખી ગયો અને પ્રણામ કર્યા. તેણે કહ્યું, " હા, એજ કનિષ્ક વિહારના સંઘસ્થવિર ( સંઘપતિ ) છે. " પહેલો દંડ-ધર ત્યારે સંઘસ્થવિરને સાથે લઈ મંત્રગૃહ તરફ ચાલ્યો, વિષ્ણુભદ્ર તેની પાછળ પાછળ ચાલ્યો.

સંઘસ્થવિર જ્યારે મંત્રગૃહમાં આવ્યો, ત્યારે પુરૂષપુર વિષયનો વિષયપતિ વાટ જોઈ જોઇ થાકી ગયો હતો. એકાએક વૃદ્ધ સંઘ-સ્થવિરને જોઇ તેના મુખપર હાસ્ય ઉભરાઈ આવ્યું તેણે કહ્યું, " પ્રભુ, અત્યાર સુધી તમે ક્યાં હતા ? હું લગભગ એક ઘડી થયાં આ મંત્ર-ગૃહના કઠણ પગથિયાં પર ઉભો છું. "

સંઘસ્થવિર જરા હસી કહેવા લાગ્યો, " અપરાધ માફ કરશો, હું પાસેજ હતો, આપની અનુમતિ વિના પાસે આવી શકયો નહિ, જેઓ મને ખોળતા હતા, તેઓ તમને ઓળખતા નહોતા. "

વિષયપતિ ( સુબો, વિભાગનો મુખ્ય ઉપરી ) ગુસ્સે થયો, તેણે દાંત પીસ્યા, પરંતુ ગુસ્સો દબાવી કહેવા લાગ્યો, " પ્રભુ, નોકર–વર્ગનાં અવિવેકીપણા માટે મને ક્ષમા આપશો, મંત્રગૃહમાં પધારો " બધા મંત્રગૃહમાં ગયા. વિષયપતિના બેઠા પછી બધા બેઠા. તેણે વિષ્ણુભદ્રને જોઈ પૂછયું, " આ કોણ છે ? "

"તેનું નામ વિષ્ણુભદ્ર છે, બાહલીકના રહેવાશી છે, જાતે બ્રાહ્મણ છે, હમણાં તે જાલંધર જવાના છે. એને માટેજ આપની પાસે આવ્યો છું."

આગન્તુક બ્રાહ્મણ છે, એ સાંભળી વિષયપતિએ આસન પરથી નીચે ઉતરી તેના પગની રજ લઈ માથે ચઢાવી. સંઘસ્થવિર જરા હસ્યો, તેથી વિષ્ણુભદ્ર સરમાયો. વિષયપતિ ફરીથી આસન પર બેઠો. "શું એના માટેજ મારી પાસે આવવું પડયું છે ?"

"હા, એ એક જરૂરી સંવાદ લઈ બાહલીક નગરથી જાલંધરમાં મહારાજ-પુત્ર ગોવિન્દગુપ્ત પાસે જાય છે, તે સમાચાર આપની પાસે કહેવા એ ઉચિત છે."

"શા સમાચાર છે ?"

"બાહલીક અને કવિશામાં પ્રજાવર્ગના મનમાં ભય ઉત્પન્ન થયો છે. હૂણ જાતિનું નામ આપે સાંભળ્યું છે કે ?"

"ના, તેઓ શું શક છે ?"

"તેઓના જેવી કોઈપણ જાતિ હજુ સુધી આર્યજાતિના તાબામાં નથી. તેઓ આર્ય પણ નથી શક પણ નથી."

"ત્યારે એ કોણ છે ?"

સંઘસ્થવિર અત્યાર સુધી બોલ્યા વગર બેઠો હતો, તેણે જોયું કે, આ સુરાથી વિહ્વળ બની ગયેલ વિષયપતિના મગજમાં હુન-વિપ્લવના સમાચાર ઘુસાડવાનું કામ સહજ નથી. તેણે કહ્યું, "મને લાગે છે કે આપે મહાનદીનું નામ સાંભળ્યું હશે."

"હા."

"પચાસ વર્ષ પહેલાં હૂન નામની એક જંગલી જાતિએ ઉત્તર કુરૂના પ્રદેશમાંનાં આર્યોનાં રાજ્યો જીતી સદ્ધર્મનો નાશ કરી નવું

રાજ્ય સ્થાપ્યું છે. થોડા વખત પહેલાં ખિંખિલ નામના એક હૂન રાજાએ મહા ચીનથી ઇરાનમાં સામ્રાજ્યની સીમા સુધી પોતાનું રાજ્ય વધાર્યું છે. ”

“ ખિંખિલ હવે બાહલીક અને કપિશા પર ચઢાઈ કરવા ઇચ્છે છે એમ કે ? ”

“ હા. ”

“ તેથી હું શું કરૂં ? બાહલીક બહુ દૂર છે, વળી મારી શક્તિ પણ સામાન્ય છે. ”

“ હું બાહલીકના રક્ષણ માટે આપની પાસે સહાય માગવા આવ્યો નથી. ”

“ ત્યારે શામાટે આવ્યા છો. ”

“ હૂન જાતિ જો મહાનદી ઉતરશે તો પુરૂષપુર પર પહેલો હલ્લો થશે, માટે આપ અત્યારથીજ યુદ્ધ માટે તૈયાર થાઓ. ”

“ બાહલીક અને કપિશા તાબામાં લીધા પછી ગાન્ધાર અને ઉદ્યાન પર હલ્લો થશે ? તેને હજુ બહુ વખત લાગે તેમ છે. ” વિષયપતિએ તૈયારી કરવાની અનિચ્છા દર્શાવી.

“ ભટ્ટારક, ઘણા દિવસ થયાં પુરૂષપુરમાં રહું છું, નાગરીકોનું ભલું ઇચ્છવું, એજ મારૂં કર્તવ્ય છે, અને તે માટેજ આપને આવા અસમયે વિરક્ત કરવા આવ્યો છું. હજારો નર–નારીની જીવન–રક્ષાનો ભાર આપના હાથમાં મૂકાયો છે, જો આપ અત્યારથીજ પ્રયત્ન કરશો તો નગરની રક્ષા થઈ શકે તેમ છે. ગિરિસંકટના કિલ્લાઓ મજબુત બનાવો, નગર અને ખાઇ સુધરાવો, નગરમાં અનાજ એકઠું કરો, કે જેથી ઘેરાઇ જતાં ઘેરાઇ ગયેલી પ્રજાના ભૂખમરાથી અને તેમની વિનંતીથી પશુને તાબે થવું ન પડે. ”

" હજુ ઘણો વખત છે, આપ બીહો નહિ. કોઈ પણ જંગલી જાતિ એકાએક મહારાજાધિરાજના રાજ્ય પર હલ્લો કરી શકે તેમ નથી."

" ભટ્ટારક, હું બ્રાહ્મણ છું, હું નારાયણ, વાસુદેવ, હૃષીકેશ, દામોદરના નામથી કહું છું કે હું ખોટા ભયથી આર્યાવર્તમાં આવ્યો નથી. સામ્રાજ્યનો ભયંકર દુર્દિન આવેલ છે. હૂન જાતિ અતિ બળવાન છે, અતિ નિષ્ઠુર છે. તેઓએ એક વર્ષમાં ઉત્તરકુરૂનું રાજ્ય પુરૂષ શૂન્ય કર્યું હતું અને પાંચ વરસ પછી અનાજથી લીલી છમ ભૂમિ મરુભુમિ જેવી બનાવી મૂકી હતી. વૃદ્ધ બ્રાહ્મણના વાક્યમાં વિશ્વાસ રાખો, હજી પણ વખત છે, વખત છે ત્યાં ચેતો."

વિષયપતિઃ–આપ આ સમાચાર જણાવવા માટે જાલંધર મંડલાધિપતિ મહારાજ–પુત્ર પાસે જાઓ છો?

વિષ્ણુઃ–" હા."

વિષયઃ–" તે સમાચાર હું જ મોકલી આપું છું. આપ બ્રાહ્મણ છો, ઘણે દૂરથી આવો છો, તેથી કદાચ થાકી ગયા હશો, થોડા દિવસ અહિં-જ રહો. હૂનો કદી પણ મહારાજાધિરાજ પરમેશ્વર પરમ ભટ્ટારકના પવિત્ર રાજ્યાધિકારમાં પગલું મૂકવાનું સાહસ કરી શકશે નહિ."

વિષ્ણુઃ–ભટ્ટારક, આપની સુજનતાથી ખુશી થયો છું. મહારાજ પુત્ર જો મારી વાતમાં વિશ્વાસ નહિ રાખે, તો મારે પાટલિપુત્ર જવું પડશે માટે દૂત મુખે સમાચાર મોકલવા એ નકામું છે.

વિષયપતિ આસન પરથી ઉઠયો. સંઘસ્થવિર અને વિષ્ણુભદ્ર પણ ઉઠયા. વિષયપતિ બગાસું ખાઇ પૂછવા લાગ્યો, " આપ કયારે જવાના છો?" સંઘસ્થવિરે કહ્યું, " અત્યારે જ." વિષયપતિએ

વિષ્ણુભદ્રને પ્રણામ કરી સંઘસ્થવિરને અભિવાદન કર્યું. આગન્તુક વિદાય લઇ મંત્રગૃહ છોડી ગયા.

તેના ગયા પછી વિષયપતિએ બૂમ મારી, "સિદ્ધવૃદ્ધિ!" એક સેનાનાયક મંત્રગૃહમાં આવ્યો. વિષયપતિએ તેને પૂછ્યું, "સિદ્ધવૃદ્ધિ, પાટલિપુત્રની નર્તકી ક્યાં છે?" "ઉત્તર તરફના દરવાજાના બાગમાં પ્રભુ!" સૈનિકે જવાબ આપ્યો.

"ચાલ, હું અત્યારે જ એ બાગમાં જાઉં છું."

"પ્રભુ, નગરપાલે કહ્યું છે કે કેટલાંક અતિ જરૂરનાં કામ..."

"તેને કહે કે હમણાં મળી શકાશે નહિ."

---

## પ્રકરણ ૭ મું

---

### અરુણાકુમારી

સંધ્યાકાળ થયો હતો. પાટલિપુત્રના રાજમહેલમાં ગંગાનદીના તીર પરના શુભ્ર મર્મર નિર્મિત ઝરૂખામાં બે યુવતીઓ પદચારણા કરતી હતી. ગ્રીષ્મકાળ હતો, દુર્બળ ગંગાના વક્ષ પરથી જળબિંદુથી ભીંજાયલો શીતળ સાન્ધ્ય-સમીરણ ઝરૂખાના ખુલ્લા ભાગમાંથી પ્રવેશ કરી તેઓના છૂટાવાળા અને વસ્ત્રોના છેડા સાથે ક્રીડા કરતો હતો. એમાંની મોટી યુવતી પરમ સુંદરી હતી, નાનીને જોતાં જણાતું હતું કે તે હજુ કિશોરી-ખીલવાને તૈયારી થતી કુમુદિની જેવી છે, તેણે થોડા જ સમય થયાં યૌવન સીમામાં પગલું મૂક્યું છે. મોટી સુંદરી નાની સુંદરીનો હાથ પકડી ફરે છે, નાની પ્રગલ્ભાની માફક તેને ઘણા પ્રશ્નો પૂછે છે, પરંતુ એકાદ બે સિવાય બીજા કોઇ પ્રશ્નનો

જવાબ મળતો નથી. નાની યુવતીએ પૂછ્યું, "બ્હેન, હાલમાં હું તમને વારંવાર જોઇ શકતી નથી, તમે શા માટે આવતાં નથી?" જ્યેષ્ઠ યુવતીએ જવાબ આપ્યો, "જ્યારે કુમારની સાથે તારો વિવાહ થશે ત્યારે અમે પણ તને જોઇ શકીશું નહિ."

"જાઓ, જાઓ, તમે બહુ ખરાબ છો. બ્હેન તમારૂં મન ખેંચાતુ નથી?"

"કોને માટે?"

"અમારા માટે."

"અમે માં કોનો કોનો સમાવેશ થાય છે?"

"એમ કેમ પૂછો છો, અમે એટલે હુ અને–"

"બીજું કોણ?"

"આ મહાદેવી–"

"બીજું?"

"બીજું હું જાણતી નથી, તમે શા માટે આવતાં નથી એ કહોને?"

"તારા બનેવી મને છોડે ત્યારે આવું ને?"

"તમે અહિં જ રહો, તે આવશે એટલે આ બાબત તેને કહીશ."

"કોને કહી દઇશ, કુમારને?"

"તેને શા માટે કહું, મારા બનેવીને કહીશ."

"એ ભયથી તો હું મરી જઇશ હો."

"તમને કોઇ પહોંચી શકે તેમ નથી."

"અરુણ, મહાદેવી ક્યાં છે?"

"શ્યામા મંદિરમાં; નાયકાની કન્યા સાથે મહારાજાધિરાજનાં

લગ્નની વાત સાંભળતાં જ તેમણે શ્યામા-મંદિરનો આશ્રય લીધો છે, ત્યારથી બહાર નીકળતાં નથી."

"તે શું કોઇને પણ મળતાં નથી?"

"ના, તે કોઇને પણ મોઢું બતાવતાં નથી."

"ચાલ તેની પાસે જાઇએ."

"ચાલો બ્હેન, તમે જરા પ્રયત્ન કરી જુઓ કે મહાદેવી જરા ખોરાક લે. મારી માએ બે દિવસ થયાં પાણી પણ પીધું નથી. આ બધું તમે તો સાંભળ્યું હશે?"

"રસ્તામાં સાંભળ્યું છે. અરૂણુ, મહારાજની બુદ્ધિ આમ કેમ થઇ ગઈ છે?"

"કોણ જાણે બ્હેન, બે માસ થયાં પિતાજી અંતઃપુરમાં પણ આવ્યા નથી. પહેલાં દિવસમાં ઓછામાં ઓછી એકવાર મને જોયા સિવાય પિતાજી બહુ જ વ્યગ્ર બની જતા, અને માની પાસે મારી ખબર પૂછતા; પરંતુ હવે તો હું પોતે પિતાજીને મળવા ઇચ્છુ છું, છતાં મળતા નથી. સૌરાષ્ટ્રના જે બ્રાહ્મણે પિતાજીનાં જીવનનું રક્ષણ કર્યું હતું, તેનો પુત્ર મોટો થયો છે. તે બ્રાહ્મણ પોતાના પુત્રને નોકરી અપાવવા અહિં આવ્યો હતો, મેં તેને માટે મહારાજની પાસે જવા ધાર્યું-પરંતુ પિતા-"

અરૂણાનો કંઠ રૂંધાઇ ગયો, અશ્રુધારાથી તેના ગાલો ભીંજાઈ ગયા મોટી યુવતીએ કહ્યું "તુ બહુ અભિમાની છે. પિતાએ શું કહ્યું?"

ગળગળે અવાજે અરૂણાએ કહ્યું. "બ્હેન પિતા-પિતાએ કહેવરાવ્યું કે તેમને વખત નથી."

બંને ઝરૂખામાંથી નીચે ઉતરી શ્યામા-મંદિર તરફ ચાલ્યાં શ્યામા મંદિરના સૂનકાર દરવાજા આગળ એક દાસી ઉભી હતી.

મંડપમાં સ્તંભની અંતરાળે બે ત્રણ દાસીઓ છુપાઈ રહી હતી. મંદિરનું બારણું ઉઘાડું હતું, પદ્મમહાદેવીની પરિચારિકા મંદિરના બહારના ભાગમા મ્લાન વદને બેઠી હતી, તે આ બંને બહેનોને જોઇ ઉઠી ઉભી થઈ. મંદિરમાં એક ઘીનો દીવો બળતો હતો, પાષણમયી શ્યામા મૂર્તિના ચરણકમળમાં એક ધોળાં વસ્ત્રોવાળો નારીનો–દેહ પડયો છે. બારણામાં ઉભી રહી અરુણાદેવીએ બૂમ પાડી, "મા." આર્યાવર્ત્તની અધિશ્વરી, ગુપ્ત સામ્રાજ્યની પદ્મમહાદેવી ભીનાં મંદિરને તળીએથી બેઠી થઇ અને ભાંગી ગયેલા અવાજે બોલવા લાગી, "કોણ કરુણા ?" તરતજ કરુણાએ મહાદેવીના કંઠને આલિંગન કર્યું, બંને એવીને એવી સ્થિતિમાં શીતળ–ભીની ભોંયપર અશ્રુવિસર્જન કરવા લાગ્યાં, આ પ્રમાણે બે ઘડી નીકળી ગઈ. બહુક્ષણ વીત્યા બાદ અરુણાદેવીએ મંદિરનાં બારણાંમાં ઉભા રહી કહ્યું, "બ્હેન, પૂજાનો વખત થયો છે, પુરોહિત આવ્યા છે." ત્યારે મહાદેવી પાલિતા કન્યાને ખભે હાથ રાખી મંદિર બહાર આવી. પરિચારિકાઓ મંદિરમાં જઈ પુજાની તૈયારી કરવા લાગી.

મહાદેવીની સાથે મંડપમાં આવ્યા પછી કરુણાએ કહ્યું "મા, આવી રીતે કેટલા દિવસ બચીશ ?"

"ઘણા દિવસ જીવી છું. બ્હેન,–જીવું છું માટેજ મારે આ બધું સહન કરવું પડે છે, મરી ગઇ હોત તો આ બધું સહન કરવું ન પડત."

"મા, મરવું શામાટે પડે છે ? અમને કોની પાસે રાખી જશે ?"

"શામાટે મરવું પડે છે ? કરૂણ, કોઇપણ સ્થળે વિના અપરાધે કોઇપણ પદ્મમહાદેવી પદચ્યુત થઈ છે ? વેશ્યા કન્યાને માટે કોઈપણ

કાળે કોઇપણ રાજપુત્રી-કોઇપણ પટ્ટરાણી સિંહાસન છોડી વેદીના નીચલા ભાગમાં ઉભી રહી છે ?"

"મા, નાયકાની કન્યા માટે આપને સિંહાસનનો ત્યાગ શામાટે કરવો પડે છે ?"

"કરુણ, જેણે મને સિંહાસનપર બેસવાનો અધિકાર આપ્યો છે, તેજ જ્યારે તે અધિકાર લઇ લેવા ઇચ્છે છે-ત્યારે પછી કોના બળથી સિંહાસનપર બેસું ? ઇન્દ્રલેખાની કન્યા જાહેર રીતે આર્ય સમુદ્રગુપ્તનાં સિંહાસનપર બેસશે,-ધ્રુવસ્વામિનીના પદપર આવશે ! મારો સ્કન્દ ભિખારી થઇ જશે, એ બધું મેં આ કાનોવડે સાંભળ્યું છે-એજ પૂરતું છે બ્હેન, તે બધું આ આંખોવડે જોઈ શકીશ નહિ. આજે મારો છેલ્લો દિવસ છે. તમે બંને બ્હેનો મારી પાસે રહો, સ્કન્દને ખબર આપો કે જેથી મારી છેલ્લી ઘડીએ તે મારી આગળ ઉભો રહે, અને હું તેને છેલ્લી ઘડીએ મળી શકું."

"મા, મરણ શું માગ્યે આવે છે ?"

"કરુણ, હું જ્યારે શ્યામા-મંદિરમાં મરવા આવી છું, ત્યારે મરણનો રસ્તો ખુલ્લો કરીનેજ આવી છું." એ વખતે મંડપમાં મનુષ્યનાં પગલાંનો શબ્દ સંભળાયો, બીજીક્ષણે એક દાસીએ આવી કહ્યું, "દેવી, ભગવતી પ્રસન્ન જણાય છે, યુવરાજના એક દૂતે સમાચાર આપ્યા છે કે, પરમભટ્ટારક મહારાજપુત્ર હમણાં જ શહેરમાં આવ્યા છે."

મહાદેવીએ આ સમાચાર સાંભળી કહ્યું, "દાસી, તેં સારા સમાચાર આપ્યા, અન્તઃપ્રતીહારને કહે કે તે મહારાજપુત્રને કહેવરાવી મોકલે કે સ્કન્દગુપ્તની માતા મરણ વખતે તેને મળવા માગે છે."

તે દિવસે કંઇપણ વાદ્ય વાગ્યા વિના શ્યામાદેવીની પૂજા પૂરી થઇ. પુરોહિતના ગયા પછી મહાદેવીએ ભીનાં વસ્ત્રે મંદિરમાં પ્રવેશ

કર્યો. બંને હાથ જોડી મહાદેવી પ્રાર્થના કરવા લાગ્યાં, " મા,. ઘણા દિવસ થયાં તારી પૂજા કરૂં છું, કદીપણ કોઇ અપરાધ કર્યો નથી, તોપણ આજે વિમુખ કેમ થઇ મા? કાલ મારાં હૃદયનાં લોહીથી તારી લોહીની તરસ છીપાવીશ મા. પાષાણિ, સ્કન્દની તરફ વિમુખ થઇશ નહિ."

તેનાં વચનો સાંભળી કરુણા અને અરૂણા રૂદન કરતી કરતી તેને વીંટળાઇ વળી અને ત્રણે જણાનું નીરવ અશ્રુવિસર્જન ચાલૂ થયું. આ પ્રમાણે બે ઘડી વીતી ગઇ.

અકસ્માત્ સેંકડો ઉલ્કાના ઉજ્જવળ પ્રકાશથી સ્યામાદેવીની પાષાણ નિર્મિત મૂર્તિ પ્રકાશિત થઈ ગઇ. પ્રતિહાર, દાસી, દંડધર અને પરિચારકોથી ચોક પૂર્ણ થઈ ગયો. કરુણા અને અરુણા વિસ્મિત થઇ જોવા લાગ્યાં. એક દીર્ઘાકાર પુરુષ એક બીજી વ્યક્તિનો હાથ પકડી મંદિર તરફ આવતો જણાયો. કરુણા વ્યગ્રતાથી બોલી ઉઠી, " મા, પિતા આવે છે. મહાદેવીએ અતિ ઝડપથી પ્રતિમાના હાથમાંનું ખડ્ગ લીધું અને કહેવા લાગી, " કરુણ, ત્યારે તો આજે બધું ખલાસ થયું, સ્કન્દને કહેજે કે તેને મળાયું નહિ."

એક મુહૂર્ત જેટલા સમયમાં તીક્ષ્ણ કૃપાણ મહાદેવીની છાતી આગળ ગયું. અરુણાએ તે ખડ્ગ બંને હાથે પકડયું, કૃપાણવડે તેની કોમળ આંગળીઓ ક્ષત–વિક્ષત થઇ ગઇ. તેજ વખતે મંદિરને બારણે ઉભા રહી પેલાં દીર્ઘાકાર પુરૂષે પૂછ્યું, " મંદિરમાં કોણ છે? મહાદેવી જીવતાં છે?" ગળગળા અવાજે કરુણાએ જવાબ આપ્યો, " હા છે."

એ વખતે ઉલ્કાસમૂહના તીવ્ર આલોકથી મંદિર ઉજ્જવળ થઇ ગયું, દીર્ઘાકાર પુરૂષે કહ્યું, " મહારાજાધિરાજ, પિતૃપુણ્યફળે સ્કન્દની માતા હજુ જીવે છે, સ્ત્રી–હત્યાનાં પાતકથી સમુદ્રગુપ્તનો વંશ કલંકિત

થયો નથી. પરંતુ-પરંતુ સ્ત્રીનાં લોહીથી શ્યામાદેવીનું મંદિર રંગાયલું છે. " મહાદેવી શું ઘાયલ થયાં છે?" ઉલ્કાના પ્રકાશમાં ગોવિન્દ-ગુપ્તે જોયું કે અરુણાના લોહીથી ત્રણે સ્ત્રીઓનાં લુગડાં રંગાઇ ગયાં છે. તેણે ફરીથી પૂછ્યું, "આ લોહી કોનું છે?" કરુણાએ કહ્યું, "મહાદેવી આપઘાત કરવાનો પ્રયત્ન કરતાં હતાં, અરુણા એમનું ખડ્ગ પકડી ઘાયલ થયેલ છે." મહારાજાધિરાજ, ઇંદ્રલેખાની કન્યાને સમુદ્રગુપ્તનાં સિંહાસનપર બેસારવાનાં નાટકનો આ તો પહેલોજ અંક છે." ગોવિન્દગુપ્તે કહ્યું.

વૃદ્ધ સમ્રાટ્ નીચું માથું રાખી મંદિરના બારણામાં ઉભો હતો, થોડીવાર પછી સમ્રાટ્ મસ્તક ઉંચું કરી કહેવા લાગ્યો, "અરુણ, તમે મહાદેવી સાથે રાજમહેલમાં જાઓ, રાત વીતતી જાય છે. ગોવિન્દ, એક દંડધરને આજ્ઞા કર કે તે દામોદર શર્માને આવવાનું કહે. અરૂણ, ગોવિંદ અને હું બે ઘડી પછી અંતઃપુરમાં આવીશું."

મહારાજા અને ગોવિન્દગુપ્ત શ્યામામન્દિર છોડી આગળ ચાલ્યા. એક દાસીએ આવી અરૂણાના ઘાપર પાટા બાંધ્યા. કરૂણા ને અરૂણા મહાદેવી સાથે અંતઃપુરમાં ગયાં.

---

# પ્રકરણ ૮ મું

## રાજધાનીનો ફળાહાર.

મહારાજ-પુત્ર ગોવિન્દગુપ્ત જ્યારે ઇન્દ્રલેખાના પંજામાંથી ગુપ્ત-સામ્રાજ્યને બચાવવામાં રોકાયલો હતો, કરૂણાદેવી જ્યારે આપઘાત કરવાને તૈયાર થયેલી મહાદેવને લીધે વ્યસ્ત થઈ રહી હતી. ત્યારે

પાટલિપુત્રના રાજમહેલના દરવાજાપર અને ગૌડવાસી બ્રાહ્મણ અતિશય વિપત્તિમાં આવી પડયો હતો. સન્ધ્યાકાળ થઇ જવાથી દરવાજાપરના પ્રતીહારોએ તેને દરવાજો છોડી રાજમહેલની સીમામાંથી નીકળી જવાનું કહ્યું. બ્રાહ્મણ ગભરાયો અને અતિશય કરૂણ અવાજે કહેવા લાગ્યો, "બાપુ, હું ત્યારે ક્યાં જાઉં?" એક પ્રતીહારે ગુસ્સે થઇ કહ્યું, "તે અમે શું જાણીએ?" એક મશ્કરા પ્રતીહારે કહ્યું, "વિચાર શું કરે છે, સંધ્યાકાળ થયો છે, તારે સાસરે જા."

આટલું કહ્યા છતાં બ્રાહ્મણ ખસ્યો નહિ તે જોઇ એક પ્રતીહારે ગુસ્સે થઇ કહ્યું, "મહારાજ, હવે અપમાન થશે, જલદી ચાલ્યો જા. સૂર્યાસ્ત થયા પછી કોઇ પણ અજાણ્યા માણસને રાજમહેલની હદમાં પ્રવેશ કરવા દેવામાં આવતો નથી."

બ્રાહ્મણે કહ્યું, "ભાઈ, મારી વાત મહેરબાની કરીને સાંભળ. ગૌડના મહાબલાધિકૃત (ફોજદાર) ભાનુમિત્ર મારા મિત્ર છે. હું તેની સાથે આજે બપોર પછી રાજધાનીમાં આવ્યો છું. કરૂણાદેવી જ્યારે અંતઃપુરમાં ગયાં, ત્યારે મને રથપરથી ઉતારી અહીં ઉભો રાખી ગયાં છે, અને કહ્યું છે કે "મહારાજ, અહીં ઉભા રહેજો, હું અંતઃપુરમાં જઇ તમારો બંદોબસ્ત કરૂં છું; હું તે માટે અહિં બેઠો છું; પરંતુ મને લાગે છે કે હવે મારે વધુ બેસવું પડશે નહિ, હમણાંજ અંતઃપુરમાંથી કોઇ દંડધર આવીને મને લઈ જશે. તમે મહેરબાની કરીને થોડીવાર અહિં થોભવા દો. હું પરદેશી છું, રાજધાનીના રસ્તાથી તદ્દન અજાણ્યો છું, અંધારૂં થયું છે, તેથી કદાચ રસ્તો ચુકી કોણ જાણે ક્યાંય જઇ ચડીશ." બ્રાહ્મણના આ કાલાવાલા ભર્યાં વચનો સાંભળી એક વૃદ્ધ પ્રતીહારને દયા આવી, તેણે કહ્યું, "મહારાજ, બેસો, હું મહા પ્રતીહાર અને અંતઃપ્રતીહારને તમારે વિષે પૂછી આવું." પેલો મશ્કરો પ્રતીહાર કહેવા

લાગ્યો, "તું મૂર્ખ છે, આ બ્રાહ્મણ ખોટું બોલે છે, એની વાતો સાંભળી નકામું દુઃખ કેમ વેઠે છે? હું હમણાંજ તેને હાંકી કાઢું છું."

વૃદ્ધ પ્રતીહારે તેને તેમ કરતાં અટકાવી કહ્યું, "આદિત્ય, ગાંડો થયો છે કે શું, સન્ધ્યાકાળ પહેલાં કરુણાદેવીનો રથ અંતઃપુરમાં ગયો છે ખરો, માટે આ બ્રાહ્મણની વાત કદી સાચી પણ હોઇ શકે. એનાપર પ્રહાર કરતાં કદાચ તું વિપત્તિમાં આવી પડીશ."

વૃદ્ધ બ્રાહ્મણને વાટ જોવાનું કહી હરિદત્ત મહેલ તરફ ગયો. મારની વાત સાંભળી બ્રાહ્મણનું મ્હોં સુકાઇ ગયું હતું, પરંતુ પેલા વૃદ્ધનાં વચનોથી સંતોષ પામી દરવાજાની બાજુએ બેઠો.

ઘણે દિવસે પાટલિપુત્રમાં આવેલ હોવાથી બ્હેનને જોઈ અને માતા જેવી મહાદેવીનાં દુઃખની વાત સાંભળી કરુણાદેવી ઋષભશર્માની વાત તદ્દન ભૂલી ગઇ હતી, તે મહેલના દરવાજે ઉભો છે, એ વાત તેના મગજમાંથી નીકળી ગઇ હતી, માટે રાજમહેલના અંતઃપુર રક્ષી અંતઃપ્રતીહાર અથવા મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તને ઋષભશર્મા વિષે કંઇ પણ આજ્ઞા મળી નહોતી. પેલા વૃદ્ધે મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત અને અંતઃપ્રતીહારને ગૌડના મહાબલાધિકૃત ભાનુમિત્રના મિત્રની વાત પૂછી તો તેણે કહ્યું કે અંતઃપુરમાંથી તેના વિષે કંઇ પણ આજ્ઞા આવી નથી. વૃદ્ધ પ્રતીહાર પાછો દરવાજે આવ્યો, અને ઋષભશર્માને કહ્યું, "મહારાજ, તમારે ચાલ્યું જવું પડશે, કારણકે તમારા સંબંધમાં રાજમહેલમાંથી કંઇ પણ આજ્ઞા આવી નથી." બ્રાહ્મણ ગભરાઇને બોલ્યો, "ભાઈ, તમે જો થોડી દયા કરો તો આ બ્રાહ્મણ બચે તેમ છે. હું પરદેશી છું, રાજધાનીના રસ્તાથી અજાણ્યો છું, ભૂખે મરી જાઉંછું, રાજમહેલના ફળાહારની આશાથી બપોરે પેટ ભરીને ખાધું પણ નથી. આવે વખતે જો તમે મને નસાડી મૂકશો, તો તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે."

વૃદ્ધ પ્રતીહારે કહ્યું, " મહરાજ, અમે શું કરીએ ? મહાપ્રતીહારની આજ્ઞા સિવાય કોઇ પણ અપરિચિત વ્યક્તિ સૂર્યાસ્ત થયા પછી રાજ-મહેલની હદમાં રહી શકતી નથી." એમ કહી પ્રતીહારે ઋષભશર્માનો હાથ પકડી તેને ખાઇની પેલી મેર ધકેલી દરવાજો બંધ કર્યો.

ઋષભશર્મા જે દરવાજાએ ઉભો હતો, તે પાટલિપુત્રના રાજ-મહેલનો ત્રીજો દરવાજો હતો. એ દરવાજામાંથી રાજમહેલનાં અંતઃપુરમાં પ્રવેશ કરાતો હતો. અંતઃપુરમાંથી નગરમાં જવું હોય તો ત્રણ જુદા જુદા દરવાજામાંથી પસાર કરવા પડતા હતા. ઋષભશર્મા ત્રણ દરવાજાની બહાર ઉભો ઉભો રડવાની તૈયારી કરતો હતો, એ વખતે બીજા દરવાજાના પ્રતીહારોએ તેને એ દરવાજાની હદ બહાર કહાડી મૂક્યો. એવામાં ચારે તરફ અકસ્માત્ સેંકડો મશાલોના પ્રકાશથી ઝળઝળાટ થઈ રહ્યો, કોઇએ બિચારા ઋષભશર્માને ડોકમાંથી પકડી દૂર ધકેલ્યો. ઋષભશર્મા પછ-ડાવાથી મોટે અવાજે રડવા લાગ્યો, તરતજ એક બીજી વ્યક્તિએ આવી તેનાં મોં દબાવી અવાજ અટકાવવાનો પ્રયત્ન કર્યો; એ વખતે સેંકડો ઘોડેસ્વારોથી વીંટળાયલા ચાર ઘોડાવાળા એક રથે પહેલા દરવા-જામાં પ્રવેશ કર્યો. રથ બીજા દરવાજામાં પેઠા પછી પેલું અજવાળું જતું રહ્યું. તે વખતે પેલી વ્યક્તિએ બ્રાહ્મણના મ્હોંપરથી હાથ ખસેડી પૂછ્યું, " તું કોણ છે ?" બ્રાહ્મણે અતિદીનભાવે કહ્યું, " હું ઋષભ-શર્મા છું." પેલી વ્યક્તિએ ફરી પૂછ્યું, " તારૂં રહેઠાણ ક્યાં છે ?" બ્રાહ્મણે જવાબ આપ્યો, " ગૌડનગરમાં."

" અહીં શા માટે આવ્યો છે ?"

" રાજધાનીમાં સારૂં ખાવાનું મળશે એમ માની કરૂણાદેવી સાથે આવ્યો છું."

" કરૂણાદેવી કોણ ?"

" મહાબલાધિકૃત ભાનુમિત્રનાં પત્ની કરૂણાદેવી."

" ભાનુમિત્ર અથવા કરૂણાદેવીને હું ઓળખતો નથી. તું ખરેખર ચોરી કરવા આવ્યો છે."

બ્રાહ્મણ હવે સમજ્યો કે હવે હું આ ચોર પકડનારના હાથમાં પડ્યો છું. તે રડતો રડતો બોલ્યો, " ભાઈ, હું તો ગરીબ બ્રાહ્મણ છું, કરૂણાદેવી ચાલ્યાં જતાં ગૌડમાં કોઇને પેટ ભરીને ખાવાનું મળતું ન હોવાથી હું તેની સાથે આવ્યો છું. હું તો શું પણ મારી સાત પેઢીમાંના કોઇએ ચોરીનો ધંધો કર્યો નથી; હું ચોર નથી, મહેરબાની કરીને મને છોડી દો. ઋષભશર્મા એવું કામ કદી પણ કરવાનો નથી."

પેલા ચોર પકડનારે તેના કાલાવાલા પર જરા પણ ધ્યાન આપ્યું નહિ. તેને મારતો મારતો તે દૂર લઇ ગયો. ત્યાં તેના કેટલાક અનુચરો ઉભા હતા. પેલા માણસે બ્રાહ્મણને તેના હાથમાં સોંપી કહ્યું, " આ માણસને કેદખાનામાં લઇ જાઓ, સવારમાં તેનો બંદોબસ્ત થશે." મહેલની એક બાજૂએ એક નાનું કેદખાનું હતું, રાતને વખતે મહેલની હદમાં જે કોઈ પકડાતું, તેને ત્યાં રાખવામાં આવતા. કેદખાનાંમાં આવ્યા પછી પેલા માણસે જોયું કે તેના બંદીએ બંગદેશનું કીંમતી લુગડું પહેરેલું છે. ઋષભદેવે રાજધાનીમાં પ્રવેશ કરતી વખતે મૂલ્યવાન કપડાં પહેર્યા હતાં, ભાનુમિત્રે તેને એમ કરવાની મના કરી હતી, છતાં બ્રાહ્મણ ભાઇએ માન્યું નહોતું. બંદીનાં લુગડાં જોઈ એક દરવાને બીજા દરવાનને કહ્યું, " જો ભાઈ, આ વ્યક્તિ કોઇ ઉચ્ચ પદવીની લાગે છે, આવાં ધોળાં કપડાં પાટલિપુત્રમાં પંદર દીનારથી પણ ખરીદી શકાતાં નથી. તેને બીજા ચોરો સાથે રાખવાની જરૂર નથી." આ વાત સાંભળી બીજા દરવાને કહ્યું. " બીજા ચોરો સાથે ન રાખીએ, તો ક્યાં રાખીશું? એને માટે બીજું કયું સિંહાસન ખાલી છે? ચંડાળ રાજાના હુકમથી જે

ખડ્ગવડે યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયકનું માથું કાપે છે, તેજ તરવાર વડે મહાદંડ નાયકની આજ્ઞાથી સામાન્ય હત્યાકારીનું માથું કપાય છે. બંદી બધા સરખા છે."

"ભાઈ આ બંદી તો નવી રીતનો છે. પચીસ વર્ષ થયાં ચોર પકડવાનો ધંધો કરીએ છીએ, તેથી અપરાધીનું મ્હોં જોતાંજ તેને ઓળખી જઇએ છીએ. મને લાગે છે કે આ માણસ ચોર નથી."

"ભાઇ, તું વૃદ્ધ થયો છું, તારી બુદ્ધિ ફરી ગઇ છે. આ માણસે કયો અપરાધ કર્યો છે, તે કોઇ જાણે છે? જો તે નાસી જશે તો તે માટે કદાચ આપણે બંને ફાંસીએ લટકીશું. કારાગૃહમાં પ્રેમ–ભક્તિનું સ્થાન નથી."

બીજા માણસની છેલ્લી વાત પૂરી થતાં પહેલાં પહેલો દરવાન ઋષભદેવનો હાથ પકડી તેને પડખેના એક મોટા ઓરડામાં લઇ ગયો. તે ઠેકાણે એક કરણિકે તેનું નામ લખી લઇ પૂછ્યું, "તેં શો ગુનો કર્યો છે?" બીકથી અધમુઆ જેવા થઇ ગયેલા બ્રાહ્મણે કહ્યું, "તે તો જાણતો નથી,–મેં કંઇપણ અપરાધ કર્યો નથી." તેના સાથી દરવાને કહ્યું, "આ માણસ રાજમહેલની હદમાં પકડાયો છે, માટે કદાચ એનો ગુન્હો રાજદ્રોહનો હોય." કરણિકે એ વાત લખી લીધી. દરવાને બ્રાહ્મણને કારાગૃહમાંના બીજા ચોરોની સાથે પૂરી દીધો.

રાજમહેલના કારાગૃહમાં એક નાનો પત્થરથી બાંધેલો ઓરડો હતો, તેને એક બારણું અને ફક્ત બે જ નાની બારીઓ હતી. જાળીઓથી સો હાથ નીચે એક નાની નદી હતી, તેથી રાજપુરૂષોએ કદીપણ એ બારીઓમાં લોઢાના સળીઆ જડાવવાનું નામ લીધું નહોતું. એ ઘરમાં ઋષભશર્મા આવ્યા પહેલાં ચોર બંદી એકઠા થયા હતા. ઋષભશર્માએ ઓરડામાં પ્રવેશ કર્યો એટલે પેલો દરવાન બારણું બંધ

કરી ચાલ્યો ગયો. જ્યારે તેનો પદરવ સંભળાતો બંધ પડ્યો, ત્યારે એક બંદીએ કહ્યું, "હવે પૂરું થયું." બ્રાહ્મણે આતુરતાથી પૂછ્યું, "શું થયું છે?" પેલા બંદીએ કહ્યું, "અમારાં લુગડાંનાં દોરડાં બનાવી આ બારીના માર્ગે નાસી જવાનું અમે નક્કી કર્યું છે." એમ કહી તેણે તેની ફાટેલી પાઘડી ઋષભદેવના શરીરપર ફેંકી અને તે પહેરવાની આજ્ઞા કરી. બ્રાહ્મણે ગુપચુપપણે એ આજ્ઞાનું પાલન કર્યું. પછી પેલાં ત્રીસ કપડાં અને પાઘડીઓનું એક લાંબું દોરડું તૈયાર થયું, બધા બંદીઓ ટપોટપ બહાર નીકળવા લાગ્યા, છેવટે બંદીઓના નેતાએ ઋષભદેવનાં જાડાં શરીરને પણ જેમ તેમ કરીને બારી બહાર ધકેલ્યું અને બધું કાર્ય પત્યા પછી પોતે પણ પલાયન થઇ ગયો. સ્વતંત્રતા મળતાં બંદીઓ તો પોતપોતાને ઠેકાણે જતા રહ્યા, પરંતુ અસહાય બ્રાહ્મણ કિંકર્તવ્યમૂઢ બની ઉભો રહ્યો. એ જોઇ પેલો નેતા તેને પૂછવા લાગ્યો, "તું કેમ ઉભો છે?" બ્રાહ્મણે નીસાસો નાખી કહ્યું, "ત્યારે ક્યાં જાઉં?"

"તારૂં રહેઠાણ ક્યાં છે?"

"ગૌડમાં."

"પાટલિપુત્રમાં કયે સ્થળે રહે છે?"

"ક્યાંએ નહિ."

"ત્યારે કેદમાં શા માટે આવ્યો?"

"તે પણ સમજી શકતો નથી."

"શહેરમાં કયે કામે આવ્યો હતો?"

"રાજમહેલમાં ફલાહાર કરવા."

જવાબ સાંભળી પેલો માણસ હસવા લાગ્યો, ત્યાર પછી તેણે કહ્યું, "અહિં ઉભો રહીશ તો હમણાંજ તું ફરીથી બંદીવાન થઇશ."

" ત્યારે શું કરૂં, જ્યારે રહેવાનું ઠેકાણું નથી, ત્યારે કારાગૃહજ સારૂં છે. "

" ત્યારે નાસી આવ્યો કેમ ? "

" ન નાસત તો તમે છોડત કે ? "

" તું મારી સાથે આવ, હું તને આશ્રય આપીશ. "

તે માણસ ચાલવા લાગ્યો, ઋષભદેવ પણ તેની પાછળ ચાલ્યો. વાંકાચુંકા રસ્તાઓ વટાવ્યા પછી તેઓ એક અંધકારમય ઇંટોથી ચણેલાં ઘર પાસે આવી પહોંચ્યા. બ્રાહ્મણના સોબતીએ બારણાં ઠોક્યાં, તરતજ બારણાં ઉઘડયાં, બંનેએ ઘરમાં પ્રવેશ કર્યો. બારણાં જોરથી બંધ થયાં.

એજ વખતે મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત રાજમહેલના ત્રીજા દરવાજા-પરના પ્રતીહારોને પૂછતો હતો કે " જે ગોડીય બ્રાહ્મણ સંધ્યાકાળ વખતે દરવાજે ઉભો હતો, તે ક્યાં ગયો ? પટ્ટમહાદેવીની આજ્ઞા છે કે તેને અંતઃપુરમાં લઇ જવો. "

## પ્રકરણ ૯ મું

### મંત્રણાગૃહ.

મધરાત થઇ હતી. વિશાળ ગુપ્ત–સામ્રાજ્યની વિશાળ રાજધા-નીમાં મધ્યરાત્રિની આરતિના શંખ–ઘન્ટાનિનાદ બંધ પડયા હતા. ગંગાતીરપરના ધોળા આરસથી બાંધેલાં અસંખ્ય સફેદ થાંભલાઓથી શો-ભતાં સામ્રાજ્યનાં મંત્રણાગૃહમાં એક શુભ્રવસનધારી વાળવિનાનો દીર્ઘા-કારવાળો કૃષ્ણવર્ણ બ્રાહ્મણ ઉભો હતો. મંત્રગૃહમાં સોનાની સાંકળો વડે

લટકતી રૂપાની દીવીઓમાં સેંકડો સુગંધિત દીવાઓ બળતા હતા, થાંભલાઓની વચ્ચેથી જ્યોત્સ્નોજ્જવલ ગંગાનું જળ રૂપેરી ધારા જેવું દેખાતું હતું. થોડેક દૂર ગંગાદ્વારના દરવાજાપર એક પ્રતીહારનાં બખ્તરપરથી ચંદ્રનાં કિરણો પ્રતિફલિત થતાં હતાં, વૃદ્ધ મંત્રણાગૃહમાં કોઇની વાટ જોતો હતો. એક મૂગો પારિચારક રૂપાનો પંખો લઇ આવતાં પેલા વૃદ્ધે ઇશારા વડે તેને ચાલ્યા જવાનું ફરમાવ્યું.

અર્ધેક ઘડી પછી અંતઃપુરના દરવાજાના માર્ગપર પ્રકાશ દેખાયો, સેંકડો મશાલચી દરવાજા બહાર આવ્યા. પેલો વૃદ્ધ મશાલચી, દાસીઓ અને પ્રતીહારથી વીંટળાઇ બે દીર્ઘાકાર પુરૂષોને ધીમે ધીમે મંત્રણાગૃહ તરફ આવતા જોઇ જરા હસ્યો. થોડીવારમાં સમ્રાટ્ પ્રથમ કુમારગુપ્ત અને મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત મંત્રણાગૃહમાં આવી પહોંચ્યા. પરિચા· રકોએ બે રૂપાનાં સિંહાસનો અને એક દર્ભનું આસન મૂકયું, પરંતુ સમ્રાટે આસન લીધું નહિ, તે તો નીચું મ્હોં કરી વૃદ્ધ સામે ઉભો રહ્યો. ગોવિન્દગુપ્તે એક મૂંગા પરિચારકને ઈશારા કર્યો. તરતજ મશાલચી અને પ્રતીહારોએ મંત્રણાગૃહનો ચોક ખાલી કર્યો, અને તેને બદલે સશસ્ત્ર મુંગા અને બહેરા પરિચારકોએ મંત્રગૃહની ચારેબાજુઓ કબજે કરી લીધી. આજ ગુપ્તસામ્રાજ્યની પ્રાચીન રીતિ હતી.

તે રાતે જે મંત્રણા થઇ, તેવી મંત્રણા મંત્રણાગૃહના રીતરિવાજોથી જાણીતા શ્રુતિશક્તિ અને વાક્શક્તિહીન પરિચારકોએ કદી પણ જોઈ નહોતી. મશાલચી અને પ્રતીહારો દૂર ગયા પછી પ્રૌઢ સમ્રાટ અકસ્માત્ વૃદ્ધના પગમાં પડયો, અને ગળગળા અવાજે કહેવા લાગ્યો, " તાત, મારો અપરાધ માફ કરો." દામોદર શર્મા કુમારગુપ્તને આલિંગન કરી કહેવા લાગ્યો, "કુમાર, તમે મારા પુત્ર તુલ્ય છો. શું હું કદીપણ તમારો અપરાધ કબુલ કરૂં ખરો કે? હુ ચંદ્રગુપ્તનો બાલ સખા

છું, સમુદ્રગુપ્તના મંત્રીનો પુત્ર છું, તેને પાછું વેશ્યા ઇન્દ્રલેખાની કન્યા પાસે નતશિર થવું પડે એ ભયથી હું ઉન્મત્ત થયો હતો!" એ વખતે ગોવિન્દગુપ્તે કહ્યું, "કાકા, ગઇ વાતનો શોચ કરવો નકામો છે, હું આજેજ રાજધાનીમાં આવ્યો છું. પરંતુ કાલેજ પાછો જવાનો છું. સીમા તરફ પ્રબળ વંટોળીઆનાં લક્ષણો દેખાય છે, જો હું અહિં વધૂ દિવસ રહીશ તો કોણ જાણે શું થશે."

દામોદરઃ–"ગોવિન્દ તેં યૌવનની સીમા ઓળંગી છે, પરંતુ બાલક સુલભ ચપળતાએ હજુ પણ તને છોડેલ નથી. છ માસનો રસ્તો એક માસમાં કાપી ફક્ત બેજ પહોર પહેલા અહિં આવ્યો છે. તો પછી થોડાક દિવસ વિસામો લે. સીમાની વિપત્તિ તો દરરોજની છે. એક માસ અહિં રહે, પછી જાલંધર જજે."

ગોવિન્દઃ–"કાકા, આ નવી વિપત્તિ એ કંઈ શકરાજાઓના આત્મ વિદ્રોહથી ઉત્પન્ન થયેલી નથી, કુરૂવર્ષમાં નવી શકજાતિ આવી છે, વક્ષુના કાંઠાપરનો બધો પ્રદેશ અત્યારે તેના કબજામાં છે. હૂનજાતિનું નામ યાદ છે કે?"

કુમારઃ–"ગોવિન્દ, તેં એક વખત એ નવીન જંગલી જાતિ વિષે કંઇક લખ્યું હતું ખરૂં."

ગોવિન્દઃ–"હૂનો દરવર્ષે ગ્રીશ્મ ઋતુના આરંભમાં મહાનદીમાંનો બરફ ગળવા લાગે છે ત્યારે શકલોકોનાં રાજ્યોપર હુમલા આરંભે છે. પાંચવર્ષ પહેલાં હું શકરાજા ચક્રની માગણીથી બાહલીકમાંથી આ નવીન જંગલી જાતિને હાંકી કાઢવા ગયો હતો. કાકા, હૂનની વાત કંઇ જેવી તેવી નથી, આપ આસનપર બેસો.

સમ્રાટ્ અને ગોવિન્દગુપ્ત સિંહાસનપર બેઠા પછી દામોદર શર્મા દર્ભાસનપર બેઠા. સમ્રાટે કહ્યું, "ગોવિન્દ, તે વખતે તો તેં લખ્યું હતું કે

હૂન લોકોએ એવી હાર ખાધી છે કે તેઓ કદીપણ સામ્રાજ્યની સી- મામાં પ્રવેશ કરી શકશે નહિ."

ગોવિન્દઃ–અકસ્માત સીમાડાપરની સમસ્ત જંગલી જાતિ ચંચળ થઇ ગઇ છે, તેનું કારણ હું સમજી શકતો નથી. ગયે વરસે ચીનની સીમામાંથી વેપારીઓ માલ લઈ આર્યાવર્ત્તમાં આવી શકયા નથી. આપણા એલચીઓ વક્ષુતીર આગળથી પાછા ફર્યા છે. મરુભૂમિના રેતાળ–સમુદ્રમાં આ નૂતન તરંગ શી રીતે ઉઠયો છે, તે સમજાતું નથી."

દામોદરઃ–"ગોવિન્દ, સીમાડાની જંગલીજાતિનું ચાંચલ્ય શકમં- ડલેશ્વર આગળ નવીન નથી, એ માટે તું ઉતાવળો કેમ થાય છે?"

ગોવિન્દઃ–"તાત, હૂણજાતિને બહુવાર ચંચળ થતી જોઉં છું, પરંતુ આવી રીતે નહિં. જાલંધરમાં મેં વીશ વર્ષો ગાળ્યાં છે, ઘણીવાર ઘણી જંગલીજાતિઓ સાથે યુદ્ધ કર્યાં છે, પરંતુ કદી પણ ભયનું નામ પણ જાણ્યું નથી. અત્યારે શકો નબળા પડયા છે, પરંતુ હૂણ બળવાન થયા છે. શકસેનાવડે હૂનોની રેલનો રોધ કરવો અસંભવિત છે,

કુમારઃ–"તું શું એમ ધારે છે કે હૂનો ભટ્ટારક સમુદ્રગુપ્તના અધિ- કારપર હુમલો કરવાનું સાહસ કરશે?"

ગોવિન્દઃ–"આ વરસે તો નહિ, પરંતુ આવતા ઉનાળામાં તે નક્કી કરશે. તેઓ બાહ્લીક અને કપિશાના (બાહ્લીક=બલ્ખથી હેરાત સુધીનો મુલક) શક લોકોને તણખલાં જેવા ગણે છે. હૂનજાત કદી પણ સામ્રાજ્યની સેના સાથે ભેટી નથી, માટે આર્યાવર્તની સેના તરફ તેને કંઇ પણ માન નથી."

દામોદરઃ–"ગોવિન્દ, તું શું કહે છે! સામાન્ય જંગલીજાતિને અટકાવવા માટે પાટલિપુત્રમાં લડાઇની તૈયારીઓ કરવી પડશે?"

ગોવિન્દઃ–"તાત, કેવળ પાટલિપુત્રમાં તો નહિજ, પરંતુ કદાચ

સામ્રાજ્યના નગરે નગરમાં, મંડળે મંડળમાં, મહાલે મહાલમાં લડાઇની તૈયારીઓ કરવી પડશે.”

કુમારઃ–“સીમા તરફ હલ્લો કરવા માટે, કે આત્મરક્ષા કરવા માટે?”

ગોવિન્દઃ–“આત્મરક્ષાનો પ્રયત્ન કરવો પડશે કે નહિ તે કહી શકતો નથી, પરંતુ સીમાડાની રક્ષા માટે ખાસ પ્રયત્નો કરવા પડશે. જો ગાંધાર ( કંદહાર ) અને કપિશાના પર્વતોનું રક્ષણ ન થાય, તો આર્યાવર્તનું રક્ષણ કરવાનું કામ મુશ્કેલ બની જશે, મહારાજ આપે સાંભળ્યું છે કે દૂર ભૂતકાળમાં વક્ષુતીરપર એક દિવસ જંગલી શકજાતિ પવનનાં તોફાનથી ઉછળતાં સમુદ્રનાં મોજાંની માફક વિક્ષુબ્ધ થઇ ઉઠી હતી, તે મોજાં જ્યારે કપિશા, ગાંધાર અને ઉદ્યાન ઓળંગી પંચનદમાં આવી પહોંચ્યાં હતાં, ત્યારે તેની આગળ આર્યાવર્તના રાજાઓનાં સૈન્યો પ્રબળ પ્રવાહ આગળ તણખલાંની પેઠે તણાઈ ગયાં હતાં.”

દામોદરઃ–“ગોવિન્દ, તું શકમંડળેશ્વર છે, તને લાયક ગણીનેજ સ્વર્ગસ્થ પરમભટ્ટારક મહારાજાધિરાજે ભટ્ટારિકા ધ્રુવસ્વામિનીના ઘણા પુત્રોમાંથી તનેજ સીમાની રક્ષા માટે નીમ્યો છે. તને સીમાપરની જંગલી જાતિઓનો અનુભવ છે, માટે સરહદની અવસ્થા તારાથી અજાણી નથી, જો આવશ્યકતા હોય તો છ માસની અંદર સામ્રાજ્યની સમસ્ત સેના જાલંધર નગરને છેડે સ્કન્ધવારમાં તૈયાર કરજે.”

કુમારઃ–“ગોવિન્દ, જો વિપત્તિ આમ જલદીથીજ આવવાની હોય તો બધી તૈયારી અત્યારથીજ કરવી જોઇએ. નવું વર્ષ શરૂ થાય અને ગ્રીષ્મઋતુનો આરંભ થાય તે પહેલાં બાહલીક, કપિશા અને ગાંધાર સુરક્ષિત કરવાં પડશે. કાલેજ મંત્રણાસભા બોલાવીશ. તું સરહદના રક્ષણની શી વ્યવસ્થા કરતો આવ્યો છે?”

ગોવિન્દઃ–“સૌરાષ્ટ્ર અને માલવ–યુદ્ધના નાસીરોએ બાહલીક તરફ

કુચ કરી છે ભાસ્કરગુપ્ત કપિશામાં પચીસ હજાર સેના સાથે હાજર છે. જાલંધરમાં મારી શરીર-રક્ષણ સેના તૈયાર છે. ”

કુમારઃ-“ગોવિન્દ, શકજાતિનો વિશ્વાસ રાખવા જેવું નથી. તેં આ સમાચાર પ્રથમથીજ કેમ ન મોકલ્યા ? ”

ગોવિન્દઃ-“મોકલ્યા હતા, પરંતુ પત્રનો ઉત્તર મળ્યો નથી. મને લાગે છે કે મહારાજાધિરાજ પાસે આવ્યો નહિ હોય.”

દામોદરઃ-“પત્ર તો પહોંચ્યો હતો, પરંતુ ચંદ્રગુપ્તનો પુત્ર તે વખતે ગણિકા ઇન્દ્રલેખાના ઘરમાં આરામ લેતો હતો તેથી એ સમાચાર તેમને મળ્યા નથી.”

ગોવિન્દઃ—“તે માટેજ સો જોજનનો રસ્તો કાપી પાટલિપુત્રમાં આવવું પડ્યું છે. ”

“કુમારગુપ્ત આ સાંભળી નીચું જોઇ રહ્યો, ત્યારે ગોવિન્દગુપ્તે કહ્યું, “ તાત, મારે બીજું પણ એક કહેવાનું છે. ”

દામોદરઃ—“શું કહેવાનું છે. ”

ગોવિન્દઃ—“કાકા, હું પ્રૌઢ નથી, વૃદ્ધ થયો છું, અગ્નિગુપ્ત પણ વૃદ્ધ થયો છે, હૂણ યુદ્ધમાં નૂતન નાયકની જરૂર છે. શકમંડળમાં વિશ્વાસી પ્રભુભક્ત સેનાનાયક નથી. ”

કુમારઃ—“ગોવિન્દ, સ્કન્દ, હર્ષ, ભાનુમિત્ર, આદિત્યવર્મા વગેરે તરૂણ યોદ્ધાઓ તારી પડખે રહેશે.”

દામોદરઃ—“મહારાજ, યુવરાજ સ્કન્દગુપ્ત, કુમાર હર્ષગુપ્ત, ભાનુમિત્ર, આદિત્ય વગેરે તેના મિત્રો નવીન યુદ્ધમાં મહારાજ-પુત્રની પડખે રહેવાને યોગ્ય છે.”

ગોવિન્દઃ—“મહારાજ, હું એજ માગતો હતો.”

સમ્રાટે ઇસારો કર્યો, તરતજ એક મૂંગો પરિચારક તેની સામે

આવી ઉભો રહ્યો. કુમારગુપ્તે બીજીવાર સંકેત કર્યો, પરિચારકો અભિવાદન કરી ચાલ્યા ગયા. થોડીવાર પછી સોનાની છડી પકડી એક દંડધર આવ્યો, તેણે મહારાજાને અભિવાદન કર્યું. કુમારગુપ્તે તેને કહ્યું, "મહા પ્રતીહારને જલદી બોલાવી લાવ." થોડા વખતમાં ગુપ્તસામ્રાજ્યનો મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત મંડપમાં આવી પહોંચ્યો. મંડપનાં બારણાંમાં ઉભા રહી તેણે મહારાજા, મહારાજ-પુત્ર અને મંત્રીને અભિવાદન કર્યું. કુમારગુપ્તે કહ્યું, "કૃષ્ણ, કાલે દિવસના ત્રીજા પહોરે આ મંત્રણાગૃહમાં સભા બોલાવવી છે. તું જાતે સામ્રાજ્યના યુવરાજ ભટ્ટારકપાદીય અને કુમારપાદીય જે જે રાજપુરૂષો નગરમાં હોય, તેને હાજર રહેવાનું કહી આવજે."

મહાપ્રતીહાર અભિવાદન કરી ચાલ્યો ગયો. સમ્રાટે ફરી સંકેત કર્યો, મૂંગા અને બહેરા પરિચારકો જતા રહ્યા, મશાલચી છડીદારો આવી પહોંચ્યા. સમ્રાટ્ મહારાજ પુત્ર અને મહામંત્રી આસન પરથી ઉઠયા. ગોવિન્દગુપ્ત જ્યારે મંત્રણાગૃહમાંથી બહાર નીકળતો હતો, ત્યારે એક પ્રતીહાર તેને અભિવાદન કરી પાસે ઉભો રહ્યો. સમ્રાટ અને દામોદરશર્માના થોડેક આગળ ગયા પછી પ્રતીહારે તેને કહ્યું, "મહારાજનો જય થાઓ, એક રમણી આપને મળવાની રજા માગે છે." ગોવિન્દગુપ્તે આશ્ચર્ય ચકિત થઈ પૂછ્યું, "રમણી?" "હા પ્રભુ હા, તે યુવતી છે અને સારાં કપડાંથી સુંદર દેખાય છે; તે અત્યારે આ ક્ષણેજ આપને મળવા માગે છે." પ્રતીહારે કહ્યું.

"તેણે કંઇ ઓળખાણ આપી છે?"

"ના."

ગોવિન્દગુપ્તે એક છડીદારને બોલાવી કહ્યું, "તું મહારાજાધિરાજ પાસે જઇ નિવેદન કર કે હું અર્ધી ઘડી પછી અંતઃપુરમાં

આવીશ."

છડીદાર અભિવાદન કરી ચાલ્યો ગયો. ત્યારે ગોવિન્દગુપ્તે પ્રતીહારને કહ્યું, "તેણે ઓળખાણ તો નથી આપી, પણ કંઈ નિશાની આપી છે ?"

"હા, પ્રભુ, તેણે મને એક સોનાની વીંટી આપી છે"

સૈનિકે ગોવિન્દગુપ્તના હાથમાં એક વીંટી મૂકી, પરંતુ સ્નિગ્ધ-ગંધદીપના પ્રકાશમાં, કોટથી વીંટળાયલા મહેલમાં ઘણા રક્ષકોથી રક્ષિત હોવા છતાં મહારાજપુત્ર, ગોવિન્દગુપ્ત એ વીંટી જોઇ કંપી ઉઠયો. પ્રતીહાર બીકનો માર્યો બે ડગલાં પાછો હઠી ગયો. થોડીવાર પછી પોતાનો ગભરાટ છુપાવી ગોવિન્દગુપ્તે કહ્યું, "વારૂ, તું એ રમણીને મંત્રગૃહમાં લઈ આવ."

પ્રતીહાર એક અવગુંઠનાવૃતા નવયુવતીને સાથે લઈ પાછો આવ્યો અને તરતજ દૂર જતો રહ્યો. ગોવિન્દગુપ્તે પૂછ્યું, તમે કોણ છો ?"

જવાબ આપ્યા સિવાય રમણીએ અવગુંઠન દૂર કર્યું. ગોવિન્દગુપ્તે જોયું કે યુવતી સુંદર છે. તે લગાર હસી બોલ્યો, 'ઓળખાણ ન પડી, રૂપ ઓળખવાની અવસ્થા જતી રહી છે." રમણીએ કહ્યું, "હું મંદ–મલયાનિલને દેશથી આવી છું."

"તે દેશ મારો જાણીતો છે ખરો, શા માટે આવ્યાં છો ?"

"પત્ર આપવા."

"કોનો પત્ર ?"

"બાઈ સાહેબનો."

"બાઇ સાહેબ કોણ ?"

"મેં સાંભળ્યું હતું કે મહારાજપુત્ર રસિક છે ?"




"મહારાજપુત્રે મ્યાનમાંની લાંબી અસિ બહાર કાઢી યુવતી સામે પકડી રાખી!"

પૃ. ૬૭

B. A. P. W.

"ભદ્રે, રસ સમજવાની ઉમર જતી રહી છે."

"પરંતુ શું એવી રીતે ભૂલી જવાય કે?"

"ભૂલ્યો નથી, કદી પણ ભૂલી શકીશ કે નહિ એ પણ સંદેહની વાત છે!"

"બધા પુરૂષો એજ વાત કહે છે."

ગોવિન્દગુપ્તની આંખો અકસ્માત ઉજ્જવળ થઈ ઉઠી, તેણે તીવ્રતર અવાજે કહ્યું, "રમણી, છેલ્લી સ્મૃતિ તપાવેલી લોઢાના ખીલાવડે મારા હૃદયમાં અંકાઇ રહેલી છે. તમે મન્દમલયાનિલને જોયો છે?"

"હમણાંજ જોયો."

"હજુ જોયો નથી, આ જો."

મહારાજપુત્ર મ્યાનમાંની લાંબી અસિ બહાર કાઢી યુવતી સામે પકડી રાખી. રમણી બે ડગલાં પાછી હઠી ગઈ અને કહેવા લાગી, "પ્રભુ, મેં સાંભળ્યું હતું કે મન્દમલયાનિલ મનુષ્ય છે!"

"પાછાં જઇને કેહેશો કે મનુષ્યે વીસ વર્ષ સુધીમાં એવો આકાર ધારણ કર્યો છે."

રમણીએ પોતાનાં લુગડાંને છેડે બાંધેલો પત્ર ગોવિન્દગુપ્તના હાથમાં મૂક્યો. દીવાના પ્રકાશમાં તે વાંચી ગોવિન્દગુપ્તે કહ્યું, "તમે ચાલ્યાં જાઓ, જવાબ આપવાનો નથી." રમણી નીચે નમી ચાલી ગઈ, તરતજ ગોવિન્દગુપ્તે છડીદારને બોલાવી તેને પાછી બોલાવવાનો હુકમ કર્યો, તે પાછી આવી એટલે મહારાજપુત્રે કહ્યું, "કહેજે કે મેળાપ થશે, પરંતુ તે ઘેર નહિ, કુક્કુટારામના વિહારમાં જે પ્રમાણે મેળાપ થતો હતો, તેવીજ રીતે થશે." યુવતી ફરી અભિવાદન કરી ચાલી ગઇ. રાતના ત્રીજા

પહોરમાં મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત મહારાજ પુત્રની આજ્ઞા મુજબ તેમના પુરાતન નોકર મુરારીની શોધમાં નીકળી પડયો.

## પ્રકરણ ૧૦ મું.

### ભોજન-દક્ષિણા

ઋષભદેવ અને તેનો અજાણ્યો મિત્ર પાટલિપુત્રના સાંકડા વાંકા-ચુંકા રસ્તામાના અંધકારમય ઘરમાં ગયા, ઘરનું બારણું બંધ થયું. તે સાથેજ અંધકારમાંથી પ્રશ્ન આવ્યો. "તમે કોણ છો?" ઋષભ-દેવના આશ્રયદાતાએ જવાબ આપ્યો, "વનનાં પંખી" ફરી પ્રશ્ન પૂછાયો, "કયાંથી આવ્યા છો?" "પિંજરમાંથી" "કેવી રીતે?" "પિંજર તોડીને" "તમે કયાં વનનાં પંખી છો?" "વૃન્દાવનનાં-"

હવે પ્રશ્ન કરનારનો અવાજ બદલાયો. તે અત્યાર સુધી વિકૃત અનુનાસિક સ્વરથી વાતચીત કરતું હતું, હવે તેણે સ્વાભાવિક સ્વરે પૂછ્યું, "તું કોણ છે?"

"શર્વનાગ."

તરતજ ઓરડાની બારી માર્ગે દીવો ઝળકયો, મોટી મૂછોવાળી એક વ્યક્તિએ પૂછ્યું, "કેવી રીતે નાઠા?" આગન્તુકે કહ્યું, "બારીને રસ્તે."

"સાથે કોણ છે?"

"એક બીજો કેદી."

"તારો ઓળખીતો છે?"

"ના, ફિકર જેવું નથી એ ગૌડિય બ્રાહ્મણ છે, રાજધાનીમાં

ફ્લાહાર કરવા આવ્યો હતો."

પ્રશ્ન કરનાર હસ્યો અને પૂછવા લાગ્યો, "મહારાજ, રાજધાનીનો ફળાહાર કેવો લાગ્યો,?" ભૂખ્યો બ્રાહ્મણ કહેવા લાગ્યો, "બહુજ ભારે,-જીવ જાઉં જાઉં કરે છે, તમારા ઘરમાં કંઇ ખાવાનું છે?" ઘરધણીએ કહ્યું, "છે." તેણે બારણું ઉઘાડ્યું, શર્વનાગ અને ઋષભદેવે ઓરડામાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણે અતિશય પીડા પામી કહ્યું, "સહુ પહેલાં અન્ન લાવ."

"પ્રથમ અમારા ઉપરી પાસે ચાલો મહારાજ."

ત્રણે માણસોએ પાસેના ઓરડામાં પ્રવેશ કર્યો. ઓરડો મોટો હતો, તેની એક બાજૂએ એક નાનો દીવો ઓરડામાંનો અંધકાર દૂર કરતો હતો, ઓરડા વચ્ચે કેટલાક પુરૂષો માટીનાં વાસણોમાં મદ્યપાન કરતા હતા. તેઓમાંના એકે પૂછ્યું, "કોણ?" ઘરધણીએ કહ્યું, "શર્વનાગ નાસી આવ્યો છે." "સહુ સારૂં, સાથે કોણ છે?"

"એક કેદી છે, ગૌડ દેશમાંથી રાજધાનીમાં ફળાહાર કરવા આવ્યો હતો, તેવામાં બંદી થયો. મહારાજ બહુજ ભૂખ્યા છે." ત્યારે તે માણસે ઋષભદેવને પૂછ્યું, "કેમ મહારાજ શું ખાશો?"

"જે મળે તે, જે હોય તે અહિં લાવોને." બ્રાહ્મણે કહ્યું.

"એમ કહી તે ભોંયપર બેઠો. દલપતિએ પૂછ્યું, "ગૌડદેશમાં બ્રાહ્મણો ડુક્કરનું માંસ ખાય છે, ભુંજેલું ડુક્કરનું માંસ છે, ખાશો?"

બ્રાહ્મણે તિરસ્કારથી માથું હલાવ્યું, "ગોવિન્દ, ગોવિન્દ."

"ત્યારે તમને બરાબર ભૂખ લાગી લાગતી નથી."

"બાપુ, મશ્કરી કરવાનો ઘણોવખત છે. બ્રાહ્મણ કદીપણ ડુક્કરનું માંસ ખાય કે? ગોવિન્દ તમારૂં ભલું કરશે, ઘરમાં જે કંઈ ખાવાનું

હોય તે લાવો. ”

“ મહારાજ, તમે જૂઠું બોલો છો. બ્રાહ્મણ ડુક્કરનું માંસ ખાતા નથી એ જોવું છે? વિશ્વેશ્વર, તું કઇ જાતિનો છે?”

તે ટોળીમાંની એક વ્યક્તિએ કહ્યું, “ બ્રાહ્મણ. ”

“ તું ડુક્કરનું માંસ ખાય છે કે નહિ? ”

“ હા, દરરોજ. ”

“ અત્યારે ખાશો? ”

“ છે ક્યાં? ”

“ મારા વાસણમાં એઠું પડ્યું છે. ”

બ્રાહ્મણ કુળમાં જન્મેલ વિશ્વેશ્વર દલપતિનાં એઠાં વાસણમાંથી ડુક્કરનાં માંસના ટુકડા લઇ અનાયાસે મ્હોમાં મૂકવા લાગ્યો, ત્યારે દલપતિ હસતો હસતો કહેવા લાગ્યો, “ મહારાજ, જોયું કે? તમે ખાશો? ”

“ ના. ” કહી બ્રાહ્મણે એક લાંબો નિઃસાસો નાખી સૂવાની તૈયારી કરી. દલપતિ ખડખડાટ હસવા લાગ્યો. બ્રાહ્મણ જમીનપર સૂઇ ગયો. થોડીવાર પછી દલપતિએ પૂછ્યું, “ કેમ મહારાજ ખાશો કે નહિ? ” ઉતરેલા મ્હોંએ કહ્યું, “ ના. ”

“ હમણાંજ કહેતા હતાને કે મને બહુ ભૂખ લાગી છે. ”

“ એ ખરૂં છે. ”

“ ત્યારે શામાટે ખાતા નથી. ”

“ વિધાતાની ઇચ્છા નથી. ”

“ મારી સામે આહાર પડ્યો છે, આવી ખાઓ. ”

“ મગધદેશના બ્રાહ્મણો ડુક્કરનું માંસ ખાઇ શકે, પરંતુ ગૌડિય બ્રાહ્મણ ખાતા નથી. ”

" ત્યારે મરો. "

એ વખતે શર્વનાગે કહ્યું, " બ્રાહ્મણને કંઇક ખાવા આપો, હવે દુઃખ દો નહિ. " દલપતિની આજ્ઞા થવાથી એક માણસે માટીના વાસણમાં થોડું અનાજ મૂક્યું. બ્રાહ્મણ તે વાસણમાં હાથ નાખવા જાય છે, તેવામાં બારણાપર જોરથી અવાજ થવા લાગ્યો. કોઇએ બારણાપર પદાઘાત કર્યો. તરતજ દીવા બુઝાવી નાખવામાં આવ્યા. બ્રાહ્મણ બીકનો માર્યો ખાવાનું હાથમાં લઈ ઉભો થઈ ગયો. પાસેના ઓરડામાંથી અંધારામાં એક માણસે આવી દલપતિને કહ્યું, " ચૌરોદ્ધરણિકે (ફોજદાર) પોતે આવી ઘેરો ઘાલ્યો છે, કોઇપણ દિશામાં નાસવાનો રસ્તો રહ્યો નથી. " દલપતિએ કહ્યું, " ત્યારે યુદ્ધ કરીશું. " પેલા માણસે કહ્યું, " લડાઈ કરવી નકામી છે, આપણે પંદર કે વીસ માણસો છીએ, અને બહાર સોથી વધૂ હથિઆર બંધ માણસો ઉભાં છે. "

" ત્યારે શું કરીશું. "

" પકડાયા સિવાય છૂટકો નથી. "

" તમે શરણ થાઓ, હું નાસી જઇશ. જો હું કૃષ્ણગુપ્તના પંજામાંથી નહિ છુટું, તો ટોળાનું નામ પણ રહેશે નહિ. "

" કેવી રીતે નાસશો ? "

" પ્રતીહારનો વેશ લઇને. "

" ત્યારે અમે શું બારણાં ઉઘાડીએ ? "

" ના—"

તરતજ ચૌરોદ્ધરણિક અને પ્રતીહારોએ બારણાં તોડી હાથમાં મશાલો લઈ ઘરમાં પ્રવેશ કર્યો. બિચારો ઋષભદેવ માટીનાં વાસણો સાથે બીજીવાર બંદીવાન થયો. પ્રતીહારોએ બંદીવાનોને કારાગારમાં

કેદ કર્યા. એક કરણિકે તેનાં નામ લખી લઈ દરેકને જૂદીજૂદી ઓર-ડીઓમાં કેદ કર્યો, કેવળ ઋષભદેવને એક જ ઠેકાણે જરા થોભવું પડ્યું. ત્યાર પછી એક માણસે તેને બીજા ઓરડામાં લઇ ગયો. ત્યાં એક દુબળા શરીરનો કાળા રંગનો વૃદ્ધ આદમી બેઠો હતો. પેલા માણસે તેને કહ્યું, " પ્રભુ આ પેલો ગૌડિય બ્રાહ્મણ. " પેલા દુબળા શરીરના વૃદ્ધે તેને પૂછ્યું, " તમારૂં નામ શું ? " બ્રાહ્મણે કહ્યું, " ઋષભશર્મા. "

" ક્યાં રહો છો ? "

" ગૌડ દેશમાં. "

" પાટલીપુત્રમાં શામાટે આવ્યા હતા ? "

" ગૌડમાં મહાબલાધિકૃત ભાનુમિત્રની સાથે રાજધાની જોવા."

બ્રાહ્મણે કરુણાદેવી સાથે રથમાં પ્રમોદ દરવાજા સુધીનું આગમનથી માંડી ચોર લોકોના રહેઠાણમાં બીજીવાર બંધનદશામાં આવ્યા સુધીની બધી વાત કહી, પેલા વૃધ્ધે બ્રાહ્મણને પોતાની પાછળ આવવા કહ્યું. ઘર બહાર રથ તૈયાર હતો, બંને રથમાં બેઠા રાતના ત્રીજા પહોર વખતે રથ રાજમહેલના ત્રણ દરવાજા પસાર કરી અંતઃપુરમાં આવ્યો.

અંતઃપુરનાં બારણાં આગળ એક વ્યક્તિએ પૂછ્યું, " પ્રભુ " પેલા વૃધ્ધે કહ્યું, " હા. "

" મહારાજા ઘણીવારથી આપની વાટ જુએ છે. તેઓએ આ-પના સમાચાર પૂછાવ્યા હતા. "

" શા સમાચાર ? "

" તેમણે પૂછાવ્યું હતું કે મહાપ્રતીહાર હજુ સુધી શહેરમાંથી આવ્યા નથી ? આપ જલદી અંતઃપુરમાં જાઓ. મહાદેવી અને કરૂણા-દેવી હજી સુધી જમ્યાં નથી. "

" કેમ ? "

" દરવાજાપરથી ઉપવાસી બ્રાહ્મણ પાછો ફર્યો છે, તેણે ખોરાક લીધા સિવાય બીજું કોઈ આહાર કરશે નહિ. "

મહા પ્રતીહાર અને ઋષભદેવ અંતઃપુરમાં ગયા. અંતઃપુરનાં મુખ્યદ્વાર આગળની દાસીના હાથમાં બ્રાહ્મણને સોંપી કૃષ્ણગુપ્ત પાછો વળ્યો. અંતઃપુરના એક ઓરડામાં મહારાજા કુમારગુપ્ત, મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત, પટ્ટમહાદેવી, કરુણાદેવી, અરુણાદેવી, યુવરાજ સ્કન્દગુપ્ત અને કુમાર હર્ષગુપ્ત બેઠા હતા. દાસી ઋષભદેવ સાથે ત્યાં આવી. કરુણાદેવી બારણામાં ઉભી હતી, તે ઋષભદેવને જોઇ બોલી, " મહારાજ, તમે આવ્યા કે, હવે ખોળીઆમાં જીવ આવ્યો. " બ્રાહ્મણે બધાંને પ્રણામ કર્યા, ત્યાર પછી એક દાસી તેને બીજા ઓરડામાં લુગડાં પહેરાવવા લઇ ગઈ. ઋષભદેવ હાથપગ ધોઇ નવાં રેશમી વસ્ત્રો પહેરી જ્યારે તે ઓરડામાં પાછો આવ્યો, ત્યારે તે ઓરડાની શોભા ફરી ગઈ, મોટા ઓરડાની એક બાજુએ સમ્રાટ, ગોવિન્દગુપ્ત અને મહાદેવી બેઠાં હતાં, પાછળ ઝરૂખા પાસે સ્કન્દગુપ્ત અને હર્ષગુપ્ત ઉભા હતા. ઓરડાના મધ્ય ભાગમાં એક સુંદર કાશ્મીરી ગલીચો પાથરેલો હતો. તે પર તેની ચારે બાજૂએ મોટામોટા સોના અને રૂપાના થાળોમાં જથાબંધ અન્ન-પાનાદિ ગોઠવેલાં હતાં. ખોરાકનો ભપકો જોઈ બ્રાહ્મણ બારણામાંજ સ્થંભી ગયો, પછી માથાપર હાથ મૂકી ત્યાંજ બેસી ગયો. તેની આ અવસ્થા જોઇ સમ્રાટે ગભરાટથી પૂછ્યું, " મહારાજ શું થયું ? " બ્રાહ્મણ દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યો, " મહારાજ આજે મારા નસીબમાં ભોજન લખ્યું નથી. ગોવિન્દગુપ્તે પૂછ્યું, " કેમ મહારાજ, ભોજન તો તૈયાર છે શામાટે જમતા નથી ! "

" મહાશય, આજે વિધાતા મારા વિરૂદ્ધ છે, આવો રાજધાનીનો

ફળાહાર તેપણ મારે તજવો પડે છે! અત્યારે જમવા બેસુ તો મારી પ્રતીજ્ઞા તૂટે એમ છે." કરૂણાદેવીએ વ્યસ્તતાથી પૂછ્યું, "મહારાજ તમે શું કહો છો? તમે જમ્યા નથી તેથી તો મા પણ હજી સુધી જમ્યાં નથી."

"ઋષભદેવ દીલગિરીથી કહેવા લાગ્યો, દેવી, ગૌડિય બ્રાહ્મણ સમાજમાં આ ઋષભદેવની એક પ્રકારની પ્રખ્યાતી ફેલાઇ છે, તે એ કે ઋષભ ભોજન પાત્રમાંનું અન્ન પૂરૂં કર્યા વિના આચમન કરતો નથી, પરંતુ અહિં જે રીતે ભોજનની તૈયારી થઈ છે, તેથી તો ઋષભની પ્રખ્યાતીનો છેડો આવશે. તે સિવાય મારા ગુરુદેવે મને આજ્ઞા કરી છે કે જે અન્ન મળ્યું હોય તે બધું જમ્યા સિવાય આસનપરથી ઉઠવું નહિં પરંતુ અહિં તો જે ખોરાક એકઠો કર્યો છે, તે ખાતાં તો મને લગભગ દસ દિવસ લાગશે." બ્રાહ્મણની વાત સાંભળી બધાં હસવા લાગ્યાં. ગોવિન્દગુપ્તે કહ્યું, 'મહારાજ' આ અન્ન છોડશો નહિ, પ્રતિજ્ઞા તોડવાની કંઇ જરૂર નથી, આપ એક એક વાસણનું અનાજ એક એક દિવસે જમશો તો કંઇ વાંધો રહેશે નહિ. "બ્રાહ્મણે નિશ્વાસ નાખી કહ્યું; "દસ દિવસે તો અન્ન બગડી જાય નહિ!"

"તે ચિન્તા રાખશો નહિ, મહાદેવી તથા કરૂણા અને અરૂણા રાંધવાની વિદ્યામાં દ્રૌપદી:જેવાં ઉસ્તાદ છે."

મહાશય, આપ અતિશય હોશિયાર છો, આપને આશીર્વાદ આપું છું, આપની તરવારનો જય થાઓ, તમારી સલાહ ઉત્તમ છે, દેવી ત્યારે આજે તો હું અન્નનોજ આહાર કરીશ, શાક વગેરે સવાર માટે રાખી મૂકો."

બ્રાહ્મણનાં વચનોથી બધાં ફરીથી હસવા લાગ્યાં. ગોવિન્દગુપ્તે કહ્યું, મહાશય, શાક વગેરે સવાર માટે રાખવું પડે તેમ નથી, કાલ

નવાં શાક તૈયાર થશે, આપ જમવા બેસો."

હવે ઋષભદેવ મહા વિપતિમાં પડયો. તેને માટે જે અન્ન તૈયાર કર્યું હતું, તેમાં દસ પ્રકારનાં પકવાનો હતાં. તેને વિચાર થયો કે આ-માંથી કયું પાત્ર લેવું, અર્ધીઘડી વીતી ગઇ પણ કંઇ નિશ્ચય થઇ શકયો નહિ. રાત જતી હતી તેથી છેવટે બ્રાહ્મણે સહુ પહેલું વાસણ લીધું, એક ઘડીમાં એ સુબૃહત્ રૂપાનાં વાસણમાંના અન્નનો ઢગલો પૂરો થઇ ગયો. ઓરડામાંનાં બધાં વિસ્મયપૂર્વક એ અપૂર્વક ભોજન વ્યાપર જોતાં હતાં. જમી રહ્યા પછી મહારાજાએ તાળી પાડી, તરતજ એક છડીદાર આવ્યો. સમ્રાટ્ તેને મહાપ્રતીહારને બોલાવી લાવવાનું કહ્યું. કૃષ્ણગુપ્ત આવ્યો એટલે સમ્રાટે કહ્યું, "કૃષ્ણ" આ બ્રાહ્મણને સો દી-નારને બદલે હજાર દીનારની ભોજન–દક્ષિણા આપ." દક્ષિણાની સંખ્યા સાંભળી ઋષભદેવ આનંદથી બેભાન બની અંજીઠા હાથે સમ્રાટ્‌ને આ-શીર્વાદ આપવા લાગ્યો.

## પ્રકરણ ૧૧ મું

### મુરારી.

દિવસનો પહેલો પહોર પૂરો થયા પછી સભાનું કામ પૂરૂં થયું તથા મહારાજ અને ગોવિંદગુપ્ત અંતઃપુરમાં આવ્યા. ત્યારે ઋષભદેવ પાટલિપુત્રના એક ગાઉ સુધી પસરેલ પાષણ નિર્મિત અપુર્વ કોતરણીથી શોભતો રાજમહેલ જોતો ભમતો હતો. તે ધોળ આરસપહાણથી બના-વેલા સુંદર ઝરૂખા અને સફેદ આરસપર કોતરાં સુંદર પશુ–પક્ષી તથા અતિ સુંદર વૃક્ષ–લતા નીહાળતો હતો, એ વખતે તેને પાછળથી કોઇ-

એ બોલાવ્યો, "મહારાજ!" બ્રાહ્મણે પાછું ફરી જોયું તો ગોવિન્દગુપ્તને પાછળ ઉભેલો જોયો. તેણે લગાર હસીને કહ્યું, "મહારાજ પુત્રનો જય થાઓ, શો હુકમ છે?"

"મહારાજ, ચાલો શહેર જોવા જઇએ."

"મહારાજા, બ્રાહ્મણનો દોષ લેશો નહિ. આપનું નગર બહુ વસમું છે, તે નગરનું દર્શન ગૌડિય બ્રાહ્મણ કરી શકશે કે નહિ એમાં સંદેહ છે."

"મહારાજ, કંઇ બીક રાખશો નહિ, મારી સાથે ચાલો, આપણે રથમાં જઇશું; કંઈ પણ વિપત્તિની શંકા રાખશો નહિ."

"મહારાજ પુત્ર, આપ નગરવાસી છો, આ નગર આપનેજ ગમે તેવું છે, મારો દેહ જરા કોમળ છે, તેથી મને લાગે છે કે મારાથી નગર–દર્શન સહન થશે નહિ. વળી શું વિના અપરાધે કારાગૃહમાં જવું?"

"મહાશય, આપ બ્રાહ્મણ છો, હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે હું જીવતો હોઇશ ત્યાં સુધી આપના દેહને હાથ લગાડી શકશે નહિ."

"ત્યારે ચાલો."

"આપ બપોરનું ભોજન લઈ મારે રહેઠાણે આવશો."

"તથાસ્તુ."

દિવસના બીજા પહોરની છેલ્લી ઘડીએ ઋષભશર્માં ગઇ રાતનાં સુંદર રેશમી કપડાં પહેરી ગોવિન્દગુપ્તને ઉતારે આવ્યો. મહારાજ પુત્ર તે વખતે તૈયાર થઈ તેનીજ વાટ જોતા બેઠા હતા. તેનો વેશ જોઇ બ્રાહ્મણ ચમક્યો. ગોવિન્દગુપ્તનું આખું શરીર રૂપાના જેવાં ચક્રાંકિત ધોળાં લોહવર્મથી ઢંકાયલું હતું. તેના કેડમાં અસિ અને કૃપાણ લટકતાં હતાં, તેના લાંબા હાથમાં શૂલ શોભતું હતું, અને પીઠપર લાંબી ફરશી શોભી રહી હતી. બ્રાહ્મણે બીતાં બીતાં પ્રશ્ન પૂછ્યો, "મહારાજપુત્ર,

શું યુદ્ધ કરવા માટે નગરમાં જવું છે? ગોવિન્દગુપ્તે હસીને કહ્યું, "કેમ બીક લાગે છે." "ના બીક લાગતી નથી–પરંતુ યુદ્ધ વખતે બ્રાહ્મણનાં શકુન સારાં નથી. હું મહાદેવીના મહેલે પાછો જાઉં?" બ્રાહ્મણે છટકવાની યુક્તિ લડાવી.

"ના મહારાજ, બીશો નહિ, હું લડાઈ કરવા જતો નથી, પણ રંગ–રસનો અભિનય કરવા જાઉં છું."

બહુ ભારે શિરસ્ત્રાણ હાથમાં લઇ ગોવિન્દગુપ્ત બહાર નીકળ્યો. બહાર એક રથ ઉભો હતો, તે ઋષભદેવ સાથે તેપર ચઢી બેઠો.

રાજમહેલના ત્રીજા દરવાજા બહાર નીકળ્યા પછી સારથીએ પૂછ્યું–"પ્રભુ ક્યાં જવું છે?" ગોવિન્દગુપ્તે જવાબ આપ્યો, "કપોતિક સંઘારામના ઉત્તર દરવાજે ચાલ." રથ ગડગડાટ કરતો નગરના પત્થરથી બાંધેલા રસ્તાપર જવા લાગ્યો. થોડીવાર પછી ઋષભદેવે પૂછ્યું, "મહારાજ, સંઘારામ તો બૌદ્ધમઠ છે, તે ઠેકાણે જવા માટે બખ્તર પહેરવાની શી જરૂર હતી?"

"બ્રાહ્મણ, પાટલિપુત્રમાં હિન્દુ, બૌદ્ધ, જૈન વગેરે કોઇપણ મઠમાં સહિસલામતી નથી?"

"મઠ માત્ર ઇશ્વરની આરાધના કરવાનું સ્થાન છે. એવાં પવિત્ર સ્થાનમાં શું કદીપણ પાપનો પ્રવેશ થઈ શકે?"

"મહારાજ, તર્કનું પ્રયોજન નથી. હમણાંજ હિન્દુ અને બૌદ્ધ એ બંને સંપ્રદાયોનાં સ્થાનના અંદરના ભાગ જોઇ શકશો."

એ વખતે રથ પાટલિપુત્રનો જનાકીર્ણ રાજપથ ઓળંગી પાષાણની દિવાલ વેષ્ટિત કપોતિક સંઘારામના મોટા દરવાજા આગળ આવી ઉભો રહ્યો, ગોવિન્દગુપ્ત અને ઋષભદેવ રથમાંથી નીચે ઉતર્યા. ગોવિન્દગુપ્તે સારથીને કહ્યું, "અહિં તારે અમારી વાટ જોવાની જરૂર

નથી. તું કલાલ-બજારને છેડે જે કુવો છે, તેની પાસે રથ લઈ જા ત્યાં અમારી વાટ જોતો રહેજે. રાતના બીજા પહોર સુધી જો અમે ન આવીએ તો કૃષ્ણગુપ્તને જણાવજે કે અમે ભયમાં છીએ." ગોવિન્દગુપ્ત અને ઋષભદેવે સંઘારામમાં પ્રવેશ કર્યો. સારથી રથ લઇ ધારેલે સ્થળે જતો હતો, એ વખતે સંઘારામમાંથી એક માણસે બહાર આવી તેને પૂછ્યું, " ભાઈ, રથ તો રાજમહેલનો જણાય છે, રાજમ-હેલમાંથી રથમાં બેસી સંઘારામમાં કોણ આવ્યું ? " સારથી તેને સાચો જવાબ આપવા જતો હતો પરંતુ કંઈ વિચાર આવવાથી કહ્યું, " કોઇ ઉંચી પદવીનો રાજપુરુષ હોવો જોઇએ, હું તેને બરાબર ઓળખતો નથી. "

ગોવિન્દગુપ્ત અને ઋષભદેવે સંઘારામમાં પ્રવેશ કરી જોયું કે આખો ચોક ઉપાસકોથી પરિપૂર્ણ છે. ચોકના મધ્યભાગમાં એક મોટું મંદિર હતું, તેમાં શંખનાદ અને ઘંટાનાદ થતા હતા. ગોવિન્દગુપ્ત આ ભીડ છોડી ચોક પાસેના એક સાંકડા રસ્તાપર આવી પહોંચ્યો, તે રસ્તાની બંને બાજુએ અનેક ચૈત્ય અને મંદિરો હતાં. જે ઠેકાણે રસ્તો પૂરો થતો હતો. ત્યાં એક નાના દરવાજાનાં બંધ બારણા પાસે એક ભિક્ષુક ઉંઘતો હતો. ગોવિન્દગુપ્તે તેનો સ્પર્શ કર્યો કે તરત તે ઉઠી ઉભો થયો અને પૂછવા લાગ્યો, " તમે કોણ છો, શું જોઇએ છીએ ? " ગોવિન્દગુપ્તે કહ્યું, " હું પરદેશી છું, ઘણે દૂરથી આવું છું, ભિક્ષુ, તથા ગતગુપ્તનાં દર્શન કરવાં છે. "

" આચાર્ય તથા ગતગુપ્ત અત્યારે ક્રિયામાં મગ્ન છે, તેની સાથે મેળાપ થશે નહિ. તે સાધારણ માણસને મળતા નથી. "

" તેમને મારૂં નામ જણાવશો તો મારી મુલાકાત લેશે. "

" તમે કોણ છો ? "

"હુ પરદેશી છું."

"ક્યાંથી આવે છો?"

"જાલંધરથી."

"તમારૂં નામ શું?"

"મન્દમલયાનિલ."

"તમે કહો છો કે જાલંધરથી આવું છું પરંતુ તમારી વાતચીત તો પંચનદ-વાસીના જેવી છે."

"હું મગધમાં રહું છું."

"ત્યારે જાલંધરથી આવું છું, એમ કેમ કહો છો?"

"થોડો વખત થયાં કામ પ્રસંગે જાલંધર રહું છું."

"તમારી ઓળખાણ આપો."

"મહાશય આપ કૃપા કરીને આચાર્ય તથા ગતગુપ્તને ખબર આપો કે મંદ-મલયાનિલ તેની મુલાકાત લેવા માગે છે, એમ કહેશો એટલે બીજી ઓળખાણની જરૂર પડશે નહિ."

"આપ આ ઠેકાણે ઉભા રહો, હું ખબર લઈ આવું છું."

એમ કહી તે ભિક્ષુ દરવાજા પાસેના એક નાના ઓરડા તરફ ગયો. થોડીવાર પછી દરવાજો ઉઘડયો અને એક મોટા કદના ભિક્ષુ સાથે પૂર્વપરિચિત ભિક્ષુ બીજા ચાર-પાંચ ભિક્ષુઓ સાથે ઉઘાડા દરવાજાના માર્ગપર આવી ઉભા. પેલા કદાવર ભિક્ષુએ પૂછ્યું, "મારી સાથે કોણ મળવા માગે છે?" પેલા ભિક્ષુએ બખ્તરવાળા ગોવિન્દગુપ્ત તરફ આંગળી કરી. ત્યારે તે કદાવર ભિક્ષુએ ગોવિન્દગુપ્ત પાસે આવી કહ્યું, "શું આપ મને મળવા ઇચ્છો છો?"

"હા, શું આપજ આચાર્ય તથા ગતગુપ્ત છો?"

"હા હું આર્યસંઘમાં એજ નામે ઓળખાઉં છું, આપે જે

નામ વાપર્યું તે ક્યાંથી સાંભળ્યું હતું ? ”

“ મુરારિ, તું શું મારો અવાજ સાંભળી મને ઓળખી શકતો નથી. ”

“ પ્રભુ ? ”

ગોવિન્દગુપ્તે પોતાનું શિરસ્ત્રાણ ખોલ્યું. તેનું મ્હોં જોતાંજ આર્યસંઘનો આચાર્ય તથાગતગુપ્ત ગોવિન્દગુપ્તના પદપ્રાન્તમાં આળોટી પડ્યો, તે જોઈ નવા ભિક્ષુઓ બે ડગલાં પાછળ હઠી ગયા. મહારાજપુત્રે કહ્યું, “ મુરારિ ઉઠ, જરૂરનું કામ છે. તારા શિષ્યોને વિદાય કર. ”

તથાગતગુપ્ત અથવા મુરારિએ ઉભા થઇ અતિ વિનિત ભાવે હાથ જોડી કહ્યું, “ પ્રભુ, ઘણા દિવસો પછી નગરમાં પધાર્યા છો, તે મેં સાંભળ્યું છે, આજ્ઞા મળતાંજ હું પોતેજ રાજમહેલમાં આવત. ”

“ મુરારિ, સાંભળ, રાજમહેલ મારી તારી વાતચીત માટે યોગ્ય સ્થાન નથી, કારણ કે રાજમહેલના દરેક પત્થરને પણ કાન હોય છે. અહિં કોઇ એકાંત સ્થળ છે ?

“ હા છે, સંઘારામ બહાર જવાનું છે ? ”

“ એકાદ બે સાધારણ વિષય સંબંધી વ્યવસ્થા કરી બહાર જશું. ”

“ ત્યારે ઉપલે માળે આવો. ”

મુરારિ અથવા તથાગતગુપ્ત સાથે ગોવિન્દગુપ્ત અને ઋષભદેવ દરવાજા પડખેના એક નાના ઓરડામાં ગયા. તે ઓરડાના એક ખુણામાં અતિ સંકીર્ણ નિસરણી હતી, ત્યાંથી બધા ઉપલા ખંડમાં ગયા. મુરારીએ તેની સાથે બારી વિનાના એક ઓરડામાં પ્રવેશ કર્યો, એ ઓરડાનાં બારણાં વાસી દેવામાં આવ્યાં. ગોવિન્દગુપ્તે કહ્યું, “ મુરારિ, વીસ વર્ષ પછી આજે તારી જરૂર પડી છે. ”

“ કેમ પ્રભુ ? ”

"આજ રાત્રેજ વળી સંકેત સ્થાને જવું પડશે."

"ક્યાં! કલાલ-બજારમાં? ક્યાં જવાનું છે?"

"વીશવર્ષ પહેલાં દરરોજ રાત્રે જ્યાં જતા હતા ત્યાં."

"ઇન્દ્રલેખાને ઘેર? પ્રભુ, તેનું રૂપ-યૌવન ઘણા દિવસ થયાં જતું રહ્યું છે."

"મુરારિ, જીવનના માર્ગમાં અરધી સદી વિતાડયા પછી મનુષ્ય અભિસાર કરવા જતો નથી. આજે પાટલિપુત્રની કલાલ-બજારમાં મધરાતે પિતૃઋણુ વસુલ કરવા જવું છે."

"પ્રભુ, અર્થ સમજાતો નથી, જે કરવાનું છે, તેની આજ્ઞા કરો."

"ધીમે ધીમે સમજાવું છું. પ્રથમ એક પ્રતિજ્ઞા કર, મારી અસિ ગ્રહણ કર."

અંધકારમાં અસિ ગ્રહણ કરી ભિક્ષુએ પૂછ્યું, "પ્રભુ શી પ્રતિજ્ઞા લઉં?" ગોવિન્દગુપ્તે કહ્યું. "પ્રતિજ્ઞા કર કે આજે રાતમાં જો મારૂં મરણ થાય, તો આ મારા સોબતી બ્રાહ્મણુને તરતજ દામોદર ગુપ્તને ઘેર લઇ જઇશ?" "પ્રતિજ્ઞા કરૂં છું." ભિક્ષુએ પ્રતિજ્ઞા કરી.

ત્યાર પછી ગોવિન્દગુપ્તે ઋષભદેવને કહ્યું, "મહારાજ, આપને કંઇ પણ કાર્ય વિના અહિં લાવ્યો નથી. પાટલિપુત્રમાં કોઈ ઓળખી ન શકે એવી વ્યક્તિની આજે જરૂર પડે છે. આપને એક અતિશય ભારે કામ સોંપું છું. આજ રાતમાં જો મારૂં મરણ થાય તો મુરારિ અને તેના અનુચરો આપને મહામંત્રી દામોદરશર્મા પાસે લઈ જશે. આપ વૃદ્ધમંત્રીને કહેશો કે "ગરૂડ ધ્વજ ભાંગ્યો છે." આ શબ્દો બરાબર યાદ રાખશો-આ શબ્દો ઉપર સામ્રાજ્યનાં કલ્યાણનો આધાર છે.

ઋષભદેવે શુષ્ક મુખે કહ્યું "બરાબર યાદ રાખીશ." ત્યાર પછી ગોવિન્દગુપ્તે મુરારિને કહ્યું, "મુરારિ, બખ્તર પહેરી મઠમાં આવ્યો

પરંતુ બહાર જતી વખતે વેશ બદલાવવા ઈચ્છું છું; તું કેટલાક પોશાકો ખરીદી લાવ."

"પ્રભુ. મારી પાસે અનેક બ્રહ્મચારીનાં ભગવાં લુગડાં છે તે ચાલશે ?"

"હા, ચાલશે; લઈ આવ."

મુરારિ બારણું ઉઘાડી લુગડાં લેવા ગયો. ગોવિન્દગુપ્ત ધીમે ધીમે બખ્તર ઉતારવા લાગ્યો. ઋષભદેવે જોયું કે બખ્તરની નીચે મહારાજ-પુત્રના ખભા અને છાતી ઝીણી લોઢાની જાળીથી ઢંકાઈ ગયેલ છે. મુરારિ લુગડાં લઇ આવ્યો, ત્રણે જણાએ ભગવાં લુગડાં પહેર્યાં. એક એક કકડો માથાપર વીંટાળ્યો. પછી મહારાજ પુત્રે કહ્યું, "મુરારિ, મણિકાર જાહલનના ઘેર જવું છે, નદીને કાંઠે જઇ નૌકાપર બેસવું પડશે; દરવાજાપર જાહેર રીતે નીકળવું ન હોવાથી અમને કોઇ છુપે રસ્તે લઇ ચાલ. બખ્તર અને વસ્ત્રો બન્ધુવર્માને ઘેર મોકલી દે."

મુરારિએ એક તરૂણ ભિક્ષુને બોલાવી બખ્તર અને લુગડાં લઇ જવાની આજ્ઞા કરી. ત્યાર પછી ત્રણે જણ નીચે આવ્યા. તે ઠેકાણે એક તરૂણ ભિક્ષુ હાથમાં દીવો લઈ તેની વાટ જોતો ઉભો હતો. તેની સાથે તેઓ અંધારા માર્ગે આગળ ચાલ્યા. જે ઠેકાણે રસ્તો પૂરો થતો હતો, ત્યાં એક નાની નીસરણી હતી, તે નીસરણી વડે બધા ઉપલા ભાગપર ચઢવા લાગ્યા. બહાર આવ્યા બાદ જણાયું કે તે સ્થાન કપોતિક સંઘારામની પાછળ એક દુકાનમાં હતું. તેઓ દુકાનમાંથી બહાર નીકળી રાજ માર્ગપર ચાલવા લાગ્યા, દુકાનના સ્વામીએ તેને કંઇ પણ વાત પૂછી નહિ.

ગંગાનદીને કાંઠે પહોંચ્યા પછી મુરારિ એક નાની નૌકા લઇ આવ્યો, ત્રણે જણા તેમાં બેઠા; નૌકા પૂર્વ દિશામાં ચાલવા લાગી. રાજમહેલનું

ગંગાદ્વાર તથા શહેરની પૂર્વ દિવાલ ઓળંગી નૌકા એક પરાં પાસેના ઘાટપર ઉભી રહી. ગોવિન્દગુપ્તે ઘાટપરનાં એક મકાનમાં પ્રવેશ કર્યો. એ મકાનનો માલીક તેની વાટ જોતો હતો, ગોવિન્દગુપ્તે તેને કહ્યું, "જાહલન, અમને તારા નિર્જન ઘરમાં લઈજા." મણિકાર જાહલને તેઓને દીવાના પ્રકાશવાળા ભૂમિમાંના ઘરમાં પહોંચાડી દીધા, અને તે ચાલ્યો ગયો, મહારાજપુત્ર જમીનપરની મોટી પથારીપર બેસી કહેવા લાગ્યો, "મુરારિ, વીશ વર્ષ પછી ઇન્દ્રલેખાએ મને ફરી બોલાવ્યો છે."

"ફરીથી?"

"હા, ફરીથી."

"શામાટે, પ્રભુ?"

"પ્રેમનાં વચનો કહેવા માટે નહિ. પરંતુ મારી હત્યા કરવા માટે."

"શામાટે પ્રભુ? ઇન્દ્રલેખા તો ઘણા દિવસ થયાં આપની પાસેથી જતી રહી હતી! ફલ્ગુયશ મરી ગયો છે, ત્યાર પછી ઇન્દ્રલેખાએ ઘણો પૈસો પેદા કર્યો છે. અત્યારે નગરના ઘણા શેઠીઆઓ કરતાં ઇન્દ્રલેખા પૈસાદાર છે. આપે તો તેનો કંઇ અપરાધ કર્યો નથી."

"કર્યો છે, મેં ઇન્દ્રલેખાનો મનોરથ સિદ્ધ થવા દીધો નથી. આ વાત શું તેં સાંભળી નથી?"

"સાંભળી છે, આપને માટેજ વૃદ્ધ મહારાજાધિરાજ સાથે ઇન્દ્રલેખાની કન્યાનો વિવાહ થયો નથી."

"અને તે માટેજ તે મારી હત્યા કરવા ચાહે છે. ગોવિન્દગુપ્ત જીવતો છે ત્યાં સુધી વેશ્યાના ગર્ભમાં નટના ઔરસવડે ઉત્પન્ન થયેલી કન્યા સાથે આર્યાવર્તના અધીશ્વરનો વિવાહ થવો એ અસંભવિત વાત છે."

"પ્રભુ, ઇન્દ્રલેખાએ શું કહેવડાવ્યું છે?"

" તે કેવળ એક વખત મારૂં મ્હોં જોવા ઇચ્છે છે."

" આપ શું આજ રાતેજ તેને ઘેર જશો?"

" ના, પહેલાં કુક્કુટારામની પડખે જે રીતે તેની સાથે મેળાપ થતો તેજ રીતે મેળાપ કરીશ. સાંભળ, આજે આત્મરક્ષાને માટે સામ્રાજ્યના પ્રતીહાર અથવા શરીર રક્ષકોનો ઉપયોગ કરવા હું ઇચ્છતો નથી, તું આજે મારા દેહનું રક્ષણ કરશે?"

" પ્રભુની આજ્ઞા શિરોધાર્ય છે."

" બૌદ્ધ સંઘના આચાર્યને યોગ્ય કાર્ય છે કેમ. મુરારિ તું ભિક્ષુ શામાટે થયો?"

" મહાપ્રતીહારની બીકથી. પ્રભુ, કમન્ડલુ અને ભગવાં વસ્ત્રોનાં જેવા આત્મગોપન કરવાનાં સાધનો બીજાં કયાં છે?

" કમન્ડલુ અને ભગવાં લુગડાં છોડી દેવા તૈયાર છે."

" પ્રભુની આજ્ઞા થાય તો આજ ક્ષણે તૈયાર છું."

" તેની વાત પછી. આજે રાતના પહેલા પહોરથી કલાલની દુકાનોમાં સોએક હથિયારબંધ અનુચરો રાખજે. તેઓ તારા શંખનો અવાજ સાંભળી કુક્કુટારામની ઉત્તર બાજુએ એકઠા થાય એવો બંદોબસ્ત કરજે. જે ઠેકાણે ઝાડ નીચેનાં મંદિર અને ચૈત્યોની આડચમાં સો અસ્ત્રધારી ચુંટી તૈયાર રાખજે.—અને તું પોતે મારી માફક જાળીનું બખ્તર પહેરી કલાલ અક્ષયનાગની દુકાનમાં તૈયાર રહેજે. નગરના દરવાજાપર બીજા પહોરનાં ચોઘડિઆં વાગશે ત્યારે હું અક્ષયનાગની દુકાનમાં પ્રવેશ કરીશ."

મુરારિ નમસ્કાર કરી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૨ મું

## વીંટીના સમાચાર.

શીઆળાના છેવટના દિવસોમાં એક દિવસ સવારમાં એક કદાવર બ્રાહ્મણ પાટલિપુત્ર નગર પાસે વહેતી ગંગાનદીમાં નાહી ઉતાવળે પગલે નગર તરફ જતો હતો. તેની પાછળ સો એક હાથ દૂર એક સુંદર રથ અને ત્રણ ચાર પરિચારકો ધીમે ધીમે આવતા હતા. ગંગાનદી તરફના રસ્તાપર જ્યાં ઉત્તર તરફનો પહોળો રાજમાર્ગ એકઠો થતો હતો ત્યાં એક ભિક્ષુ અને એક બ્રાહ્મણ બેઠા હતા પેલો તરતનો નાહેલો બ્રાહ્મણ એ ચાર રસ્તાપર આવી પહોંચ્યો, ત્યારે પેલા ભિક્ષુએ તેને પૂછ્યું, "ભદ્ર, અમે પરદેશી છીએ, આ મહાનગરના રસ્તાથી અજાણ્યા છીએ, કયે રસ્તે જતાં પશ્ચિમ તરફના દરવાજે જવાશે?" બ્રાહ્મણ ગંભીર ચિંતામાં મગ્ન હતો, તેણે કંઈ પણ સાંભળ્યું નહિ, તેથી ભિક્ષુએ તેને બીજી વખત પૂછ્યું, "મહાશય, પશ્ચિમ તરફના દરવાજાનો માર્ગ કયો?" પેલા કદાવર પુરૂષે વિસ્મય પામી કહ્યું, "શું આપ મને પ્રશ્ન પૂછો છો?"

"હા, અમે પરદેશી છીએ, પહેલાં કદી પણ આ મહાનગરમાં આવ્યા નથી. કયા માર્ગે જતાં પશ્ચિમ દરવાજે જવાશે તે નક્કી થઈ શકતું નથી; કૃપા કરીને રસ્તો બતાવશો?"

"શહેરની પશ્ચિમ બાજુએ એક કરતાં વધારે દરવાજા છે. કયે દરવાજે જવા ધારો છો?"

"એક કરતાં વધૂ દરવાજા? મહાશય, હું પાટલિપુત્ર નગરમાં આચાર્ય બુદ્ધદાસ સિવાય બીજા કોઈને ઓળખતો નથી, તે પારાવત અથવા કપોતિક સંઘારામમાં રહે છે."

" બુદ્ધદાસનું નામ તો સાંભળ્યું નથી, પારાવત અથવા કપોતિક સંઘારામ નગરના મધ્ય ભાગમાં છે; આપ મારી સાથે આવો. હજુ પણ રસ્તાપર લોકોની હાલચાલ થઇ નથી માટે તમને રસ્તો શોધતાં અડચણ પડશે."

ભિક્ષુ અને બ્રાહ્મણ એ કદાવર પુરુષ સાથે ચાલવા લાગ્યા. પેલા બ્રાહ્મણે પૂછ્યું, " આપ શું પંચનદના પ્રદેશમાંથી આવો છો ? "

" ના, અમે પુરુષપુર ( હાલનું પેશાવર ) નગરમાંથી આવીએ છીએ, આ મારો સાથી બાહલીક દેશનો છે.

" પુરુષપુર ? બાહલીક ? આપ શું તીર્થયાત્રા કરવા નીકળ્યા છો ? "

" ના મહાશય, તીર્થયાત્રા કરવાનો ઉદ્દેશ તો હતો, પરંતુ તે અદ્યાપિ સિદ્ધ થયો નથી, હાલમાં તો ખાનગી કામ સબબ મગધમાં આવવું પડ્યું છે. "

" આપ તો ભિક્ષુ છો, તીર્થયાત્રા અથવા મુસાફરી સિવાય આવા દૂરના દેશમાં શામાટે આવ્યા છો ? "

" અમે બંને મહારાજપુત્ર ગોવિન્દગુપ્તનાં દર્શન કરવાની ઇચ્છાથી અત્રે આવ્યા છીએ ? "

" તમે બંને ? " " હા બંને. "

" મહારાજપુત્ર ઘણા થોડા વખતને માટે અહિં આવ્યા છે, તે પાટલિપુત્રમાં રહેશે ત્યાં સુધી સાધારણ કામોમાં ધ્યાન રાખી શકે તેમ લાગતું નથી. "

બાહલીક-નિવાસી બ્રાહ્મણ કે જે અત્યાર સુધી ગુપચુપ થઈ ચાલ્યાં કરતો હતો, તે ઓચિંતો બોલી ઉઠયો, " સંઘસ્થવિર, ત્યારે શો ઉપાય કરશું ? વૈશાખ માસની શરૂઆતમાં હૂનો કપિશાપર હલ્લાં શરૂ કરશે. "

પેલા કદ્યાવર પુરુષે વિસ્મય પામી પૂછ્યું, " હૂન ? હૂન નામની જંગલીજાતિ વક્ષુનદીને પેલે પાર રહે છે, તેઓ કઇ રીતે કપિશાપર હલ્લાં કરશે ? બાહલીક અને કપિશા મહાસામ્રાજ્યની અંદર નથી પરંતુ શાહીય અને શાહાનુશાહીય દેવપુત્રગણોએ મહારાજાધિરાજની અધીનતા સ્વીકારી છે. હૂનો એક વખત હાર્યા છે, છતાં શું બીજીવાર આક્રમણ કરશે ? "

" કરશે ? ખિંખિલે આજ્ઞા કરી છે કે આવતી ગ્રીષ્મ ઋતુમાં યુવરાજ તોરમન કપિશામાં રહેઠાણ કરશે. "

" ખિંખિલ કોણ ? "

" હૂન જાતિનો એક માત્ર સરદાર. "

" પ્રથમ બાહલીક, પછી કપિશા, બીજે વરસે ઉધાન અને ગાંધાર. ગોવિન્દનું અનુમાન ખરૂં છે. મહાશય આપ કોણ છો ?

" મારૂં નામ વિષ્ણુભદ્ર છે, હું બાહલીક રાજનો પુરોહિત છું. "

" આપનો સાથી કોણ છે ? "

" એ પુરુષપુર નગરના કનિષ્ક ચૈત્યનો સંઘસ્થવિર છે, એમનું નામ બુદ્ધભદ્ર છે. "

પેલા પુરૂષે બંનેને પગથી તે માથા સુધી બરાબર જોયા પછી કહ્યું, " ઇશ્વિરની કૃપાથી આપનો મેળાપ થયો છે, આપ કૃપા કરીને મારે ઘેર પધારો, હું આપને મહારાજ–પુત્ર ગોવિન્દગુપ્ત પાસે લઈ જઇશ. "

બુદ્ધભદ્રે પૂછ્યું, " મહાશય, આપ કોણ છો ? "

" હું એક સાધારણ બ્રાહ્મણ છું, મારૂં નામ દામોદરશર્મા છે, હું આર્ય સમુદ્રગુપ્તનાં સામ્રાજ્યનો એક સાધારણ નોકર છું. આપ રથ-પર ચઢો. "

" અને આપ ? "

"મેં ગંગાસ્નાન કર્યું છે, તેથી વાહનપર બેસીશ નહિ."

"હું ભિક્ષુ છું, અમારે પણ વાહનપર બેસવાની મના છે."

"પરંતુ મગધના મહાસ્થવિર અને સંઘસ્થવિર હાથીપર અને રથોપર બેસે છે."

"વિનયની વ્યવસ્થા બધાને માટે એકજ છે, તો પણ વિધિનિષેધ ગ્રહણ કરવો કે ન કરવો એ માણસની ઇચ્છાપર આધાર રાખે છે."

"ત્યારે પગપાળા ચાલો."

ચારે દિશા ધુમસથી ઘેરાયલી હતી, નાગરિકો હજુ સુધી પથારીમાંથી ઉઠયા નહોતા. ત્રણે જણા ચંદ્રગુપ્ત—વિક્રમાદિત્યના દરવાજાપર આવ્યા. દામોદરશર્માને જોઈ પ્રતીહારો દરવાજામાં હારબંધ ગોઠવાઈ ગયા, અને લશ્કરી રીત મુજબ માન આપ્યું. તે જોઈ પેલા આગન્તુકો નવાઇ પામ્યા.

નગરમાંના મુસાફરો તેને જોઇ માનસર રસ્તો આપવા લાગ્યા. દુકાનદારો અને કુળવધુઓ તેમને દૂરથી જોઈ પ્રણામ કરવા લાગ્યાં. આગન્તુકોની વિસ્મયતા ઉત્તરોત્તર વધવા લાગી. બે ઘડી પછી દામોદરશર્માએ રાજમાર્ગપરના એક દરવાજામાં પ્રવેશ કર્યો. દરવાજા પછીના એક મોટા ઓરડામાં એક કદાવર પ્રૌઢ અને એક ગૌરવર્ણો દુબળો યુવક તેની વાટ જોતા હતા, બંનેએ તેને પ્રણામ કર્યા એટલે દામોદરશર્માએ પૂછ્યું, "ગોવિન્દ સવારમાં કેમ આવ્યો છે?"

"કાકા, આજે જરૂરનું કામ છે, આપની સાથે આ કોણ છે? એક તો પંચનદવાસી જણાય છે."

"ગોવિન્દ, એ બાહલીક—રાજા પાંચમા વાસુદેવના પુરોહિત છે, અને આ પુરુષપુરના કનિષ્ક ચૈત્યના સંઘસ્થવિર છે; તેઓ તને મળવાની આશાથી પાટલિપુત્રમાં આવ્યા છે અને આજે મારૂં આતિથ્ય સ્વીકારી મને કૃતાર્થ કર્યો છે."

ગોવિન્દગુપ્તે વિષ્ણુભદ્રને પ્રણામ અને બુદ્ધભદ્રને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, તે જોઇ તેના સાથી યુવકે પણ તેમજ કર્યું. પછી દામોદરશર્માએ કહ્યું, "સ્કન્દ તું કેમ આવ્યો છે? હજુ પણ વૃદ્ધ યાદ આવતો જણાય છે!"

પેલો યુવક તે યુવરાજ સ્કન્દગુપ્ત હતો, તેણે દામોદરશર્માનાં વચનો સાંભળી કહ્યું, "પિતામહ મશ્કરી કરવાનો વખત મળતાં મશ્કરી કરવી ચુકતા નથી."

"સ્કન્દ, મશ્કરી કરવાનો વખત તો હજુ આવે છે, પહેલાં અરુણાનો વિવાહ થવા દે પછી વૃદ્ધ પિતામહની મશ્કરી કરવાની શક્તિ કેટલી છે તે જણાશે. અમે ગુરુને ઘેર પરોઢીઆમાં ઉઠતા હતા, પરંતુ તમારી પિતામહી આવ્યા પછી બે પહોર દિવસ ચઢે તો પણ અમારી આંખ ઉઘડતી નહિ."

"દાદા એ ટેવ કેટલા દિવસ થયાં છોડી છે? હજુ પણ આપનાં ગંગાસ્નાન વખતે પ્રજાની આંખ પણ ઉઘડી હોતી નથી."

"ઘણા દિવસ થયાં ભાઇ, યૌવન ગયું એટલે બધું ગયું. ગોવિન્દ એક જરૂરી કામ છે, આ લોકો એક અતિશય ઉપયોગી સમાચાર લઈ પાટલિપુત્રમાં આવ્યા છે."

ગોવિન્દગુપ્તનાં સુંદર, શાન્ત મુખમંડલપર લગાર હાસ્યની રેખા ફુટી નીકળી, તેણે કહ્યું, "ત્યારે હૂણ-યુદ્ધ નક્કી છે?" "હા." "કાકા હૂણ-યુદ્ધ થવાનું એ કેવી રીતે જાણ્યું?"

"હૂણ-યુદ્ધ થવાનું નક્કી ન હોત તો બાહલીક રાજપુરોહિતને પાટલિપુત્રમાં જોઈ શકત નહિ."

એ વખતે વિષ્ણુભદ્રે આગળ વધી કહ્યું, "આર્ય, મને લાગે છે કે આપજ મહારાજ-પુત્ર ગોવિન્દગુપ્ત છો?" "હા, મારૂં નામ

ગોવિન્દગુપ્ત છે. અને આ મહારાજાધિરાજના મોટા દિકરા યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત છે અને આપ જેને ઘેર અતિથિ છો, તે મહાસામ્રાજ્યના પ્રધાનમંત્રી પરમેશ્વર યુવરાજ ભટ્ટારકપાદીય મહા અમાત્ય દામોદરશર્મા છે. "

ગૃહસ્વામીની ઓળખાણ જાણી મુદ્દભદ્ર અને વિષ્ણુભદ્ર વિસ્મય પામ્યા. દામોદરશર્માની આજ્ઞાથી એક નોકર તેમને વિશ્રામાગાર તરફ લઇ ગયો. ત્યારે દામોદરે પૂછ્યું, " ગોવિન્દ, શા સમાચાર છે ? " " સમાચાર સારા છે, આજે રાતે એક ઠેકાણે જવાનું છે, તે માટે આપની અનુમતિ લેવા આવ્યો છું, " " મારી અનુમતિ ? " " હા, આપની અનુમતિ, સ્કન્દ મને જવા દેવા ઇચ્છિતો નથી. " "કેમ" તે પછી કહીશ; અત્યારે નહિ, મંત્રગૃહમાં ચાલો. "

ગોવિન્દગુપ્ત, દામોદર અને સ્કન્દગુપ્ત કેટલાક ભાગો વટાવી મંત્રગૃહમાં આવી પહોંચ્યા, ઘરનાં બારણાંપર મુંગા અને બહેરા છડીદારો ઉભા રહ્યા. દામોદર અને ગોવિન્દગુપ્ત આસનપર બેઠા, પરંતુ સ્કન્દગુપ્ત ઉભો રહ્યો. ગોવિન્દગુપ્તે કહ્યું, " કાકા, ઇન્દ્રલેખા વીસ વર્ષ પછી અચાનક મને જોવા માટે તલપી રહી છે. "

" ઇન્દ્રલેખા ? "

" હા, તેના દૂતે રાજમહેલમાં આવી મને તેમ કરવાનું આમંત્રણ આપ્યું છે. "

" રાજમહેલમાં ? તેના દૂતે કેવી રીતે રાજમહેલમાં પ્રવેશ કર્યો ? "

" મારી વીંટી બતાવીને. "

" તારી વીંટી બતાવીને ? ગોવિન્દ, એ વેશ્યાએ તારી વીંટી ક્યાંથી મેળવી ? "

" કાકા, મારી ઉછળતી યુવાનીમાં એક વખતે હું ઇન્દ્રલેખાને

માટે સર્વસ્વ ત્યાગવા તૈયાર થયો હતો. તે વખતનાં સ્મારક-ચિહ્નં સ્વરૂપ પિતાનાં નામવાળી વીંટી મેં તેને આપી હતી તે તેણે પાછી આપી નથી. ”

આ સમાચાર સાંભળી વૃદ્ધ મહાઅમાત્ય સ્તબ્ધ થઇ બેસી રહ્યો. થોડીવાર પછી ગોવિન્દગુપ્તે પૂછ્યું, “ કાકા, શો વિચાર કરો છો ? ”

“ ગોવિન્દ, ગમે તે રીતે આજે જ એ વીંટી લાવવી પડશે. ”

“ કેમ ? ”

“ એ વીંટીના જોરથી અનંતા અને ઇંદ્રલેખાએ તારા આવ્યા પહેલાં રાજમહેલમાં પ્રવેશ કર્યો હતો. સ્કન્દ, કૃષ્ણગુપ્તને આજ્ઞા કર, કે બળપૂર્વક એ સ્વર્ગીય મહારાજનાં નામની વીંટી ઇંદ્રલેખા પાસેથી લઇ આવે. ”

સ્કન્દઃ—“આર્ય, બળપ્રયોગ કરતાં મહારાજપુત્રનો અપયશ થશે. પાટલિપુત્રના દુષ્ટ નાગરિકો મહારાજપુત્રના નામનાં ગીતો રચી નગરને ચકલે ચકલે ગાશે.”

ગોવિન્દઃ—“કાકા, બળની જરૂર નથી. યુક્તિપૂર્વક આપણું કામ પાર પાડી આવીશ.”

દામોદરઃ—“પ્રયત્ન કરી જુઓ આજે કામ પાર ન પડે તો કાલે બળ વાપરવું પડશે. આત્મરક્ષાની વ્યવસ્થા કરી છે કે નહિ ? ”

ગોવિન્દઃ—નાગરિકો હજુ પણ મને ભૂલી ગયાં નથી.

દામોદરઃ—“ મુલાકાત ક્યાં થશે ? ”

ગોવિન્દઃ—“ કુક્કુટારામની પાસે-નગરને છેડે. ”

દામોદરઃ—“ ક્યારે ? ”

ગોવિન્દઃ—“ આજ રાત્રે.”

દામોદરઃ—“ કૃષ્ણગુપ્તને સમાચાર મોકલ્યા છે ? ”

ગોવિન્દઃ—"ના, તેમ કરશું તો વાત છાની નહિ રહે."

સ્કન્દઃ—"પિતામહ, કાકા એકલા જવા ઇચ્છે છે, શું યોગ્ય છે ?"

ગોવિન્દઃ—"સ્કન્દ, હું એકલો જવા ચાહતો નથી, મારી સાથે વિશ્વાસુ નાગરિકસેના રહેશે."

દામોદરઃ—" નાગરિકસેના કઇ ? સામ્રાજ્યમાં એવી સેના તો નથી ?"

ગોવિન્દઃ—"પછી કહીશ, ઘણું કામ છે, હવે જાઉં છું. બાહલીકરાજ પુરોહિતે શા સમાચાર આણ્યા છે ?"

દામોદરઃ—"તારૂં અનુમાન ખરૂં છે."

ગોવિન્દઃ—" કાલે મંત્ર–સભા બોલાવવી પડશે."

સ્કન્દઃ—" કાલેજ ?"

ગોવિન્દઃ—"કદાચ પરમ દિવસે મારે જાલંધર જવું પડશે. કાકા, રાતના ત્રીજા પહોરે હું આપનાં શયનગૃહમાં આવીશ, જો વિલંબ થાય તો મહાપ્રતીહારને આજ્ઞા આપશો જે કાલે નગરના દરવાજા બંધ રાખે. સૂર્યોદય પહેલાં જો મારા સમાચાર ન મળે તો કપોતિક સંઘારામમાં તથા ગતગુપ્તની શોધ કરજો."

દામોદરઃ—"તે કોણ ગોવિન્દ ?"

ગોવિન્દઃ—"શકયુદ્ધની પ્રાચીન સેના, મારો જુનો નોકર–મુરારિ."

## પ્રકરણ ૧૩ મું

### કાપાલિકના સમાચાર.

સવારમાં પૂજાનું કામ પૂરૂં કરી કરૂણા અને અરૂણા સાથે મહાદેવી ગોવિન્દનાં મંદિર બહાર નીકળ્યાં. મંદિરમાં ઋષભદેવ દર્ભાસનપર બેસી

પૂજા કરતો હતો. પૂજા અધુરી રહી ગઇ, બ્રાહ્મણ આસન છોડી ઉભો થયો. અમંગળની આકાંક્ષાથી કરુણાદેવીએ તેની પાસે આવી પૂછ્યું, " મહારાજ, શું થયું છે? પૂજા અધુરી રાખી કેમ ઉઠયા?"

ઋષભદેવ પ્રશ્નનો જવાબ ન દેતાં કહેવા લાગ્યો, " દેવી, દેશમાં ક્યારે જશું?"

" મહારાજ, એટલા બધા ઉતાવળા કેમ થાઓ છો? શું પાટલિપુત્ર ગમતું નથી? મને તો એમ થતું કે અહિં આવી તમ દેશનું નામ લેવું ભૂલી જશો."

" દેવી, મશ્કરીની વાત નથી, મન બહુ ઉતાવળ કરેછે. કાલે રાત્રે એક ભિક્ષુએ ગણતરી કરી કહ્યું છે કે હું હવે કદી પણ ગૌડદેશમાં જઈ શકીશ નહિ."

" એમ કે, મહારાજ, દેશમાં આપનું કોણ છે જે તમો આટલા બધા ઉતાવળા થાઓ છો? જોશીની વાતમાં વિશ્વાસ રાખશો નહિ, જો બધાં ભવિષ્ય કહી શકે તો પછી કોઇને વિપત્તિ પડે નહિ."

" દેવી, મારે ભાનુમિત્ર અને તમારા સિવાય બીજું કોઈ સગું નથી. તોપણ મન માનતું નથી. જે દેશમાં જન્મ લીધો છે, જે દેશમાં પ્રથમ સૂર્યનો પ્રકાશ જોયો છે, જે દેશમાં પિતા માતાના સ્નેહથી ઉછર્યો છું, તે દેશમાં હવે ફરીશ નહિ એ વાત સાંભળી મન સ્થિર રાખી શકતો નથી. દેવી, ઘણા દિવસ થયાં દેશ છોડી આવ્યો છું, ઘેર ચાલો."

મહાદેવી અને અરુણા મંડપમાં પુરોહિતની સાથે વાતચીત કરતાં હતાં. ચારે તરફ નજર ફેરવી કરુણાદેવીએ કહ્યું, " મહારાજ, આ મારૂં પિયર છે, હું મારે મ્હોંએ ઘેર જવાનું નામ કેમ લઇ શકું? તમે એમને જઇ કહો. તમારી વાત સાંભળી મારૂં મન વ્યાકુળ થઇ

ગયું છે. અરેરે મારો પેલો સુંદર બાગ અત્યારે સુકાઈ વેરાન થઈ જતો હશે.”

“દેવી, તમે તો તદ્દન સીધી વાત કહી કે એમને જઈ કહો, પરંતુ તમારા એમને હું ક્યાંથી ખોળું? આ શહેરના રસ્તા ગૌડનગર જેવા જાણીતા નથી કે વગર અટક્યે ચાલ્યો જાઉં. પાટલિપુત્ર નગર મનુષ્યનું ખાસ જંગલ છે. તેમાં પણ તમારૂં આ પિયર, એ તો રાજમહેલ નથી પણ રાજમહેલનું અરણ્ય છે. તેમાં એક એક સમ્રાટ્ હજાર હજાર મહેલો બંધાવી ગયા છે. છડીદાર અને દરવાનોનાં ઘરો પણ આપણા ગૌડદેશમાંના મહેલો કરતાં મોટાં છે. હું તો અંતઃપુરમાંથી બ્હાર પગ મૂકું છું કે તરત રસ્તો ભૂલી જાઉં છું, છેવટે શું ફરીથી મહાપ્રતીહારનાં બંદીખાનામાં જાઉં?”

ઋષભદેવની વાત સાંભળી કરૂણાદેવીને હસવું આવ્યું, તે સાંભળી મંડપમાંથી મહાદેવીએ પૂછ્યું, “શું છે કરુણા?” કરુણાદેવી વ્યસ્ત થઈ કહેવા લાગી, “મહારાજ, આપને પગે લાગું છું, મહેરબાની કરી મને દેશમાં જવા વિષેની વાત કહેશો નહિ! તેમ કરશો તો હું શરમથી મરી જઈશ.”

“દેવી, તમારા સમ, વાત પેટમાં રાખવાનો પ્રયત્ન કરીશ. પરંતુ–”

“વળી પરંતુ શું?”

“પરંતુ-જો અચાનક મ્હોંમાંથી નીકળી પડે તો?”

“કેમ બહાર નીકળે, મ્હોં કાબુમાં રાખીએ.”

“તમે બહુ દુઃખમાં નાંખ્યો, એક તો રાજા–મહારાજા જોતાં જ મારૂં માથું ધડપર રહેવા ઇચ્છતું નથી, તે ઉપરાંત સ્વયં મહાદેવી અર્થાત્ સમ્રાટ્ની મોટી પત્ની સાથે વાતચીત કરવી પડશે–”

એ વખતે મંડપમાંથી મહાદેવીએ ફરી પૂછયું, "કરુણા તમે શું કરો છો?" ઋષભદેવ બીકથી બોલી ઉઠયો, "દેવી, તમે જલદી ચાલ્યાં જાઓ, પેલી વાત મારા પેટમાં કુદકા મારવા લાગી છે."

"સાંભળો, મહારાજ. જો તમે મને એ વાત કહેશો તો તમને ત્રણ વર્ષ પાટલિપુત્રમાં રાખી જઇશ."

"દેવી, તમારા કસમ, તેમ કરશો તો તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે! હું હમણાં જ ભાનુમિત્ર પાસે જાઉં છું, પરંતુ–પરંતુ જો રસ્તો ભૂલી જાઉં તો?"

કરુણાદેવી જોરથી હસવા લાગી. અરૂણાદેવી મંડપમાંથી મંદિર તરફ આવી પૂછવા લાગી, "બ્હેન, તમને થયું છે શું? ગાંડાં બની ગયાં છો કે શું?"

"મોટી બેન સાલ્લાના છેડાવડે મ્હોં ઢાંકી નાની બ્હેન પાસે ગઇ, અરૂણાએ પૂછયું, "શું થયું છે કહોને?"

કરૂણા હસી હસીને ઉંધી પડવા લાગી. ઋષભદેવ તેની પાસે આવી કહેવા લાગ્યો. "દેવી, હસો છો કેમ?" કરૂણા ઘણીજ મહેનતે હસવું ખાળી કહેવા લાગી. "અરૂણા, મહારાજ કહે છે કે અંતઃપુરની બહાર જઇશ કે તરત રસ્તો ભૂલી જવાશે." બંને બ્હેનો એકી સાથે હસવા લાગી. મહાદેવીએ ફરીથી પુછયું, "તમને થયું છે શું?"

અરૂણા હસતી હસતી બોલી, "મા, મહારાજ કહે છે કે અંતઃપુર બહાર જતાંજ રસ્તો ભૂલી જવાશે."

મહાદેવીઃ—"એમ કેમ મહારાજ, રસ્તો કેમ ભૂલી જશો?"

ઋષભઃ—"ગઇ રાત્રે ત્રીજા પહોરે મહારાજપુત્ર સાથે રાજમહેલમાં પાછો ફર્યો છું, ત્યારે જો મહારાજપુત્ર સાથે ન હોત તો કોઇપણ રીતે અંતઃપુરમાં પાછો ફરત નહિ.

મહાદેવીઃ—"ત્યારે તો આપને અંતઃપુર બહાર નીકળવાની જરૂર નથી. આપ ક્યાં જવા ઇચ્છો છો ?"

ઋષભઃ—"હું જવા ઇચ્છતો નથી મહાદેવી, મને ભાનુમિત્રની શોધમાં-એમ કહી બ્રાહ્મણ એક આંગળ જીભ મ્હોં બહાર કાઢી કરડવા લાગ્યો."

"શું થયું ?"

ઋષભઃ—"દેવીએ જે વાત કહેવાની ના કહી હતી તેજ વાત બહાર નીકળી ગઈ."

અરૂણાઃ—મહારાજ, મને લાગે છે કે બ્હેન તમને મારા બનેવીની શોધ કરવા મોકલતી હતી.

ઋષભદેવ શો ઉત્તર આપવો તે સમજી ન શકવાથી માથું ખંજોળવા લાગ્યો. અરૂણા કરૂણાને કહેવા લાગી, "બ્હેન, તારે મારા બનેવીનું કામ લાગે છે, હું હમણાં જ ભાનુમિત્રને બોલાવું છું."

કરૂણાઃ—"અરૂણા, આ તારી વાત કેવી ? મારે તેમની શી જરૂર હોય ? મહારાજ કંઇનું કંઇ બોલી જાય છે."

અરૂણાઃ—"મહારાજ તમે કોને બોલાવવા જતા હતા ?"

ઋષભદેવ મુંગો રહ્યો.

અરૂણાઃ—"મહારાજ દેવમંદિરમાં ઉભા રહી જો જૂઠી વાત કહેશો તો તમને મહાપાતક લાગશે; વળી તમારી સામે જ પટ્ટમહાદેવી ઉભાં છે.

ઋષભદેવે લાંબો નિશ્વાસ નાખી કહ્યું, "જોશીએ ખરૂં કહ્યું છે કે તમારા અદૃષ્ટમાં વિધાતાએ દેશમાં પાછું ફરવાનું લખ્યું નથી. દેવિ, હું પાટલિપુત્રમાંજ રહીશ."

મહાદેવીઃ—"મહારાજ, શું કહો છો ?"

ઋષભઃ—" હું જૂઠું બોલીશ નહિ. કરુણાદેવી મને ભાનુમિત્રની શોધ કરવા મોકલતાં હતાં, મેં તે માટેજ કહ્યું હતું કે જો હું અંતઃપુર બહાર જઈશ તો રસ્તો ભૂલી જઇશ."

કરૂણા હસવા લાગી. મહાદેવી હસવું ખાળવા માટે મોઢું ફેરવી ઉભાં રહ્યાં. કરૂણા સાલ્લાને છેડે મ્હોં ઢાંકી કહેવા લાગી, " મહારાજ જુઠું કેમ બોલો છો ? "

ઋષભઃ—" કરૂણાદેવિ, તમને મેં ત્યારેજ કહ્યું હતું કે રાજામહારાજા જોતાંજ હું બીકનો માર્યો દિશા ભૂલી જાઉં છું. મહાદેવિ, સવારના પહોરમાં ગોવિન્દના મંદિરમાં ઉભા રહી હું જરાપણ ખોટું બોલ્યો નથી."

અરૂણાઃ—" મહારાજ, પાટલિપુત્રમાં શા માટે રહેવાના છો, ગૌડમાં જવાના નથી ?"

ઋષભઃ—"નસીબમાં નથી. કરૂણાદેવીએ કહ્યું છે કે મહાદેવી પાસે આ વાત જાહેર કરશો તો તમને ત્રણ વર્ષ સુધી પાટલીપુત્રમાં રાખીશ."

બ્રાહ્મણની અવસ્થા જોઇ મહાદેવીએ કહ્યું, " મહારાજ, હું ભાનુમિત્રને અંતઃપુરમાં બોલાવું છું, આપ કંઇ પણ ચિંતા રાખશો નહિ, આપને અંતઃપુર બહાર જવું પડશે નહિ." મહાદેવી, કરૂણા અને અરૂણા જવા લાગ્યાં, ઋષભદેવ બીજે માર્ગે શ્યામા મંદિરના ચોકમાં આવ્યો.

શ્યામા મંદિરના મંડપમાં એક કાપાલિક એકમને જપ કરવામાં ગુલતાન હતો, સ્તંભની આડચમાં બેઠેલો હોવાથી ઋષભદેવ તેને જોઇ શક્યો નહિ, બ્રાહ્મણ પાસે આવતાંજ કાપાલિકે ગુસ્સે થઇ કહ્યું, "ઐશ્વર્યના ગર્વથી મસ્ત બની જઇ દેવતાનું સન્માન કરતો નથી, આ જીવનમાં ફરીથી પાટલિપુત્રમાં ફરવું પડશે નહિ તે શું ભૂલી ગયો છે ?"

બ્રાહ્મણ સ્તંભિત થઇ ઉભો રહ્યો. ત્યાર પછી ધીમે ધીમે પાછો

જઈ મંડપ બહાર પોતાની ચાંમડાંની પાદુકા રાખી આવ્યો. પછી કાપાલિક પાસે આવી કહ્યું, "મહાશય, ગુનો માફ કરો, હું નાનાવિધ વિચારોથી પીડાતો હોવાથી દેવમંદિરનું ભાન રહ્યું નહિ."

"ખરાબ ચિન્તા કદી પણ તારો ત્યાગ કરવાની નથી, માટે સાવધાન રહેજે."

"કદી પણ નહિ."

"ના, કાલે તું મગધ તજી પંચનદ તરફ જવાનો છે."

"કાલેજ."

"હા, કાલ બપોરે. તારા મિત્રને કહેજે કે મુસાફરીમાં તેની સ્ત્રીને સાથે રાખશે તો તેને માથે ભારે વિપત્તિ આવી પડશે."

"કોને કહ્યું?"

"તમારા મિત્ર ગૌડીય બલાધિકૃત ભાનુમિત્રને."

"ભાનુમિત્ર પણ શું દેશ તજશે"

"ભાનુમિત્ર કાલે યુવરાજ સ્કન્દગુપ્ત સાથે પંચનદ તરફ જશે."

"ભાનુમિત્ર પણ પાછા ફરશે નહિ."

"ફરશે."

"અને તેની પત્ની?"

"હા, પરંતુ ઘણા કાળ પછી."

"યુવરાજ ક્યાં જવાના છે?"

"તમારી સાથે યવનોના દેશમાં."

"તે પણ ફરશે, એક વખત હસતા મ્હોંએ, પછી ચિરકાળ જીવન્મૃત થઈ."

"અમે બધા શું એકી સાથે જઈશું?"

"હા."

કાપાલિક આ બધી વાત પૂરી કરી આસન તજી ઉઠી ગયો. અને ઉતાવળે પગલે મંદિર છોડી જતો રહ્યો. બ્રાહ્મણનું ધ્યાન તે તરફ નહોતું, તે ત્યારે શ્યામા મંદિરના મંડપનો પત્થરનો થાંભલો પકડી પોતાની સુંદર જન્મભૂમિનું ચિન્તવન કરતો હતો. કાપાલિક ચોકમાંથી ચાલ્યો ગયો તે પછી થોડીવારે એક છડીદારે મંડપમાં પ્રવેશ કર્યો. થોડીવાર આમતેમ આંટા માર્યા પછી મંડપના થાંભલા પાસે ઋષભદેવને જોતાં તેણે તેની પાસે આવી કહ્યું, " દેવ, મહાકુમારપાદીય ગૌડદેશીય મહાબલાધિકૃત શ્રીમત્ ભાનુમિત્રદેવ આપને યાદ કરે છે. " બ્રાહ્મણે ધાર્યું કે કાપાલિક તેને કંઇક કહે છે, તેથી તેણે પૂછ્યું, " હું કેટલા દિવસ જીવીશ ? " જવાબ ન મળવાથી બ્રાહ્મણ ચારે તરફ જોવા લાગ્યો, પછી ઉન્મત્તની માફક " કાપાલિક, કાપાલિક " કહી બૂમો પાડતો પાડતો મંદિર બહાર ગયો. તે જોઇ છડીદારે પણ તેની પાછળ દોડવું શરૂ કર્યું.

---

## પ્રકરણ ૧૪ મું

---

### ગોવિન્દગુપ્તનો અભિસાર.

રાત્રિનો બીજો પહોર પૂરો થયો છે. પાટલિપુત્રના રાજમાર્ગોપરના દીવા હોલાવાની તૈયારીમાં છે, કેવળ કલાલ-બજારમાંની દુકાનોમાંના દીવાઓ પ્રકાશ મારે છે. ઘણા નાગરિકો એ દુકાનમાં જાય છે, કેટલાક મદ્યપાન કરી બહાર નીકળે છે. મદ્યપાનથી ગાંડા બનેલા કજીઆખોર નાગરિકોથી રસ્તો ભરાઇ ગયો છે. દરેક દરવાજાપરનાં બીજા પહોરનાં ચોઘડિઆં વાગી રહ્યા પહેલાં ધોળા વસ્ત્રોવાળા બે માણસોએ કલાલબજારમાં પ્રવેશ કર્યો. તેમાંનો એક કદાવર ગૌરવર્ણો

હતો, તેને જોતાં જણાતું હતું કે તેણે તેનું સમસ્ત જીવન લડાઇના ધંધામાં વીતાડયું છે; બીજો માણસ રંગે કાળો, અને શરીરમાં જાડો હતો. કલાલબજાર અને કપોતિક સંઘારામના રાજમાર્ગનાં સંધિસ્થળ આગળ એક મકાનના દરવાજા પાસે અંધારામાં એક માણસ છુપાયલું હતું. તેણે પેલા બે આગન્તુકને બજારમાં આવતા જોઇ પોતાની જગા છોડી અને માણસોના ટોળાંમાં ભળી ગયું. અક્ષયનાગની દુકાન પર નાચ થતો હતો. જે ઘરમાં નાયકા પોતાની વિદ્યા બતાવતી હતી, તેના ઝરૂખામાં બેસી એક નાગરિક ખરાબ ભાષામાં મુસાફરોને ગાળો આપતો હતો. દૂરથી પેલા બે આગન્તુકને જોઇ તેણે એ ઝરૂખો તજી દીધો. એકદમ નાચ અટકી ગયો, તે સાથે તે ઓરડામાંથી સુમધુર અવાજ સંભળાવા લાગ્યો. તે સાંભળી કલાલ-બજામાંની દરેક દુકાનમાંથી બે-ચાર માણસો તે મકાનના રસ્તાપર એકઠા થવા લાગ્યા.

બંને આગન્તુક વ્યક્તિ ધીમે ધીમે આગળ વધવા લાગી, અકસ્માત્ એક નાગરિક પેલા દીર્ઘાકાર પુરૂષના શરીરપર ઢળી પડયો. તે પોતાનાં શરીરને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેવામાં પેલા કદાવર પુરૂષે જાણ્યું કે તેના હાથમાં એક કાગળ આપવામાં આવ્યો છે. પેલા નાગરિકે ક્ષમા માગી પોતાની મુસાફરી શરૂ કરી એટલે પેલી બંને વ્યક્તિઓએ અક્ષયનાગની દુકાનમાં પ્રવેશ કર્યો. વૃદ્ધ અક્ષયનાગ દુકાનમાં બેઠો બેઠો દારૂની કિંમત લેતો હતો, તે પેલા કદાવર પુરૂષને જોઇ વિસ્મય પામ્યો. બંને વ્યકિતઓ તેની પાસે આવતાં પેલા કદાવર પુરૂષે તેને પૂછ્યું, " અક્ષયનાગ, મને ઓળખી શકે છે? " વૃદ્ધ કલાલ તેને સૂક્ષ્મદષ્ટિથી નિહાળી બોલ્યો, "ના."

" હું મન્દમલયાનિલ છું. "

વૃદ્ધ શૌન્ડિક ધ્રુજતો ધ્રુજતો ઉભો થયો અને કહેવા લાગ્યો, " પ્રભુની આજ્ઞા છે? "

" તારી પેલી નીલકોટડી અત્યારે પણ ખાલી છે ? "

" પ્રભુની આજ્ઞાથી હમણાંજ સાફ થઇ જશે ? "

એ વખતે એક બીજા નાગરિકે દુકાનમાં પ્રવેશ કર્યો, તેને જોઇ મધપાનમાં ડુબેલા નાગરિકો માનપૂર્વક તેને રસ્તો આપવા લાગ્યા. નવીન આગન્તુક વ્યક્તિ દુકાન પછવાડેના ઓરડામાં ગઇ, તે જોઈ પેલા કલાલે પેલા કદાવર પુરૂષને કહ્યું, " પ્રભુ, થોડીવાર વાટ જુઓ, હું નીલકોટડી સાફ કરી આવું છું. " અક્ષયનાગ દુકાન બહાર ગયો, તે વખતે થોડા બીજા નાગરિકો દુકાનમાં આવ્યા, અને પેલા આગન્તુકને વીંટી વળ્યા. થોડીવારમાં અક્ષયનાગ પાછો આવ્યો. અને પેલા આગન્તુકોને જણાવ્યું કે ઓરડી સાફ થઇ છે. તેમણે કલાલ સાથે ગમન કર્યું એટલે પેલા નાગરિકોએ પણ ધીમે ધીમે દુકાન છોડી દીધી.

અક્ષયનાગ અને બંને આગન્તુકોએ જ્યારે નીલકોટડીમાંથી પ્રવેશ કર્યો, ત્યારે એક બીજો માણસ તેજ ઠેકાણે તેની વાટ જોતો ઉભો હતો. તે વખતે નગરદ્વારપરનાં ચોઘડિઆં વાગતાં બંધ પડયાં. તેણે કહ્યું, " પ્રભુ વખત થયો છે બધું તૈયાર છે. " કદાવર પુરૂષે કહ્યું, " મુરારિ, કયે માર્ગે જવું પડશે. "

મુરારિઃ-"પહેલાંની માફક બારીના માર્ગપર દોરડાની સીડી તૈયાર છે."

અક્ષયઃ-"પ્રભુ, અત્યારે હવે બારીના માર્ગની જરૂર નથી, ઇન્દ્રલેખા અત્યારે ગણિકા છે. "

મુરારિઃ-તે કોઇથી અજાણ્યું નથી, તમે આ ઓરડીમાં બેસજો, અમે પાછા ફરીએ નહિ, ત્યાં સુધી દુકાનમાં જતા નહિ. પ્રભુ ચાલો.

મુરારિ બારીના માર્ગે બહાર નીકળ્યા પછી ગોવિન્દગુપ્તે ઋષભદેવની સાથે તેનું અનુસરણ કર્યું. બારીના માર્ગપર દોરડાની સીડી તૈયાર હતી, ઋષભદેવે તેપર પગ મૂક્યો કે તરત સીડી ડોલવા લાગી.

બ્રાહ્મણને ગભરાતો જોઇ ગોવિન્દગુપ્ત એક હાથે તેને ઉપાડી સીડી માર્ગે નીચે આવ્યો. અક્ષયનાગની દુકાન પાછળ એક આંબાવાડીઉં હતું, મધરાતે, તે અંધકારમય હતું. ગોવિન્દગુપ્ત પૂર્વ પરિચિત માર્ગે નિઃસંકોચે ચાલવા લાગ્યો, પરંતુ મુરારિએ તેને અટકાવી કહ્યું, " પ્રભુ, આપને આગળ ચાલવાનું કંઇ પ્રયોજન નથી. થોડીવાર પહેલાં આ માર્ગે થઇ માણસો ગયાં છે." ગોવિન્દગુપ્તે વિસ્મય પામી કહ્યું, " તેં કેમ જાણ્યું ? "

" સંધ્યાકાળ પછી આ રસ્તાપર હું કેટલીક પત્થરની પાળો કરી ગયો હતો, તે કોઇએ છિન્ન ભિન્ન કરી નાખી છે.

" કેટલા માણસો ગયા છે તે સમજી શકે છે ? "

" એ પાળો માત્ર બે ઠેકાણે તૂટી છે. "

" સંધ્યાકાળ પછી આ માર્ગપર શું કોઇ આવતું નથી ? "

" અક્ષયનાગના બાગમાં પ્રેતનો ઉપદ્રવ થાય છે, એવી બીકથી કોઇપણ માણસ સંધ્યાકાળ પછી આ માર્ગે આવવા ઇચ્છતું નથી. "

" એક મનુષ્ય આગળ બીવું એ યોગ્ય નથી. "

" પ્રભુ, આપનાં જીવનની કીંમત અમૂલ્ય છે, ગુપ્ત ઘાતકના હાથથી આપને મરવા દઇશ નહિ." એમ કહી મુરારિ આગળ વધ્યો. ગોવિન્દગુપ્તને આગળ ચાલતાં જણાયું કે ઋષભદેવે તેનાં લુગડાં પકડયાં છે. મહારાજાપુત્રે મૃદુસ્વરે પૂછ્યું, " શું થયું છે ? " " મહારાજ, મહેલમાં ચાલો. "

" કેમ ? "

" રામકવચ આણ્યું નથી. "

" રામકવચથી શું થવાનું છે ? "

" ભુતપ્રેતનો ઉપદ્રવ—"

" ઠાકુર, અત્યારે તો આપણેજ ભૂત છીએ. "

" રામ રામ—"

મુરારિએ કહ્યું, " મહારાજ, જો વિલંબ કરશો તો તમને અહિંજ મૂકી જશું. " બ્રાહ્મણ કંઇપણ બોલ્યા વગર તેમની સાથે ચાલવા લાગ્યો. આંબાવાડિઆંને છેડે એક નાનું દેવમંદિર હતું, ત્રણે જણા ત્યાં ગયા. મુરારિએ મંદિરનાં બારણાં બંધ કર્યાં, દીવો કર્યો અને અંદરથી લાકડાના ટુકડા ખસેડયા. એ લાકડાના ટુકડાની જગાએ એક સુરંગનું બારણું હતું. દીવા સાથે મુરારિએ પેલી સુરંગમાં પ્રવેશ કર્યો એટલે તેની પાછળ ઋષભદેવ અને ગોવિન્દગુપ્ત પણ જવા લાગ્યા. મહરાજપુત્રે સુરંગના મ્હોંપરના લાકડાંના ટુકડા પાછા હતા તેમને તેમ ગોઠવ્યા. સુરંગના માર્ગપરની નીસરણીદ્વારા બધાં ભૂમિના ગર્ભમાં ઉતર્યા. જે ઠેકાણે પગથીઆ પૂરાં થતાં હતાં તે ઠેકાણે પત્થરથી બાંધેલો એક વિશાળ ઓરડો હતો, બધા ઓરડામાં આવ્યા કે તરત દીવો હોલવાઇ ગયો. ઋષભદેવ બૂમ પાડવાનો પ્રયત્ન કરતો હતો પરંતુ અંધારામાં કોઇએ તેનું મોહું દાબ્યું અને કાનમાં કહ્યું, " જરાપણ અવાજ કર્યો તો મરી જઇશ. "

મુરારિ અંધારામાં આગળ ચાલ્યો, ઋષભદેવને આગળ કરી ગોવિન્દગુપ્ત પાછળ ચાલ્યો. અકસ્માત બહુ દૂર ઝાંખો પ્રકાશ જોવામાં આવ્યો, તે જોઇ મુરારિ અટકયા, ગોવિન્દગુપ્તે પૂછ્યું. " શું છે ? " " સુરંગના માર્ગમાં કેવી રીતે પ્રકાશ આવ્યો, તે સમજી શકાતું નથી. " મુરારિએ જવાબ આપ્યો.

" કદાચ ઇન્દ્રલેખાની દાસી હશે. "

" પ્રભુ, ઇન્દ્રલેખા સિવાય આ પાટલિપુત્રમાં એવી એક પણ સ્ત્રી નથી કે જે રાતને વખતે આ સુરંગમાં પેસવાની હિંમત કરે. આપ અહિં ઉભા રહો, હું જોઈ આવું. "

મુરારિ આગળ વધ્યો, મહારાજપુત્રે લુગડાંમાંથી લાંબું કૃપાણ

બહાર કાઢી તેને ઉઘાડું રાખ્યું અને દિવાલપર પીઠ રાખી ઉભો રહ્યા. થોડીવાર પછી દીવો હોલવાઇ ગયો અને મુરારિએ પાછા ફરી કહ્યું, "પ્રભુ, કુક્કુટારામના નીચલે પગથીએ કોઇ દીવો રાખી ગયું હતું, તે હોલવી નાખ્યો છે, કોઈપણ માણસ જોવામાં આવ્યું નહિ, આગળ ચાલો."

ત્રણે જણા પાછા ચાલવા લાગ્યા, અને થોડીવારમાં પગથિઆં ચઢવા લાગ્યા. પગથિઆં એક મોટા પત્થરેથી ચણેલાં ચૈત્યમાં પૂરી થતી હતી. ચૈત્યમાં વેદીપર તાંબાના બુદ્ધદેવની મૂર્તિ પાસે ઘીનો દીવો બળતો હતો. મુરારિએ તે દીવો હોલવી નાખ્યો. ઋષભદેવે એ ઉંડા ભાગમાંથી નીકળી જોયું કે તેઓ વિશાળ કુક્કુટારામનાં સુંદર આંગણામાં આવી પહોંચ્યા છે. ચોકના મધ્ય ભાગમાં ગગનસ્પર્શી કુક્કુટવિહાર હતો, અને તેની ચારે બાજુએ હજારો નાના નાના વિહારો હતાં. તેની ચારે બાજુએ રસ્તો હતો, રસ્તાની બીજી બાજુએ બાગ હતો. ત્રણે જણા ચૈત્યમાંથી નીકળી એક અંધકારમય વૃક્ષ નીચે ઉભા રહ્યા. વિહાર જન શૂન્ય હતો, કેવળ મોટા વિહારની અંદરનાં મકાનમાં એક વૃદ્ધ ભિક્ષુ દર્ભાસનપર બેસી ગ્રંથ વાંચતો હતો. મહારાજપુત્ર અને તેના બંને સાથીઓ જ્યારે ચૈત્યમાંથી બગીચામાં આવ્યાં, ત્યારે એક ભિક્ષુ વિહારનાં અંદરના મકાનમાં પેલા પુસ્તક વાંચતા ભિક્ષુ પાસે ગયો, અને તેને પ્રણામ કર્યા. ભિક્ષુએ પુસ્તકમાંથી માથું ખસેડયા સિવાય પૂછ્યું, "આવ્યા છે?" "હા" ભિક્ષુએ જવાબ આપ્યો. કેટલા માણસો આવ્યા છે" "ત્રણ માણસો.' "ક્યાં છે?" મંજુશ્રી વિહારના ઇશાન ખુણા તરફ, બિલ્વવૃક્ષ નીચે,"

"તેનાપર ધ્યાન રાખ્યું છે?" "હા." "વારૂ, સંઘારામનાં બારણાં બંધ કરો, હું આવું છું."

ભિક્ષુ પ્રણામ કરી ચાલ્યો ગયો, એટલે પેલા ભિક્ષુએ દીવો હોલવી બહાર પ્રયાણ કર્યું. તે વખતે એક બીજો કદાવર પુરૂષ ચૈત્યમાંથી બહાર આવી ચૈત્યની પાછળ છુપાઇ રહ્યો. તેના બધા અવયવો કાળાં લુગડાંથી ઢાંકેલા હતા, તેથી આગન્તુક અથવા સંઘારામવાસીમાંના કોઇની નજર તેપર પડી નહિ. મુરારિ અને ઋષભદેવને ઝાડ નીચે રાખી ગોવિન્દગુપ્તે બાગમાં પ્રવેશ કર્યો. ઝાડનાં ઝુંડ નીચે અંધારામાં થોડેક દૂર ગયા પછી તેણે એક ધોળાં વસ્ત્રવાળી મનુષ્યમૂર્તિ તેને જોઇ આગળ આવી. બંને એક નાનાં ફુલઝાડ તરફ ચાલ્યાં.

ગોવિન્દગુપ્ત બિલીનાં ઝાડ નીચેથી આગળ ગયો કે તરતજ મુરારિએ ઋષભદેવને કહ્યું, "મહારાજ, હું જાઉં છું, તમે અહિં ગુપચુપપણે બેઠા રહેજો, જો હાલચાલ કરી તો મર્યા સમજજો." બ્રાહ્મણે ગળગળા અવાજે કહ્યું, " મુરારિ એકલો રહેતાં જ મરી જઇશ. "

" મરવું પડે તો મરજો, અત્યારે વધુ વાત કહેવાનો સમય નથી. " એમ કહી મુરારિ સર્પની માફક સરતો સરતો અંધકારમાં મળી ગયો. બ્રાહ્મણ બીકનો માર્યો ઝાડનાં થડને બાથ ભરી બેઠો રહ્યો. થોડે દૂર ગયા પછી મુરારિ એકદમ એક ઝાડપર ચઢી ગયો. તેજ ઝાડ નીચે ત્રણ ચાર માણસો બેઠા હતા, તેણે તેઓને ઘણા ધીમા અવાજે કહ્યું, " વખત થયો છે. " તેઓમાંના એકે ઘુવડની માફક શબ્દ કર્યો, ત્યારે બગીચામાંનાં ઘણા ઝાડોપરથી ઘણા નિશાચર પક્ષીનો અવાજ સંભળાયો, અને સોએક હથિઆરબંધ પુરૂષો ઝાડપરથી નીચે ઉતરી આવ્યા, અને ચારે તરફથી ગોવિન્દગુપ્ત અને તેના સાથીને વીંટાઇ વળ્યા. મહારાજપુત્ર અથવા પેલા ધોળાં વસ્ત્રવાળા મનુષ્ય આ બધું જોઇ શક્યા નહિ. એ વખતે પેલો ચૈત્ય પાછળ છુપાયલો કૃષ્ણવસ્ત્રધારી ત્યાંથી નીકળી આ ટોળાં સાથે ઘુસી ગયો.

જે હથિઆરબંધ વ્યક્તિઓ ઝાડપર છુપાઇ રહેલી હતી, તેઓ પણ કાળાં વસ્ત્રોથી સજ્જ થઈ આવ્યા હોવાથી તેને કોઇ ઓળખી શક્યું નહિ.

ધોળાં વસ્ત્રવાળી મનુષ્યમૂર્તિએ ગોવિન્દગુપ્ત પાસે આવી પૂછ્યું, "તમે કોણ છો?"

"મન્દમલયાનિલ"

"ખરેખર તમે તેજ છો?"

"તમે કોણ છો?"

"હું કુસુમ સુરભિ છું."

"ખાત્રી શી?"

લુગડાંથી ઢંકાયલી રમણીમૂર્તિએ એક સુંદર ધોળો હાથ બહાર કાઢી એક સોનાની વીંટી બતાવી અને પૂછ્યું, "તમારી ખાત્રી ક્યાં?"

"વીસ વરસ પહેલાં જ્યારે હું છેલ્લે દિવસે અહિં આવ્યો હતો, ત્યારે કુસુમ સુરભિને બદલે નટ ફલ્ગુયશ હાથમાં તરવાર પકડી મારી વાટ જોતો હતો.—" બસ કરો, મહારાજ-પુત્ર ક્ષમા કરો."

"ઇન્દ્રલેખા, તેં મને શામાટે બોલાવ્યો છે?"

"ઘણા દિવસ થયાં જોયા નથી માટે."

"તેં તો તારી ઇચ્છાથીજ મારો ત્યાગ કર્યો હતો."

" રમણી લગાર કંપિત સ્વરે કહેવા લાગી, "ગુનો કર્યો છે, માટે ક્ષમા મેળવવાનો અધિકાર ગયો?"

"સાંભળ ઇન્દ્રલેખા, મેં સાંભળ્યું છે કે ફલ્ગુયશે તને નાટ્યશાસ્ત્રમાં પારદર્શી બનાવી છે. નકામા રૂદનથી શું વળવાનું હતું, માટે થોડાજ વખતમાં જાલંધર જવું પડશે, નકામો સમય ગુમાવ નહિ. મને શામાટે બોલાવ્યો છે તે કહે?"

રમણી આંખો લૂછતી લૂછતી કહેવા લાગી, " ખરેખર તમને જોવા માટે જ મેં આપને બોલાવ્યા છે; મહારાજપુત્ર-તમે-આટલા બધા નિષ્ઠુર,—જો અપરાધ કર્યો-હોય-તો ક્ષમા કરો-" ગોવિન્દગુપ્તે હસતાં હસતાં કહ્યું, " ઇન્દ્રલેખા, ખરેખર તું નાટયશાસ્ત્રમાં પ્રવીણ છે, વીસવર્ષ પછી હું તો નિષ્ઠુર થાઉંજ, એજ નારીજાતિનું ધર્મશાસ્ત્ર તારે માટે રાજસંપતનો ત્યાગ કરી રાજમહેલને બદલે ઝુંપડીમાં રહેવા ઇચ્છતો હતો. સમુદ્રગુપ્તનોપુત્ર ગણિકાની સાથે વિવાહ કરવા તૈયાર થયો હતો,-તે શું ભૂલી જવાયું છે; પરંતુ ગણિકાની કન્યા વારવનિતાનો ધર્મ ભૂલી ગઇ નહોતી. જોતજોતામાં તે તો સમ્રાટ્-પુત્રને છોડી વેશ્યા-પુત્ર સાથે નાસી ગઇ હતી, તે શું ભૂલી જવાયું છે ? હું જે દિવસ તારી સાથે છેલ્લો મેળાપ કરવા આવ્યો ત્યારે કુસુમસુરભિને બદલે આ કદમ્બનાં ઝાડ નીચે વેશ્યા-પુત્ર ફલ્ગુયશની તરવાર મારા કંઠને આલિંગન કરવા આવી હતી, તે હું ભૂલી ગયો નથી. "

ઘણીવાર સુધી રૂદન કરી છેવટે રમણીએ કહ્યું, " મહારાજ-પુત્ર, જુવાનીમાં જે અપરાધ કર્યા છે-તેનું આખું જીવન પ્રાયશ્ચિત કર્યું છે, ઇચ્છાપૂર્વક રાજસંપદને તરછોડી છે. મારી ઘણી માગણી સ્વીકારી છે, તો એક છેવટની માગણી સ્વીકારો. મારી છેવટની માગણી એ છે કે એકવાર તમારૂં મુખ તે વખતની પેઠે જોઉં. "

આ માગણી સાંભળી મહારાજપુત્ર ધ્રુજી ઉઠયો, ત્યારે વખત વિચારી રમણીએ તેના બંને હાથ પકડયા. ગોવિન્દગુપ્ત બીજી વખત કાંપ્યો, પરંતુ હાથ છોડવવાની ચેષ્ટા કરી નહિ. તે જોઇ રમણીએ ધીમે ધીમે તેને કંઠે હાથ નાખ્યો. આ વખતે ગોવિન્દગુપ્તને ધ્રુજારી આવી, તે દૂર જતો રહ્યો, અને ભગ્ન અવાજથી કહેવા લાગ્યો, " છદ્

ઇન્દ્રલેખા, હવે નહિ." ઇન્દ્રલેખાએ તેની પાસે આવી તેના હાથ પકડયા અને કહ્યું, " હવે એકજ વખત મહારાજપુત્ર, પછી કદીપણુ માગણી કરીશ નહિ." ત્યારે જરા શાંત થઇ કહ્યું, " ઇન્દ્રલેખા, તારી માગણી કબુલ કરૂં પરંતુ તેનું મૂલ્ય દેવું પડશે."

ઇન્દ્રલેખાએ ઉત્સુક થઈ કહ્યું, " શી કીંમત, કહો, મારૂં એવું શું છે કે જે તમને આપવા જેવું નથી ? " લગાર હાસ્ય કરી ગોવિન્દગુપ્તે કહ્યું, " ઇન્દ્રલેખા, એક દિવસ આ વચનો સાંભળી, આ મ્હોં જોઇ બધું ભૂલી ગયો હતો. ઇન્દ્રલેખા, વીસ વર્ષ પહેલાં તેના બદલામાં મેં તને યોગ્ય દાન આપ્યું છે. પચીસ વર્ષ પહેલાં તને મેં મારા પિતાનાં નામવાળી વીંટી આપી હતી તેજ અત્યારે હું માગું છું. તે પાછી આપીશ એટલે તારી માગણી પૂર્ણ કરીશ."

ઇન્દ્રલેખા બેદરકારીથી આંગળીમાંની વીંટી કાઢતી કહેવા લાગી, " લો, અત્યારેજ લો,-મહારાજ-પુત્ર, મને સ્વીકારો, તમારા ચરણોમાં આ દીનદાસીના પાપી દેહને આશ્રય આપો."

વીંટી ગોવિન્દગુપ્તના હાથમાં આવી, ઇન્દ્રલેખાએ તેને ફરીથી આલિંગન કર્યું અને તેજ વખતે તેણે પોતાનાં વસ્ત્રોમાં છુપાવેલી છરીવડે ગોવિન્દગુપ્તની ડોકપર સખ્ત આઘાત કર્યો, પરંતુ છરી પેલાં કઠણ જાળીવાળાં બખ્તર સાથે અથડાઈ ભાંગી ગઈ, ગોવિન્દગુપ્ત ખડખડ હસતો હસતો દૂર ખસી ગયો. અકસ્માત્ ઝાડની ઓથમાંથી ઘણા હથિઆર બંધ પુરૂષો નીકળી આવ્યા અને મહારાજપુત્રપર હુમલો કરવા લાગ્યા. તે વખતે બાગમાં ઘુવડનો અવાજ થયો. કંઇપણુ અવાજ કર્યા વિના મુરારિ અને તેના સો અનુચરો એ પેલા આતતાયીઓને કેદ કર્યા, તે વખતે ઇન્દ્રલેખા નાસી ગઈ.

જે કાળાં લુગડાંવાળો પુરૂષ ગોવિન્દગુપ્ત, મુરારિ અને ઋષભદેવની

પાછળ ચૈત્યમાંથી બહાર આવ્યો હતો, તે ઇન્દ્રલેખાને નાસતી જોઇ તેની પાછળ ચાલવા લાગ્યો, ઇન્દ્રલેખા બગીચો તજી કુક્કુટ મહાવિહારમાં આવી. દરવાજાપર અંધકારમાં એક કદાવર ભિક્ષુ તેની વાટ જોતો હતો, તેને જોઇ ઇન્દ્રલેખાએ કહ્યું, " જલદી નાસો, બધું વિફળ ગયું છે."

" શું થયું ? "

" મને લાગે છે કે મહાપ્રતીહારની સેના બગીચામાં છુપાયલી હતી, તેઓએ મારાં અનુચરોને કેદ કર્યાં છે."

" ગોવિન્દગુપ્ત માર્યો ગયો કે નહિ ? "

" ના, જાળીવાળું બખ્તર પહેરી આવ્યો હતો."

" કેટલું સૈન્ય જોવામાં આવ્યું ? "

" સોએક માણસોનું."

" કંઇપણ ચિન્તા કરશો નહિ, વિહારમાં હજાર જેટલા હથિઆરબંધ ભિક્ષુઓ છે, તેઓ હમણાંજ તેમને હઠાવશે "

કાળાં કપડાં વાળા પુરૂષે દરવાજાના થાંભલાની આડચમાં રહી આ બધું સાંભળ્યું, અને ધીરે ધીરે દૂર જઇ લુગડાંમાંની વાંસળી બહાર કાઢી તીવ્ર અવાજથી વગાડી તે સાંભળી વિહારની બહારથી ઘણાં માણસો દરવાજાનાં બારણાં ભાંગી મશાલો સાથે ચોકમાં આવી પહોંચ્યાં એ શબ્દ સાંભળી ગોવિન્દગુપ્ત વિસ્મય પામ્યો. જે સેના દરવાજા તોડી અંદર આવી હતી, તેના ઉપરીએ પેલા કાળાં લુગડાં વાળા પુરૂષને લશ્કરી રીતે માન આપ્યું. તેણે હુકમ કર્યો " વિહારવાસી બધાં સ્ત્રીપુરૂષોને કેદ કરો." તરતજ નાનું યુદ્ધ આરંભાયું, ભિક્ષુઓએ પ્રથમથીજ હથિઆરો સંઘરી રાખ્યાં હતાં, પરંતુ અચાનક હલ્લો થવાથી તેઓ કેળવાયલી સેના આગળ ટકી શક્યા નહિ. કેટલાક ભિક્ષુ મરાયા અને કેટલાક તાબે થયા.

બગીચામાં બીલીનાં ઝાડ નીચે ઉભા રહી ગોવિન્દગુપ્તે મુરારિને કહ્યું, " મુરારિ, આ બધું શું છે ? "

" પ્રભુ, કંઈ સમજાતું નથી. "

દૂરથી પેલા કાળાં કપડાં વાળા પુરૂષે કહ્યું, " ગોવિન્દ, ફિકર રાખીશ નહિ, હું આવ્યો છું. " અવાજ સાંભળી ગોવિન્દગુપ્ત નવાઇ પામ્યો અને કહેવા લાગ્યા. " કોણ કાકા ? " જવાબ મળ્યો " હા, " તરતજ ગોવિન્દ, મુરારિ અને તેના અનુચરો બગીચામાંથી દામોદરશર્મા પાસે આવ્યા, મહારાજ–પુત્રે પ્રણામ કરી પૂછ્યું " કાકા, આ બધું શું છે ? " " શું ગોવિન્દ ? " " આપ શા માટે આવ્યા ? " " હું ન આવ્યો હોત તો તમારામાંનો એક પણ પાછો ફરત કે ? " " કેમ " " વિહારમાં હજાર જેટલા હથિઆરબંધ ભિક્ષુઓ તમને મારી નાખવા તૈયાર થઇ રહ્યા હતા. " " કેમ ? " " કાલે જણાશે. "

" ઇન્દ્રલેખા ક્યાં છે ? "

" ઘાયલ થઈ હશે અને બંદિવાન થઇ હશે. "

" કાકા, આપ કયે રસ્તેથી આવ્યા ? "

" જે રસ્તે તમે આવ્યા તે રસ્તે. "

" આપ તે રસ્તો શી રીતે જાણી શક્યા ? "

" ભાઇ, વૃદ્ધ દામોદરે તારા પિતાના રાજ્ય અમલમાં પાટલિપુત્ર નગરના ઘણા છુપા રસ્તા જાણ્યા છે. "

" કાકા, એમ શામાટે કરવું પડ્યું ? "

" સમુદ્રગુપ્તના પૌત્ર, ચંદ્રગુપ્તનો પુત્ર જ્યારે વેશ્યા–કન્યા સાથે વિવાહ કરવા તૈયાર થયો હતો ત્યારથી આ છુપા રસ્તાથી હું જાણીતો થયો છું ? "

" શું પિતાજી એ જાણતા હતા ? "

" હા, બધું. "

" જે દિવસ ઇન્દ્રલેખાને બદલે ફલ્ગુયશ તરવાર સાથે તને ભેટવા આવ્યો હતો, તે દિવસે પણ વૃદ્ધ દામોદર તારા પિતાની આજ્ઞાથી એ સુરંગ માર્ગે વિહારમાં આવ્યો હતો, અને પેલાં બીલીનાં ઝાડ નીચે ઉભો હતો. "

આંસુથી ભરાઈ ગયેલી આંખે પ્રૌઢ મહારાજ પુત્ર વૃદ્ધ મંત્રીના ચરણમાં પડ્યો.

તે વખતે સેનાપતિએ આવી મહામંત્રીને કહ્યું, " દેવ! બધું પતી ગયું છે? "

મહાવિહારસ્વામી હરિબલ અને ઇન્દ્રલેખા પકડાયાં છે? "

" હા, "

" તેમને કૃષ્ણગુપ્ત પાસે મોકલ. "

" ભિક્ષુઓને છોડી દઉં? "

" ના, જેઓએ હથિઆર પકડ્યાં હતાં તેને બાંધી રાખ, જરૂર પડે તો કોટવાળ પાસે લઈ જજે. "

એ વખતે એક ઘોડેસ્વારે દોડતે ઘોડે વિહારમાં પ્રવેશ કર્યો અને દરવાજાપરના સૈનિકોને પૂછ્યું, " મહામંત્રી ક્યાં છે? " તેઓએ વિહાર પાસે ઉભેલા દામોદરશર્માને બતાવી દીધા. ઘોડેસ્વાર તરત જ ત્યાં ગયો અને મહામંત્રીને દંડવત્ કરી કહેવા લાગ્યો, " દેવ, હમણાંજ કંઇક ખરાબ સમાચાર લઇ જાલંધરથી એક દૂત આવ્યો છે. મહારાજાધિરાજ આપને અને મહારાજપુત્રને યાદ કરે છે. "

કંઇપણ જવાબ આપ્યા વિના મહામંત્રી અને મહારાજપુત્ર ઘોડેસ્વાર થઇ સંઘારામ બહાર નીકળ્યા.

હવે મુરારિ ઋષભદેવને ખોળવા લાગ્યો. બ્રાહ્મણ અધમુઆ જેવો થઈ ત્યાંજ બેઠો હતો, મુરારિએ તેને બોલાવ્યો પણ જવાબ મળ્યો નહિ. મુરારિએ તેના શરીરપર હાથ ફેરવ્યો તો જણાયું કે હજુ તે જીવતો છે. ત્યારે તે મશ્કરી કરવાને બહાને કહેવા લાગ્યો" ત્યારે ઉંઘતા લાગે છે, ઠીક ભલે સુતા, સવારે એની મેળે આવશે. " બ્રાહ્મણ મુરારિના પગમાં પડ્યો અને કહેવા લાગ્યો, " મુરારિ, તમે મારા ધર્મ પિતા છો, મને એકલો છોડી જશો નહિ, હું ભૂતની બીકથી આંખો બંધ કરી બેઠો છું. "

મુરારિએ કહ્યું, " વારૂ, હું નહિ જાઉં. મહારાજ, અત્યારે તમે ક્યાં જશો ? "

" રાજમહેલમાં, મહારાજપુત્ર કયાં છે ? "

" તે તો જતા રહ્યા છે. તમે કેવી રીતે જશો ? "

" એ માટે જ મેં તેમને કહ્યું હતું કે હું આવીશ નહિ, કરૂણાદેવીને કહી કાલેજ આ નગરનો ત્યાગ કરીશ. મુરારિ, મેં તમને પિતા કહ્યા છે, તમે જો મને રાજમહેલના અંતઃપુર દ્વાર સુધી મૂકી જશો, તો હું રાજમહેલમાં જઇ શકીશ. "

" મહારાજ, હું રાજમહેલમાં આવી શકીશ નહિ, ચાલો તમને ત્રીજા દરવાજા સુધી મૂકી આવું. "

" હું રસ્તો જાણતો નથી. "

" હું રસ્તો બતાવીશ. "

" રસ્તામાં અંધારૂં છે. "

" બધે દરવાજે દીવા છે. "

" પરંતુ મને બીક લાગશે તો ? "

" ત્યારે તો તમારાથી જવાશે નહિ. "

" મુરારિ, તમે મારા ધર્મપિતા નથી, પણ પિતામહ છો. કોઈ પણ ઉપાયથી મારૂં રક્ષણ કરો, કાલે સવારમાં જરૂરાજરૂર પાટલિપુત્રને નમસ્કાર કરી જતો રહીશ. "

" વારૂ, ચાલો, હું તો આવી શકીશ નહિ; પણ તમારી સાથે એક માણસ મોકલું છું. "

## પ્રકરણ ૧૫ મું

### સામ્રાજ્યનું આધિપત્ય.

શોણનદીને કાંઠે વિશાળ બગીચામાં આજે મહા ઉત્સવ થઇ રહ્યો છે. સમ્રાટ્ ઘણા દિવસો પછી સમુદ્રગુપ્તના ઉદ્યાન-આવાસમાં આવ્યા હતા. પ્રતીહાર, રક્ષકો વગેરે આખા બગીચાને વીંટાઇ વળ્યા હતા, દરવાજે દરવાજે ઘોડેસ્વાર અને પાયદળસેના હારબંધ થઈ ઉભી રહી હતી. ધામે ધામે એક પછી એક રથો આવવા લાગ્યા, મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત પોતે એ રથમાં બેસનારને બગીચામાં લઇ જતો હતો. કોઈ પણ રથ, હાથી અથવા ઘોડો દરવાજામાં જતો નહોતો. બે ઘડી દિવસ ચઢયા પછી સિન્ધુદેશના ચાર ઘોડાવાળા એક સોનાનો રથ દરવાજા પાસે આવ્યો. મહાપ્રતીહારે તેમાં બેસનારને નીચા વળી સલામ કરી રસ્તો બતાવ્યો; પાયદળ અને ઘોડેસ્વાર લશ્કરે લશ્કરી રીત મુજબ માન આપ્યું, રથ બગીચામાં આવ્યો. એક તરૂણ સૈનિકે તેના સાથીને પૂછ્યું, " ભાઇ આ રથમાં બેસનારા ઉતર્યા કેમ નહિ ? " તેનો સોબતી હસતો હસતો બોલ્યો, " એ રથમાં કોણ હતું તે તું જાણે છે ? "

" ના. "

" મહારાજાધિરાજના નાના ભાઇ શકમંડળેશ્વર, મહારાજપુત્ર ગોવિન્દગુપ્તદેવ."

" બીજા કોઇના રથ અંદર જઇ શકશે ? "

" બીજા ત્રણ રથો સમ્રાટ્ પાસે જઈ શકે છે. યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તનો, યુવરાજ ભટ્ટારકપાદીય દામોદરશર્માનો અને કુમારપાદીય મહાહસ્ત્યશ્વ નૌબલાધિકૃત ( હાથી અને ઘોડેશ્વારના સેનાપતિ ) અગ્નિગુપ્તનો રથ કે હાથી સમ્રાટ્ આગળ જઈ શકે છે."

સૈનિકનાં વચનો પૂરાં થતાં પહેલાં એક નાના ધોળા હાથીપર બેઠેલ એક કદાવર ગૌરવર્ણ યુવક દરવાજાપર આવી પહોંચ્યો. તેની પાછળ દશ હારમાં ગોઠવાયલા સો ઘોડેસ્વારો આવી પહોંચ્યા. મહાપ્રતીહારે તેને માન આપ્યું, દરવાજાપરની પાયદળ અને હયદળ સેનાએ લશ્કરી રીત મુજબ માન આપ્યું. એક સૈનિક " યુવરાજનો જય થાઓ " એમ બોલી ઉઠયો, તેની સાથે સમસ્ત સેના જયધ્વનિ કરવા લાગી, યુવરાજે દરવાજાના માર્ગમાં ઉભા રહી પોતાની અસિ કોષમુક્ત કરી આ માનનો જવાબ વાળ્યો. પેલા તરૂણ સૈનિકે તેના સાથીને કહ્યું, " આ યુવરાજ જણાય છે ? " " હા; યુવરાજની સાથે આજે ઘોડેસ્વારો છે, તે તેના શરીર રક્ષકો છે. આ રક્ષકો માળવાના રહેવાશી છે, શકલોકો સાથેની લડાઇમાં તેઓએ અસાધારણ બળ બતાવ્યું હતું, અને સૌરાષ્ટમંડળ જીતી લીધું હતું. એ લોકો હંમેશાં સ્કન્દગુપ્તને માટે મરવાને તૈયાર છે. હવે જ્યારે લડાઇ જામશે ત્યારે માલવદેશના કાળા ઘોડેસ્વારો સામ્રાજ્યની બધી સેનાની સન્મુખ રહેશે. આ સામ્રાજ્યની અશ્વારોહી સેનાનું નાક છે."

જોત જોતામાં એક બીજો રથ આવી પહોંચ્યો. મહાપ્રતીહાર અને સૈનિકોએ તેમને માન આપ્યું. રથમાંનો માણસ રથપરથી નીચે

ઉતર્યો, પેલા તરૂણ સૈનિકે તેના સાથીને પૂછ્યું, " એ કોણ છે ? " સાથીએ કહ્યું, " બરાબર ઓળખાતો નથી. ભાઇ, આજનો ઉદ્યાન-વિલાસ નવી તરેહનો છે, સમ્રાટ્ ઉદ્યાન-વિલાસમાં આવે એટલે નાયકાઓ આવે, સુંદર ગાયકો આવે, સેંકડો વાજાં વગાડનારા આવે, શહેરની સ્ત્રીઓ આવે, આખો દિવસ આનંદથી ગુજારે પરંતુ આજની સભામાં નાચનાર છે દામોદરશર્મા, ગાયક છે મહારાજપુત્ર અને વાદક અગ્નિમિત્ર લાગે છે, " સૈનિકની વાત સાંભળી દરવાજાપરની બધી સેના હસવા લાગી. ત્યારે તે પોતાની બાજુના માણસને પૂછવા લાગ્યો, હમણાં કોણ આવ્યું ? "

" મને લાગે છે કે ગૌડિય મહાબલાધિકૃત ભાનુમિત્ર આવ્યા છે. "

પેલા સૈનિકે કહ્યું, " ભાઈ, આ ભાનુમિત્ર કંઇ સાધારણ માણસ નથી, તેણે ફક્ત થોડી સેના વડે બધા શકરાજા સામે નગરહારનું રક્ષણ કર્યું હતું, ત્યારે તેની ઉમ્મર ફક્ત અઢાર વર્ષની હતી. ભાનુમિત્ર યુવરાજનો જમણો હાથ છે. મહારાજાધિરાજની પાલિતા કન્યા કરુણાદેવી સાથે તેનો વિવાહ થએલ છે. એ ગૌડીય સેનાપતિ એક દિવસ યુવરાજ ભટ્ટારકપાદિય મહાસેનાપતિ થશે. "

એ વખતે એક મોટા હાથીપર બેસી વૃદ્ધ મહામંત્રી દરવાજાપર આવી પહોંચ્યા. અભિવાદનનું કાર્ય થઈ રહ્યા બાદ તેની સાથે મહાપ્રતીહારે બગીચામાં પ્રવેશ કર્યો. બગીચાના દરવાજાપરના બારણાં બંધ થયાં. બગીચાના મધ્ય ભાગમાં સંગેમરમર નિર્મિત મહેલમાં પરમેશ્વર પરમ ભાગવત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ કુમાર ગુપ્તદેવ સિંહાસનપર બેઠા હતા. તેની સામે ગોવિન્દગુપ્ત, સ્કન્દગુપ્ત અને અગ્નિગુપ્ત બેઠા હતા. દામોદરશર્માને આવતા જોઈ બધા ઉભા થયા, અને તેના

બેઠા પછી બધા બેઠા. મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત દરવાજા પાસે ઉઘાડી તરવારે ઉભો રહ્યો. મંત્રણા આરંભાઇ.

મહારાજાધિરાજે કહ્યું, " કાકા, ગોવિન્દ આજેજ જાલંધર જાય તો સારૂં. લડાઇનો આરંભ થયો છે. ગોવિન્દને શું કહેવાનું છે તે આપ સાંભળો. "

ગોવિન્દઃ—"કાકા, બાહલીક અને કપિશા તાબે થયાં છે, ગાંધાર અને નગરહારની હદમાંથી દૂત અને વેપારીઓ આવી શકતા નથી. થોડા જ સમયમાં પુરૂષપુર (પેશાવર) અને તક્ષશિલા પર હલ્લો થશે. શકમંડળની સીમાપર જે સેના છે તે પુરતી નથી. ઓછામાં ઓછું પાંચ લાખનું સૈન્ય નહિ હોય તો ઉદ્યાન અને સિન્ધુદેશના ઘાટોનું રક્ષણ થવું મુશ્કેલ છે. એ જંગલીજાતિ પર્વતના ઘાટોની આ પાર આવી પહોંચશે તો પંચનદ (પંજાબ) પ્રદેશનું રક્ષણ કરવા માટે પાંચને બદલે દસલાખનું સૈન્ય જોઇશે. સામ્રાજ્યના જે જે સ્થાનમાં જેટલી સેના છે, તે સમસ્ત સેનાને શતદ્રુ (સતલજ) નદીને કિનારે અત્યારેજ મોકલવી જોઇએ. પંચનદ અને મધ્યદેશની સેના મારી સાથે જાલંધર આવશે. સૌરાષ્ટ્ર, સિન્ધુ, આનર્ત અને માળવાની સેના જેમ બને તેમ જલદી મહાસેનાપતિ સાથે જાલંધર આવશે. સૌરાષ્ટ્રથી ચક્રપાલિત માળવાથી બન્ધુવર્મા પ્રતિષ્ઠાનથી તનુદત્ત, પાટલિપુત્રથી સ્કન્દ તથા હર્ષ, અને પુન્ડ્રવર્દ્ધનથી ભાનુમિત્ર મારી સાથે આવશે. આપ જાતે લડાઇના ખજાનચી થજો અને મહાભાંડારધિકરણ એક માસમાં એક કરોડ સોનાના સિક્કા મોકલે તથા તે પછી દરમાસે તેટલુંજ નાણું જાલંધરની તીજોરીમાં મોકલે એવી કાળજી રાખજો. જો આ બધું બનવું અસંભવિત જણાય તો નક્કી જાણજો કે સામ્રાજ્યનું રક્ષણ થઇ શકે તેમ નથી."

દામોદરઃ—"વત્સ, વિષ્ણુભદ્ર અને બુદ્ધભદ્રના આવ્યા પહેલાં અમે હૂન–યુદ્ધની મોટાઇ સમજી શક્યા નહોતા, તું જે માગશે તે મળશે. અગ્નિગુપ્તથી સામ્રાજ્યના સાધારણ સિપાઇ પર્યન્તની સમસ્ત સેના તારી આજ્ઞામાં રહેશે જો જરૂર પડશે તો હું પુરૂષપુર જઇશ અને મહારાજા સ્થાનેશ્વર આવશે."

ગોવિન્દઃ—" આપને પાટલિપુત્ર તજવું પડશે નહિ."

શોણનદીના પ્રવાહમાં એક માટીનું વાસણ તણાતું હતું, તે મહેલના દરવાજા આગળ આવી થોભ્યું, તે પછીધીમે ધીમે કાંઠે આવવા લાગ્યું. આ જોઈ મહાપ્રતીહાર ધીમે ધીમે નદીના પ્રવાહ તરફ જવા લાગ્યો. બગીચાની હદ બહાર એક નાની નૌકા ઉભી હતી. મહાપ્રતીહારના ઇસારાથી તે મહેલની નીચેના ધોળા આરસના ઘાટ આગળ આવી. કૃષ્ણગુપ્તે કાંઠે આવી પેલાં માટીનાં વાસણ તરફ આંગળી કરી, કે તરત જ નૌકામાંથી ચાર નાવિકો પાણીમાં કૂદી પડ્યા અને પેલાં માટીના વાસણ નીચેથી એક દુબળા ગૌરવર્ણવાળા યુવકને પકડી લાવ્યા. મહાપ્રતીહારે તેમને પૂછ્યું. "આ વ્યક્તિ કોણ છે. તે તમે કહી શકશો?" એક નાવિકે કહ્યું, "આ વ્યક્તિ ચંદ્રસેન છે."

" ચંદ્રસેન કોણ?"

. " ઇન્દ્રલેખાનો જાર."

મહાપ્રતીહારે ફરી ઇસારો કર્યો. નાવિકોએ ચંદ્રસેનનાં હાથ પગ બાંધ્યાં, અને તેને નૌકાપર ચઢાવી નૌકા હંકારી ગયા.

તે વખતે મહેલમાં સામ્રાજ્યની રક્ષા માટે થતી મંત્રણા પૂરી થઈ હતી. દામોદરશર્માએ મહારાજાનો હુકમ લખી કાઢ્યો હતો, અને મહારાજા તેમાં પોતાની સહી કરતા હતા, એ વખતે કૃષ્ણગુપ્ત પાછો

ફર્યો. આંખના ઇસારાવડે મહા અમાત્યે પૂછ્યું, " શું થયું છે ? " હોઠપર આંગળી મૂકી મહાપ્રતીહારે જણાવ્યું કે ખાનગી સમાચાર છે, પછી જણાવીશ. કાગળપર સહી કર્યા પછી મહારાજા આસનપરથી ઉભા થયા. પોતાના નાનાભાઇ પાસે યુવરાજનો હાથ પકડી લઇ ગયા અને કહ્યું, " ગોવિન્દ, સ્કન્દ હજુ એક પણ યુદ્ધમાં ગયો નથી, તેને તારી પાસે જ રાખજે. મારો સ્પર્શ કરી એ બાબતની પ્રતિજ્ઞા કર." મહારાજપુત્ર હસતા હસતા કહેવા લાગ્યા, " મોટાભાઇ, દીલગીર શામાટે થાઓ છો ? " શોકથી મહારાજાનું હ્રદય ભરાઇ ગયું, તેણે ગળગળા અવાજે કહ્યું, " ભાઇ મને લાગે છે કે વિપત્તિ પાસે જ છે, તું પણ સાવધાન રહેજે, આત્મરક્ષાનો પ્રયત્ન કરજે, પાછો પાટલિપુત્ર આવજે—"

સમ્રાટ્નો કંઠ રૂંધાઇ ગયો, તેણે પોતાના ભાઇ અને પુત્રને દૃઢ આલિંગન કર્યું. મહેલમાંનાં બધા પુરૂષો દીલગીર થઇ ગયા. વૃદ્ધ વિજ્ઞ, બહુદર્શી અને રાષ્ટ્રનીતિ કુશળ મહા અમાત્યના દુબળા ગાલપર આંસુની ધારા વહેવા લાગી. અગ્નિગુપ્ત મ્હોં ફેરવી લુગડાં વતી આંખો લૂછવા લાગ્યો. થોડીવાર પછી ભાનુમિત્રનો હાથ પકડી મહારાજાએ કહ્યું, " ગોવિન્દ, કરૂણા અને અરૂણા બંને મારે મન સરખી છે. મહાનાયક અગ્નિગુપ્તનો પુત્ર તરૂણ છે છતાં યુદ્ધવિદ્યામાં પારંગત છે, તે બળવાન છે પરંતુ તેને પોતાની જિંદગીની મમતા નથી. કરૂણા તરફ જોઇ તેને પાછો લાવજે. બંધુઓ ! હું ઘરડો થયો છું, ઘણી વાર મારી મૂર્ખાઇથી મેં તમને દુઃખ દીધું છે, તે બધું મને માફ કરશો, હું સમજું છું કે સામ્રાજ્યનો દીવસ માઠો છે. વિષમ સમરથી આર્યાવર્ત ગ્રસાઇ ગયું છે, જેઓ જાય છે, તેઓ પાછા ફરશે કે નહિ તે બાબતનો મને સંદેહ—"

સમ્રાટ્નો અવાજ રૂંધાઈ ગયો, તે ઉતાવળે ડગલે મહેલ બહાર આવ્યો અને રથપર ચઢ્યો, રથ નગર તરફ જવા લાગ્યો. કુમારગુપ્ત ગયા પછી દામોદરશર્માએ ગોવિન્દગુપ્ત, સ્કન્દગુપ્ત અને ભાનુમિત્રને આલિંગન કર્યું, અને ગળગળા અવાજથી કહ્યું, " ગોવિન્દ, મને શું થયું છે, તે સમજી શકાતું નથી. આજે કોઇને પણ છોડવાની ઇચ્છા થતી નથી. તમે કહો કે અમે પાછા પાટલિપુત્ર આવશું ? મારી આગળ પ્રતિજ્ઞા કરો. મને લાગે છે કે કરાલ કાલ પોતાનું ભીષણ વદન ઉઘાડી આર્યાવર્તનો ગ્રાસ કરવા આવે છે. ગોવિન્દ, કાલે પાટલિપુત્રમાં અંધકાર ફેલાઇ જશે, કોની સાથે રાજધાનીમાં દિવસો ગાળીશ ? તમે મને ખાત્રીપૂર્વક કહો કે અમે પાછા પાટલિપુત્રમાં આવશું,—સમુદ્રગુપ્ત ચંદ્રગુપ્તનો રાજમહેલ પાછો તમારાં હાસ્યથી ગાજી ઉઠશે. " ગળગળા અવાજે મહારાજપુત્રે કહ્યું, " કાકા, આ શું કરો છો ? " વૃદ્ધ અમાત્ય મ્હોં ફેરવી બોલ્યો. " કંઇપણ સમજી શકતો નથી. સ્કન્દ, ગોવિન્દ, કહો કે અમે પાછા ફરશું ? ભાનુ, કરુણાનું મ્હોં સુકાયલું રહેશે, અંતઃપુરમાં જઇશ ત્યારે વહુ પૂછશે કે મારો પુત્ર, જમાઇ વગેરે કયારે આવશે, ત્યારે હું શો જવાબ આપીશ ? સ્કન્દ, તું જે દિવસે પાછો આવીશ તે દિવસે તારી સાથે જ હું ધ્રુવસ્વામિનીના રાજમહેલમાં પગલું મૂકીશ, ત્યાં સુધી જઇશ નહિ. ગોવિન્દ, જ્યારે તું આવી મારી ચિતા તૈયાર કરશે ત્યારે જ હું નિશ્ચિન્ત ચિત્તે મરીશ. "

મહારાજપુત્ર અને યુવરાજે ઘણી મહેનતે વૃદ્ધમંત્રીને શાંત કર્યો અને ઘેર મોકલ્યો. મહાઅમાત્યનો હાથી દરવાજા બહાર ગયા પછી મહારાજપુત્રે યુવરાજને કહ્યું, " સ્કન્દ આજેજ મુસાફરી શરૂ કરવી પડશે. " " આજેજ ? " " હા, આજેજ મહારાજ અને મહા અમાત્ય દીલગીર થયા છે. મારા જીવનમાં મેં કદીપણ યુદ્ધમાં જતી વેળા

તેઓને આંસુ પાડતા જોયા નથી, આજેજ સાયંકાળ વખતે નગર છોડશું. અગ્નિ, તૈયાર થઇ રહેજે. ”

અગ્નિઃ-“ હંમેશાં તૈયારજ છું. ”

ગોવિન્દઃ-“ભાનુ, ગૌડ જવાશે નહિ, મુસાફરી માટે તૈયાર થઇ રહેજે.

ભાનુઃ—ત્રીજો પહોર વીત્યે તૈયાર થઇ રહીશ.

એ પછી બધા બહાર નીકળ્યા, અને શહેર તરફ જવા લાગ્યા.





# ખંડ ૨ જો.

## અગ્નિ

## પ્રકરણ ૧ લું.

### અગ્નિગુપ્ત અને જ્યોતિષી.

પાટલિપુત્રના રાજમાર્ગપર સેંકડો નગરજનો આવ્યા જાય છે. દિવસનો બીજો પહોર વીતી ગયો છે. રાજમાર્ગની એક બાજુએ એક જ્યોતિષી છત્ર નીચે આસન પાથરી તે પર બેઠો છે, ઘણાં સ્ત્રીપુરૂષો પોતાનું નસીબ જોવરાવવા માટે તેને વીંટી વળ્યાં છે. એક સૈનિક ગંગાસ્નાન કરી દેવ-દર્શન કરવા જતો હતો, તેણે આ દેખાવ જોઇ તે ટોળાંમાના એક માણસને આ ટોળું એકઠું થવાનું કારણ પૂછ્યું, અને પેલા માણસને મ્હોંએ કારણ સાંભળી પોતે પણ તે ટોળામાં ગયો. જ્યોતિષી તે વખતે એક સુંદર રમણીનો હાથ જોતો હતો, પરંતુ પેલા સૈનિકનાં મ્હોં તરફ જોઇ તેણે કહ્યું, “ તમે કેમ આવ્યા છો ? હું તમારૂં નસીબ જોઈ શકીશ નહિ. ”

સૈનિકે વિસ્મય પામી પૂછ્યું, “ કેમ કહી શકશે નહિ ? ”

“ અપ્રિય વાત કહેવાય તેમ નથી. ”

" હું લડાયક યોદ્ધો છું, તરવાર તો મારૂં ભૂષણ છે, મારે પ્રિય કે અપ્રિય કશું નથી. "

" ભાઈ, હું અદૃષ્ટે લખેલા લેખો વાંચું છે, માટે મારો અપરાધ માનશો નહિ. "

" અપરાધ મારા અદૃષ્ટનો, ભાઇ, તમે અપ્રિય પણ સત્ય વાત કહેતાં અચકાશો નહિ. "

" તમે હમણાંજ યુદ્ધમાં જવાના છો. "

" વાહ ! એતો આનંદની વાત છે, અનેક દિવસ થયાં મારી તરવારે લોહીનું પાન કર્યું નથી. "

" તમે આજેજ લડાઇ કરવા જવાના છો. "

" આજેજ ? "

" હા, આજેજ. "

" ક્યારે પાછો ફરીશ ? "

" પાછા ફરવાના નથી. "

સૈનિક સ્તબ્ધ બની ગયો, તે જોઇ જ્યોતિષીએ કહ્યું, " ભાઈ, એ માટેજ મેં કહ્યું હતું કે તમારૂં નસીબ હું જોઇશ નહિ. "

સૈનિક લગાર હસી બોલ્યો, " કંઈ નહિ ભાઇ, હું ક્યારે મરીશ તે કહી શકશે ? "

" હજુ વાર છે. "

" કેટલા દિવસની ? "

" વીસ વર્ષની. "

સૈનિક જ્યોતિષીના હાથમાં એક રૂપાનો સિક્કો આપવા લાગ્યો, પરંતુ જ્યોતિષીએ એ ન લેતાં કહ્યું, " ભાઈ, તમારી પાસેથી પૈસા ન લેવાનો મને ગુરૂજીએ નિષેધ કર્યો છે. "

સૈનિક માણસોનાં ટોળાંમાંથી બહાર નીકળ્યો. પાટલિપુત્રનાં સુંદર મકાનો, રાજમાર્ગ, અને અનાજથી ફળદ્રુપ માતૃભૂમિ તેની આંખો આગળથી અચાનક ચાલી ગઈ, ચારે દિશા લાલચોળ જણાવા લાગી. તેણે વિસામો લેવા માટે માર્ગપરના એક મકાનનો આશ્રય લીધો.

તેજ વખતે રાજમાર્ગપર તે ઠેકાણેથી એક શામળો. ઠીંગણો પણ પ્રૌઢ પુરૂષ ઘોડાપર બેસી જતો હતો, તેણે પેલા સૈનિકને મકાનની દિવાલને અડકી ઉભેલો જોયો એટલે પોતાનો ઘોડો અટકાવ્યો. સૈનિક તેનો ઓળખીતો હતો. ઘોડેસ્વારે તેના નામની બૂમ પાડી, પરંતુ નજીક આવતાં મૃત્યુની ચિન્તાથી ચિન્તાતુર સૈનિકે તે સાંભળ્યું નહિ. ઘોડેસ્વાર રસ્તાપર ઉતર્યો, પેલા સૈનિક પાસે ગયો, તેના વાંસાપર હાથ મૂક્યો. સૈનિક ચમક્યો. વિસ્મયપામી તરતજ તેણે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી પેલા ઘોડેસ્વારને લશ્કરી ઢબ મુજબ માન આપ્યું. ઘોડેસ્વારે પૂછ્યું, "ઇન્દ્રપાલિત, તને શું થયું છે ?"

" સૈનિકે કહ્યું, "દેવ, કંઈ નહિ, આજે યુદ્ધ-યાત્રા કરવા જવાનું હોવાથી દેવ-દર્શન કરવા જાઉં છું."

"આજે યુદ્ધ-યાત્રા કરવાની છે, એમ તને કોણે કહ્યું ?"

"જ્યોતિષીએ કહ્યું."

"જ્યોતિષી ક્યાં છે ?"

"પેલા ટોળામાં બેઠા છે."

"તેણે તને શું કહ્યું ?"

"તેણે કહ્યું કે તું કદીપણ પાટલિપુત્રમાં આવીશ નહિ. તેથી આજે છેલ્લીવાર આ સુંદર પાટલિપુત્રને જોઇ લઉં છું કારણકે પછી જોઈ શકવાનો નથી."

"ઇન્દ્રપાલિત શાંત થા, ભવિષ્ય કથન શું હંમેશાં સાચું પડે છે ?"

"તે કેમ જણાય ? દેવ, શું ખરેખર આજે યુદ્ધ-યાત્રા કરવી પડશે ?"

"હા એ વાત સાચી છે."

"ત્યારે હવે પાટલિપુત્રમાં ફરવાનો નથી."

"ઇન્દ્રપાલિત, તેં લડાઇનો ધંધો લીધો છે, તારે બૈરી છોકરાંની જંજાળ નથી, છતાં શામાટે મુંઝાય છે ?"

"દેવ, તેણે જો એમ કહ્યું હોત કે-ફકત એકજ વખત નગરમાં આવીશ, તો કદાચ આ બધું વિચારવું ન પડત."

"ઇન્દ્ર ! દેશને માટે, ધર્મને માટે, દેવતાને માટે, રમણી અને બ્રાહ્મણને માટે કેટલાક માણસ મરી શકે છે ? જે મરી શકે છે તે મનુષ્ય નથી પણ દેવતા છે. બધાંને મરવાનું છે. રોગ શય્યામાં અથવા અકસ્માત વિપત્તિથી અથવા ભયંકર દુઃખથી આપઘાત કરીને બધાં મરે છે. પરંતુ તું કહી શકશે કે કેટલાક માણસો પોતાની સ્વેચ્છાથી બીજાને માટે પોતાના આત્માનું બળિદાન આપે છે ? શાંત થા, આપણે જે લડાઈમાં જઇએ છીએ, તેવી લડાઈ શકસાથેની લડાઇઓ પછી આર્યાવર્તમાં થઈ નથી. આવાં મહાન યુદ્ધમાં આ નશ્વર દેહનું બળિ-દાન આપવું એ ગૌરવનો વિષય છે. ચાલ, હું પણ જ્યોતિષી પાસે આવું છું."

બંને જણા ટોળાં વચ્ચે થઇ જ્યોતિષી પાસે પહોંચ્યા. જ્યોતિષી એ બંનેને જોઇ બોલી ઉઠયો, "મહાસેનાપતિ, જે પૂછવા આવ્યા છો, તે આ માણસો વચ્ચે કહી શકાય તેમ નથી."

અગ્નિગુપ્ત આશ્ચર્ય પામી દિગ્મૂઢ બની ગયો, જ્યોતિષીએ માણ-સોને દૂર જવાની આજ્ઞા કરી. માણસો બીકનાં માર્યાં દૂર જતાં રહ્યાં. જ્યોતિષીએ મહાસેનાપતિને કહ્યું, "અગ્નિગુપ્ત ! તમે કૃતઘ્ન નથી, તમે ચંદ્રગુપ્તનું દેવું પતાવશો."

" ચંદ્રગુપ્તનું દેવું! તમે-આપે શી રીતે જાણ્યું?"

" મહાનાયક! શીખેલાં પુસ્તકો વાંચવામાં કદી મુશ્કેલી નડે છે ખરી?"

" ના."

" તેવી રીતે અદષ્ટલિપિ પણ મારૂં શીખેલું પુસ્તક છે. અગ્નિગુપ્ત, વૃદ્ધ મહારાજા અને વૃદ્ધ મહામંત્રીનાં આંસુ ભૂલી જાઓ. સ્કન્દગુપ્ત પાછા ફરશે, ગોવિન્દગુપ્ત પાછા ફરશે, પરંતુ તમે ફરશો નહિ."

" તેથી મને દુઃખ થાય તેમ નથી. બ્રાહ્મણ, યુદ્ધક્ષેત્રમાં જયી થઇ મરીશ, માતૃભૂમિનું રક્ષણ કરી મરીશ. પરમેશ્વર પાસે અગ્નિગુપ્તે અત્યાર સુધી બીજું કંઇ માગ્યું નથી."

" તેમજ થશે, અગ્નિગુપ્ત તને ધન્ય છે, તારાં લોહીથી કુમારગુપ્તનાં પાપનું પ્રાયશ્ચિત થશે. એકવાર પરંતુ—"

" પરંતુ શું? ગોવિન્દગુપ્ત, સ્કન્દગુપ્ત, હર્ષગુપ્ત, વગેરે સમુદ્રગુપ્તના વંશમાં હજુપણ ઘણા વીરો છે. હે બ્રાહ્મણ, એમાંના કોઇપણ મારી પછી આત્મબળિ આપવા આનાકાની કરે તેમ નથી. તેમાંનો કયો વીર બીજી વખત આત્મબળિદાન આપશે?"

" મહાસેનાપતિ! શાન્ત થાઓ, હૂણ-યુદ્ધમાં ધીરજની જરૂર છે, ઘણા માણસોનાં બળિદાનની જરૂર છે. સ્કન્દગુપ્તને કહેજો કે આર્યાવર્ત્તનો રાજા જે દિવસે પવિત્ર ગંગા-યમુનાના સંગમપરનાં પ્રતિષ્ઠાનનાં પ્રાચીન યુદ્ધક્ષેત્રપર થોડી સરખી સેના લઇ આત્મવિસર્જન કરશે, તે દિવસે આર્યાવર્ત્તની રક્ષા થશે."

" આચાર્ય તમે શું કહો છો?"

" જે કહું છું, તે તમે સમજશો નહિ."

" ત્યારે કોણ-સમજશે?"

" યશોધર્મદેવ અને બાલાદિત્ય સમજશે."

" તેઓ કોણ છે ? "

" આર્યાવર્ત્તના રક્ષક. "

" બ્રાહ્મણ, ગમે તેમ થાય પણ આર્યાવર્ત્તની રક્ષા તો થશે ને ?– અને તેમાંજ મારૂં સુખ છે, ગુપ્તસામ્રાજ્ય, ગુપ્તવંશ રસાતળમાં જાય, સહસ્ત્ર સ્કન્દગુપ્ત, લાખો અગ્નિગુપ્ત, યુદ્ધક્ષેત્રમાં મરાય તેથી કંઈ નુકશાન થવાનું નથી; તીર્થ અને દેવતા–સ્ત્રીઓ અને બાળકો બચે એટલે બહુ છે. "

જ્યોતિષી ઉભો થયો અને વૃદ્ધ સેનાપતિને ભેટી કહેવા લાગ્યો, " મહાબલાધિકૃત, તમને ધન્ય છે, યુગે યુગે તમારા જેવાં સુસંતાન માતૃભૂમિના રક્ષણ માટે આત્મબળિદાન આપવા તૈયાર થાય એવી પ્રભુ પાસે મારી માગણી છે. વિધિલિપિ અખંડનીય છે, નસીબના લેખો ભૂસ્યા ભૂસાતા નથી. ભવિષ્યમાં અંધકાર છે, એ અંધકારયુગમાં તમારા જેવા મહાપુરુષો ફરી જન્મ લે એવી પ્રાર્થના કરૂં છું. અગ્નિગુપ્ત પાછા આવજો–દેવતા અને બ્રાહ્મણ, સ્ત્રીઓ અને બાળકોનું રક્ષણ કરવા ફરી જન્મ લેજો.

બ્રાહ્મણ રડવા લાગ્યો અને ગાંડાંની માફક નાસી ગયો. અગ્નિગુપ્ત અને ઇન્દ્રપાલિત સ્તબ્ધ થઇ ગયા અને અર્ધી ઘડી ત્યાંને ત્યાં ઉભા રહ્યા થોડીવાર પછી એક સૈનિકે આવી મહાસેનાપતિને કહ્યું, " દેવ, દિવસના ત્રીજા પહોરનો આરંભ થયો છે. "

વિસ્મય પામી અગ્નિગુપ્તે કહ્યું, " ઇન્દ્રપાલિત, અત્યારે જ મુસાફરી શરૂ કરવી પડશે. સેના–નિવાસપર દૂત મોકલ, નગરની સમસ્ત ઘોડેસ્વાર સેના આજ રાત પૂરી થતાંજ જાલંધર તરફ કુચ કરે. "

ઇન્દ્રપાલિત નીચો વળી નમસ્કાર કરી ચાલ્યો ગયો. સમુદ્રગુપ્તનો વંશધર, વિશાળગુપ્ત–સામ્રાજ્યનો મહાબલાધિકૃત યુવરાજ ભટ્ટારકપાદીય મહાસેનાપતિ અગ્નિમિત્ર હંમેશની મુસાફરી માટે તૈયાર થઈ કુટુંબની રજા માગી હંમેશને માટે પાટલિપુત્ર છોડી ગયો.

# પ્રકરણ ૨ જું

## અદૃષ્ટ ચક્ર.

દિવસનો બીજો પહોર શરૂ થયો છે, પાટલિપુત્રના દરવાજાપર મંગળવાદ્યો વાગવાં શરૂ થયાં છે. ગોવિન્દનાં મંદિરમાં કરૂણાદેવી એકાગ્રચિત્તે ઇષ્ટમંત્ર જપે છે, અચાનક તેની પાછળથી કોઇએ તેનો સ્પર્શ કર્યો. કરુણાદેવીએ વિસ્મયપૂર્વક પાછળ જોયું, તો પોતાના સ્વામીને ઉભેલો જોયો. પ્રિયજનનાં દર્શનથી તેના રાતા હોઠપર હાસ્યની રેખા તરવરી રહી. કરુણાએ કહ્યું, "શામાટે અડક્યા ? મારે બીજો એક હજાર આઠવાર જપ કરવો પડશે." બીજે વખતે તો એ હોઠોપર હાસ્ય જોતાં ભાનુમિત્રની આંખો નાચવા લાગતી હતી, પરંતુ આજે ભાનુમિત્રનું મ્હોં ગંભીર છે, આજે પ્રિયજનનું હાસ્ય જોઇ તેના હોઠોપર તેનું પ્રતિબિમ્બ પડ્યું નહિ. કરુણાદેવી એ જોઇ વિસ્મય પામી અને કહેવા લાગી, "શું થયું છે ? વાતચીત કેમ કરતા નથી ?" ભાનુમિત્રે બીજી તરફ મ્હોં ફેરવી કહ્યું, "કરુણ, રજા માગવા આવ્યો છું !"

આસનપરથી નીચે ઉતરી કરુણાએ પોતાના મૃણાલ જેવા કોમળ હાથો ભાનુમિત્રને ગળે વીંટાળ્યા, અને કહ્યું, "છિ, છિ, એવી વાત મ્હોંમાં લાવશો નહિ, શું થયું છે કહો જોઇએ"

કરુણાના સુંદર કંઠપર હાથ નાખી ભાનુમિત્રે ગળગળા અવાજે કહ્યું, "ખોટું નથી, મશ્કરી નથી. કરૂણ ! ખરેખર વિદાય માગવા આવ્યો છું—" ગોડીય સેનાપતિનું ગળું રૂંધાયું.

કરુણાએ ફરી પૂછ્યું, "શું થયું છે ? જલદી કહો નહિ તો હું રોઇ પડીશ."

ઘણા કષ્ટથી આત્મસંવરણ કરીશ ભાનુમિત્રે કહ્યું, "કરૂણ! આજેજ મારે પંચનદ જવું પડશે."

કરૂણાએ પુછ્યું, "કેમ? શામાટે?"

"પંચનદ તરફ યુદ્ધ શરૂ થયું છે"

"તમારા સિવાય બીજો કોઇ સેનાપતિ નથી?"

"મહારાજપુત્ર પોતે, અગ્નિગુપ્ત, યુવરાજ, કુમાર હર્ષગુપ્ત વગેરે બધા આવવાના છે."

"સારૂં, પરંતુ આજેજ જવું પડે છે શામાટે?"

"અમને રજા આપતી વખત મહારાજાધિરાજ અને મહામંત્રી અતિશય દીલગીર થઇ ગયા હતા, માટે મહારાજપુત્રે આજ્ઞા કરી છે કે આજે સંધ્યાકાળ પહેલાં જાલંધર તરફ મુસાફરી શરૂ કરશું."

ભરથારનું ગળું છોડી કરુણા તેના મ્હોં તરફ જોઇ હસતી હસતી બોલી, "રસરાજ, પાટલિપુત્રમાં આવી નવી રસિકતા શીખ્યા લાગો છો! હું જપ કરતી હતી તે વખતે તમે મને શામાટે અડક્યા? શહેરમાં આવી લટકાં કરતાં બહુ આવડયાં લાગે છે."

કાતર અવાજે ભાનુમિત્રે કહ્યું, "કરૂણ, આ ગોવિન્દ સાક્ષી છે, હું ખરૂ કહું છું કે ફરીથી તારૂં મ્હોં ક્યારે જોઇશ, તે કહી શકતો નથી ફરીથી ક્યારે તારાં કુસુમ જેવા કોમળ હોઠોપર હાસ્ય તરવરતું જોઇશ તે કહી શકતો નથી."

કરુણાએ ભાનુમિત્રના બંને હાથો પકડી કહ્યું, "શું ખરેખર જાઓ છો? કે કાવ્ય લખવાની ઇચ્છાથી વિરહનું મંગળાચરણ કરો છો?"

"ખરૂં કહું છું કરૂણ, હવે સમય નથી. જો સાંભળ દરવાજાપર બીજા પહોરનાં ચોઘડિઆં વાગવા લાગ્યાં. રાજમહેલમાં ચાલ."

" કેમ ? "

" તને શાન્તિપૂર્વક જોઇ લઉં. "

" મને તો હંમેશ જોઇ શકશો. "

" હૃદયથી—આંખોથી નહિ. "

" ના, ના, તમારાં આ આકર્ષવિશ્રાન્ત નીલનયનની કાળી કીકીઓ વડે. "

" કરૂણ, મશ્કરી છોડી દે. "

" મશ્કરી નથી, ગોવિન્દના નામથી પ્રતિજ્ઞા કરી કહું છું. "

" શું કહે છે, તે સમજી શકતો નથી. "

" આટલી વાત સમજી શકતા નથી તો પછી લાખો માણુસોનું સૈન્ય કેવી રીતે ચલાવો છો ? "

" તારી આજ્ઞા લઇને. કરૂણ, તું શું ગાંડી થઇ છે ? હવે મોડું થાય છે—મહેલમાં ચાલ. "

" શાનો વિલમ્બ ? "

" તને ગૌડમાં મોકલવાની વ્યવસ્થા કરવી પડશે. ઋષભને બોલાવ્યો છે. "

" હું ગૌડ જઇશ તો મોકલશોને ? "

" તુ શું ગૌડ નહિ જાય ? "

" ના. "

" ત્યારે શું પાટલિપુત્રમાં રહીશ ? "

" ત્યાં પણ નહિ. "

" ત્યારે શું કુળનો ત્યાગ કરીશ "

" હા. "

" કોની સાથે ? "

" તમારી સાથે. "

એમ કહી કરૂણાએ ભાનુમિત્રને ચુંબન કર્યું, ભાનુમિત્ર શરમાઇ જઈ કહ્યું. " કરૂણ, શું કરે છે? માણસો જોશે તો શું કહેશે? "

" કહેશે કે ભાનુમિત્ર કરૂણાનો જાર છે. "

" કરૂણ, મોડું થાય છે, મહેલમાં ચાલ. "

" ચાલો જઇએ, હું રથમાં બેસી આવું છું. "

" ક્યાં આવીશ? "

" કેમ, જાલંધરે. "

" શા માટે? "

" તમારી સાથે. "

" કરૂણ, તું ગાંડી થઇ છે કે શું? "

" મહારાજ, એ વાત શું આજેજ જાણી? "

" મશ્કરીની વાત નથી કરૂણ! હું લડાઇમાં જાઉં છું, તને ક્યાં લઇ જાઉં? "

" હું પણ તમને કહી રાખું છું કે હું નહિ આવું તો તમારાથી પણ જવાશે નહિ. "

" કરૂણ, હું તારી આગળ રજા માગવા આવ્યો છું, ત્યાં તેં આ મુશ્કેલી ઉભી કરી. "

" વિપત્તિ નથી સંપત્તિ છે. મને નહિ જુઓ તો તમે એક ઘડી પણ રહી શકશો નહિ. જો એકલા જશો તો રસ્તામાંથી પાછું ફરવું પડશે. "

" પરંતુ હું લડાઇમાં જઇશ ત્યારે તને ક્યાં રાખી જઇશ? "

" તમે જ્યાં રહો ત્યાં. "

" હું તો લશ્કરી છાવણીમાં રહીશ. "

"ત્યારે હું પણ છાવણીમાં રહીશ."

"લશ્કરી છાવણીમાં શું કુળવાન સ્ત્રીઓ રહી શકે?"

"તો નગરમાં રહીશ. પંચનદ પ્રદેશ શું ઉજડ થઇ ગયો છે? નગરહાર, તક્ષશિલા, સિંહપુર અને જાલંધર શું ઉજડ થઇ ગયાં છે? પુરુષજાતિ ઘણીજ વિશ્વાસઘાતક હોય છે. તમારાં વચનોમાં મને વિશ્વાસ નથી,-તમે તો કદાચ મને કહ્યા સિવાય નાસી જશો, માટે હું મહાદેવી પાસે જાઉં છું."

કરૂણાદેવી જતી રહી, ભાનુમિત્ર થોડીવાર દિઙ્મૂઢ બની ઉભો રહ્યો, તે પછી કરૂણા પાછળ જવા ગોવિન્દ મંદિરનો ચોક છોડી આગળ ચાલ્યો, તેણે અંતઃપુરમાં પ્રવેશ કરી જોયું કે પટરાણીના મહેલ પાસે ઋષભદેવ ઉભો છે. તેણે તેને પૂછ્યું, ઋષભ, ક્યારે આવ્યો?"

બ્રાહ્મણે ઉતરેલા મ્હોડે કહ્યું, "લગભગ બે ઘડી પહેલાં."

"મેં વિચાર્યું હતું કે તને ગૌડમાં મોકલી દઇશ, પરંતુ કરૂણાએ મુસ્કેલી ઉભી કરી છે, તે કોઇ પણ રીતે ગૌડ તરફ જવા ઇચ્છતી નથી."

"તમે ગૌડ તરફ જશો પણ હું જવાનો નથી."

"કેમ, ઋષભ શા માટે નહિ જાય?"

"કાપાલિકે કહ્યું છે કે સ્વદેશમાં જવાનું મારા નસીબમાં નથી. ભાનુ, તમે જ્યારે દેશમાં જાઓ ત્યારે મારૂં દેવું વાળજો."

"ઋષભ, તું ગાંડો થઇ ગયો છે કે શું?"

"હું ગાંડો થયો નથી ભાનુ! ગૌડમાં ગોપ નામનાં ગામડામાં રહેનાર રોહિણી ભરવાડણને એક દુઝતી ગાય આપવાનું મેં કહ્યું હતું, તમે જ્યારે દેશમાં જાઓ, ત્યારે તેને એક દુઝણી ગાય અપાવશો. મારૂં થોડું ઘણું દ્રવ્ય છે તે તમે લેજો, અથવા દેવ સેવામાં આપી દેજો."

"તને થયું શું? રોહિણી ગોવાળણને લીધે તો વિવાહ કર્યો નથી, દ્રવ્ય તેનેજ આપી જાય તો ઠીક?"

"ભાનુ, મશ્કરી કરશો નહિ, જ્યારે દેશમાં પાછું વળવાનું નસીબમાં નથી, ત્યારે બધી વ્યવસ્થા કરી જઈશ. રોહિણી મારી સગી નથી. તમારી દુર્દશા જોઇ મેં વિવાહ કર્યો નથી, વળી મારા મનમાં દામ્પત્ય લહની બીક હતી. રોહિણીમાં ધર્મનિષ્ઠા છે, તે તેની ગાયનું દુધ દેવતા અને બ્રાહ્મણોને આપે છે. દૂધ–માખણ દેવતાનું દર્શન કરે છે,–અને હું તેનો આહાર કરૂં છું, આ સંબંધ અતિ મધુર છે."

"મધુર છે માટે જ કહું છું."

"મશ્કરી કરો નહિ, હવે કયાં જવાનું છે?"

"મહારાજાધિરાજની આજ્ઞાથી આજેજ મહારાજ પુત્ર અને યુવરાજની સાથે હું પંચનદની સીમાપર થતાં યુદ્ધમાં જોડાવા જાઉં છું."

"આજે નહિ, કાલે."

"કાલે કેમ? મહારાજપુત્રે કહ્યું છેકે આજેજ મુસાફરી શરૂ કરશું."

"કાપાલિકે કહ્યું છે કે આપણે કાલ બપોરે જઈશું."

"કાપાલિક કોણ છે?"

"તે જાણતો નથી."

"તેને કયાં જોયો?"

"શ્યામા–મંદિરમાં, તેણે કહ્યું છે કે તું પણ પંચનદે જઈશ અને કદીપણ સુંદર ગૌડ દેશમાં પાછો ફરીશ નહિ."

"તે કયાં ગયો?"

"શ્યામા મંદિરમાંથી કોણ જાણે ક્યાં અંતર્ધાન થઇ ગયો. ભાનુ, કાપાલિકે કહ્યું છે કે 'તમે સ્ત્રી સાથે પંચનદ પ્રદેશમાં જશો તો દુઃખી થશો."

"ઋષભ, ભારે મુશ્કેલી આવી પડી છે. કરૂણુ ગાંડી છે, તે મારી સાથે પંચનદ પ્રદેશમાં આવવા માગે છે."

"તેમ કરતાં અટકાવ કરો, ભાનુ અટકાવ કરો. નહિ તો ભારે સંકટ આવી પડશે, સ્ત્રી બુદ્ધિ પ્રલયં કરી."

એ વખતે હસતાં હસતાં કરૂણા અને સ્કન્દગુપ્ત મહાદેવીના ઓરડામાંથી નીકળ્યાં. ભાનુમિત્ર અને ઋષભદેવને જોઇ યુવરાજે કહ્યું," ભાનુ, કરૂણા આપણી સાથે પંચનદ આવશે, માંએ સંમતિ આપી છે. આજે મુસાફરી શરૂ કરીશું નહિ, કાલે બપોરે સારૂં મુહૂર્ત છે, કાલે મુસાફરી શરૂ કરીશું."

યુવરાજની વાત સાંભળી ઋષભદેવ કાંપતો કાંપતો બેસી ગયો અને કહેવા લાગ્યો, "નારાયણ આ શું કર્યું? તમારા ચરણમાં ઘણા અપરાધ કર્યા છે, એકવાર તે માફ કરો. હું મરૂં તેથી નુકસાન નથી, હું ગોડમાં પાછો ફરવા ઇચ્છતો નથી, પરંતુ દેવ, સંસારના કાદવ-કીચડવાળા, ખાડાટેકરાવાળા રસ્તાપર ચાલવાને જેઓ ટેવાયલા નથી તેઓનાં કોમળચરણોમાં દાભના અંકુરો પણ ભોંકાવા દઇશ નહિ! તું અનંત છે–તું અસીમ છે, હું ક્ષુદ્ર છું. ચક્રી, તારાં અનંત ચક્રને કોણ સમજી શકે તેમ છે? મધુસૂદન આમની રક્ષા કરો. હું સમજી શકું છું કે વિધિલિપિ આ બંને પતંગોને અગ્નિ તરફ ખેંચી લઇ જાય છે. દયામય, દીનનાથ, અનાથબંધુ રક્ષા કરો."

બ્રાહ્મણના ગાલોપરથી આંસુનો દરદર પ્રવાહ વહેવા લાગ્યો, સ્કન્દગુપ્ત, ભાનુમિત્ર અને કરૂણા સ્તબ્ધ બની ચિત્રનાં પુતળાંની માફક ઉભાં રહ્યાં.

## પ્રકરણ ૩ જું

## લાંબી મુસાફરી.

સન્ધ્યા પડી છે, પાટલિપુત્રના એક પહોળા રાજમાર્ગપર એક પત્થરથી બાંધેલો વિશાળ મહેલ શણગારેલો છે. સેનાપતિ દેવધરનાં મકાનપર આજે મહોત્સવ છે. દેવધર દરવાજાપર ઉભો રહી અતિથિઓનો સત્કાર કરે છે. રથોની લાંબી હાર દરવાજાપર ખડી છે, લડાયક પોશાક ધારી અતિથિઓ દરવાજામાં પ્રવેશ કરે છે. દરવાજાપર ચોઘડીઆં વાગે છે, રસ્તાપર ઉભા ઉભા સેંકડો નાગરિકો ઉત્સવ જુએ છે.

મહેલમાંના એક વિશાળ ઓરડામાં અતિથિઓ એકઠા થયા છે, સુગંધી દીવા અને ફુલનીમાળાઓથી સુગંધી ફેલાઈ રહી છે. પરિચારિકો સુરા અને સુરા પીવાનાં વાસણો લઈ ચારે તરફ ભટકે છે, પ્રવાહની માફક માધવીય દારૂ વપરાય છે, ઓરડાના મધ્ય ભાગમાં મદ્યપાનના કેફમાં ચાર તરૂણી નાયકાઓ નાચ કરે છે, અને ચંદ્રમંડળની માફક તેઓને વીંટાઈ વળી બીજી લાવણ્યવતી વારવનિતાઓ બેઠી છે. તે સુંદરીઓ ગીતથી અને નાચથી દેવધરના અતિથિઓનું મનરંજન કરવા લાગી. ધીમે ધીમે રાતનો બીજો પહોર પૂરો થવા આવ્યો.

ઘરધણી ત્યારે પણ અતિથિઓનો સત્કાર કરવા દરવાજામાં ઉભો હતો. રાતનો બીજો પહોર પુરો થયો. નગરના દરવાજે દરવાજે, મંદિરે મંદિરે ચોઘડીઆં વાગી અટકી ગયાં. ત્યારે બે રથો દેવધરના દરવાજા પાસે આવી પહોંચ્યા. પહેલા રથપરથી મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત અને મહાબલાધિકૃત અગ્નિમિત્ર અને બીજાપરથી યુવરાજ સ્કન્દગુપ્ત અને બલાધિકૃત ભાનુમિત્ર નીચે ઉતર્યા. દેવધરે સમ્રાટ્‌ના વંશના અતિથિઓને નીચેવળી વંદન કર્યું અને ભાનુમિત્રને આલિંગન

ફરી કહ્યું, " વાર લાગવાથી મને લાગ્યું કે આપ કદાચ નહિ આવો."

મહારાજપુત્રે જવાબ આપ્યો, " એમ કેમ બને દેવધર, આજ તમારે ઘેર સૈનિકોનો મેળાવડો છે, આજ હજારો કામ પડતાં મૂકીને પણ આવત. જેઓ લડાઇમાં જાય છે, તેઓમાંના કોણ જીવતા આવશે તે કોણ કહી શકે તેમ છે ? " બધાએ ઉત્સવના ઓરડામાં પ્રવેશ કર્યો, તરતજ ભીષણ જયધ્વનિથી પાષાણુનિર્મિત મહેલની ભીંત કાંપવા લાગી. મદ્યપાનરત, અર્ધમત્ત અને ભાનવાળા બધા સૈનિકો એકી અવાજે બોલી ઉઠયા, " ગોવિન્દગુપ્તને જય, મહારાજપુત્રનો જય ! " તે સાથેજ સેંકડો તરવારો મ્યાનમાંથી બહાર નીકળી, સેંકડો દીપકની જ્યોતમાં ઢાલો ચળકવા લાગી. ગોવિન્દગુપ્તે રસ્તામાં ઉભા રહી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને પોતાની પાઘડીને અડકાડી પાછી મ્યાનમાં નાખી. ફરીથી જયધ્વનિથી દેવધરનું મકાન ગાજી ઉઠયું, બધા અગ્નિગુપ્ત અને યુવરાજ સ્કન્દગુપ્ત નામનો જયજયકાર બોલાવવા લાગ્યા. સ્કન્દગુપ્ત અને અગ્નિગુપ્ત યથાવિધિ અભિવાદન કરી આસનપર બેઠા. નાચ-ગીત આરંભાયાં. મદ્ય પાણીની માફક વપરાવા લાગ્યો.

એક ઘડી પછી અગ્નિગુપ્ત આસનપરથી ઉભો થયો. વૃદ્ધ સેનાપતિની તરવાર મ્યાનબહાર આવી તેના માથાના ધોળા વાળને સ્પર્શ કરી મ્યાનમાં ગઇ. નૃત્યગીત બંધ પડયાં. તરવાર મ્યાનમાં નાખ્યા પછી વૃદ્ધ સેનાપતિએ કહ્યું, " બંધુઓ, વૃદ્ધ અગ્નિગુપ્ત કાલે ફરી યુદ્ધમાં જશે, તે તેના જન્મથી થયેલા ગુનાહોની માફી માગે છે. "

તેની વાત સાંભળી બધા હસવા લાગ્યા, કોઇ કોઇ કહેવા લાગ્યા, " સેનાપતિ, સૈનિકો માટે તો યુદ્ધ-યાત્રા કંઇ નવું કાર્ય નથી. તો પછી ક્ષમા શામાટે માગો છો ?

ફરીથી વંદન કરી વૃદ્ધ સેનાપતિ બોલ્યો, " બંધુઓ, ચંદ્રગુપ્ત અને કુમારગુપ્તની આજ્ઞાથી અગ્નિગુપ્તે ઘણીવાર યુદ્ધયાત્રા કરી છે,

પરંતુ કાલેજ યુદ્ધ–યાત્રા શરૂ થશે, તેવી યાત્રા આર્યાવર્ત અને દક્ષિણા-ત્યમાં ઘણા કાળ થયાં થઇ નથી. હૂણ યુદ્ધમાંથી ઘણા સૈનિકો જીવતા પાછા ફરશે પરંતુ એ નક્કી છે કે ચંદ્રગુપ્તનો આ જુનો સેનાપતિ હવે કદીપણ પાટલિપુત્રમાં પાછો ફરવાનો નથી."

સૈનિકો વૃદ્ધ સેનાપતિનો અવાજ સાંભળી શાંતપણે ઉભા રહ્યા, હારબંધ ગોઠવાઇ શાંત થયા. અગ્નિગુપ્તે ફરીથી કહ્યું, " બંધુઓ, જે વૃદ્ધે ભટ્ટારક સમુદ્રગુપ્તની આર્યાવર્ત દક્ષિણની વિજયવાર્તા સાંભળી છે, ચંદ્રગુપ્તનો માળવા અને સૌરાષ્ટ્ર પરનો વિજય જોયો છે; યુદ્ધના કાંમમાં તેના કાળા વાળ ધોળા થાય છે, તે વૃદ્ધ અગ્નિગુપ્ત સામ્રાજ્યના સૈનિકોને કંઇક કહેવા ઇચ્છે છે." વૃદ્ધ સેનાપતિનો અવાજ સાંભળી નાચનારીઓ દૂર જતી રહી, મદ્યમાં વાસણો દૂર ફેંકી દેવાયાં, વિશાળ ઓરડો શાંત થઇ ગયો. અગ્નિગુપ્તે પાછું બોલવું શરૂ કર્યું, " બંધુઓ, તમે યુગે યુગે સાંભળતા આવો છો કે વખતો વખત જંગલી મરૂવાસીઓ ભૂખના માર્યા પવિત્ર ફળદ્રુપ આર્યભૂમિપર હલ્લા કરે છે. આપણી પવિત્ર આર્યભૂમી એ રીતે ઘણીવાર જંગલી જાતિનાં પગનીચે રગદોળાએલ છે, એ માટેજ ચંદ્રગુપ્ત, બિન્દુસાર અને અશોકનું વિશાળ સામ્રાજ્ય ધૂળભેગું થઇ ગયું છે, બંધુઓ, સાંભળવા મુજબ હૂનો પણ મરૂવાસી જંગલી જાતી છે, તેઓ આર્યવર્તપર આક્રમણ કરવા તૈયાર થયેલ છે. સમુદ્રગુપ્તનું સામ્રાજ્ય શું એ જંગલીઓના આઘાતથી ચૂર્ણ થઇ જશે? મગધવાસી શું બીજી વખત આર્યવર્તથી રક્ષા કરવાનાં કાર્યથી પાછા હઠશે?"

વાવાઝોડાથી ગાજતા સમુદ્રની માફક મગધના સૈનિકો ગર્જના કરી ઉઠયા. સેંકડો સૈનિકો એકી સાથે બોલી ઉઠયા, " કદી નહિ," વૃદ્ધ સેનાપતિના મુખપર હાસ્ય ફેલાયું, તેણે કહ્યું, " બંધુઓ, તમારી

પાસેથી આજેજ જવાબ મળશે, એવી આશાથી હું અહિં આવ્યો છું, નારાયણ તમારૂં ભલું કરો, બંધુઓ, ગુપ્ત સામ્રાજ્ય ચારે દિશામાં ફેલાઇ ગયું છે, ચાર સમુદ્રો તેની સીમા છે. પાટલિપુત્ર નગર સુંદર છે, એવું સુંદર નગર જગતમાં દુર્લભ છે. એ સુંદર નગર, એ વિસ્તૃત સામ્રાજ્ય જંગલીઓના અપવિત્ર હાથોમાં જતું બચાવવું પડશે. બંધુઓ, ઉઠો, જે ભીષણ સમરાનલ પ્રજ્વલિત થયો છે તે સહજ વાતમાં હોલાવાનો નથી. આ વૃદ્ધની દૃષ્ટિ શક્તિ ક્ષીણ થઇ ગઇ છે, પરંતુ ઇશ્વરે મને દિવ્ય ચક્ષુ આપ્યાં છે, તે વડે હું જોઇ શકુ છું કે હજારો વીરોનાં બળિદાનથી આ ભીષણ યજ્ઞ સંપૂર્ણ થશે. તમે વીર છો, યુદ્ધમાં ટેવાયલા છો, આત્મબલિદાન આપવામાં પાછા હઠો તેમ નથી; પરંતુ હુણ યુદ્ધ લાંબો સમય ચાલવાનું છે, બંધુઓ, દેવતા અને બ્રાહ્મણ, સ્ત્રીઓ અને બાળકોની રક્ષા કરવા માટે આપણે લાંબા વખત સુધી આત્મબલિદાન આપવાં પડશે. આ સુંદર પાટલિપુત્ર નગરને સુંદર રાખવું હોય તો પંચનદ પ્રદેશની સીમાપરના ઘાટો, પર્વતો અને નદીઓ મગધની સેનાના લોહીથી રંગવાં પડશે, એ વાત યાદ રાખજો, લોહીની નદીઓ ઘણો કાળ ચાલે તોપણ બંધુઓ પાછા હઠશો નહિ, આજે દારૂની નદી ચાલે છે, કાલે લોહીની નદીઓ ચાલશે. વૃદ્ધની નાડીઓમાં જે ક્ષીણ લોહીનો ઝરો અત્યારે ચાલે છે, તે સમુદ્રગુપ્તના પૌત્રની સેવામાં વપરાશે, પરંતુ હાલમાં તેનો આરંભ થાય છે. અગ્નિગુપ્ત પછી ગોવિન્દગુપ્ત—સ્કન્દ-ગુપ્ત તમારા સેનાપતિ થશે. આર્યવર્તને નાયકની ખોટ પડશે નહિ. જ્યાં સુધી—દેવતા અને બ્રાહ્મણની સેવામાં માતા પોતાની ઇચ્છાથી પોતાના પુત્રનું બળિદાન આપશે, વનિતા હસતાં મ્હોંએ પોતાના પતિને મોતના મ્હોંમાં મોકલશે, દેવતા અને બ્રાહ્મણ, રમણી અને બાળકોનાં રક્ષણ માટે વૃદ્ધો કંપિત હાથે તરવાર પકડશે, ત્યાં સુધી આર્યવર્તનું

રક્ષણ થશે. પરંતુ જે દિવસ ગૃહવિવાદ શરૂ થશે તે દિવસથી ચંદ્રગુપ્ત બિન્દુસાર અને અશોકનાં સામ્રાજ્યની માફક ગુપ્ત સામ્રાજ્ય પણ સેંકડો સ્થળેથી છિન્ન ભિન્ન થઈ જશે. પુષ્યમિત્રે ધૂળની મુઠીને માટે સોનાની મૂઠી ગુમાવી હતી, એ વાત ભૂલશો નહિ. ગૃહવિવાદથીજ હંમેશાં આર્યાવર્તનું સત્યાનાશ વળ્યું છે, એ વાત કદી ભૂલશો નહિ. બંધુઓ, પ્રાર્થના કરો, આશીર્વાદ આપો કે જે દિવસે હૂનોને જીતી સામ્રાજ્યની સેના પાટલિપુત્રમાં પ્રવેશ કરશે, તે દિવસ ગોવિન્દગુપ્ત સ્કન્દગુપ્ત એ વિજયી સેનાની સાથે પાટલિપુત્રમાં પ્રવેશ કરે. મધુસૂદન જો દયા કરશે તો એ વિજયયાત્રા તમે જોશો પરંતુ ત્યારે અગ્નિગુપ્ત હશે નહિ. તોપણ તમે તે વિજયી સેના જોશો તો સ્વર્ગ અથવા નરકમાં હું તૃપ્ત થઈશ."

સેનાપતિ બોલતો બંધ થયો. કોઇએ જવાબ આપ્યો નહિ, કોઇએ જયધ્વનિ કર્યો નહિ, સૈનિકો પાષાણની મૂર્ત્તિની માફક ઉભા રહ્યા. તે વખતે એક પછી એક સેંકડો પુરૂષો બીજા ઓરડામાંથી એ ઓરડામાં આવ્યા અને અગ્નિગુપ્તને નમી કહેવા લાગ્યા. "પ્રભુ, અમે પાટલિપુત્રના રહેવાશીઓ છીએ, અમે સામ્રાજ્યનાં રક્ષણ માટે પ્રભુની સાથે હૂણ યુદ્ધમાં આવવા તૈયાર છીએ."

અગ્નિમિત્રે વિસ્મય પામી પૂછ્યું, "તમે કોણ છો?"

તેઓએ કહ્યું, "અમે આર્ય દેવધરના દાસ છીએ."

અગ્નિમિત્રે વિસ્મય પામી દેવધર તરફ જોયું. દેવધરે કહ્યું, "મહાબલાધિકૃત, પિતાજીએ એમને ખરીદ્યા છે ખરા, પરંતુ તેઓ મારા બાળપણના મિત્રો છે. જેઓ મરવાનું જાણે છે તેઓ દાસ નથી. બંધુઓ, તમે ગુલામો નથી તમે સ્વતંત્ર છો."

તે વખતે સૈનિકોને ભાન આવ્યું, મકાનને ભેદી નાખતા જયધ્વનિ

ઉઠયા, સેંકડો તરવારો મ્યાન બહાર નીકળી અને યોદ્ધાઓની પાઘડીને અડકી મ્યાનમાં ગઈ. દેવધરે કહ્યું, "બંધુઓ, તમારી ઇચ્છા સફળ થાઓ, પરંતુ તમે ગુલામો છો તેથી સ્વાધીન સેના તમને પોતાની ટુકડીમાં પ્રવેશ કરવા દે શે નહિ, તમે શી રીતે યુદ્ધ કરશો? મહાબલાધિકૃત આમની શી વ્યવસ્થા કરશો?"

અગ્નિગુપ્તે કહ્યું, "વિચારવા જેવું છે ખરૂં, આ પહેલાં કદીપણ કોઇ ગુલામે સામ્રાજ્યની સેનામાં પ્રવેશ કર્યો હોય એવું યાદ આવતું નથી. અગ્નિગુપ્તની પછવાડે ઉભેલા સ્કન્દગુપ્તે કહ્યું, "આર્ય, આ લોકો પોતાની ઇચ્છાથી યુદ્ધમાં આવવા ઇચ્છે છે, જો કોઈ પણ ટુકડી એમને ન રાખે તો હું પોતે તેમને રાખીશ."

આ વાત સાંભળી ભીષણ જયધ્વનિથી રાજમહેલ કંપવા લાગ્યો. શહેરના દરવાજાપર ત્રીજા પહોરનાં ચોઘડિયાં વાગવા લાગ્યાં, તે સાંભળી ગોવિન્દગુપ્ત આસનપરથી ઉઠી ઉભો થયો અને કહેવા લાગ્યો, "બંધુઓ, રાત પૂરી થવા આવી છે, હૂણ યુદ્ધ પછી જેઓ જીવતા રહેશે, તેઓ પાછા દેવધરના આ મકાનમાં એકઠા થશે."

# પ્રકરણ ૪ થું

## અગ્નિનાં ઇન્ધન.

ધુમાડાના વર્ણવાળી સન્ધ્યામાં ધુમાડાના વર્ણવાળું પત્થરથી બાંધેલું પાટલિપુત્રનું કારાગાર અતિ ભયંકર જણાતું હતું. એ ભયંકર કારાગારના એક અંધારા ઓરડામાં એક વીતી ગયેલાં યૌવનવાળી યુવતી ગાલે હાથ ટેકવી વિચાર કરતી હતી. દૂર પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો, રમણી આસનપરથી ઉઠી ઉભી થઇ. થોડીવારમાં

એક કારાગૃહના રક્ષકે આવી કેદખાનાનાં ભોંયખંડનાં બારણા ઉઘાડ્યા અને ઓરડાના ગોખલામાં એક દીવો રાખી બારણાં બંધ કર્યા. પેલી સ્ત્રીએ ધીમે ધીમે તેની પાસે આવી પૂછ્યું, " ચિત્રનાથ શું થયું ? " રક્ષકે બહુજ ધીમેથી કહ્યું, " દેવિ, સમાચાર સારા છે. નીસરણી લાવ્યો છું. દરવાજાપર બીજા પહોરનાં ચોઘડિયાં વાગવાં શરૂ થાય એટલે આ ઝરૂખાને માર્ગે નીચે ઉતરશો. ચન્દ્રસેન હોડી લઈ દિવાલ નીચે વાટ જોશે. પરંતુ દેવિ, મારી શી દશા થશે ? "

રમણીએ કહ્યું, " તું ચિન્તા કરીશ નહિ, હું આ ઓરડામાંથી છુટું કે તરત તું નાસી છૂટજે. હું થોડા દિવસ માટે નગર છોડી બીજે સ્થળે રહીશ. તું આજે રાત પૂરી થવા આવે એટલે કપોતિક સંઘારામમાં આવજે, ત્યાં બુદ્ધમૂર્તિની પાછળ હું તને મળીશ, આજે જ તને એક હજાર સોનાના દીનાર આપીશ, બાકીના ચાર હજાર બે દિવસ પછી આપીશ. એ દ્રવ્ય ક્યાં અને કેવી રીતે મળશે તે કપોતિક સંઘારામમાં જણાવીશ. "

" દેવી, ઝરૂખાને માર્ગે નીચે ઉતરતાં સાવધાની રાખશો. ત્યાંથી નદીની સપાટી સો હાથ નીચે છે, હું આપના માટે પુરૂષનો પોષાક લાવ્યો છું; અંધારામાં વસ્ત્રો બદલાવી સાવચેતીથી નીચે ઉતરશો." એમ કહી રક્ષકે ખાવાનાં વાસણોમાંથી ખોરાકને બદલે પુરૂષનો પોષાક અને દોરડાંની લાંબી નીસરણી બહાર કાઢી. પછી તે જવા લાગ્યો, એટલે પેલી સ્ત્રીએ પૂછ્યું, " દામોદરશર્માએ જ્યારે મને પકડી ત્યારે મારી સાથે મહાવિહાર સ્વામી હરિબલને પણ પકડેલ છે, તેને ક્યાં રાખેલ છે ? "

રક્ષકે કહ્યું, " નામ તો જાણુતો નથી, પરંતુ આ ઓરડાની પડખેના ઓરડામાં એક બૌદ્ધભિક્ષુ છે. અને તેનો આકાર જોતાં મોટા માણસ જેવો જણાય છે. "

" તેને પણ તુંજ ખાવાનું આપવા જાય છે ? "

" હા. "

" રાતનો ખોરાક આપી આવ્યો છે કે નહિ. "

" ના. "

" ક્યારે આપવા જઇશ ? "

" હમણાંજ. "

" તેને કોઇપણ ઉપાયે છોડી શકે તેમ છે ? "

" ના, તેનો ઓરડો ચારે તરફથી બંધ છે. "

" તેને મારા ઓરડામાં લાવી ન શકે ? "

" લાવી શકું, પરંતુ પહેલો પહોર પૂરો થયા બાદ જ્યારે બંદીખાનાંનો ઉપરી દરેક ઓરડાના બંદીવાનની તપાસ કરશે, ત્યારે તેના નાસવાની ખબર જાહેર થઇ જશે. "

રક્ષકનો જવાબ સાંભળી ઇન્દ્રલેખા વિચાર કરવા લાગી. થોડી-વાર પછી તેણે રક્ષકને કહ્યું, " મહાવિહારસ્વામીને બદલે એક રક્ષકને તેના ઓરડામાં બાંધી-પૂરી રાખીએ તો ચાલે કે નહિ ? "

રક્ષકે નીચું માથું કરી થોડીવાર વિચાર કરી જવાબ આપ્યો, " દેવી, જે કહો છો તે બની શકે તેવું છે, પરંતુ વિહારસ્વામીના ઓરડામાં જે રહેશે તેનું મરણ થવાનું છે એ નક્કી. "

" વારૂ, હું વ્યવસ્થા કરૂં છું. તું એક બીજા રક્ષકને વશ કર, મારી સલાહ મુજબ ચાલતાં તેના વાળનો પણ કોઇ સ્પર્શ કરી શકશે નહિ. આજે જે મને મદદ કરશે તેને દશહજાર દીનાર આપીશ. "

" અને મને ? "

" તને પાંચહજાર દીનાર આપવાનું વચન આપ્યું છે, અને મહાવિહારસ્વામી જો છૂટશે તો બીજા પાંચહજાર દીનાર આપીશ. "

" આપ બેસો, હું હમણાં જ કોઈ માણસને આપની પાસે હાજર કરૂં છું."

રક્ષક દીવો લઇ ચાલ્યો ગયો, અને થોડીજવારમાં એક બીજા રક્ષક સાથે પાછો આવ્યો. પેલી સ્ત્રીએ તેને કહ્યું, " તારી મદદથી જો મહાવિહારસ્વામી છૂટા થશે તો તને દશહજાર દીનાર આપીશ."

રક્ષકે કહ્યું, " તે વાત સાંભળી છે, મને શું કરવાની આજ્ઞા આપો છો ? "

તું મહાવિહારસ્વામીને તારી પાઘડીવડે તારા હાથપગ બાંધવાનું કહેજે. મોઢાંપર પણ પાટા બંધાવજે. તે પછી તે મારા ઓરડામાં આવતા રહેશે અને અમે બંને ઝરૂખા વાટે નાસી જઇશું. પહેલો પહોર પૂરો થયા બાદ જયારે કેદખાનાનો ઉપરી તપાસ કરવા આવશે, ત્યારે મહાવિહારસ્વામીને બદલે તને આવી અવસ્થામાં જોઈ ગુનેહગાર ઠરાવશે નહિ."

પેહેલા રક્ષકે કહ્યું, " દેવિ, પહેલો પહોર પૂરો થયા બાદ કેદખાનાંનો ઉપરિ જયારે તપાસ કરશે ત્યારે મહાવિહારસ્વામીને ન જોતાં તે દરેક ઓરડીઓમાં તપાસ કરશે, ત્યારે આપ બંને પકડાઈ જશો."

પેલી સ્ત્રી રક્ષકનાં વચનો સાંભળી ચિન્તવન કરવા લાગી, થોડીવાર પછી તેણે કહ્યું, " તું હમણાજ શહેરમાં જા અને ચંદ્રસેનને કહે કે અત્યારે જ નૌકા લઇ ઝરૂખા નીચે આવે. અને મહાવિહારસ્વામીને હમણાંજ મારા ઓરડામાં મૂકતો જા તથા તારા સોબતીને તેમની જગાએ બંદીવાન કર."

એ વખતે બીજા રક્ષકે પૂછ્યું, " દેવિ, મારૂં ઇનામ મને ક્યાં મળશે ? "

સ્ત્રીએ કહ્યું, " તું છૂટો થયા બાદ કપોતિક સંઘારામના મહા-

સ્થવિર રાહુલભદ્રને મળજે. મારી આ વીંટી તારી પાસે રાખ. રાહુલભદ્ર તે જોતાંજ તને દસ હજાર સોનાના સિક્કા આપશે." બંને રક્ષકો વંદન કરી ચાલ્યા ગયા.

ધીમે ધીમે પાટલિપુત્ર અંધકારમાં ગરક થઇ ગયું. શહેર હજારો દીવાથી ચકચકિત થઇ રહ્યું, કેવળ કારાગાર ઘોર અંધકારથી ઢંકાઈ રહ્યું. ગાઢ અંધારી રાતનો અર્ધો પહોર વીત્યા પછી મહાવિહારસ્વામી હરિબલે પેલી રમણીની ઓરડીમાં પ્રવેશ કર્યો, બંને ઝરૂખાને માર્ગે દોરડાંની નીસરણીવડે નદીના કાંઠાપર ઉતર્યાં. ભ્રાદમાસ હતો, ગંગા પાણીથી ભરપૂર હતી. શોણનદીનો પ્રવાહ ગંગાનદીના પ્રવાહ સાથે મળી ઝપાટાબંધ સમુદ્ર તરફ જતો હતો; તે વખતે પાટલિપુત્ર પાસેનો ગંગાપ્રવાહ આખું વરસ જોસબંધ વહ્યા કરતો હતો. એ પ્રવાહ આગળ એક નાની નૌકામાં એક કદાવર પુરૂષ નીસરણીનો નીચલો છેડો પકડી ઉભો હતો. તેણે પેલાં સ્ત્રી–પુરૂષને જોઈ પૂછ્યું, " કોણ ઇન્દ્રલેખા ? "

સ્ત્રીએ કહ્યું, " હા, તમે ચંદ્રસેન છો કે ? "

" પુરૂષે કહ્યું, " હા, તમારી સાથે કોણ છે ? "

" મહાવિહાર સ્વામી હરિબલ. "

ઇન્દ્રલેખા અને હરિબલ નૌકામાં બેઠા એટલે ચંદ્રસેને નૌકા છોડી દીધી. થોડા વખતમાં નદીના પ્રવાહની સહાયતાથી નૌકા પાટલિપુત્રની સીમા આગળ આવી પહોંચી. ત્રણે જણાં કિનારે ઉતર્યાં અને શહેરમાં ગયાં. લાંબા માણસોની વસ્તી વિનાના માર્ગપર ચાલતાં ચાલતાં ઇન્દ્રલેખાએ ચંદ્રસેનને પૂછ્યું, " કુમારગુપ્ત ક્યાં છે ? "

" ચંદ્રસેને કહ્યું, " સ્થાણ્વીશ્વરમાં. "

" ગોવિન્દગુપ્ત ક્યાં છે ? "

" એ બધા યુદ્ધમાં ગયા છે. "

" ક્યાં. "

" ઘણે દૂર, બાહલીક દેશમાં.

" શહેરમાં કોણ છે ? "

" બીજું કોણ હોય,–આપણો જુનો મિત્ર કૃષ્ણગુપ્ત. ઇન્દ્રલેખા પેલા વૃદ્ધ શિઆળની ખબર કેમ પૂછતી નથી ?

" તે કોણ ? "

" કેમ, દામોદર ? "

" મહામંત્રી ક્યાં ગયા છે ? "

" પુરુષપુરમાં. "

" અનન્તા ક્યાં છે ? "

" વૃદ્ધ શિઆળના અનુચરો તેને પકડવા આવ્યા હતા, તેથી અનન્તાને મેં દૂર મોકલી દીધી છે. "

" બહુ સારૂં, ક્યાં મોકલી છે ? "

" વારાણસીમાં. "

" ચન્દ્ર, મારે બે ચાર દિવસ શહેરમાં છુપાઇ રહેવું પડશે, કારણ કે અત્યારે નગર છોડી જઇશ તો મને કૃષ્ણગુપ્ત અનાયાસે પકડી પાડશે. "

" કુક્કુટારામનું છુપું ભોંયરૂં કેવું સ્થાન છે ? "

" ચન્દ્ર, તું ગાંડો થયો છે કે શું, પાટલિપુત્રનો મહા પ્રતીહાર શું મૂર્ખ છે ? શહેરનાં સમસ્ત છુપાં ઘરોથી તે જાણીતો છે. બીજો પહોર પૂરો થવાને વાર નથી, હમણાંજ બધા પ્રતીહારો અમારી શોધમાં નીકળશે. ચંદ્ર, મારે પુરૂષનો પોષાક પહેરી રહેવું પડશે. "

–" તે કંઇ મુશ્કેલ વાત નથી, રમતને ખાતર તમે ઘણીવાર પુરુષનો વેશ લીધો છે, ઇન્દ્રલેખા, તમારો પુરૂષનો વેશ અત્યારે પણ બહુ સુંદર દેખાય છે. "

" રસિકરાજ આ મશ્કરીનો વખત નથી, તમે એક સંન્યાસીનો પોષાક લાવી શકશો ? "

" પરંતુ અત્યારે ભિક્ષુનો વેશ લીધો પાલવે તેમ નથી ? "

" ના, મહાવિહાર સ્વામી હરિબલના નાસવાની ખબર પડતાંજ કૃષ્ણગુપ્ત શહેરના બધા ભિક્ષુઓને બંદી કરશે, માટે ભિક્ષુ કરતાં ભગવા સંન્યાસીનો વેશ લેવો એ વધુ સારૂં છે, તમે ગેરૂઆં લુગડાં ખરીદી આણશો ? "

" હા, તમે અહિં છુપાઇ રહો. "

શહેરના સીમાડાપર એક જુની તળાવડીને કાંઠે વાંસનું ઝુંડ હતું, ચંદ્રસને તે બતાવી ઉતાવળે ડગલે શહેર તરફ જવા માંડયું, ઇન્દ્રલેખાએ હરિબલાની સાથે એ ઝુંડમાં આશ્રય લીધો. થોડીવાર પછી મશાલોનો પ્રકાશ પડવા લાગ્યો તે જોઈ ઇન્દ્રલેખાએ હરિબલને કહ્યું, " મહાવિહાર સ્વામી શું જણાય છે ? "

મહાવિહાર સ્વામી બીકથી થરથરતા હતા, તેણે ધ્રુજતે અવાજે કહ્યું, ઇન્દ્રલેખા, આ વખતે મરી ગયાં ! એ નક્કી મહાપ્રતીહારના સૈનિકો છે. અને આપણને પકડવા આવે છે. "

" મરવું પડે તો તમે મરજો, મારે હજુ ઘણાં કામ કરવાનાં છે. જરા જોઇએ તો ખરાં કે એ લોકો શું કરે છે ? "

મશાલચીઓ રસ્તાની બાજુ તપાસતા હતા. દૂરના આંબા અને ફણસના બગીચામાં તેઓ દરેક વૃક્ષ તપાસતા હતા; તે જોઇ ઇન્દ્રલેખા હરિબલની સાથે તે પુરાતન તળાવડીના ઠંડા પાણીમાં ઉતરી અને શેવાળથી પોતાનું અને વિહાર સ્વામીનું માથું ઢાંકી દીધું. મશાલચીઓને તળાવડી પાસે આવતા જોઈ તેઓ ધીમે ધીમે મધ્ય સ્થળે સરી ગયાં. મહાપ્રતીહારના સૈનિકો તળાવડીને કાંઠે આવી અતિ સાવચેતીથી

એ વાંસનું ઝુંડ તપાસવા લાગ્યા. જે કુંજની નીચે હરિબલ અને ઇન્દ્રલેખા ઉભાં હતાં, તે સ્થાને આવી એક પ્રતીહારે બીજાને કહ્યું, " જો, અહિં બે માણસોનાં પગલાં દેખાય છે."

બીજા પ્રતીહારે કહ્યું, " કદાચ કોઇ રમણી અભિસારે આવી હશે."

" ઇન્દ્રલેખા તો નહિ હોય ?"

" ઇન્દ્રલેખાં શું સાધારણ સ્ત્રી છે ? તે મહારાજાધિરાજ કુમારગુપ્તની સાસુ છે, તે શું મહાપ્રતીહારની વાટ જોઇ આવી ટાઢમાં આવી જૂની તળાવડીને કાંઠે ઉભી રહે કે ? તે તો અત્યાર સુધીમાં ચાર ઘોડાવાળા રથમાં મગધની સીમા તજી ચાલી ગઈ હશે."

" પણ તેને રથ ક્યાંથી મળ્યો હશે ?"

" કદાચ મહારાજાધિરાજે મોકલ્યો હશે."

" મહારાજાધિરાજે ?"

" હા, તું પાટલિપુત્રનો પ્રતીહાર થઈ શામાટે આવ્યો છે ? મહારાજાધિરાજ જ્યારે દરરોજ સંધ્યાકાળે ઇન્દ્રલેખાને ઘેર આવતો, ત્યારે મહાપ્રતીહારની આજ્ઞાથી હું છુપેવેશે ઇન્દ્રલેખાના ઘરમાં છુપાઇ રહેતો."

" મેં સાંભળ્યું હતું કે ઇન્દ્રલેખાની કન્યા મહાદેવી થશે."

" મહારાજપુત્ર ન આવ્યા હોય તો થઇ પણ હોત."

" ત્યારે ઇન્દ્રલેખા કારાગૃહમાં કેમ ?"

" મહારાજપુત્ર અને મહામંત્રીનાં કપટથી."

" મહારાજાધિરાજની આજ્ઞા થતાંજ મહાપ્રતીહાર તેમને છોડી મુકત, તો પછી તે નાસી છુટી શામાટે ?"

" ભાઇ, ઇન્દ્રલેખા મહારાજાધિરાજની સહાયતા વિના કદીપણ કારાગૃહમાંથી નાસી શકત નહિ, મને લાગે છે કે જાહેરમાં મુક્ત કર-

વાની આજ્ઞા કરવાથી મહામંત્રીને ખોટું લાગે માટે મહારાજાધિરાજે ઇન્દ્રલેખાને નસાડવાની યુક્તિ કરી છે."

"તો પછી આવી ભયંકર રાતે આપણે આવી કદાચ કીચડવાળી તળાવડી આગળ ઠંડો પવન કેમ ખાઇએ છીએ ?"

"ટાઢે ઠુંઠવાવું પડશેજ. હમણાં ઘેર જવાય તેમ નથી. આખું શહેર અને પરૂં ખુંદી વળવું પડશે."

"મને લાગે છે કે ઇન્દ્રલેખા અહિંજ ઉભી હતી."

"અસંભવિત વાત છે."

"ત્યારે ચાલો પાછા ફરીએ."

"મશાલચી જતા રહ્યા, ધીમે ધીમે મશાલોનો પ્રકાશ દૂર જતો ગયો. તરતજ તળાવડીના કાંઠાપરના આંબાનાં ઝાડપરથી ઘુવડનો અવાજ થયો, તેના જવાબમાં તળાવડીના પાણીમાંથી તેવોજ અવાજ આવ્યો. તરતજ ચંદ્રસેન આંબાના ઝાડપરથી નીચે ઉતરી આવ્યો, તળાવડીને કાંઠે આવી તેણે પોકાર કર્યો, "ઇન્દ્રલેખા !"

"શેવાળના ભાગમાંથી જવાબ આવ્યો "કોણ ચંદ્રસેન ?"

"હા, રસ્તો ખુલ્લો છે."

ઇન્દ્રલેખા અને હરિબલ કાંઠે આવ્યાં. ચંદ્રસેન ગેરૂઆં લુગડાં લાવ્યો હતો, તે પહેરી ત્રણે જણાં શહેર તરફ ચાલ્યાં.

પ્રભાતમાં ત્રણ જટાવાળા સંન્યાસીઓએ પાટલિપુત્રના રાજમહેલમાં વાસુદેવ મંદિરની ધર્મશાળામાં પ્રવેશ કર્યો. પટરાણી તે દિવસ વાસુદેવની પુજાની તૈયારી કરતાં હતાં, ગેરૂઆં લુગડાં પહેરેલ અતિથિઓને જોઇ તેણે તેમને નમસ્કાર કરી બેસવાને આસનો આપ્યાં. એક તરૂણ સંન્યાસીએ તીવ્રદૃષ્ટિએ તેના તરફ જોયું- અગ્નિ સળગ્યો.

## પ્રકરણ ૫ મું

### અગ્નિની આહુતિ.

બરફથી સફેદ બનેલા પર્વતો વચ્ચે એક નાનું મેદાન હતું. મેદાનની એક બાજુએ એક મોટી નદી વહેતી હતી. નદીને એક કાંઠે અભ્રભેદી પર્વત શ્રેણી અને બીજે કાંઠે લીલાં ઘાસવાળાં ખેતરો હતાં. એક સાંકડો ડુંગરવાળો માર્ગ નદીના ડાબે કાંઠેથી આવી પાણીમાં પડતો હતો. જમણા હાથ તરફથી શરૂ થઇ એક નાનો માર્ગ તે મેદાન ઓળંગી પાછો તેજ મેદાન પૂરૂં થતાં પર્વતપર ચઢ્યો હતો, આ બાહલીક નગરનો માર્ગ હતો. ઉત્તર તરફના પર્વતોની હાર પાછળ મધ્ય એશિઆની સેંકડો કોસવ્યાપી મરૂભૂમિ હતી,–મરૂભૂમિની પેલી બાજુનો પ્રદેશ તે વખતે સુધરેલા દેશોમાં જણાયલો નહોતો.

એ નાનું મેદાન હંમેશાં વસતી વગરનું રહેતું, તેની દક્ષિણ બાજુએ બાહલીકની હરિયાળી ભૂમિ આવી રહેલી હતી; એ મેદાન મુસલમાનની ચડાઇઓ પહેલાં ઉત્તર હિંદુસ્તાનનો દરવાજો ગણાતું હતું. ઇરાનની, શક, હૂણ, વગેરે આર્યવર્ત-વિજયી લોકોએ એ માર્ગે ભારત ભૂમિમાં પ્રવેશ કર્યો હતો. અતિ જૂના વખતમાં એ નદીપર એક પત્થરથી બાંધેલો નાનો કિલ્લો હતો. જ્યારે ઉત્તરહિંદ તાબે હોય એવું બળવાન રાજ્ય થતું ત્યારે ઠેઠ પાટલિપુત્રની સેના આ નદી અને નાના કિલ્લાનું રક્ષણ કરતી ઉત્તર હિંદની રાજસત્તા ડગમગી જતી ત્યારે આ નદીતીર્થ અરક્ષિત રહેતું; ત્યારે ભૂખથી પીડાતા મરૂવાસી–સેંકડો હજારોની સંખ્યામાં આ ઘાટમાં થઇને ઉત્તરહિંદનાં ફળદ્રુપ મેદાનોમાં વસતાં લાખો નરનારીઓનાં લોહીથી ભૂમિ રક્તવર્ણી કરી મૂકતા .

ઉનાળાની સવારે એક દિવસ એક હજાર ઘોડેસ્વારો આ નાનાં મેદાનપર નદીના જમણા કાંઠે કોઈની વાટ જોતા હતા. નદીકાંઠે સેંકડો અગ્નિકુંડ સળગતા હતા, ઘોડેસ્વારોનાં ટોળાં તેની આસપાસ બેઠાં હતાં. અગ્નિકુંડ પાછળ એક હજાર ઘોડાઓ તૈયાર થઇ ઉભા હતા. ઘોડાઓની હાર પાછળ એક કદાવર પ્રૌઢ યોદ્ધા અને એક તરૂણ સેનાપતિ પત્થરના ટુકડાપર બેઠા હતા.

બાલ-સૂર્યના રાતાં કિરણોથી પર્વતોપરનો ધોળો બરફ રંગાવા લાગ્યો, તે વખતે નદીને પેલેપાર પર્વતપરના વાંકા રસ્તાપર એક ઘોડેસ્વાર દેખાયો, અગ્નિકુંડ પાસે બેઠેલા એક ઘોડેસ્વારે તેને જોયો કે તરત પેલા સેનાપતિ પાસે આવી આ વાત કહી. વૃદ્ધ અને સેનાપતિ પત્થરપરથી ઉઠયો. પેલા ઘોડેસ્વાર પાસે આવતાં બંને સેનાપતિઓને જણાયું કે કાળા ઘોડાપર બેઠેલી ઘેટાંના ચાંમડાંથી ઢંકાયલી એક કદાવર વ્યક્તિ ઝડપથી નદી તરફ આવે છે. વૃદ્ધ સેનાપતિએ તરૂણ સેનાપતિને કહ્યું, "ભાનુ! આ ઘોડેસ્વાર જંગલી જાતિનો જણાય છે, પર્વતોની હારોપર બધે આપણી સેના ગોઠવાયલી છે, વક્ષુ નદીને પેલેપાર હૂણ-લોકોના તંબુઓ છે, તેમ છતાં આ જંગલી અહિં શી રીતે આવ્યો ?"

તરૂણ સેનાપતિએ કહ્યું, "મહાનાયક, એ જંગલી કેવી રીતે બાહલીકા તીરે આવ્યો, તે તો સમજી શકાતું નથી! મહારાજપુત્રે હૂણો સાથે સંધી કરી આ દૂત તો નહિ મોકલ્યો હોય ?"

"ભાનુ, કંઇપણ સમજી શકાતું નથી."

"જુઓ તો ખરા. એ ઘોડેસ્વાર શી ખબર લાવે છે તે."

પેલા ઘોડેસ્વારે નદીને પાર સૈન્ય જોઇ દૂરથીજ ઘોડો ઉભો રાખ્યો અને તરતજ ઘોડાનું મ્હોં ફેરવી ઝડપથી નાસવાનું શરૂ કર્યું. તે જોઇ ભાનુમિત્રે કહ્યું, "મહાનાયક, આ ઘોડેસ્વાર મિત્ર નથી." તેના જવાબમાં મહાનાયક અગ્નિગુપ્તે કહ્યું, "ના."

"ત્યારે એ કોણ છે?"

"મને લાગે છે કે હૂણ."

"ત્યારે શું યુવરાજ અને મહારાજપુત્ર હાર્યા છે?"

"ભાનુ! તું પાંચસો ઘોડેસ્વારો સાથે વક્ષુતીરે જઇ શકશે?"

"હા, પરંતુ મહાનાયક, હજારમાંના પાંચસો લઇ જતાં અહિં પાંચસોજ બાકી રહેશે. જો હૂણ સેના નદી તીર્થપર હલ્લો કરે તો આપ પાંચસો ઘોડેસ્વારોથી શું બાહલીકનું રક્ષણ કરી શકશો?"

"હા, ભાનુ બાહલીક નગર દૂર નથી. નગરમાં એક લાખ માણસનું સૈન્ય છે. ત્યાં ખબર મોકલતાંજ ચક્રપાલિત દશહજારનું સૈન્ય મોકલી શકશે. વળી બાહલીકનો પ્રવાહ ઉતાવળો અને ઉંડો છે, મેં સાંભળ્યું છે કે આ નદીતીર્થપર યવનરાજ તુષાસ્ફે ફક્ત એક હજારનાં સૈન્યવડે શિલિઓકનાં એક લાખ માણસોને અટકાવ્યાં હતાં. ભાનુ! વક્ષુનદીઘણી દૂર છે; જો મહારાજપુત્ર હાર્યા હશે તો પાંચસોનાં સૈન્ય વિના તું એક ડગલું પણ આગળ વધી શકશે નહિ, માટે તું અત્યારેજ મુસાફરી શરૂ કર."

ભાનુમિત્રે વાંસળીનો અવાજ કર્યો, તરતજ પાંચસો ઘોડેસ્વારો બહાલીકાનાં બરફ જેવાં ઠંડાં પાણી ઉતરી પેલેપાર ગયા અને એક ઘડીમાં એ પાંચસો ઘોડેસ્વારોની ક્ષીણ કાળી લીટી પર્વતો સાથે મળી ગઇ.

બાહલીક સુરક્ષિત રાખી એક લાખ માણસનું સૈન્ય લઇ ગોવિન્દગુપ્ત અને સ્કન્દગુપ્તે વક્ષુનદીને કાંઠે તંબુ ઠોકયા હતા. ગોવિન્દગુપ્તે નિશ્ચય કર્યો હતો કે વક્ષુની સપાટી પરનો બરફ ઓગળે એટલે તેમણે હૂન લોકોપર હૂમલો કરવો; તે વખતે અગ્નિમિત્ર અને ભાનુમિત્રે બાહલીકની છાવણીમાંની પાંચહજારની સેના લઇ આગળ વધવું. પ્રાચીન ગુપ્ત–સામ્રાજ્યનો વૃદ્ધ સેનાપતિ કુમારગુપ્તની આજ્ઞા ભૂલી ગયો નહોતો, તે પોતે બાહ-

લીકાનદીને કાંઠે હજાર ઘોડેસ્વારો લઈ હંમેશ તૈયાર રહેતો એક પહેલાં ગોવિન્દગુપ્ત અને સ્કન્દગુપ્તે વક્ષુનદીના કાંઠા તરફ મુસાફરી કરી છે. એકાદ પખવાડીઉં થયાં મહારાજપુત્ર પાસેથી દૂત આવ્યો નથી. વૃદ્ધ મહાબલાધિકૃતે જે દિવસે વક્ષુ તીરે દૂત મોકલવાનો વિચાર કર્યો હતો, તેજ દિવસે બાહલીકાને પેલે પાર હૂણ-સેનાના ઘોડેસ્વારે દેખાવ આપ્યો હતો.

ધીમે ધીમે સૂર્ય કિરણોથી બરફમય પર્વતો રાતા થઈ ગયા; દૂર બાહલીકાની પેલી મેરનો ડુંગરી રસ્તો કાળી છાતીપર ધોળાં મોતીના હાર જેવો જણાતો હતો. ઝાકળથી પલળેલાં લીલાં ઘાસવાળાં મેદાનપર પાંચસો ઘોડેસ્વારે હારબંધ થઇ પત્થરની મૂર્તિની પેઠે અવિચલ થઇ ઉભા હતા. દિવસનો પહેલો પહોર વીતવા આવ્યો. પર્વતનાં શિખરો અને ખીણો-માંથી ઝાડીમાંનો અંધકાર પોતાનું છેલ્લું આશ્રય સ્થળનો ત્યાગ કરી જતો રહ્યો હતો. પાંચસો ઘોડેસ્વારોની પાછળ વૃદ્ધ મહાબલાધિકૃત મહાનાયક અગ્નિગુપ્ત ધોળું લોઢાનું બખ્તર પહેરી ધોળા ઘોડાપર બેઠેલો હતો. ધોળા બરફના સ્પર્શથી અતિશય ઠંડા, બરફના કણને વહન કરનારા વાયુના હિલ્લોલથી વૃદ્ધના લાંબા ધોળા વાળો શિરસ્ત્રાણ પાછળ ઉડતા હતા. અકસ્માત્ દૂરનાં પર્વત શિખરોપર શંખનાદ થયો, બીજાં શિખરોપર તુરીનો અવાજ થયો, અશ્વારૂઢ વૃદ્ધ વિસ્મય પામ્યો.

પાંચસો ઘોડેસ્વારોએ વિસ્મય પામી દૂર જોયું તો જણાયું કે બર-ફથી છવાયલાં આકાશને અડકતાં પર્વતનાં શિખરો કાળી કીડીઓની માફક હજારો ઘોડેસ્વારોથી છવાઇ ગયાં છે. મહાબલાધિકૃતે શંખનાદ કર્યો, પાંચસો ઘોડેસ્વારો તેની સામા ફરી ઉભા. આંસુથી રૂંધાતા અવાજે વૃદ્ધે કહ્યું, “બંધુઓ! આજે આપણી પરીક્ષા છે. ચંદ્રગુપ્તના પુત્ર-પ્રપૌત્ર મરી ગયા લાગે છે, નહિં તો આ કીડીઓની માફક લાખો

હૂણો કદીપણ વક્ષુનદીને આ પાર આવી શકે નહિ. ચંદ્રગુપ્ત અને કુમારગુપ્તનાં અનાજથી આ દેહ પોષાયલો છે. પહેલા ચંદ્રગુપ્તનું લોહી હજીપણ આ જીર્ણ દેહમાં વહે છે,–આજ તેની પરિક્ષા છે, બંધુઓ! તમે મગધવાસી છો આજે મગધવાસીનાં શૌર્યની પરીક્ષાનો દિવસ છે, પાંચસો પાંચલક્ષ માણસની ગતિને અટકાવે કે ન અટકાવે પણ અડચણતો નાખી શકેજ. યુગયુગાંતરથી બાહલીકાનું પવિત્ર આર્યભૂમિ રક્ષણ કરતી આવી છે,–સેંકડો વરસોથી બાહલીકનું ધોળું પાણી આર્યોનાં લોહીથી રંગાયલું છે, અને તેથીજ આ નદીતીર્થ આર્યોનું પવિત્ર ક્ષેત્ર છે, આજે–શુભ દિવસે નવીન સૂર્યનાં કિરણોથી પવિત્ર થયેલાં આ તીર્થપર આપણી પરીક્ષા થશે. યોદ્ધાઓ! આ પરીક્ષાનો અંત નથી, ફળ નથી, જય નથી, પરાજય નથી, જે નિષ્કામ ચિત્તથી પુરૂષોત્તમના ચરણમાં સર્વ સમર્પણ કરી પિતૃભૂમિને માટે બળિદાન આપવા તયાર હોય તે મારી સાથે રહો. જેઓને મા, બ્હેન અને દીકરીઓ છે તેઓએ ભૂલ્યે ચૂક્યે પણ આ ક્ષેત્રમાંથી નાસવાનું નથી. માતાનાં દૂધથી જેઓનો દેહ પુષ્ટ થયો છે, આજે તે દેહને કલંકિત કરશો નહિ, આ નદીતીર્થ ઉત્તરાપથનો દરવાજો છે; મગધવાસીઓએ હજાર વર્ષ થયાં આ દરવાજાનું રક્ષણ કર્યું છે અને આજે પણ કરશે, મેં પોતે આર્ય સમુદ્રગુપ્તની ગરૂડધ્વજ ધારણ કરી છે, બાહલીકની કાંઠે મારી ચિતા–શય્યા છે. બંધુઓ, રસ્તો મોકળો છે, જેને જીવવાની ઇચ્છા હોય તે બાહલીક નગર જતા રહો.”

પાંચસો ઘોડેસ્વારો શાંત પણે ઉભા રહ્યા, બાહલીકના ખુલ્લા રસ્તાપર એકપણ માણસ ગયું નહિ. તરતજ પાંચસો અસિ મ્યાનમાંથી નીકળી, ખડખડાટ કરતી લોહમય શિરસ્ત્રાણને સ્પર્શ કરવા લાગી; પાંચસો સૈનિકોના ભીષણ જયધ્વનીથી પર્વતોની હારો કંપવા લાગી.

દૂરના પર્વતોપરથી આવતા જંગલી હૂનોએ આ અવાજ સાંભળી પોતાના ઘોડાઓ થોભાવ્યા. વૃદ્ધ મહાબલાધિકૃતના સુકાઇ ગયેલા ગાલપરથી બે અશ્રુબિન્દુ પડયાં. વૃદ્ધે ફરીથી કહ્યું, " પુત્રો, સમુદ્રગુપ્ત પાસેથી મેં જે કેળવણી લીધી છે પચાસ વર્ષ થયાં મેં મગધવાસીઓને જે શિખવ્યું છે, તે તમે ભૂલી ગયા નથી. પર્વતોપરથી અસંખ્ય હૂણો નદીતીર્થ તરફ આવે છે, જ્યાંસુધી આપણામાં લોહી રહેશે, જ્યાં સુધી હાથો હલાવવાની શક્તિ રહેશે, ત્યાંસુધી મગધવાસી ઉત્તરાપથનું દ્વાર જંગલી લોકોના હાથમાં જવા દેશે નહિ. પરંતુ પાંચસો ઘોડેસ્વારો પાંચ લાખ હૂણોને અટકાવી શકશે નહિ, પાછળ બાહલીક નગરી છે, ત્યાં સેંકડો અસહાય નર–નારી છે, બ્રાહ્મણ–શ્રમણ છે, તેઓની રક્ષા કરવાની છે. પુત્રો! અગ્નિગુપ્તની માગણી છે કે એકજણ બાહલીક નગરમાં જાઓ."

પાંચસો ઘોડેસ્વારો પહેલાંની માફક સ્થિર ઉભા રહ્યા. તે જોઇ વૃદ્ધ મહાબલાધિકૃતના ગાલપર આંસુની ધારા વહેવા લાગી. વૃદ્ધે ફરીથી કહ્યું, " આર્ય! તમારૂં નામ ખરૂં છે, તમારી કેળવણી તમારા અનુગત મગધવાસીઓ હજુ ભૂલ્યા નથી, પુત્રો! જે સહુથી નાનો હોય, જેણે થોડા દિવસ પહેલાં વિવાહ કર્યો હોય, તેને બાહલીક નગરમાં મોકલો."

એક સૈનિકે એક તરૂણ અશ્વારોહીને મહાબલાધિકૃત પાસે આણ્યો, ઘોડેસ્વાર ઘોડાપરથી ઉતરી સેનાપતિના પગમાં પડી રૂદન કરતો કહેવા લાગ્યો, " પિતા, મારૂં શરીર માતાનાં દૂધથી પુષ્ટ થયું છે, વંશપરંપરાથી ગુપ્તવંશના અનાજથી પુષ્ટ થયું છે, હું કયું મ્હોં લઇ બાહલીક નગરે જાઉં?"

અગ્નિગુપ્ત તેના માથાપર હાથ ફેરવતો બોલ્યો, " પુત્ર, સૈનિકોનું કર્તવ્ય કઠોર છે, આ પણ કર્તવ્ય છે માટે જા. જો કદીપણ પાટલિપુત્રમાં

જાય, તો કુમારગુપ્તને કહેજે કે અગ્નિગુપ્તે ઉત્તરાપથનો દરવાજો સાચવ્યો હતો. ”

ઘોડેસ્વાર બાહલીક તરફ ચાલવા લાગ્યો. અગ્નિગુપ્તે શંખનો અવાજ કર્યો–ચારસો નવ્વાણું ઘોડેસ્વારો બાહલીકા નદી તરફ ફરી ગયા અને બાહલીકાના બરફ જેવાં ઠંડાં પાણીમાં કુદી પડયા. તે વખતે હૂણ સેના પાસેજ આવી હતી, થોડી શત્રુસેના જોઈ તેઓ ગર્જના કરી ઉઠયા, ભીષણ શબ્દથી પર્વતો કંપવા લાગ્યા. એક દિવસ એજ શબ્દે દૂર પશ્ચિમમાંના રોમ શેહેરને કંપાવ્યું હતું.

પેલીમેર મગધ–સેના હારબંધ થઈ સાંકડો રસ્તો રોકવા લાગી. તે માર્ગપર એકી સાથે પાંચ સૈનિકોથી વધુ સૈનિકો ચાલી શકતા નહિ. જોતજોતામાં વાવાઝોડાંની માફક એ જંગલી સેનાએ એ ઘોડેસ્વારો-પર હુમલો કર્યો. અગ્નિગુપ્તની સેના લોઢાંની દિવાલની માફક સ્થિર-ભાવે ઉભી રહી. ધોળાપર્વતોપર લોહીની ધાર ચાલી. આર્ય–રક્ત સાથે જંગલીઓનું લોહી મિશ્ર થઇ બાહલીકાનો પ્રવાહ રંગવા લાગ્યું, ધોળા ઘોડાપર ધોળાં બખ્તરથી ઢંકાયેલો ધોળા વાળવાળો વૃદ્ધ સોનાની ગરૂડધ્વજ હાથમાં રાખી સૈન્યને હુકમો આપતો હતો. ધ્વજદંડપરની લાંબી ધોળી ધજા શીતળ અવાજથી પતપત શબ્દ કરતી ઉડતી હતી. મગધની સેનાની ના સેના ઓછી થતી ગઇ. સમુદ્રતરંગની માફક હૂણ લોકોનાં ટોળેટોળાં તેમનાપર હુમલો કરવા લાગ્યાં. એક પછી એક એમ દરેક મગધના સૈનિકો આર્યાવર્તનું રક્ષક કરવા આત્મબલિ-દાન આપવા લાગ્યા. અકસ્માત હુમલાનો વેગ વધ્યો સોને બદલે હજાર હૂણ લોકોએ એ સેનાપર હૂમલો કર્યો, તે વખતે મગધની સેનામાંથી સોં ઘોડેસ્વારો બાકી રહ્યા હતા, એ જોઇ અગ્નિગુપ્તે કહ્યું, “ બંધુઓ, આપણે વધુ વખત નદીતીર્થનું રક્ષણ કરી શકશું નહિ, પરંતુ આર્ય

સમુદ્રગુપ્તનો ગરૂડધ્વજ આ જંગલીઓના હાથમાં જવા દેશું નહિ," એમ કહી સેનાપતિએ જોતજોતામાં એ દંડના કકડા કરી નાખ્યા, અને તેમાંનો એકેક કકડો સૈનિકોના હાથમાં આપ્યો અને ધજા પોતાની છાતીપર વીંટાળી બાકીની સેનાને હૂણુ-સેનાપર હૂમલો કરવાની આજ્ઞા કરી. થોડા વખત માટે જંગલી હૂણો હાથમાં પરશુ લઈ સ્થિર થઇ ઉભા. તેઓ વિસ્મય પામ્યા. તેઓ ધોળા ઘોડાપર બેઠેલા ધોળી દાઢી- વાળા મગધના વીર તરફ જોઈ રહ્યા, તરતજ ભીષણ યુદ્ધ આરંભાયું. સાંકડો ડુંગરી રસ્તો માણસો અને ઘોડાનાં શબોથી રૂંધાઇ ગયો. વૃદ્ધ ઘોડો છોડી તે લોહી અને માંસની બનેલી દિવાલપર ઉભો રહ્યો, ત્યારે ફક્ત ચાર જણો તેની રક્ષા કરવા આગળ વધ્યા. સેંકડો બાણો, ફર- શીઓ, ભાલાઓ એ પાંચ સૈનિકોને મહાપ્રસ્થાનના માર્ગમાં મોકલી દીધા. મગધના માણસોનાં શબોપર, મગધનાં અસ્થિપર, મગધનાં હથિ- આરોએ બનાવેલી દિવાલપર મગધનો વીર મહાબલાધિકૃત મહાનાયક અગ્નિગુપ્ત મગધ-સામ્રાજ્યના દરવાજાનું રક્ષણ કરવા માટે હંમેશનો વિસામો લઈ પડયો.

યુદ્ધ પૂરૂં થયું, પરંતુ વિજયી હૂન સેના ઉતાવળથી નાસવા લાગી. દક્ષિણ તરફ પેલાં મેદાનને છેડે ઘોડાઓની ખરીથી ઉડતી ધુ- ળમાં એક કાળું વાદળું ઉતાવળે પગલે બાહલીકા તરફ આવતું હતું, બરફથી ધોળા બની ગયેલાં પર્વતનાં શિખરોપરથી એક બીજું વાદળું તેની સાથે મેળાપ કરવા આવતું હતું, થોડીજ વારમાં બંને વાદળાં એકઠાં થયાં, હજારો હૂણો મરાયા, હજારો જંગલીઓ હથિઆર તજી શરણ થયા. તરતજ ગુપ્ત સામ્રાજ્યના હજારો ઘોડેસ્વારો પેલા મગધ- દેશના યોદ્ધાઓનાં હાડકાંથી ચણાયલી દિવાલની ચારે બાજુએ આવી ઉભા રહ્યા, દિવાલની ઉત્તર બાજુએ ઉભેલા એક કદાવર પ્રૌઢ યોદ્ધાએ

બીજી બાજુએ ઉભેલા એક તરૂણ સૈનિકને પૂછ્યું, "ચક્રપાલિત, આજ દરવાજાની રક્ષા કોને હાથ હતી?"

યુવકે નીચું જોઇ કહ્યું, "દેવ, મહાનાયક પોતે."

પ્રૌઢ કંપવા લાગ્યો. થોડીવાર પછી તેણે કહ્યું, "આ શું? ફક્ત હજાર ઘોડેસ્વારો લઈ આ સમર્થગુપ્ત સામ્રાજ્યના મહાબલાધિકૃત ક્ષુદ્ર બાહલીકનું ક્ષુદ્ર નદી તીર્થનું રક્ષણ કરવા આવ્યા હતા? ચક્ર-પાલિત, બાહલીકમાં શું બીજા સૈનિકો હતા? સત્યાનાશ વળ્યું, યુવક! તું શું જાણતો નહોતો કે વૃદ્ધ અગ્નિગુપ્તના કસાયલા બાહુબળ ઉપર કુમારગુપ્તનાં વિશાળ સામ્રાજ્યની રક્ષાનો ભાર મુકાયલો હતો? ચક્ર-પાલિત, બાકી રહેલી સેના કઇ તરફ ગઈ?"

"મહારાજપુત્ર, એક માણસ પણ બાકી રહ્યો હોત તો નદી-તીર્થ હૂણ લોકોના કબજામાં આવત નહિ."

એકાએક એક ગૌરવર્ણ કદાવર યુવકે પ્રૌઢની સામે આવી ઉઘાડી તરવારે વંદન કરી કહ્યું, "પિતૃવ્ય, પાદુકા કાઢી નાખો, આર્ય સમુદ્રગુપ્તની રણનીતિમાં પીઠ બતાવવાનું છે નહિ, હજારો લડાઇઓનો શૂરવીર ઉત્તર અને દક્ષિણનો મહાબલાધિકૃત આપના કાકા અને મારા પિતામહ મહાનાયક અગ્નિગુપ્તે વિષ્ણુલોકમાં ગમન કર્યું છે. કાકા, ભૂલો છો કેમ, ગુપ્તવંશમાં કોણે યુદ્ધ તજી પીઠ બતાવી છે? કોણે કયારે પાછલાં પગલાં ભર્યાં છે? આર્ય અગ્નિગુપ્ત અદ્વિજ છે."

પ્રૌઢે નીસાસો નાખી યુવકને આલિંગન કરી કહ્યું, "સ્કન્દ, ખરેખર હું બોલતાં ચુક્યો છું. પિતા અને પિતામહ પાછળ હઠતા છતાં કાકા તો પાછળ હઠતા નહિ. તોપણ જેઓની આંગળી હાલતાં આર્યાવર્ત અને દક્ષિણાત્ય કંપતાં હતાં, જેની આગેવાની હેઠળ લાખોનું સૈન્ય આ પહાડી મુલકમાં એકઠું થયું છે, તેમણે આ ક્ષુદ્ર બાહલીકોની ક્ષુદ્રખીણમાં હજાર ઘોડેસ્વારો સાથે એક નાનાં યુદ્ધમાં આત્મબળિદાન આપ્યું છે, એ વાતમાં મને વિશ્વાસ આવતો નથી. સ્કન્દ?"

ગોવિન્દગુપ્તની બાથમાંથી નીકળી મગધના યુવરાજે એક કુદકા સાથે મગધના સૈનિકોવડે બનેલી દિવાલપર ચઢી જોયું તો જણાયું કે મહાવીર મહાનાયક અગ્નિગુપ્ત હસતે મ્હોંએ ગરૂડનાં ચિન્હવાળી ધજા છાતીપર ધારણ કરી મહાનિદ્રા લેતા પડયા છે. યુવરાજની હિંમત છુટી ગઇ. આંસુથી રૂંધાઇ જતી આંખોએ મહાવીર સેનાપતિના ઘસાયલા દેહ તરફ જોઇ ગળગળે અવાજે સ્કન્દગુપ્ત કહેવા લાગ્યો, "આર્ય, આજ આપને યોગ શય્યા છે, આપનું અનુકરણ કરી હું પણ આવી જ શય્યા મેળવું એવો આશીર્વાદ આપો. આર્ય, પાંચસો ઘોડેસ્વારો સાથે અમર યશ મેળવી અમધામમાં ગયા છો એ ખરૂં, પરંતુ જે આઠ વર્ષનાં બાળકને તરવાર પકડતાં શીખવ્યું હતું તેની પ્રતિજ્ઞા વ્યર્થ કરી દીધી! પ્રભુ! તમારાં રક્ષણને માટે તમારી આપેલી આ અસિએ શત્રુનાં લોહીનું પાન કર્યું નથી પ્રભુ?" એમ કહી સ્કન્દગુપ્તે અગ્નિગુપ્તના લોહીથી તરબોળ દેહને આલિંગન કર્યું. તે જોઇ ગોવિન્દગુપ્તે વિસ્મય પામી કહ્યું, "સ્કન્દ, શું કહે છે? કાકા, ક્યાં છે?" યુવરાજે આંસુથી સુઝી ગયેલી આંખો ઉંચી કરી કહ્યું, "કાકા, પિતામહ મારા ખોળામાં છે."

તરત જ સ્કન્દગુપ્તે પેલી શબ નિર્મિત દિવાલપર ઉભા થઇ અગ્નિમિત્રનું શરીર ઉંચું કર્યું. ગોવિન્દગુપ્તે તરવાર ઉઘાડી કરી માથે અડકાડી કે તરત જ હજારો-લાખો તરવારો ખુલ્લી થઇ મગધની સેનામાં શિરસ્ત્રાણને ચુંબન કરવા લાગી. ત્યાર પછી તરવાર આગળ મૂકી ગોવિન્દગુપ્ત ગોઠણીઆભર થઇ વંદન કરવા લાગ્યો, તે સાથે લાખો મગધની સેનાએ શબનિર્મિત દિવાલ પરનાં વૃદ્ધ મહાનાયકનાં શબ આગળ ગોઠણીએ પડી વંદન કરવા લાગ્યાં.

મગધના લોકો તે વખતે કેવી રીતે મરવું તે સમજતાં હતાં.

# પ્રકરણ ૬ ઠું.

## ભિક્ષુ પર્વતપર.

સવારમાં પટરાણી શ્યામા-મંદિરમાં ઉભાં ઉભાં દાન દેતાં હતાં. હૂણ-યુદ્ધમાં યુવરાજે જય મેળવ્યો છે-યુવરાજની સેનાએ વક્ષુનદીને કાંઠો તાબે કર્યો છે, તેની ખુશાલી ખાતર મહાદેવીની આજ્ઞાથી તેજુરી ઉઘાડી મુકાઈ છે, રાજમહેલના ત્રીજા ચોક વચ્ચે મહાદંડનાયક રામગુપ્ત દરિદ્રોને અન્ન, વસ્ત્ર અને ઠામ-વાસણો આપે છે, જે જે માગણો વધૂ માગણી કરવામાટે મહાદેવીને મળવા ઇચ્છે છે તેને છડીદારો મંદિરના ભાગમાં લઇ જાય છે. મંદિરના ઘૂમટ નીચે મહા-પ્રતીહાર કૃષ્ણગુપ્ત ઉભો છે, તે એક પછી એક દરેકને મહાદેવી આગળ લાવે છે.

દાન આપવાનું કાર્ય પૂરૂં થવા આવ્યું છે, હજારો ગરીબો-અનાથો ઇચ્છિત વસ્તુ મળતાં મહાદેવી અને યુવરાજ-ભટ્ટારકને આશીર્વાદ આપી ચાલ્યા જાય છે. એ સમયે એક છડીદાર ત્રણ સંન્યાસીઓ સાથે ત્યાં આવી પહોંચ્યો, પ્રતીહાર વંદન કરી કહેવા લાગ્યો, "દેવ, આ ત્રણ સંન્યાસીઓ મહાદેવીને મળવા ઇચ્છે છે."

કૃષ્ણગુપ્તે વિસ્મય પામી પૂછ્યું, "એકી સાથે કેમ?"

એક સંન્યાસીએ કહ્યું, "દેવ, અમારે જરૂરનું કામ છે."

વૃદ્ધ મહાપ્રતીહારે તેમના મ્હોં સામે તીવ્ર દૃષ્ટિ નાખી. આજે મહાદેવીનો આદેશ હતો કે કોઇ પણ તેને મળવા ઇચ્છે તો મહાપ્રતીહારે તેને મંદિરમાં લાવવો. તેથી કૃષ્ણગુપ્તે થોડીવાર વિચાર કરી કહ્યું, "આવો."

મહાદેવી અરુણાદેવી સાથે સેંકડો કુળવાન સ્ત્રીઓથી વીંટળાઈ રહ્યાં હતાં. કૃષ્ણગુપ્તે છેવટને પગથિએથી તેમને વંદન કર્યું અને કહ્યું, “મહાદેવી ત્રણ સંન્યાસીઓ એકી સાથે આપને મળવા ઇચ્છે છે.”

મહાદેવી નવાઇ પામી પૂછવા લાગ્યાં, “શા માટે ન લાવ્યા?”

વૃદ્ધ મહાપ્રતીહારે શરમાઇ જઇ પેલા ત્રણે સંન્યાસીઓને મહાદેવી પાસે મોકલ્યા, મહાદેવી અને અરૂણાદેવીએ તેમને નમસ્કાર કર્યા. ત્રણે સન્યાસીઓમાંનો જે યુવાન હતો તેણે કહ્યું, “મહાદેવી, અમે સંન્યાસી છીએ, દુનિઆનો ત્યાગ કર્યો હોવાથી અન્ન-વસ્ત્ર કે પૈસાટકાની જરૂર નથી. અમે હમેશાં ગુપ્તકુળનાં ભલાં માટે હવન-હોમ કર્યા કરીએ છીએ, ગણતરીથી જાણવામાં આવ્યું છે કે હાલમાં સમુદ્રગુપ્તના વંશજોનો સમય ખરાબ છે, ગૃહદોષ ટાળવાને માટે નવીન યજ્ઞ કરવો પડશે. માટે એ યજ્ઞમાં આવશ્યક ચીજ તરીકે આપનાં માથાંના એક વાળની જરૂર છે.”

મહાદેવીએ હસતાં મ્હોંએ કહ્યું. “દેવ, સ્વામી તથા પુત્રના ભલા માટે આર્યનારી આનંદપૂર્વક જીવનનું પણ બળિદાન આપે છે, તો પછી એક વાળ તો નજીવી ચીજ છે.” તરત જ મહાદેવીએ પોતાના છુટા વાળોમાંથી એક લાંબો વાળ તોડી સંન્યાસીના હાથમાં આપ્યો, તરત જ પેલા તરૂણ સન્યાસીની આંખોમાં તેજ આવ્યું, તે જોઇ કરૂણાદેવી ધ્રુજવા લાગી. સંન્યાસીઓ આશીર્વાદ આપી જવા લાગ્યા, ત્યારે કૃષ્ણગુપ્તે બીજીવાર આવી નમસ્કાર કર્યો. મહાદેવીએ પૂછ્યું, “કૃષ્ણ, શું જોઇએ છે?”

મહાપ્રતીહારે બીજીવાર નમસ્કાર કરી કહ્યું, “મહાદેવી, દાન આપવાનું કાર્ય પૂરૂં થયું છે.”

મહાદેવીએ કહ્યું, “વારૂ, કૃષ્ણ, તું મહાદંડનાયક છે, રાજમ-

હેલના બધા દરવાનો અને છડીદારો આજે મારા અતિથિ છે.”
કૃષ્ણગુપ્તે ત્રીજીવાર નમસ્કાર કર્યા. મહાદેવીએ વિસ્મ પામી પૂછ્યું,
“ શું છે કૃષ્ણ ?”

મહાપ્રતીહારે ગંભીર અવાજે કહ્યું. “દેવિ, હું આપના પુત્ર
જેવો છું, વંશપરંપરાથી ગુપ્ત રાજવંશના અન્નથી પોષાતો આવ્યો છું,
આ દાસના ડહાપણની ક્ષમા આપશો.”

“ શું થયું છે કૃષ્ણ ?”

“માતા, ચોર પકડતાં આ વાળ ધોળા થયા છે, આ ત્રણે
સંન્યાસીઓને હું ઓળખું છું.”

“ કૃષ્ણ, આજે સ્કન્દના વિજયના સમાચાર આવ્યા છે, સ્વામી
પુત્ર અને સામ્રાજ્યનાં ભલાં માટે દાન કરવા બેઠેલી છું, આજે જો
મારો પરમ શત્રુ પણ દાન લેવા આવે, તો તેના વાળનો પણ સ્પર્શ
કરવો નહિ. કૃષ્ણ, જેવો સ્કન્દ મારો પુત્ર છે, તેવોજ તું છે. તારી
માતાની માગણી છે કે તેનો સ્પર્શ કરીશ નહિ.”

“ મહાદેવિ, એ ત્રણે સંન્યાસીઓ આજે મને મારી નાખે તો
પણ આપની આજ્ઞા મુજબ કોઇપણ પ્રતીહાર કે દરવાન તેના શરીર-
પર હાથ નાખશે નહિ. માતા, મારી એક માગણી છે.”

“ શું ?”

“માતા, તેઓએ આપની પાસે શી માગણી કરી ?”

“ એ ત્રણે સંન્યાસીઓ ગુપ્તકુળનાં ભલાં માટે યજ્ઞ કરવાના છે,
માટે તે કાર્યમાં મારા એક વાળની જરૂર છે એમ કહી મારો એક
વાળ લેવા આવ્યા હતા, મેં તેમને એક વાળ આપ્યો છે.”

“વાળ ? મહાદેવી, આપનાં માથાંનો વાળ! ભિક્ષુણીએ કહ્યું છે
કે આજે કોઇપણ આપના વાળનો સ્પર્શ કરશે તો સામ્રાજ્યનું સત્યા-
નાશ વળશે.”

" બીક રાખીશ નહિ કૃષ્ણ. એક વાળમાં શું ભુંડું થવાનું હતું મારી આજ્ઞા છે કે એમનો સ્પર્શ કરીશ નહિ."

વૃદ્ધ મહાપ્રતીહાર નમસ્કાર કરવાનું ભૂલી જઈ ઉતાવળે ડગલે પાછો વળ્યો. દાન આપવાનું કામ પૂરૂં થતાં વૃદ્ધ મહાદંડનાયક દરવાજાની છાયામાં વિસામો લેતો હતો, એકાએક ઉઘાડે પગે ઉઘાડે માથે વૃદ્ધ મહાપ્રતીહારને ઉતાવળે પગલે દરવાજા તરફ આવતો જોઈ તેણે પૂછ્યું, " કૃષ્ણ ક્યાં જાઓ છો ?"

" કૃષ્ણગુપ્તે મ્હોં ફેરવ્યા સિવાય કહ્યું, " કાકા, મોટી વિપત્તિ આવી પડી છે, મહાપુરોહિતને બોલાવો."

રામગુપ્તે પૂછ્યું, " કેમ ?" પરંતુ મહાપ્રતીહારે તે ન સાંભળ્યું.

ત્રીજા ચોકના દરવાજાપર રામગુપ્તનો રથ તૈયાર થઇ ઉભો હતો, કૃષ્ણગુપ્ત તે પર બેસી સારથીને રથ શહેર તરફ ચલાવવાનું કહેવા લાગ્યો. સારથીએ પ્રથમ તો તેને સાધારણ માણસમાની કઠોર અવાજે રથ નીચે ઉતરવાની આજ્ઞા કરી, પરંતુ તરતજ સામ્રાજ્યના મહાપ્રતીહારને ઓળખ્યો. સારથીએ તરતજ નમસ્કાર કરી પૂછ્યું, " દેવ, ક્યાં જવું છે ?"

" નગરને છેડે–ભિક્ષુપર્વતપર."

આઠસો વર્ષ પહેલાં આર્યાવર્ત અને દાક્ષિણાત્યના એક માત્ર અધીશ્વર અશોકે પોતાના સંસારત્યાગી પ્રિયપુત્રના આવાસ માટે પાટલિપુત્ર નગરમાં એક બનાવટી ડુંગર બનાવ્યો હતો, ઇ. સ. ની સાતમી સદી સુધી તેનાં ખંડેરો વિદ્યમાન હતાં. મહાદંડનાયકના રથપર બેસી કૃષ્ણગુપ્ત એ અશોકે બનાવેલા બનાવટી ડુંગર તરફ જવું શરૂ કર્યું. પાટલિપુત્રમાં અશોકના આ સંસારત્યાગી પુત્ર ભિક્ષુકુમાર અને આ બનાવટી ડુંગર ભિક્ષુપર્વતના નામથી ઓળખાતો હતો. હજુપણ

પાટલિપુત્રના લોકો "ભિખૂના કુંવાર," અને "ભિખૂના પાડાડી" નું નામ ભૂલ્યાં નથી. રથ એ બનાવટી પહાડ પાસે આવી પહોંચ્યો, કૃષ્ણગુપ્ત રથમાંથી ઉતરી ઉતાવળો ઉતાવળો પર્વતનાં પગથિઆંપર ચઢવા લાગ્યો. એ વખતે બૌદ્ધ લોકોનું એક ટોળું પર્વતપરથી ઉતરતું હતું. તેઓ આવા બપોરના વખતે સામ્રાજ્યના મહાપ્રતીહારને ઉઘાડે પગે તથા ઉઘાડે માથે ભિક્ષુપર્વતપર ચઢતો જોઇ વિસ્મય પામી તેના સામું જોઇ રહ્યા.

ભિક્ષુપર્વતપર પત્થરથી બાંધેલા એક સંઘારામનાં ખંડેરોમાં એક ગાંડી ભિક્ષુણી રહેતી હતી. સંઘારામનો નાશ થયા પછી ભિક્ષુઓએ એ સ્તાન તજ્યું હતું તેથી એ ઘણા વખતથી જનશૂન્ય હતું. પચાસ વર્ષો થયાં એ ગાંડી ભિક્ષુણી અહિં રહેતી હતી, પાટલિપુત્રના લોકો હિન્દુ અને બૌદ્ધ બંને તેના પર પ્રેમ કરતાં બીક વધુ રાખતા હતા. વૃદ્ધા હાથ જોઇ શકતી હતી, પરંતુ તે અશુભના સમાચાર કહેતી. સારા સમાચાર પૂછતાં કહેતી કે "હું જાણતી નથી." કોઇ વારંવાર પૂછતું તો તેને ગાળો આપતી અને વખતે મારવા લાગતી. કૃષ્ણગુપ્ત જ્યારે સંઘારામનાં ખંડેરોમાં ગયો ત્યારે ભિક્ષુણી એક શિલાપર બેસી કેટલાંક શિઆળોને અન્ન આપતી હતી. તેણે મહાપ્રતીહારને જોઇ કઠોર અવાજે પૂછ્યું, "પાછો આવ્યો છે? તને તો મેં કહ્યું હતું કે તારા જેવા મૂર્ખદ્વારા સમુદ્રગુપ્તના વંશનું કાંઇપણ ભલું થવાનું નથી."

વૃદ્ધ નીચું માથું કરી ઉભો રહ્યો. ધીમે ધીમે કહેવા લાગ્યો, "દેવિ, આપનું વચન ખરૂં છે, ત્રણ સન્યાસીઓ આવી મહાદેવી પાસેથી એક વાળ લઈ ગયા છે."

"તું મૂર્ખ છે, તું ગધેડા જેવો છે, તું પુરૂષ નથી પણ રમણી છે—તું માણસ નથી પણ વાનર છે. તે સ્ત્રીએ જ્યારે પોતાનાં સત્યાનાશનો માર્ગ ખુલ્લો કર્યો, ત્યારે તું ક્યાં હતો?"

"દેવિ, હું સમજ્યો નહિ. આપે કહ્યું હતું કે આજે કોઇ મહાદેવીના વાળને અડકશે તો સમસ્ત સામ્રાજ્યનો નાશ થશે, તે માટે મેં કોઇને પણ મહાદેવીનાં શરીરે અડકવા દીધેલ નથી."

"તું વાનર છે, તેથીજ તું ઝાડપર બેઠો બેઠો ફળ ખાતો હતો, તે વખતે ઇન્દ્રલેખાએ આવી મહાદેવીનો વાળ કબજે કર્યો."

"ઇન્દ્રલેખા?"

"હા, ઇન્દ્રલેખા, ચંદ્રસેન અને હરિબલ."

"દેવી, તેઓ તો સન્યાસી હતા?"

"એવા સન્યાસી ગણિકાવાડામાં ઘણા છે. હરિબલે એક વખત ભિક્ષુપદ ધારણ કર્યું હતું ખરૂં પણ ભિક્ષુણીના સ્પર્શથી તેનું પતન થયું છે."

"દેવિ, હવે ઉપાય?"

"તેં તો મહાદેવીને કહ્યું હતું કે તેઓનો સ્પર્શ કરશો નહિ?"

"ખરેખર!"

"અરે વાનર, હું શું ખોટું કહું છું? હરિબલ, જિનરક્ષિત અને નાગાર્જુન વારાણસીમાં મહાદેવીના કેશવડે મારણયજ્ઞ કરશે, એ યજ્ઞની પૂર્ણાહૂતિને દિવસે મહાદેવીનું મૃત્યું થશે, અને તું વાનર રાજ-મહેલપર બેસી કેળાં ખાશે."

"દેવિ, હવે શું કરૂં?"

"બેઠો બેઠો કેળાં ખા."

"શું કંઇ પણ ઉપાય નથી?"

"ના."

"સામ્રાજ્યની શી દશા થશે?"

"વીશ વર્ષમાં સમુદ્રગુપ્તનું વિશાળ સામ્રાજ્ય રેતીના ઢગલાની માફક ઉડી જશે. વેશ્યાની કન્યા પટ્ટમહાદેવી થશે, તું ત્યારે પણ ઝાડપર

ચઢી ફૂળ ખાધા કરજે."

"દેવિ, મારાં પાપનું કંઈ પ્રાયશ્ચિત નથી?"

"છે. ચંદ્રગુપ્તનું પવિત્ર લોહી તારી નાડીઓમાં વહે છે. જે દિવસ ઉત્તર અને દક્ષિણના રક્ષકનાં રક્ષણ માટે એ લોહીથી કલંકિત પાટલિપુત્રનો કલુષિત રાજ-માર્ગ ધોવાશે. તે દિવસ યુવરાજ ભટ્ટારકપાદીય મહા સામ્રાજ્યનાં મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તનાં મહાપાતકનું પ્રાયશ્ચિત થશે.

"દેવિ, તે દિવસ ક્યારે આવશે?"

"હજુ વિલંબ છે, ચંદ્રગુપ્તનો પુત્ર કુમારગુપ્ત, વેશ્યાની કન્યાના પાપી પલંગમાંથી પવિત્ર આર્યપટ્ટને કલંકિત બનાવશે, હજારો મગધ સૈનિકો, આર્ય નરનારીઓનાં પવિત્ર લોહીથી એ કલંક દૂર કરશે. વેશ્યાનો દૌહિત્ર જ્યારે આર્ય-રાજસિંહાસન પર પગ મૂકશે, તે દિવસે ખરા પરમેશ્વર પરમ ભટ્ટારક મહારાજનાં શરીરની રક્ષા કરવા માટે કૃષ્ણગુપ્ત મહાપાતકનું પ્રાયશ્ચિત કરશે."

"વેશ્યાકન્યા-વેશ્યાનો દૌહિત્ર! આર્ય-રાજસિંહાસનપર અનન્તાનો પુત્ર! દેવિ, વૃદ્ધ કૃષ્ણગુપ્ત, સમુદ્રગુપ્તનો સૈનિક શું એ જોવા માટે જીવતો રહેશે?"

"હા, ગોવિન્દગુપ્ત, દામોદરશર્મા અને રામગુપ્ત એ બધા જીવતા રહેશે. ઇન્દ્રલેખાની કન્યા જે દિવસ પટ્ટમહારાણીનાં આસનપર પગ મૂકશે, તે દિવસ મહારાજપુત્ર મહાકુમાર ગોવિંદગુપ્ત, મહારાજપુત્ર યુવરાજ સ્કન્દગુપ્ત, યુવરાજ ભટ્ટારકપાદીય મહામંત્રી દામોદરશર્મા, યુવરાજ ભટ્ટારકપાદીય મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત, કુમારપાદીય મહાદંડનાયક રામગુપ્ત, મહાકુમાર હર્ષગુપ્ત, કુમારપાદીય મહાબલાધિકૃત ભાનુમિત્ર વગેરે તેની સામે ઉભા રહી નમસ્કાર કરશે. યુવરાજ ભટ્ટાર-

કપાદીય મહાબલાધિકૃત અગ્નિગુપ્ત બાહલીકના દરવાજાપર ચિરનિદ્રા લે છે. જલદી ચાલ્યો જા."

વૃદ્ધ મહાપ્રતીહાર સ્તબ્ધ થઇ પત્થરની મૂર્તિની માફક ઉભો રહ્યો. તે જોઈ પેલી ગાંડી ભિક્ષુણીએ તેનાં શરીર પર પત્થર ફેંક્યો. કૃષ્ણગુપ્ત ધીરે ધીરે રથ તરફ પાછો ફર્યો.

## પ્રકરણ ૭ મું

### માતા અને પુત્ર.

પ્રબળ પવન જેમ ઘાટાં કાળાં વાદળાં છિન્નભિન્ન કરી ચારે તરફ વિખેરી નાખે, તે પ્રમાણે અગ્નિગુપ્ત અને ગોવિન્દગુપ્તની રણ-નીતિની કુશળતાથી હૂણ સેના વિખરાઇ ગઇ, હારી અને બંદીવાન થઈ. બાહલીકાને કાંઠે આર્યાવર્તનાં દ્વારનું રક્ષણ કરવા માટે મહાવીર મહાબલાધિકૃત અગ્નિગુપ્તે જીવન આપ્યું એટલે મગધની સેનાએ વિચાર્યું કે હવે રણચંડી બળિદાન લઇ પ્રસન્ન થઇ છે,–હૂણજાતિ જીતાઇ. લડાઈ પૂરી થઇ, હવે યુવરાજ મગધમાં પાછો ફરવાનો હતો. ભટકતી જાતિનો રણનીતિથી જાણીતો ગોવિન્દગુપ્ત ધારતો હતો કે આ પહેલું હૂણ આક્રમણ તે હૂણ-યુદ્ધનું પહેલું વાદળું છે. હૂણો પાછા ચઢી આવશે, વળી નદીતીર્થની રક્ષા કરવા માટે બીજા અગ્નિગુપ્તની જરૂર પડશે. મગધની સેના હજુ ત્યાંજ પડી હતી. પહેલી હૂણસેનાનો નાશ થવાથી, વક્ષુના બંને કાંઠા તાબામાં આવવાથી સૈન્ય મગધમાં પાછું ફરવા તૈયાર થઇ રહ્યું હતું, છેવટે ગોવિન્દગુપ્તની આજ્ઞાથી પાંચ હજાર ઘોડેસ્વારો સાથે યુવરાજ સ્કંદગુપ્તનાં હાડકાં લઇ પાટલિ-પુત્ર તરફ ચાલ્યો.

બાહલીક અને કપિશાના શકમાંડલિકોને આળસમાં ડુબેલા જોઇ વક્ષુપારના હૂણોએ વિચાર્યું હતું કે સમગ્ર આર્યાવર્ત કંઇપણ મહેનત વિના તાબે થશે, દેવપુત્ર શાહી શાહાનુશાહીની પદવી ધારી શક નરપતિઓ હૂણોને અટકાવવા તેમના સમૂહના ઉપરિઓને પૈસા આપી વશ કરતા હતા. સમુહના ઉપરિઓ કાયર શકરાજાઓ તરફ અત્યંત અત્યાચાર કરી સમગ્ર બાહલીક અને કપિશાને ધ્રુજાવતા હતા. તેમનો અત્યાચાર સહન ન થવાથી તેઓએ જાલંધરમાં પડેલા અગ્નિગુપ્તની સહાયતા માગી હતી. પેલા હૂણ સેનાપતિઓએ ધાર્યું હતું કે અગ્નિગુપ્ત અને ગોવિન્દગુપ્તની સેના શકરાજાઓનાં સૈન્યોની પેઠે આપણી રણગર્જના સાંભળી નાસી જશે. એમ વિચારી પાંચલાખ હૂણોએ વક્ષુનદીપરની ગોવિન્દગુપ્તની છાવણીપર હલ્લો કર્યો હતો. તેઓએ વિચાર્યું હતું કે મગધની સેના તેને જોતાંજ નાસી જશે. પરંતુ નાસવાને બદલે જ્યારે મગધ–સેના યુદ્ધ કરવા માટે તૈયાર થઇ ઉભી, ત્યારે હૂણ સેનાપતિઓ વિસ્મય પામ્યા. સુશિક્ષિત મગધની સેનાએ જ્યારે તેમનો ભયંકર હલ્લો ખાળ્યો ત્યારે તેઓ ઘણી નવાઇ પામ્યાં. અને મગધની સેનાના ઘોડેસ્વારોએ જ્યારે પાછી હઠતી હૂણ સેનાનો પીછો પકડયો ત્યારે તે નવાઇ ભયના રૂપમાં ફેરવાઇગઇ. હારેલી હૂણ સેના જ્યારે વક્ષુ તરફ પાછી ફરવા લાગી ત્યારે તેમને જણાયું કે સ્કન્દગુપ્તના એક લાખ ઘોડેસ્વારો તેમનો નાસવાનો માર્ગ રૂંધી ઉભા છે, ત્યારે તેઓ ભાન ભૂલી નાસવા લાગ્યા. બાહલીકાને કાંઠે એ નાસતા પાંચ લાખ હૂણોને અટકાવતાં અગ્નિગુપ્તે આત્મબળિદાન આપ્યું હતું, ભાનુમિત્ર જે રસ્તે થઇ યુવરાજની ખોળ કરવા ગયો હતો, તે રસ્તે હૂણસેના નહોતી. તેણે ત્રણ દિવસ પછી બાહલીકાને કાંઠે પાછા આવી સાંભળ્યું કે યુદ્ધ પૂરૂં થયું છે. મહારાજપુત્ર ગોવિન્દગુપ્તની આજ્ઞાથી ભાનુમિત્રને યુવરાજ સાથે પુરૂષપુર આવવું પડ્યું.

બાહલીક નગરમાં ચક્રપાલિતને રાખી બધા કપિશામાં આવ્યા. ભાનુમિત્ર અને સ્કન્દગુપ્ત અગ્નિગુપ્તના અવશેષો લઈ કપિશા અને નગરહાર થઈ પુરુષપુરમાં આવ્યો. ભાનુમિત્રને પુરુષપુરમાં રાખી સ્કન્દગુપ્ત પાટલિપુત્ર તરફ ચાલ્યો. રસ્તામાંના દરેક ગામ કે શહેરમાં મહોત્સવ શરૂ થયો. મહાવીર અગ્નિગુપ્તની ભસ્મ અને હૂણ વિજયી યુવરાજને માન આપવા માટે આર્યાવર્ત વાસીઓ ગાંડા બની ગયા હતા. તક્ષશિલા, જાલંધર, સ્થાણ્વીશ્વર, મથુરાં, કાન્યકુબ્જ અને વારાણસીમાં યુવરાજે બહુજ ભપકાથી પ્રવેશ કર્યો. પાટલિપુત્રમાં જે ઉત્સવ થયો હતો તેવો ઉત્સવ બીજા ચંદ્રગુપ્તના માળવા અને સૌરાષ્ટ્રપરના વિજય પછી બીજો એક પણ થયો નહોતો. પાંચ ગાઉ દૂર પ્રજાએ વિજયનો દરવાજો બનાવ્યો હતો, એ દરવાજાથી નગર સુધીનો પાંચ ગાઉનો રસ્તો ધજા-પતાકાને પત્ર-પુષ્પથી શણગારેલો હતો, નગરના દરવાજા પર મહારાજ પોતે યુવરાજનો સત્કાર કરવા ઉભા હતા. રાજમહેલના દરવાજાપર પટ્ટમહાદેવી સેંકડો સ્ત્રીઓ સાથે હૂણોને જીતનાર પુત્રને ઓવારણાં લેવા ઉભી હતી. ગંગાદ્વારપર અગ્નિગુપ્તના અવશેષ ગંગાજળમાં પધરાવી યુવરાજે નગરમાં પ્રવેશ કર્યો, ત્યારપછી સાત દિવસ સુધી પાટલિપુત્રમાં મહોત્સવ થયો.

યુવરાજે વર્ષાઋતુ અને શરદકાળ પાટલિપુત્રમાં ગાળ્યો, એ વખતે મહાદેવીએ તેનો વિવાહ કરવા માટે તૈયારી કરવાનું જણાવ્યું પણ વૃદ્ધ રામગુપ્તે તેને તેમ કરતાં અટકાવી કહ્યું કે હૂણો સાથેની લડાઇ પૂરી થાય નહિ ત્યાં સુધી લડનાર સેનાપતિનો વિવાહ કરી શકાય નહિ. તોપણ મહાદેવીના અતિશય આગ્રહથી કુમારગુપ્તે વસંતઋતુમાં યુવરાજ સાથે અરૂણાદેવીનો વિવાહ કરવાની સંમતિ આપી. મારગુપ્તના મત પ્રમાણે નક્કી થયું કે આવતી ગ્રીષ્મઋતુમાં જો

હૂણજાતિ લડાઇની તૈયારી ન કરે તો વિવાહ કરવો. ત્યાંસુધી અરૂણા-દેવી યુવરાજને પોતાનું મુખ બતાવતી નહોતી.

વસન્તઋતુના પ્રારંભમાં પાટલિપુત્રની પ્રમાદસીમામાં મહાદેવી ધ્રુવસ્વામિનીનો બગીચો સુંદર પુષ્પોથી સજાયલો છે. સવારમાં સુર્ય ઉગે તે પહેલાં કુમારી અરૂણા મહાદેવીની પુજા માટે ફુલો ચુંટતી હતી, તેનાં ચંપા જેવાં લાવણ્યથી સુંદર બાગ પ્રકાશ મારતો હતો, અરૂણા ગુલાબનાં છોડ પરથી ગુલાબ ચુંટતી હતી. અકસ્માત્ માલતીમંડપ પાછળ કોઇનો પગરવ સંભળાયો. અરૂણાએ મ્હોં ફેરવી જોયું કે માલતીમંડપના વેલામાં છુપાઇ યુવરાજ તેના તરફ જુએ છે. અરૂણાનું રજનીગંધાના જેવું ધોળું વદન લજ્જાથી લાલ થઇ ગયું. અરૂણાએ અવગુંઠણવડે મ્હોં ઢાંકી દીધું. સ્કન્દગુપ્તે બહાર આવી કહ્યું, "અરૂણ, એક એક વખત તારૂં સુંદર મ્હોં જોવા દે." અવગુંઠન વધવા લાગ્યું. યુવરાજ દિગ્મૂઢ થઈ અરૂણા તરફ જોઈ રહ્યો. ઘણીવાર પછી યુવરાજે કહ્યું, "અરૂણ, મારી એક માગણી સ્વીકારશે કે ?"

અવગુંઠનથી પોતાનું શરીર ઢાંકી અસ્ફુટ સ્વરે પ્રશ્ન પૂછાયો "શું ?"

"મને રજનીગંધાની માળા બનાવી ઓપીશ ?"

"હા, બનાવી આપીશ."

તોપણ યુવરાજ સ્થિર થઈ રહ્યો; ત્યારે અરૂણાએ ફરીથી કહ્યું, આપ દૂર જતા રહો, હમણાં કોઈ આવી ચડશે."

"તો શું થયું ?"

"છિ."

તરત જ પાછળથી કોઇનો પગરવ સંભળાયો, અરૂણા અતિશય શરમાઇ પીઠ ફેરવી ઉભી રહી, યુવરાજે જોયું કે એક છડીદાર તેની પાસે આવે છે. તેણે જરા ગુસ્સે થઇ પૂછ્યું, "શું છે ?" દંડધરે નમન

કરી કહ્યું, "યુવરાજ ભટ્ટારકનો જય થાઓ, હૂણજાતિ બીજી વખત લડવા તૈયાર થાય છે. કપિશાથી મહારાજપુત્રે કાસદ મોકલ્યો છે, આજેજ મુસાફરી શરૂ કરવી પડશે."

"જા, હું આવું છું." છડીદાર ચાલ્યો ગયો.

યુવરાજે અરૂણાદેવીને કહ્યું, "અરૂણા, જાઉં છું. જો પાછો ફરીશ તો મેળાપ થશે નહિ તો નહિ. એક વખત તારૂં મ્હોં બતાવ."

અરૂણાનું અવગુંઠન ખુલ્લું થયું. યુવરાજે જોયું કે અરૂણાની બંને આંખો આંસુથી ભરપૂર છે, તેના ગુલાબી ગાલો પરથી આંસુનો પ્રવાહ દરદર કરતો ચાલ્યો જાય છે. યુવરાજે કહ્યું, "અરૂણ કદાચ આપણો આ છેલ્લો મેળાપ હોય, મારા તરફ જો."

અરૂણાએ મ્હોં ઉંચું કર્યું, આંખોમાંથી અશ્રુપ્રવાહ નીકળ્યો. યુવરાજે કહ્યું, "અરૂણ, રો નહિ તારી પાસે મારી એક બીજી માગણી છે.'

અરૂણાએ ગળગળા અવાજે કહ્યું, "યુવરાજ, કઈ માગણી ?"

"તારા હાથમાંની એક વીંટી મારી આંગળીમાં પહેરાવી દે, જો-મરૂં—"

ધીમે ધીમે યુવરાજ આગળ આવી પોતાના પુષ્પ જેવા કોમળ હાથની આંગળીઓમાંની એક હીરાની વીંટી અરૂણાદેવીએ સ્કન્દગુપ્તની આંગળીમાં પહેરાવી દીધી. યુવરાજે પૂછ્યું, "અરૂણ મારી વાટ જોઇશ ?" અકસ્માત્ મસ્તકપરનું અવગુંઠન સરી ગયું—આંસુ ભારથી પીડાતી આંખો ઉજ્વળ થઇ ગઇ, અરૂણાએ કહ્યું, "યુવરાજ, જ્યારે તમારો સ્પર્શ કર્યો છે, ત્યારે તમે મારા દેવતા છો; તમારી વાટ જોઇશ,—આલોકમાં અને પરલોકમાં બધે."

ધીમે ડગલે યુવરાજ અંતઃપુર ભણી ચાલ્યો, તેનો આકાર દેખાતો બંધ પડયો એટલે તે જે સ્થળે ઉભો હતો, તે જગાને આલિંગન કરી અરૂણા ત્યાં આળોટવા લાગી.

દિવસનો બીજો પહોર અર્ધો વીત્યા પછી મહેલ અને નગરના દરવાજાઓ પણ વાદિત્રો વાગવા લાગ્યાં. આનું કારણ ન સમજાવાથી પાટલિપુત્રના લોકો ઘર બહાર નીકળી રસ્તામાં ઉભાં રહ્યાં. જેઓ મહેલની પાસે રહેતા હતા તેમણે જોયું કે રાજમહેલના ત્રીજા ચોકમાં પાંચ હજાર માળવાના ઘોડેસ્વારો તૈયાર થઈ ઉભા છે. લોકોમાંના જેઓ એ ઘોડેસ્વારોને ઓળખતા હતા, તેઓ કહેતા હતા કે યુવરાજની રક્ષકસેના છે, મંગળવાદ્યો હજુ વાગ્યા કરતાં હતાં, તેથી લોકોનાં ટોળેટોળાં રાજમહેલ પાસે આવવા લાગ્યાં. ધીમે ધીમે રાજમહેલની ચારે તરફનો રાજમાર્ગ માણસોથી ભરાઇ ગયો. જેઓ ત્રીજા ચોકના દરવાજા પાસે ઉભા હતા, તેઓએ બીજા લોકો મારફત વાત સાંભળી કે યુવરાજ કપિશા તરફ જાય છે. આ સમાચાર વીજળીને વેગે આખા શહેરમાં ફેલાઈ ગયા. આ સાંભળતાંજ નગરના દરવાજાપરના એક કુબડા વૃદ્ધ સૈનિકે જયનો પોકાર કર્યો. હૂણ-વિજયી સ્કન્દગુપ્ત તે વખતે પાટલિપુત્રની પ્રજાની આંખની કીકી જેવો હતો. વૃદ્ધનો ક્ષીણ અવાજ પૂરો થતાં ન થતાં તો લોકો કારમી કિકિયારી કરી ઉઠયાં. લાખો માણસો સ્કન્દગુપ્તનો જય બોલાવવા લાગ્યાં. દરવાજા પાસે રાજમાર્ગની એક બાજુએ બે ત્રણ ભિક્ષુઓ ઉભા હતા, તેઓમાંનો એક ભિક્ષુ એ જયધ્વનિ સાંભળી ધ્રુજી ઉઠયો. પહેલો ભિક્ષુ લાંબો નિસાસો નાખી કહેવા લાગ્યો, " હજુ કેટલા દિવસ ? "

બીજા ભિક્ષુએ બીજીગમ મ્હોં ફેરવી કહ્યું. " ઘણા દિવસ નથી. છ માસ વાટ જુઓ. "

" છ માસ પછી શું થશે ? "

" આ લોકોજ સ્કન્દગુપ્તના નામપર થુંકશે. "

તે વખતે અંતઃપુરમાં વાસુદેવ-મંદિર આગળ કુળવાન સ્ત્રીઓ

રાજકુમારને માન આપવા તૈયાર થઇ રહી હતી. થોડીવાર પછી મહારાજા અને યુવરાજ અંતઃપુરમાંથી ત્યાં આવી પહોંચ્યા. મહાદેવી ત્યારે મંદિરમાં ધ્યાન મગ્ન થઇ બેઠાં હતાં. એક દાસીએ તેમને મહારાજા અને યુવરાજનાં આગમનના સમાચાર કહ્યા. મહાદેવી મંદિર બહાર આવ્યાં. યુવરાજને ઓવારણાં લેવાનું કામ શરૂ થયું. એક ઘડી સુધી ગુપ્તવંશમાં જન્મેલી અંતઃપુરની બધી સ્ત્રીઓએ રાજકુમારને ઓવારણાં લીધા ત્યાર પછી મહાદેવી હાથમાં પૂજા સામગ્રીનો થાળ લઇ કુમાર પાસે આવ્યાં. અકસ્માત તેનો હાથ કંપ્યો. થાળમાંનો પૂજાપો વેરાઇ ગયો મહારાજાએ વિસ્મય પામી પૂછ્યું, " દેવિ, શું થયું ? " મહાદેવી નીચે મ્હોંએ ઉભાં રહ્યાં, દાસી બીજો થાળ લાવી. મહાદેવીએ ઓવારણાં લીધા પછી થાળ દૂર ફેંકી દઈ પુત્રને ગાઢ આલિંગન કર્યું.

કુમારગુપ્તે હસતાં હસતાં કહ્યું, " મહાદેવિ, પુત્ર જ્યારે પહેલી વખત યુદ્ધ કરવા ગયો હતો, ત્યારે તો આટલાં બધાં શોકાતુર થયાં નહોતાં ? "

આંસુથી ભરાઈ ગયેલી આંખોથી મહાદેવીએ જવાબ આપ્યો, " પ્રભુ, સ્કન્દનું મ્હોં હવે હું જોવાની નથી. "

" એવી વાત બોલો નહિ, હૂણોને જીતી થોડીવારમાં સ્કન્દ પાછો વળશે. "

" મહારાજ, વાસુદેવના આશીર્વાદથી મારો સ્કન્દ સર્વત્ર જય મેળવશે, પરંતુ તે જ્યારે પાછો વળશે, ત્યારે કદાચ હું હોઇશ નહિ. "

" દેવિ, તું ગુપ્તકુળની લક્ષ્મી છે–એવી વાત બોલ નહિ. "

માતા અને અરૂણાનું આંસુથી ભરેલ મ્હોં યાદ કરતો કરતો પાટલિપુત્રના લાખો નાગરિકોના જયધ્વનિ વચ્ચે પરમેશ્વર પરમવૈષ્ણવ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તદેવ બીજા હૂણ–યુદ્ધમાં જવા લાગ્યો.

## પ્રકરણ ૮ મું

### વશીકરણ.

વરૂણા અને અસિ પર્યંત ફેલાયલી રમ્ય વારાણસી નગરીને ગોંદરાપર એક સુંદર બગીચો હતો. તે બગીચામાં સુંદર આસોપાલવની નીચે એક રાતાં લૂગડાંવાળો કાપાલિક સંધ્યાકાળના હોમની તૈયારી કરતો હતો. તેની પાસે બેસી એક વીતી ગયેલી જુવાની વાળી સુંદરી સરોવરના ધોળા અને કાળા આરસોથી બાંધેલાં પગથીઆંપર બેસી ઝાકળથી નાહેલી શેફાલિકા જેવી એક અતિસુંદર તરૂણી નહાતી હતી. રમણીસુલભ લજ્જાનો તેણે ઘણા દિવસ થયાં ત્યાગ કર્યો હોય એમ જણાતું હતું. કંઇપણ સંકોચવિના ખુલ્લાં સરોવરના ઘાટમાં નાહી તે તરૂણી પગથીઆંપર ઉભી રહી. વસ્ત્રો બદલવા લાગી. વસ્ત્રો બદલાવ્યા બાદ માથું હોળવાનાં સાધનો લઇ માથું હોળવા બેઠી.

રાત પડી, અમાવાસ્યાની અંધારી રાતે એ આશોપાલવનું તળીઉં ઉચ્ચ શિખાવાળા હોમના અગ્નિથી ઉજળું થઇ ગયું. અગ્નિકુંડની પાસે બેઠો બેઠો પેલો દારૂપીવાથી રાતી બની ગયેલી આંખોવાળો કાપાલિક મંત્ર ભણતો હતો અને થોડીવારે ધીમાં બોળેલાં લાલ ફુલો અને બીલીપત્રો અગ્નિકુંડમાં નાખતો હતો. પેલી તરૂણી માથું હોળી સરોવરના ઘાટપરની બેઠક પર બેસી સુરાપાન કરતી હતી, એક સેવક મશાલ લઇ તેની પાસે ઉભો હતો. અકસ્માત્ હોમકુંડ પાસેથી એક પ્રૌઢાએ બૂમ પાડી, " અનન્તા ! " પેલી તરૂણી " આવું છું. " કહી તેની પાસે ચાલી ગઇ. કાપાલિક આસનપરથી ઉઠી ઉભો થયો અને કાચના પ્યાલામાં એક પ્રકારની લતાનો રસ લઇ તેને મંત્રથી

પવિત્ર કરી પેલી દારૂથી વિહવળ બની ગયેલી તરૂણીના હાથમાં આપ્યો, તરૂણી એક નિશ્વાસે તે ગટગટાવી ગઇ. ત્યારે કાપાલિકે પેલી પ્રૌઢાને કહ્યું. " જા, તારી કન્યાનું ધાર્યું થશે. અત્યારથી તેની આંખો બાંધી રાખ, અને તારી કન્યા જેને ઇચ્છે છે, તેને જોતાં ફરીથી આંખોના પાટા છોડી દેજે. "

કાપાલિક ફરી આસનપર બેઠો, બળિદાનના સ્પર્શથી હોમશિખા આકાશ તરફ વધવા લાગી, પ્રૌઢાએ રેશમી લુગડાં વડે પેલી તરૂણીની આંખોપર પાટા બાંધ્યા અને તેનો હાથ પકડી હોમકુંડ પાસે બેસાડી. વળી મંત્રનો પાઠ થવા લાગ્યો, ઘીમાં બોળેલાં લાલફુલો અગ્નિકુંડમાં પડવા લાગ્યાં. અર્ધીઘડી પછી કાપાલિક આસનપરથી ઉભો થયો અને એક અર્ધું બળી ગયેલું લાલફુલ તરૂણીના હાથમાં આપી બોલ્યો, " તું જેને ઇચ્છે છે, તે તારી પાસે આવે એટલે તેનાં શરીરપર આ મંત્રથી પવિત્ર થયેલું ફુલ નાખજે, " કાપાલિક પાછો પૂજામાં બેઠો. પ્રૌઢા પેલી તરૂણી સાથે બગીચાના દરવાજાપર આવી અને મોટા વડ નીચે અંધારામાં છુપાઇ રહી.

વારાણુસીનાં હજારો મંદિરોમાં મંગળવાદ્ય વાગવા લાગ્યાં તે સાથે અંધારા રાજમાર્ગપર ઘણા ઘોડાઓનાં પગલાં સંભળાવા લાગ્યાં. તે સાંભળી પેલી પ્રૌઢા તરૂણીનો હાથ પકડી રસ્તાપર આવી. જોતજોતાંમાં હજારો મશાલવાળા ઘોડેસ્વારો તે બગીચાના દરવાજા આગળથી જતા રહ્યા, તેની પાછળ સેંકડો હાથી અને ઉંટો ધીમે ધીમે બગીચા પાસે થઇ વારાણસી તરફ જવા લાગ્યા. તે પછી હજારો મશાલચીથી વીંટળાયલો એક મોટો રથ દષ્ટિગોચર થયો, તે જોઇ પ્રૌઢાએ યુવતીની આંખો પરનો પાટો છોડી દીધો; તે વખતે રથ બગીચાનાં બારણાં આગળ આવ્યો, પેલી તરૂણી વીજળીના વેગે રથ પાસે જઇ ઉભી, સારથિએ આશ્ચર્યચકિત થઇ રથના ઘોડા ઉભા રાખ્યા.

સોનાથી મઢેલા ચંદનનાં લાકડાંમાંથી બનાવેલા રથમાં એક વૃદ્ધ બેઠો હતો, તેણે સારથીને પૂછ્યું, " શું છે ? " તેનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં પેલી ધોળા વસ્ત્રોવાળી કુન્દફુલ જેવા રંગવાળી યુવતીએ કુદકો મારી રથપર આરોહણ કર્યું અને પેલા વૃદ્ધને ગળે હાથ નાખ્યા. ચારે તરફથી સેંકડો રક્ષકો તેને રથપરથી ઉતારી મૂકવા રથ તરફ ધસ્યા, પરંતુ પ્રૌઢે ઇસારાથી તેને દૂર કર્યા. હજારો મશાલોના પ્રકાશમાં, ખુલ્લા રાજમાર્ગપર ઉઘાડા રથમાં અપરિચિત તરૂણાનાં વચનોથી આશ્ચર્યચકિત થઈ વૃદ્ધે પૂછ્યું, " તું કોણ છે ? "

મદિરાથી ગાઢ બનેલા અવાજે તરૂણીએ કહ્યું, " હું—મને ઓળખી શકતા નથી ? "

શીતલ નૈશસમીરણ તરૂણના છુટા વાળો ઉડાડી વૃદ્ધના મુખપર નાખતો હતો. તરૂણીનાં શરીરપરનાં સુગંધી દ્રવ્યો, માથાપરનાં સુગંધી તેલો ધીમે ધીમે વૃદ્ધને ઉન્મત્ત કરી મૂકતાં હતાં. વૃદ્ધ પોતાની ઇંદ્રિયોને વશ કરવાનો પ્રયત્ન કરતો હતો, ખુલ્લા રાજમાર્ગપર, પ્રકાશમાં, હજારો પરિચારકો સન્મુખ યુવતી સાથે પ્રેમ સંભાષણ કરવું એ ખરાબ છે, એમ વિવેક વારંવાર પેલા વૃદ્ધના કાનમાં કહેવા લાગ્યો. પરંતુ એ કોમળ સ્પર્શ, તે મનોહર હાવભાવ, તે ભુવન મોહનરૂપ અનન્તાનાં વાળોમાંની સુગંધી, તેના ગોઠણ સુધી લાંબા કાળા વાળો સિવાય બીજું કંઇ તેના મગજમાં પ્રવેશ કરતું નહોતું. વારાણસીના રાજમાર્ગપર અમાવાસ્યાની અંધકારમય રાત્રિમાં પહેલો પહોર વીત્યાબાદ અનંતા ક્યાંથી આવી ? ગળે વીંટળાઇ રહેલી તરૂણીએ ફરીથી પૂછ્યું, " નિષ્ઠુર ! મને એળખી શકતા નથી ? " પ્રૌઢ ત્યારે વિચાર કરતો હતો કે ભાતૃ-ભક્ત ગોવિન્દગુપ્તે એક દિવસ કહ્યું છે કે, જો બીજીવાર અનંતાના ફાંસામાં સપડાયા તો એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધીનું આર્ય સમુદ્ર-

ગુપ્તનું વિશાળ સામ્રાજ્ય એક ક્ષણમાં નાશ પામશે. ઇન્દ્રલેખાનાં તરફટથી, અનન્તાના કોમળ સ્પર્શના મોહથી મેં એક દિવસ સ્કન્દગુપ્તની માતાને પટરાણી પદવીથી દૂર કરવા પુરૂષપુરથી ગોવિન્દગુપ્તને આવવું પડયું હતું. વૃદ્ધ ગુપ્ત સામ્રાજ્યનો પૂજનીય મંત્રી દામોદરશર્મા પાગલ બની ગયો હતો. અનંતાને લીધે પાટલિપુત્રનો કુળવાન પ્રજાવર્ગ વાત્રાઝોડાથી ઉછળતા સમુદ્રની માફક ઉછળી રહ્યો હતો. વળી અનંતા! કયાંથી આવી? કેવી રીતે તેણે આ સમાચાર મેળવ્યા.

વૃદ્ધના ગાલપર બે અશ્રુબિન્દુ પડયાં. પરમેશ્વર પરમ ભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજાધિરાજે વિસ્મય પામી ઉંચું જોયું, તેમણે શું જોયું! પ્રફુલ્લ કમળ જેવા કોમળ ગાલપરથી આંસુની ધારા વહે છે. આ જોઇ કુમારગુપ્તના વિચારો ભાંગી પડયા, વૃદ્ધે પોતાનાં કીંમતી વસ્ત્રો વડે તરૂણીનાં આકર્ણવિસ્તૃત નયનો લૂછી નાખ્યાં અને કહ્યું, " છિ, અનન્તા, રડ નહિ, હું ભૂલી ગયો નથી."

સુરાપાનથી વિહવળ બની ગયેલી બેશરમ યુવતીએ બધાની સમક્ષ વૃદ્ધનાં મ્હોંપર ચુંબન કર્યું, વૃદ્ધ મહારાજા શરમનો માર્યો નીચું જોઈ રહ્યો, શરમાયલો પરિચારક વર્ગ દૂર જતો રહ્યો. અનન્તાએ કહ્યું; " વચન આપો કે " તને તજીશ નહિ. "

મહારાજા વિચાર કરવા લાગ્યા. અનન્તા અપ્સરા જેવી સુંદર છે, આનુ રૂપ આ જગતમાં અતુલનીય છે. અનન્તા સાથે આવવા ઇચ્છે છે, પાછી પાટલિપુત્ર આવવા ઇચ્છે છે. તે શું પાછી મહાદેવી થવા ઇચ્છશે? વળી શું વેશ્યા–કન્યાના પાદસ્પર્શથી પવિત્ર આર્યપદ કલુષિત થવાના ભયથી ગુપ્તસામ્રાજ્યના સ્તંભો ચંચળ થઇ જશે? વળી મહાદેવી?–સ્કન્દગુપ્તની માતાનું શુ? તે તો ગુપ્તકુળની લક્ષ્મી છે. અનન્તા મારી સાથે જો પાટલિપુત્ર

આવે તો તેનાં શુભ પ્રશાન્ત લલાપર ચિન્તાની રેખો પડશે? પતિને સંતોષ આપવા માટે પતિપરાયણ મહાદેવી તૈયાર છે. પરંતુ કરૂણાએ કહ્યું હતું કે મહાદેવી શ્યામામંદિરમાં મૂર્તિના હાથમાંની તરવારવડે આત્મબળિદાન આપવા તૈયાર થઇ હતી શું અનન્તા આર્ય સિંહાસનપર બેસવા ઇચ્છશે?—કદાચ ન ઇચ્છે. કદાચ ચાહે પણ ખરી. આ ઘરડા ડોસામાં એવી કઇ આકર્ષણ શક્તિ છે કે જેની સહાયતાથી અનન્તા જેવી તરૂણી રૂપવાન સ્ત્રી તેનું ભાન કરે છે!—અર્થલોભ?—કે રાજ્યલોભ? પાટલિપુત્રની ઘણી ગણિકાઓ ગુપ્તસામ્રાજ્યની પટ્ટરાણી કરતાં પૈસાદાર છે. વળી વૃદ્ધના ગાલપર ઉનાં આંસુનાં ટીપાં પડયાં, વિવેકની વાણી તે—આંસુમાં ધસડાઈ ગઇ. વૃદ્ધ સમ્રાટ્ ઉશ્કેરાયલા અવાજે કહેવા લાગ્યો, " અનન્તા, રડ નહિ, હવે કદીપણ તારો ત્યાગ કરીશ નહિ.

આંસુ સુકાઈ ગયાં, એ પાપણીએ સંતોષ પામી ફરીથી વૃદ્ધના મ્હોંપર ચુંબન કર્યું. સમ્રાટ્ની આજ્ઞાથી રથ ચાલ્યો. સમુદ્રગુપ્તનો પૌત્ર, ચંદ્રગુપ્તનો પુત્ર, પરમેશ્વર પરમભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજાધિરાજ કુમારગુપ્તદેવ વેશ્યાકન્યાનાં આલિંગનપાશમાં બંધાઇ પવિત્ર ખુલી વારાણસીમાં ગયો.

રથ ચાલ્યો ગયો, મશાલોનો પ્રકાશ દૂર જતો રહ્યો, અંધકારે રાજમાર્ગનો કબજો લીધો. તે વખતે આવે વખતે વડનાં ઝાડ નીચેથી પેલી પ્રૌઢા દરવાજા પાસે આવી. તેણે ત્યાં આવી બૂમ પાડી, " ચંદ્રસેન ઓ ચંદ્રસેન આવે વખતે ક્યાં ચાલ્યો ગયો છે? "

ઝાડપરથી ચંદ્રસેને કહ્યું, " હું અહિં બેઠો બેઠો તારા જમાઇ તથા કન્યાનું મિલન જોતો હતો. "

" જલદી નીચે ઉતરી આવ. "

" ગભરાય છે શાને ? "

" કાપાલિક ક્યાં ગયો ? "

" તે તો ક્યારનો ચાલ્યો ગયો છે. "

ચંદ્રસેન નીચે ઉતર્યો એટલે ઇન્દ્રલેખાએ કહ્યું, " જોયું કે, કોની બુદ્ધિ જબરી છે, વૃદ્ધ શિઆળની કે મારી ? "

" ઇન્દ્રલેખા, મેં તો તને કયારનું કહ્યું છે કે તું જો પુરૂષ થઇ હોત તો કુમારગુપ્તનો કાન પકડી તેને સિંહાસનપરથી નીચે ઉતારી આખી દુનિઆની માલિક થાત. "

" ચંદ્રસેન, જો ફલ્ગુયશને જોઇ મોહ પામી ન હોત, તો કુમારગુપ્તને વધૂ દિવસ સિંહાસનપર બેસવું પડત નહિ. "

" એ વાત વળી કઇ ? "

" તારૂં માથું. તારા જેવો મૂર્ખ કદીપણ બ્રાહ્મણના ઘરમાં જન્મ્યો નહિ હોય. જો મહારાજપુત્રને વશ કરી શકી હોત, તો હુંજ અત્યારસુધીમાં પટ્ટમહારાણી થઇ શકી હોત. "

" અને મારા નસીબમાં શું લખાયું હોત ? "

" કલાલ બજારનું ઝાડુ. "

ચંદ્રસેન હસવા લાગ્યો, ઇન્દ્રલેખાએ ફરીથી કહ્યું, " જો ચંદ્રસેન, સગવડ બહુ સારી મળી છે, બુઢ્ઢો શિઆળ જાલંધરમાં છે, ગોવિન્દ-ગુપ્ત અને સ્કન્દગુપ્ત પુરૂષપુરમાં છે. અનન્તા પાટલિપુત્રમાં જાય છે, તેની ગતિ અટકાવનાર કોઇ નથી. "

" ઇન્દ્રલેખા, આજે બહુ આનંદનો દિવસ છે, કાલે હું કુમા-રગુપ્તનો સસરો થઇશ. આજે એક પ્યાલો કદમ્બનો દારૂ વાપર. "

" આખો દિવસ ઉપવાસ કરી મારો પણ કંઠ સુકાઇ જાય છે. કાપાલિકને બોલાવી લાવ અને ભંડારમાંથી એક સીસો દારૂ લઇ આવ. "

ચંદ્રસેને બગીચામાં પ્રવેશ કર્યો, પરંતુ આસોપાલવ નીચે કાપાલિકનો પત્તો મળ્યો નહિ. ત્યારે તે બગીચાના મધ્ય ભાગમાં આવેલાં મકાનોમાંથી એક કાદમ્બ દારૂથી ભરેલ વાસણ અને પ્યાલા લઇ આવ્યો. અને ઇન્દ્રલેખાને કહ્યું, " કાપાલિક તો ન મળ્યો."

" તે ક્યાં ગયો ? "

" તે તો કોણ જાણે ? "

" હજુપણ તેનું કામ પડશે. કાપાલિકમાં મંત્રબળ છે, કંઇપણ પ્રયત્ન વિના કુમારગુપ્ત વશ થયો છે, કાલે મારણયજ્ઞની ક્રિયા કરવી પડશે. "

" ગભરાઇશ નહિ, મદ્યપાનના લોભથી તે કાલ સવારમાં આવશે. "

ત્યાર પછી કુમારગુપ્તનો ભાવી સસરો અરધી રાતે મદ્યપાન કરવાનો આરંભ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૯ મું

---

### વિદાય.

વસન્તઋતુની પૂર્ણિમાના ઉજ્વળ ચંદ્રના પ્રકાશ મારતા ઝરૂખામાં એક અનિંદ્યસુંદરી ચમ્પકવરણી નવ યુવતી કુસુમકોમળ આંગળીઓ વડે વીણા વગાડતી હતી. પુરૂષપુર પાસેના દિગન્ત વિસ્તૃત પર્વતોની હારોનાં શિખરોપર હેમન્તઋતુનું બરફનું પાતળું પડ સ્વચ્છ આરસાની માફક રૂપેરી રંગનાં ધોળાં ચંદ્રકિરણોને પ્રતિફલિત કરતું હતું. નગરના છેડાપરના ધોળા સંગેમરમરથી બાંધેલા વિશાળ મહેલના બીજા માળપર ખુલ્લા ઝરૂખામાં વીણા વાગતી હતી-ઝાડપરના બોડા પર્વતોની હારોમાં

તેનો પ્રતિધ્વનિ થતો હતો. તરૂણીની પાસે બેસી એક તરૂણ અપલક નેત્રે યુવતીનાં મ્હોં સામું જોઇ રહ્યો હતો.

વીણા વાગતી હતી, તેનો મૃદુ-મધુર અવાજ જાણે સુન્દર-શુભ્ર ચાંદનીને પ્રાણુવંત કરી મૂકતો હતો. અકસ્માત વાદિત્ર અટકી ગયું, તરૂણીએ યુવક તરફ કટાક્ષથી કહ્યું, "હવે હું નહિ વગાડું."

તરૂણે વિસ્મય પામી પૂછ્યું, "કેમ કરૂણ ?"

"તમે તો સાંભળતા નથી ?"

"ના-ના-સાંભળું છું."

"શું સાંભળો છો ?"

"વીણા."

"કહો જોઉં મેં કયો રાગ ગાયો ?"

"તરૂણી હસવા લાગી, તેનો અવાજ દૂરની પર્વતમાળામાં વીણાના ઝંકારની માફક પ્રતિધ્વનિત થયો. તરૂણીએ પૂછ્યું, "કહો જોઉં મેં શું બજાવ્યું ?"

"ભીમપલશ્રી."

"ભીમપલશ્રી ક્યાંથી સાંભળી આવ્યાં ?"

"કરૂણા, તારૂં મ્હોં—"

"ઘણું થયું કવિવર. હવે મારાં મ્હોંનું વર્ણન કરવું પડશે નહિ,"

"કરૂણા, દેશમાં-ગોકમાં આવીજ અજવાળી પૂર્ણિમાની રાતે બાગનાં સરોવરના ઘાટપર બેસી આ વીણા વડેજ તેં એક દિવસ ભીમપલશ્રીનો રાગ બજાવ્યો હતો,-તે તને સાંભળે છે ?"

"જાઓ, જાઓ—"

"સાંભળે છે કે નહિ ?"

"હા."

"તે દિવસ ઋષભે આવી આપણો રસ ભંગ કર્યો હતો."

ઝરૂખાના ખુણામાંથી એક માણસ બોલી ઉઠ્યો, "અને આજ પણ તેજ માણસ રસભંગ કરવા આવ્યો છે."

તરૂણીએ પોતાનું શરમથી લાલ બની ગયેલું મ્હોંપર અવગુંઠન તાણી દીધું, તરુણ ચમકીને પાછળ જોવાં લાગ્યો. ઋષભદેવે ઝરૂખામાં પ્રવેશ કરી કહ્યું, "દેવિ, બહુ સુંદર વાગતું હતું. દેવિનું રાંધણું અને વાદ્યકળા બંને ગોળના જેવાં મીઠાં છે—પરંતુ કોમળ હાથનો માર કેવો મધુર લાગતો હશે તે ભાનુમિત્ર કહી શકે તેમ છે."

તરુણીનું વેણીબદ્ધ મસ્તક અતિશય નમી ગયું. તરૂણે પૂછ્યું, "ઋષભ, તારી રોહિણી ગોવાળની લાત શું એવી મધુર છે?"

બ્રાહ્મણ લગાર હસીને કહેવા લાગ્યો, "ભાનુ, તેનો સ્વાદ મેં હજુ સુધી ચાખ્યો નથી, તો પણ દૂધ ઘી માખણ તેવાં મીઠાં નથી, કારણકે જમતી વખતે દૂધમાં કે ઘી સાથે જરાતરા સાકર મેળવવી પડે છે, પરંતુ દેવિનું શાક તો જાણે સાકરીઓ ગોળ."

તરૂણીએ માથું ઉંચું કરી કહ્યું, "મહારાજ, ત્યારે તો હું શાકમાં ગોળ ભેળવું છું એમ કે? હવે કદીપણ તમને રાંધી ખવરાવીશ નહિ."

"અરે દેવિ, આમ શું કરો છો! આવું કાર્ય શું તમારા વડે સંભવિત થાય ખરૂં? તેમાં શ્રીમુખપંકજની પેઠે શ્રીકરપલ્લવમાં પણ મધુરતા છે, તેમ ન હોત તો ભાનુમિત્ર કાલેજ ગાંધારી નર્તકીની શોધમાં જાત."

તરૂણીએ રોષપૂર્વક તરૂણના સામું જોયું, તરૂણે શરમથી નીચું જોઇ કહ્યું, "કાલે ચક્રપાલિતને ઘેર એક ગાંધારી નર્તકી આવી હતી, મને લાગે છે કે તેને જોઈ ઋષભ મોહ પામ્યો છે."

તરૂણીએ તેની વાત ન સાંભળતાં પૂછ્યું. " તેણેજ ભીમપલશ્રી બજાવી હશે ? "

ઝરૂખામાં ગૃહવિવાદ શરૂ થતો જોઈ ઋષભદેવને કહ્યું, " દેવિ, તે તો કેવળ માવાના લાડુ બજાવતી હતી, હવે તમે ભીમપલશ્રી બજાવો–હું એક વખત ગૌડના લાડુનું ધ્યાન ધરી લઉં. "

" મહારાજ, હું તો રોહિણી નથી ? "

" હવે મસ્કરી કરો નહિ દેવિ. "

એમ કહી ઋષભદેવે એક નિસાસો નાખ્યો, તે જોઇ ભાનુમિત્ર અને કરૂણા હસવા લાગ્યાં. બ્રાહ્મણે કહ્યું, " દેવિ, હસશો નહિ. હું રોહિણીને બહુ ચાહતો હતો,–હવે તમે ભીમપલશ્રી બજાવો. "

કરૂણાએ વીણા લીધી, તેની ચંપક જેવી નાની કોમળ આંગળીઓ ઉતાવળી ગતિથી વીણાના તારોપર આઘાત કરી સુંદર સુરલહરી ઉત્પન્ન કરવા લાગી, ચાંદની જાણે ઉજ્જવળ થવા લાગી, નીરવ નિસ્તબ્ધ રાતમાં ઉંઘતું જગત જાણે જાગી ઉઠયું. અર્ધી ઘડી વાગ્યા પછી વીણા બંધ પડી, ત્યારે ઋષભદેવે ફરીથી દીર્ઘ નિશ્વાસ મૂક્યો. ભાનુમિત્રે પૂછ્યું, " ઋષભ, રોહિણીને માટે આકુળ થઈ ગયો છે કે ? "

બ્રાહ્મણે બીજીવાર નિશ્વાસ નાખી કહ્યું, " ભાઈ, રોહિણી માટે નહિ. ગૌડમાંના બગીચાનાં સરોવરનાં કિનારાપરની પેલી રાત યાદ આવી હતી. દેવિ, તમે જ્યારે દેશમાં જાઓ, ત્યારે એક વખત અજવાળી રાતે સરોવરનાં સ્વચ્છ પાણીમાં તમારા અળતાથી રંગેલા રાતા પગો ડુબાવી ભાનુને ભીમપલશ્રી સંભળાવજો. "

ભાનુઃ–" હું તને પણ તે વખતે બોલાવીશ. "

ઋષભઃ–" હું શું કહી દેશમાં આવીશ ? "

કરૂણાઃ–" શામાટે નહિ આવો મહારાજ ? "

ઋષભઃ-" કાપાલિકે કહ્યું છે. "

ભાનુઃ-" ત્યારે હવે રોહિણીને જોઇ શકીશ નહિ. "

ઋષભઃ-"મશ્કરી મૂકી દો ભાનુ, કાપાલિકે કહ્યું છે કે" ભાનુ અને કરૂણા દેશમાં પાછાં ફરશે. કેવળ હુંજ ગૌડદેશ જોઇ શકીશ નહિ.

એ વખતે ઝરૂખાને છેડે ઉભી રહી એક દાસીએ કહ્યું, " દેવ, યુવરાજ આપને યાદ કરે છે. "

ભાનુમિત્રે વિસ્મય પામી કહ્યું, " યુવરાજ ? "

" યુવરાજ, હમણાંજ પાટલિપુત્રથી આવ્યા છે. "

" તે ક્યાં છે ? "

" દરવાજાપર-ઘોડાપર-"

" ભાનુમિત્ર દોડયો. કરૂણાએ ઋષભદેવને પૂછ્યું, " મહારાજ, કાપાલિકે મારા સંબંધી શું કહ્યું હતું ? "

" તેમણે કહ્યું છે કે કરૂણાદેવી દેશમાં પાછાં ફરશે. "

" ક્યારે ? "

" ભાનુ જલદી પાછા જશે, પરંતુ તમે ઘણા દિવસ પછી ફરશો. "

" હું બહુ દિવસ પછી ! હું એકલી ક્યાં રહીશ મહારાજ ? "

" તે સંબંધમાં તો કાપાલિકે કંઈ કહ્યું નથી. "

તે વખતે સ્કન્દગુપ્તની સાથે ભાનુમિત્રે ઝરૂખામાં પ્રવેશ કર્યો, કરૂણાએ યુવરાજને પ્રણામ કર્યા. સ્કન્દગુપ્તે કહ્યું, " કરૂણા, અમે અત્યારેજ જશું. યુદ્ધ આરંભાયુ છે, ભાનુ પણ મારી સાથે આવશે.

કરૂણાનું હૃદય કાંપવા લાગ્યું. કાપાલિકે કહ્યું છે કે સ્વામી દેશમાં જશે, પરંતુ મારે દેશમાં જવાની ઢીલ થશે. શામાટે ? કદાચ રાજકાર્ય માટે યુવરાજની સાથે તેમને પાટલિપુત્ર જવું પડશે. ના, પાટલિપુત્ર તો તેમનો સ્વદેશ નથી, પાટલિપુત્ર તો ગૌડ નથી ? ત્યારે

તે ક્યાં જશે ? મને ક્યાં રાખી જશે. પુરૂષપુર, આટલે બધે છેટે; હું એકલી ક્યાં રહીશ, કોને આશ્રયે રહીશ ? કેટલા દિવસ પછી મળીશ. કેવળ તેમનાં દર્શન કરવા માટેજ—દીવસે કે એકાદ માસે પણ તેમનાં મુખનું દર્શન કરવા માટે તો હું પાટલિપુત્ર ગૌડ રાજમહેલ વગેરે સર્વસ્વનો ત્યાગ કરી વિદેશમાં આવી છું. ક્યાં જઈશ, એકલી કેવી રીતે રહીશ ? કરૂણાનું વિકસિત કમળ જેવું મ્હોં કરમાઇ ગયું, આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. તે જોઈ સ્કન્દગુપ્તે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું, " કરૂણા, શું તારૂં શરીર હમણાં સારૂં રહેતું નથી ? " કરૂણા મુંગી રહી. યુવરાજે ફરીથી પૂછ્યું, " કરૂણા, તને શું થયું છે ? "

ઘણા પ્રયત્નથી શુષ્ક કંઠે કરૂણાએ જવાબ આપ્યો. "કંઇ નથી."

યુવરાજે સમજી જઇ કહ્યું. " કરૂણા, તું ભાનુને તૈયાર કર, મારે શહેરમાં થોડું કામ છે, માટે શહેરમાં જાઉં છું. "

સ્કન્દગુપ્ત ઋષભનો હાથ પકડી બહાર ગયો. કરૂણાએ ભાનુમિત્રનો હાથ પકડી કહ્યું, " દેવતા, બેસો, એક વખત મનભરી જોઈ લઉં. શરમથી મેં તમને કદીપણ નિહાળી નિહાળીને જોયા નથી. એક વખત જોઇ લઉં, કારણ કે હવે ઘણા દિવસ જોઈ શકીશ નહિ.

ભાનુમિત્રે વિસ્મય પામી કહ્યું, " શામાટે ? "

" કાપાલિકે કહ્યું છે. "

" શું કહ્યું છે કરૂણ ? "

" તેણે કહ્યું છે કે તમે દેશમાં જશો પણ હું દેશમાં બહુ મોડી આવીશ. "

" કાપાલિકની વાતમાં વિશ્વાસ રાખીએ તો જગત ચાલે નહિ. "

" દેવતા, ઘણા દિવસથી મારૂં અંતઃકરણ પોકાર્યા કરે છે કે તમે મને છોડી દૂર જશો, દૂર રહેશો—તમે મારી પાસે આવવા

ઇચ્છશો છતાં આવી શકશો નહિ.–હું તમારી પાસે હોઇશ તોપણ તમને જોઇ શકીશ નહિ. એક દિવસ તમે પૂછ્યું હતું કે તું શામાટે પાટલિપુત્ર છોડી અહિં આવી છે. તે પ્રશ્નનો જવાબ મેં તે વખતે આપ્યો નથી. આજે સાંભળી જાઓ. ઘણા દિવસ તમારૂં મ્હોં નહિ જોઇ શકું–કેટલા દિવસ તે જાણતી નથી. તમને છોડી રહેવું પડશે–દૂર રહેવું પડશે–એ બીકથી હું પુરૂષપુર આવી હતી. તમે મને કદીપણ દૂર રાખી નથી–દશ વર્ષ પછી એકાએક કેવી રીતે દૂર રહેશો? આજે મારૂં મન કહે છે કે તમે ઘણે દૂર જાઓ છો, ઘણા દિવસ પછી ફરશો, જ્યારે ફરશો ત્યારે કદાચ તમારી કરૂણા અહિં હશે નહિ. હું જાણું છું કે તમે પાછા ફરી અહિં આવી મને ચાહશો, હંમેશાં જેવી રીતે–જેવા પ્રેમથી બોલાવો છો તેવા પ્રેમથી બોલાવશો પરંતુ જવાબ મળશે નહિ. હું જ્યાં હોઇશ,–જે સ્થળે હોઇશ, ત્યાં–તે સ્થળેથી તમારો અવાજ સાંભળી શકીશ નહિ, દુઃખી થશો નહિ, તમે યોદ્ધા છો,–તમે વીર છો–આ દાસીને માટે ક્ષત્રિય ધર્મ ભૂલશો નહિ. દેવતા, તમારી કરૂણા મરશે નહિ–તમને જોયા સિવાય મરી શકશે નહિ, ગમે ત્યારે, ગમે તેટલે દૂરથી પણ તમારાં ચરણનાં દર્શન કરવા આવશે, તમારા મીઠા શબ્દો એક વખત સાંભળશે—"

ભાનુમિત્રે રડતાં રડતાં પોતાની પત્નીને પોતાની છાતી સાથે ચાંપી. તેજ વખતે ઝરૂખાબહાર ઉભી ઉભી એક દાસી કહેવા લાગી, "દેવ! મુસાફરીનો વખત થયો છે, યુવરાજ આપને યાદ કરે છે."

## પ્રકરણ ૧૦ મું

### મારણ.

વારાણુસીમાંના પેલા રમણીય બગીચામાં–તેજ આશોપાલવનાં ઝાડ નીચે બેસી ઇન્દ્રલેખા અને ચંદ્રસેન એક ચિત્તથી બીલીનાં ઝાડ નીચે હોમ કરવામાં ગરક થઈ ગયેલા કાપાલિકની ક્રિયા જુએ છે, ત્યારે પણ અમાવાસ્યા હતી, આકાશ વાદળાંથી ઘેરાયલું હતું, વખતો વખત વીજળીનો ઉજ્વળ પ્રકાશ રાત્રિના ગાઢ અંધકારને ભેદવા મથતો હતો. બીલીનાં વૃક્ષ નીચે પાંચ હાથનાં માપવાળી વેદીપર અગ્નિ સળગે છે, કાપાલિકની જમણી બાજુએ એક ઘીનો કળશ પડયો છે અને ડાબે પડખે મદ્યનો કળશ પડયો છે, અંધારી રાતે અંધકારમય બાગમાં રાતાં વસ્ત્રોવાળો, મદ્યનાં નિશાથી રાતી થઇ ગયેલી આંખો વાળો, દુર્બળ અને શામળો કાપાલિક ભૂતના જેવો જણાતો હતો.

રાતનો પહેલો પહોર પૂરો થવા આવ્યો એટલે કાપાલિકે બૂમ પાડી, "ઇન્દ્રલેખા, અહિં આવ." ઇન્દ્રલેખા બીલીના ઝાડ પાસે આવી એટલે કાપાલિકે પૂછ્યું, "તારી કન્યાનો શત્રુ કોણ છે?"

ઇન્દ્રલેખાએ કહ્યું, "એક સ્ત્રી."

"તે કોણ?"

"તેના વાંછિતની પત્ની."

"તેણે શું કર્યું છે?"

"તેને લીધે અનંતા પતિ મેળવી શકતી નથી."

"તેનો વાળ આણ્યો છે?"

"હા."

ઇન્દ્રલેખાએ પોતાનાં વસ્ત્રોમાંથી એક રૂપાનો નાનો દાબડો બહાર

કાઢ્યો અને તેમાંથી એક લાંબો વાળ બહાર કાઢી કાપાલિકના હાથમાં આપ્યો. કાપાલિકે પેલો વાળ હાથમાં લઈ પૂછ્યું, "આ સ્ત્રી શું કજીઆળી છે ?"

ઇન્દ્રલેખાનું હૃદય કંપ્યું, ગણિકાએ પોતાનું ધાર્યું કરવા જૂઠે જૂઠું કહ્યું. "હા."

"તેનો સ્વભાવ શું ક્રૂર છે ?"

"હા, અતિશય ક્રૂર છે."

"ખરૂં કહે છે ? અગ્નિદેવ સામે જૂઠું બોલીશ તો જીવતાં નરક ભોગવીશ."

"ખરૂં કહું છું."

"જો જૂઠું બોલીશ તો તારી જીવતી અવસ્થામાં તારૂં શરીર શિઆળ તથા કુતરાં ખાશે."

"ખરૂં કહું છું."

"અગ્નિનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કર."

પત્થરના જેવાં હૃદયવાળી ઇન્દ્રલેખાનું હૃદય ભયથી થરથરવા લાગ્યું, ઇન્દ્રલેખાનો હાથ કંપવા લાગ્યો. તે જોઇ કાપાલિકે ફરીથી કહ્યું. "પ્રતિજ્ઞા લે."

તેનો મેઘગર્જના જેવો અવાજ બાગને કંપાવવા લાગ્યો, તેણે વળી ફરીથી કહ્યું, "પ્રતિજ્ઞા લે, નહિ તો અગ્નિ હોલાઇ જશે." ત્યારે પોતાનાં કાર્યની સિદ્ધિ માટે સાહસ રાખી ઇન્દ્રલેખાએ જમણા હાથે અગ્નિનો સ્પર્શ કર્યો, તે જોઈ કાપાલિકે કહ્યું "ડાબે હાથે." ઇન્દ્રલેખાએ ડાબા હાથે અગ્નિકુંડનો સ્પર્શ કરી કહ્યું, "અગ્નિદેવનો સ્પર્શ કરી કહું છું કે અનન્તાના વાંછિતની ધર્મપત્ની કજીઆખોરી અને ક્રૂર સ્વભાવની છે, તે અનન્તાને મારી નાખવા ઇચ્છે છે."

કાપાલિકનું કપાળ રેખાશૂન્ય થયું. ઇન્દ્રલેખા બિલીનાં ઝાડ નીચેથી ચંદ્રસેન પાસે નાસી ગઇ. વારાણસીના પતિદ્વારે દરેક મંદિરમાં પહેલા પહોરનાં ચોઘડીઆં વાગવા લાગ્યાં, એ વખતે એક કદાવર વસ્ત્રોથી ઢંકાયલા પુરૂષે બગીચામાં પ્રવેશ કરી ધીમા અવાજે કહ્યું, " ઇન્દ્રલેખા !

ઇન્દ્રલેખા તે વખતે તીવ્ર દારૂપીને પ્રતિજ્ઞાથી ઉત્પન્ન થયેલી બીક દૂર કરતી હતી, તે વિસ્મય પામી ઉઠી અને ઉભી થઇ અને પૂછવા લાગી, " કોણ ? "

ચંદ્રસેને અતિશય બીકથી ઇન્દ્રલેખાનો છેડો તાણી કહ્યું, " શું કરે છે ? તે નક્કી ભૂત અગર કૃષ્ણગુપ્તનો અનુચર હોવો જોઇએ ! "

ઇન્દ્રલેખા દિગ્મૂઢ થઇ ઉભી રહી, પેલા પુરૂષે ફરીથી કહ્યું, " ઇન્દ્રલેખા ! "

ઇન્દ્રલેખા જવાબ આપે નહિ એવા ઇરાદાથી ચંદ્રસેને તેનું મ્હોં દાબ્યું. જવાબ ન મળવાથી પેલા પુરૂષે ત્રીજીવાર કહ્યું, " ઇન્દ્રલેખા! બીશ નહિ, હું હરિબલ છું. "

હવે ચંદ્રસેનનાં શરીરમાં જીવ આવ્યો, તેણે પૂછ્યું, " મહારાજ ! તમે ખરેખર હરિબલ છો ? બીજા કોઇતો નથીને ? અમે પ્રેત છીએ માણસ નથી; તમે બૌદ્ધભિક્ષુ હશો તો તમને મારી ખાઇ જશું નહિ, પરંતુ જો બીજા કોઇ હશો તો તમારૂં માથું કાપી ધડ પાટલિપુત્રમાં ફેંકી આવશું. "

પેલા પુરૂષે હસતાં હસતાં કહ્યું, " ચંદ્રસેન, બીશ નહિ, હું કૃષ્ણગુપ્તનો દૂત નથી. "

" ખાત્રી શું ? "

" મારા અવાજપરથી ઓળખી શકતો નથી ? "

" કૃષ્ણગુપ્ત પણ ઘણા અવાજો કાઢી શકે છે, કંઇ ખાત્રી આપી શકે તેમ છે ? "

" હા, કૃષ્ણગુપ્તની બીકથી એક વખત આપણે મધરાતે તીર્થ કરવા ગયા હતા તે સાંભળો છે ? "

" હા, કયે ઠેકાણે ? "

" પાટલિપુત્રને છેડે જૂની તળાવડીના દુર્ગન્ધી કાદવવાળાં ઠંડા પાણીમાં. "

ચંદ્રસેન હસવા લાગ્યો. " ખરેખર તમેજ છો. " એ વખતે કાપાલિકે બૂમ પાડી, " ઇન્દ્રલેખા, અહિં આવ, આહુતિ આપું છું "

ઇન્દ્રલેખા, ચંદ્રસેન અને હરિબલ અગ્નિકુંડની પાસે આવ્યા એટલે કાપાલિકે પેલો વાળ ઘીમાં બોળી અગ્નિમાં હોમ્યો. અકસ્માત્ ઘોર ગર્જના થવા લાગી, વીજળીના પ્રકાશથી ચારે દિશા પ્રકાશિત થઈ ગઈ, કાપાલિકે પેલાં ઘી અને દારૂનાં વાસણોમાંનું ઘી તથા દારૂ અગ્નિમાં નાંખ્યાં. અગ્નિશિખા એક વખત આકાશને સ્પર્શ કરવાનો પ્રયત્ન કરી હોલાઇ ગઇ.

તેજ વખતે એક ચાર ઘોડાવાળા રથે પાટલિપુત્રનાં પશ્ચિમ દરવાજામાં પ્રવેશ કર્યો, રથ જોઈ દરવાનોએ નમન કર્યું, રથની પાછળ એક ઘોડેસ્વાર આવતો હતો, રથ દરવાજા આગળથી જરા આગળ ગયો એટલે એક દરવાને તેને કંઇક પૂછ્યું અને તરતજ દરવાજાની ઘોડારમાંથી ઝડપબંધ ચાલનાર ઘોડો લઇ ઝડપથી રાજમહેલ તરફ દોડ્યો. રથ દરવાજાનાં ત્રીજા બારણે પહોંચ્યો ત્યાં તો પેલો દરવાન અંતઃપુરનાં બારણે પહોંચ્યો અને છડીદારને નીલમણિવાળી એક વીંટી આપી, છડીદાર વીંટી લઇ અંતઃપુરમાં ગયો.

શ્યામા મંદિરમાં આરતીની તૈયારી થઇ છે ધૂપના ધુમાડાથી પાષાણમય મંદિર હજારો દીવાનો પ્રકાશ હોવા છતાં ધૂમાડાથી ભરાઈ ગયું છે, પુરોહિત હાથમાં આરતી લઇ ઉભો છે, તે

વખત એકાએક માણસોનાં ટોળાંને ભેદી એક છડીદારે મંદિરના ગર્ભમાં પ્રવેશ કર્યો અને ધ્યાનમગ્ન મહાદેવીના ખોળામાં પેલી વીંટી નાખી મહાદેવીએ આશ્ચર્યચકિત થઇ આંખો ઉઘાડી જોયું તો જણાયું કે એક નીલમણિમય વીંટી તેના ખોળામાં પડી છે, તરતજ તેનું મ્હોં ફીકું પડી ગયું, તેણે આસન તજ્યું અને પ્રતિમા તરફ ચાલવા લાગી, તેની પાસે અરુણા બેઠી હતી તેણે પૂછ્યું, "મા, શું થયું?" પાલિતા કન્યાનો અવાજ માહાદેવીના કાનમા પેઠો નહિ, તેને પ્રતિમા તરફ જતી જોઇ પુરોહિત રસ્તો છોડી બાજુએ ઉભો રહ્યો. એકઠી થએલી સ્ત્રીઓ બીકની મારી આસનપરથી ઉભી થઈ ગઈ. થોડીવારમાં માણસોના કોલાહલથી ગાજતું મંદિર શ્મશાનના જેવું સુનકાર બની ગયું. એકાએક તે સુનકારનો ભેદી કરી મંદિરના બહારના ભાગમાંથી કોઇ સ્ત્રીનો આર્તનાદ સંભળાયો કે "દેવિ,-દેવિ-મહારાજાધિરાજ-અનન્તા આવ્યાં છે." તરતજ પ્રતિમાના હાથમાનું તીક્ષ્ણ ધારવાળું ખડ્ગ પ્રતિમાના હાથમાંથી મહાદેવીના હાથમાં આવ્યું, અને એક ક્ષણમાં મહાદેવીનું કપાયલું માથું શ્યામાદેવીના ચરણમાં પડ્યું. રાતાં લોહીએ સફેદ સંગેમર્મરની લાદીને રંગી દીધી, મહાદેવીએ પોતાને હાથે આર્ય સિંહાસનનો માર્ગ ખુલ્લો કર્યો.

## પ્રકરણ ૧૧ મું

### રાજમાર્ગમાં.

કલ્લાલ બજારમાં વૃદ્ધ અક્ષયનાગ દુકાન આગળ બેસી ઝોકા ખાતો હતો. આજે કલ્લાલ બજાર માણસ વિનાની છે. સન્ધ્યાકાળ થયો

પણ વિશાળ નગરમાં દીવાઓ પ્રગટયા નથી. ઠેકઠેકાણે લોકો એકઠા થઈ વાતો કરે છે. બધાંના મ્હોંએ એકજ વાત સંભળાય છે કે–અનન્તા આવી છે, મહાદેવીએ આપઘાત કર્યો છે, કાલે ઇન્દ્રલેખા આવશે. રાતનો પહેલો પહોર વીત્યો એટલે ચાંચડના ડંખથી પિડાઈ પેલો વૃદ્ધ કલાલ દુકાન પરથી રાજમાર્ગ તરફ ચાલ્યો. કલાલ બજારને છેડે જે રાજમાર્ગ મળતો હતો ત્યાં જઇ ઉભો રહ્યો. બંને માર્ગ એકઠા થતા હતા ત્યાં કેટલાક યુવકો ઉભા હતા. તેઓને અક્ષયનાગ ઓળખતો હોવાથી તેને પાસે જઈ પૂછવા લાગ્યો, “ ભાઇ જનાર્દન ! આ વરસે શું બે દિવસ મહાશિવરાજ થાય છે ? ”

જનાર્દને દીલગીરી અવાજે કહ્યું, “ દાદા, કાલે ઇન્દ્રલેખા આવશે. કદાચ અનન્તાજ પટ્ટમહાદેવી થશે, અનેકનાં માથાં કપાશે,–બધા બીકના માર્યા ઘરમાં ઘૂસી ગયા છે, તેથી આજે બજારો બંધ છે. ”

“ ભાઇ જનાર્દન, તમે મોટી ભૂલ કરો છો. જ્યાં સુધી પિતૃઓએ આપેલું માથું ધડપર છે, ત્યાં સુધી આનંદ કરો. અનન્તા પાછી આવી છે, મહાદેવી સ્વર્ગે ગયાં છે, તેથી જે થવાનું છે તે તો થશેજ. નકામી ચિંતા શા માટે કરો છો, ચિન્તા કરવાથી શું માથાં કાયમ રહેશે ?”

“ દાદા, ખરૂં કહોછો. પરંતુ આપણે બાયડી–છોકરાં છે, ઘર છે, વેપાર છે તે બધાંનું શું થશે તે સમજાતું નથી. ”

“ બધું રહેશે, કદાચ તમેજ નહિ હો. નકામી ચિંતા કરવાથી શું વળે તેમ છે. જનાર્દન, આજે મારી દુકાનમાં આવવાનું તમને બધાને નિમંત્રણ કરૂં છું, મારી સાથે ચાલો. ”

જનાર્દનની સાથેના બધા માણસો અક્ષયનાગની દુકાનમાં પ્રવેશ કર્યો. બુઢ્ઢા કલાલે આખી દુકાનમાં દીવા કરવાની આજ્ઞા કરી અને ઉત્તમ પ્રકારના દારૂનાં વાસણો લાવવામાં આવ્યાં. દુકાનમાં મધની

રેલ ચાલવા લાગી, બધાની ચિંતા દૂર થઇ, અક્ષયનાગે બધા અતિથિઓને એકઠા કરી બોલવું શરૂ કર્યું, "બંધુઓ, આજે આપણે આનંદનો દિવસ છે. હવે ઇન્દ્રલેખાની કન્યા જલદી મહાદેવીની પદવીપર આવશે, માટે ચંદ્રસેન મહાપ્રતીહાર અગર મહામંત્રી થશે. ચંદ્રસેને એક વખત આ દુકાનમાંથી હજારેક સોનાના દીનારનો દારૂ મફત ઉડાવ્યો છે, વળી ઇન્દ્રલેખાને પણ મેં હજારેક દીનારનો દારૂ ઉધારે આપ્યો છે, માટે કાલે તો મારો સોનાનો દીવસ ઉગશે. તમે બધા આનંદ કરો, આજે હું હજાર કળશ દારૂ તમને વિનામૂલ્યે આપીશ."

અક્ષયનાગના મહેમાનો જય જયકારના પોકારો કરવા લાગ્યા. દારૂનાં વાસણો એક પછી એક ખાલી થવા લાગ્યાં. દુકાનમાંનો કોલાહલ સાંભળી આસપાસના બીજા લોકો પણ અક્ષયનાગની દુકાનમાં મેમાનગત ચાખવા આવવા લાગ્યા. રાતનો બીજો પહોર વીતી ગયો, ત્યારે અક્ષયનાગે કહ્યું, "ભાઇઓ, હવે આપણે દુકાનનાં બારણાં બંધ કરવાં પડશે, નહિતો પ્રતીહાર આવી આપણને વૃદ્ધરામગુપ્ત પાસે લઈ જશે."

અક્ષયનાગના બધા મેમાનો દારૂ પી મદમસ્ત બન્યા હતા, તેઓ એકી અવાજે બોલી ઉઠયા, "દુકાનનાં બારણાં બંધ થઇ શકે નહિ, જો પ્રતીહાર આવશે તો તેને મારશું. વૃદ્ધ રામગુપ્ત જો અમારી વિરૂદ્ધ કંઇપણ કરશે તો ઇન્દ્રલેખા તેને શૂળીએ ચઢાવશે." આથી અક્ષયનાગે દુકાનનાં બારણાં ઉઘાડાં રાખ્યાં. અર્ધી ઘડી પછી એક પ્રતીહાર દુકાનમાં આવ્યો, મદમસ્ત નાગરિકોએ તેઓને લાત મારી દૂર કાઢયો.

શહેરને દરેક દરવાજે ચોઘડીઆં વાગવાં શરૂ થયાં કે તરત કલાલ બજાર સેંકડો મશાલોના પ્રકાશથી પ્રકાશિત થઇ ગઇ. હજાર

ઘોડેસ્વારોથી વીંટાયલો એક રથ અક્ષયનાગની દુકાન પાસે આવી ઉભો. પ્રકાશ જોઇ અક્ષયનાગ અને તેના મ્હેમાનો બારણાં તરફ દોડયા. રથ-પરથી એક ગૌરવર્ણો પુરૂષ નીચે ઉતર્યો તે પુરૂષ અક્ષયનાગને જોઇ બોલી ઉઠયો, " અક્ષય, બહુ તરસ લાગી છે. " વૃદ્ધ કલાલ અને તેના અતિથિઓ એક પછી ઉત્તમોત્તમ દારૂ પેલા નવા અતિથિને આપવા લાગ્યા. એક પ્યાલા દારૂ પેટમાં ગયા બાદ બાકીનો દારૂ પેલા અતિથિને સુંદર રેશમી વસ્ત્રોને સુગંધી કરવા લાગ્યો.

ત્રીજો પહોર પૂરો થવા આવ્યો એટલે અક્ષયનાગના અતિથિઓ બેભાન બની ધરતીપર ઢળી પડયા. તે વખતે પેલા નવા અતિથિએ જનાર્દનને કહ્યું, " જનાર્દન, ચાલ રાજમહેલમાં જઇએ. " જના-ર્દનને પણ દારૂનો ખૂબ કેફ ચઢયો હતો છતાં જરાતરા ભાન હતું, તેણે વિસ્મય પામી કહ્યું, " રાજમહેલમાં શા માટે ? "

" સૂવા માટે. "

" તેમ કરશું તો કાલે જીવતા રહેશું ? "

" કોણ મારશે. "

" મહાપ્રતીહાર. "

" કાલે સવારમાં તેને તો જીવતો બાળી મૂકીશ. "

" ત્યારે મહારાજાધિરાજ. "

" તે તો મારો કુતરો છે. "

" ચંદ્રસેન વિચાર કરી જો. "

" ઘણો વિચાર કરી જોયો છે. ચાલ. "

અનેક અતિથિઓ તેઓની વાતચીત સાંભળી શકયા નહોતા, તેઓએ લથડતી જીભે પૂછ્યું, " કયાં જશું ? "

ચંદ્રસેને કહ્યું, " રાજમહેલમાં. " જે માણસોમાં ચાલવાની

શક્તિ હતી, તેઓ ઉઠી ઉભા થઇ થથરાતા અવાજે જયજયકારના પોકારો કરવા લાગ્યા. અક્ષયનાગના અતિથીઓમાંના કેટલાક રથપર ને કેટલાક પગપાળા સમુદ્રગુપ્ત અને ચન્દ્રગુપ્તના રાજમહેલમાં રાત્રિનો ચોથો પહોર ગાળવા જવા લાગ્યા.

પાટલિપુત્રમાં અનન્તા ફરી આવી તેને આખો દિવસ અને આખી રાત પૂરી થઈ ગઇ છે, તોપણ પટ્ટમહાદેવીનાં શબનો સત્કાર થયો નથી. પાટલિપુત્ર શહેર, રાજમહેલ અને અંતઃપુરમાં માણસો જણાતાં નથી. અનન્તાના આવવાથી અને પટ્ટમહાદેવીની આત્મહત્યાથી સંદેહવશ થઈ રાજાના સેવકો નાસી ગયા હતા. જેઓએ પ્રથમ ઇન્દ્રલેખાથી વિરૂદ્ધ આચરણ કર્યું હતું, તેઓ તો અનન્તાના આગમનની ખબર સાંભળતાંજ પોબારા કરી ગયા હતા. મહાદેવીના મરણની વાત સાંભળી વૃદ્ધ રામગુપ્ત વિસ્મય પામ્યો હતો. તેણે બીજે દિવસે સવારમાં રાજમહેલમાં આવી મહારાજાને મળવાનો વિચાર કર્યો, પરંતુ સાંજ સુધી મહારાજાનો મેલાપ થયો નહિ, સંધ્યાકાળથી પ્રયત્ન કરતાં મધરાતે તેણે પટ્ટમહાદેવીના સત્કારની તૈયારી કરી. રાજમહેલનું ગંગાદ્વાર બંધ હતું, જે છડીદાર પાસે તેની કુંચી રહેતી, તે કુંચી લઈ નાસી ગયો હતો, તેથી અંતઃપુરમાંથી ત્રણ ચોક પાર થઇ રાજમાર્ગને રસ્તે ગંગાને કાંઠે ગયા સિવાય બીજો ઉપાય નહોતો. રામગુપ્ત અને તેના સાથીઓ મહાદેવીનું શબ ઉપાડી રાજમહેલના ત્રીજા દરવાજામાંથી પસાર થાય છે તે વખતે દરવાજાથી થોડે દૂર સેંકડો મશાલોનો પ્રકાશ દેખાયો, શબ ઉપાડનારા આશ્ચર્યચકિત થઇ ગયા અને બીકના માર્યા ઉભા રહ્યા. પ્રકાશ ઝડપથી દરવાજા તરફ આવવા લાગ્યો, ચન્દ્રસેન અને તેના સોબતીઓ વિકટ કોલાહલ કરતા કરતા પાટલિપુત્રના રાજમહેલના દરવાજા આગળ આવ્યા. તેઓને જોઇ શબ ઉપાડનારા શબ નીચે મૂકી

નાસી ગયા. વૃદ્ધ રામગુપ્ત એકલો અંધકારમય દરવાજાના માર્ગમાં પટ્ટમહાદેવીના શબ આગળ ઉભો રહ્યો.

મશાલ પકડનાર ઘોડેસ્વારો એક પછી એક દરવાજા આગળ આવી પહોંચ્યા. ત્યારે પણ રામગુપ્ત દરવાજાના માર્ગ વચ્ચે ઉભો હતો. એક ઘોડેસ્વારે તેને ખસી જવાનો હુકમ કર્યો. તે સાંભળ્યા છતાં રામગુપ્તે શબનું પડખું છોડ્યું નહિ એટલે પેલો ઘોડેસ્વાર તેને બોચી-માંથી પકડી દૂર હડસેલવા લાગ્યો. ત્યારે એકાએક એક ઘોડેસ્વારે તેનો હાથ પકડી કહ્યું, " અરે આ શુ કરે છે ? "

પેલા ઘોડેસ્વારે વિસ્મય પામી પૂછ્યું, "કેમ ?"

" ઓળખી શકતો નથી ? "

" ના. "

" મહાદંડનાયક. "

" કોણ ? રામગુપ્ત ? "

" હા. "

તરતજ તે બંને ઘોડેસ્વારોએ મ્યાન બહાર તરવાર કહાડી કુમાર પાદીય વૃદ્ધ મહાદંડનાયકને નમન કર્યું, વૃદ્ધના ગાલપરથી બે અશ્રુબિન્દુઓ જમીનપર પડ્યાં. ગળગળા અવાજે વૃદ્ધે પૂછ્યું, " તમે કોણ છો ? "

પેલા ઘોડેસ્વારે કહ્યું, "અમે મુદ્દગગિરિગુલ્મના ઘોડેસ્વારો છીએ. "

" અહિં શામાટે આવ્યા છો ? "

" પ્રભુ ચંદ્રસેન વારાણસીથી આવ્યા છે, અમે તેની સાથે આવ્યા છીએ. "

" કોની આજ્ઞાથી ? "

" મહારાજાધિરાજની. "

" બંધુઓ, તમે ગુપ્ત–સામ્રાજ્યના સૈનિકો છો, વંશપરંપરાથી તમે સમુદ્રગુપ્ત, ચંદ્રગુપ્ત અને કુમારગુપ્તનાં અન્નથી પોષાયલા છો. તમારી સામે આ પટ્ટમહાદેવીનું શબ પડ્યું છે, ચંદ્રગુપ્તની પુત્રવધૂ કુમારગુપ્તની પત્ની અને સ્કન્દગુપ્તની માતા આજે સામાન્ય સ્ત્રીની માફક ગંગા તરફ જાય છે. ધ્યાન રાખો બંધુઓ, ઇન્દ્રલેખાનો જાર તેનું અપમાન ન કરે. આજે વૃદ્ધ રામગુપ્ત સિવાય આ વિશાળગુપ્ત સામ્રાજ્યમાં બીજું કોઈ નથી કે જે સ્વર્ગે ગયેલી પટ્ટમહાદેવીનાં શબ પાસે ઉભું રહે."

વૃદ્ધનો અવાજ રૂંધાઇ ગયો. બંને ઘોડેસ્વારો ઉઘાડી તરવારે શબ પાસે ઉભા રહ્યા. ધીરે ધીરે મશાલ પકડનાર હજાર ઘોડેસ્વારો દરવાજાની બન્ને બાજુએ હારબંધ ઉભા રહ્યા. ધીમા અવાજે સ્કન્દગુપ્ત અને પટ્ટ-મહાદેવીનું નામ ઉચ્ચારવામાં આવ્યું; ઘણા સૈનિકોની આંખોમાંથી આંસુની ધાર નીકળવા લાગી. તેઓ સામ્રાજ્યની પટ્ટમહાદેવીને ઓળખતા હતા. એ વખતે પેલો ચંદ્રસેનનો રથ દરવાજા પાસે આવી ઉભો રહ્યો. અકસ્માત દરવાજાની પડખેની અંધકારમય બાજુએથી એક કદાવર બખ્તરિઓ પુરુષ બહાર નીકળ્યો. તેણે રથ પાસે આવી સારથીને પૂછ્યું, " કોનો રથ છે, ક્યાં જવાનો છે ?"

સારથિ બીકથી કંપવા લાગ્યો. " પ્રભુ ચંદ્રસેનનો રથ છે, રાજમહેલમાં જવાનો છે."

" યુવરાજ ભટ્ટારકપાદીય અને કુમારપાદીય કુલીન સિવાય બીજું કોઈ રથપર બેસી રાજમહેલમાં પ્રવેશ કરી શકતું નથી, સારથિ, તું સામ્રાજ્યનો નોકર છે, તને શું રાજમહેલના રિવાજોની ખબર નથી ?"

સારથિએ માથું નમાવ્યું, તે વખતે રથમાં બેઠેલ સુરામત્ત ચંદ્રસેને પૂછ્યું, " તું કોણ છે ? "

પેલા બખ્તરિઆ પુરુષે કંઇપણ જવાબ આપ્યા સિવાય પાઘડી ઉતારી, એટલે હજાર ઘોડેસ્વારો એકી સાથે જયજયના પોકારો કરી ઉઠયા. રામગુપ્તે પેલા પુરૂષને ભેટી પૂછ્યું, " કૃષ્ણગુપ્ત, તમે ક્યાં હતા ? "

મહાપ્રતીહારે કહ્યું, "પ્રભુ, કંઇક કામ સબબ ગયો હતો."

એ વખતે ચન્દ્રસેન રથમાંથી બોલી ઉઠયો, " રસ્તો છોડ, નહિ તો સૂળીએ જવું પડશે. "

કૃષ્ણગુપ્ત હસતો હસતો બોલ્યો, " ચંદ્રસેન, કાલે શૂળીની તૈયારી કરજે. આજ પાછો ફર. "

" કેમ ? "

" સામે મહાદેવીનું શબ છે, તું બ્રાહ્મણના દીકરો છે, આર્યધર્મ શું ભૂલી ગયો છે ? "

" બૂઢી મરી ગઇ કે, વાહ બલા ગઇ, તેનો પગ પકડી ખાઇમાં ફેંકી દે. "

આ શબ્દ સાંભળતાંજ હજાર ઘોડેસ્વારો ગર્જના કરી ઉઠયા, સારથી રથ છોડી નાસી ગયો. ચંદ્રસેન અને તેના સોબતીઓએ ઘણું અપમાન સહન કર્યું. છેવટે ઘોડેસ્વારોએ ચંદ્રસેનને ખાઇના પાણીમાં નાખી દીધો. તેના સોબતીઓ નાસી ગયા.

ત્યારબાદ મુદ્દગગિરિગુલ્મના હજાર અશ્વારોહી પટ્ટમહાદેવીનું શબ ઉપાડી ગંગાતીરે ગયા.



# પ્રકરણ ૧૨ મું



## સભામાં.

બીજે દિવસે સવારે પાટલિપુત્રના લોકોએ સૂર્ય ઉગ્યો છતાં ઘરનાં બારણાં ઉઘાડયાં નહિ, વેપારીઓએ પોતપોતાની દુકાનોમાં સરસામાન ગોઠવી વેપાર શરૂ કર્યો નહિ, રાત પૂરી થઇ છતાં દરેક મંદિર, અને દરેક વિહારમાં આરતીના શંખો ફુંકાયા નહિ. આખી રાત માણુસો વિનાના રાજમાર્ગપર મર્મપીડાથી વ્યાકુળ બની ગયેલા મગધના સૈનિકો મહાદેવી અને સ્કન્દગુપ્તના નામના પોકારો કરતા ફર્યા અને રાત પૂરી થવા આવી એટલે ચિતા ઠારી ચિતાની રાખ આખાં શરીરપર ચોળી ત્રીજા દરવાજાપર બેઠા રહ્યા.

તે દિવસ દરવાજે દરવાજે પહેલા પહોરનાં ચોઘડિઆં વાગી રહ્યાં, તોપણુ સભામંડપમાં માણુસો ભરાયાં નહિ. મંડપમાં રાજા, પ્રજા કે સભાસદ્ નહોતા એટલુંજ નહિ પણુ કોઇ ફરિયાદી પણુ નજરે પડતો નહોતો. વિશાળ ખાલી સભામંડપમાં દરવાનો અને છડીદારો આશ્ચર્યચકિત થઇ ઉભા છે. મંડપ બંધાયો ત્યારથી આજ સુધીમાં કોઇએ પણુ ગુપ્ત-સામ્રાજ્યનું ન્યાયમંદિર આવું સૂનકાર જોયું નહોતું. જોતજોતામાં બીજો પહોર વીતી ગયો. દરવાજાપર ચોઘડિઆં વાગવા લાગ્યાં. એ વખતે હાથી દાંતની પાલખીમાં વૃદ્ધ મહારાજા અને જુવાન પટરાણી સભામંડપનાં બારણે આવી પહોંચ્યાં. વૃદ્ધ કુમારગુપ્ત લાંબા સમયથી ચાલતા આવેલા રિવાજથી ઉલટું જોઇ નવાઈ પામ્યો, કારણુ કે આજ સામ્રાજ્યનો મહાપ્રતીહાર, સમ્રાટ અને પટ્ટમહાદેવીને માન આપવા ઉઘાડી તરવારે મંડપને બારણે ઉભો નહોતો. લાંબા સમયથી

એકજ વખતે, એકજ ઠેકાણે, એકજ વ્યક્તિનાં નમન લેવાનો વૃદ્ધ મહારાજાને અભ્યાસ પડી ગયો હતો, આજે મંડપનાં દરવાજાપર મહાપ્રતીહારની ચિરપરિચિત મૂર્તિ ન જોતાં સમ્રાટે પૂછ્યું, "કુષ્ણ-ગુપ્ત ક્યાં ?"

જવાબમાં પટ્ટમહાદેવીએ કહ્યું, "હું શું જાણું, તમે કોને પૂછો છો?"

કુમારગુપ્તે અતિશય નવાઈ પામી આજુ બાજુ જોવા લાગ્યો. તેણે જોયું કે દરવાજે કોઇ નથી, ઓટલાપર કોઇ નથી. એટલું જ નહિ પણ મહેલનો ચોક પણ માણસ વિનાનો ખાલી છે. થોડે દૂર એક દરવાન એક છડીદાર સાથે વાતચીત કરતો હતો. સમ્રાટ્‌ના બોલાવવાથી તે તેની પાસે ગયો. કુમારગુપ્તે તેને પૂછ્યું, "કૃષ્ણગુપ્ત ક્યાં છે?"

છડીદારે નમન કરી કહ્યું, "દેવ, સેવકને ખબર નથી. આર્ય-પુત્ર નગરમાં નહિ હોય એમ લાગે છે."

"તે ક્યાં ગયેલ છે?"

"કહી શકું તેમ નથી."

"દરવાજાપર પ્રતીહાર કેમ નથી?"

"દેવ, તે પણ કહી શકું તેમ નથી."

હારબંધ ખાલી આસનો વચ્ચે થઇ વૃદ્ધ મહારાજા અને યુવાન મહારાણી સિંહાસન તરફ ચાલ્યાં. છડીદારો અને દરવાનો સિંહાસનની પાસે હારબંધ થઇ ઉભા રહ્યા. તે દિવસે શૂન્ય સભામંડપમાં કુમાર-ગુપ્તની બીજી પટ્ટમહાદેવીએ પવિત્ર સિંહાસનપર પગ મૂક્યો. લોકોએ જયધ્વનિ કર્યો નહિ, શંખનો અવાજ થયો નહિ. કુળવાન સ્ત્રીઓએ મંગળગીત ગાયાં નહિ,—કેવળ એક ઘરડા દરવાનના કરચલીઓવાળા

ગાલપર થઇ એક અશ્રુબિન્દુ પડયાં. તેણે પહેલાં પટ્ટમહાદેવીની સિંહાસનપર બેસવાની ક્રિયા જોઇ હતી.

ખાલી સભામંડપમાં ઘણો વખત મુંગાં બેસી રહ્યા બાદ નવીન પટરાણીને ચટપટી થવા લાગી. તેણે સિંહાસનપર બેઠાં બેઠાં એક છડીદારને પૂછ્યું, " પિતા ક્યાં છે ? "

છડીદાર નવીન મહાદેવીનો વંશ જાણતો નહોતો. તેણે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું, " દેવિ, આપના પિતા ? "

" હા. "

" તેને તો હું ઓળખતો નથી. "

" તું ચન્દ્રસેન શર્માને ઓળખતો નથી ? "

" તેને ઓળખું છું–તોપણ–"

" તે કયાં છે ? "

" અંતઃપુરમાં. "

" તે શું હજુ ઉઠયા નથી ? "

" ના. "

કુમારગુપ્તે વિસ્મય પામી પૂછ્યું. " દેવિ, ચંદ્રસેન શું અંતઃપુરમાં છે ? "

મહાદેવીએ કહ્યું, " હા, તે હવે વળી ક્યાં રહે ? "

" ચંન્દ્રસેન અંતઃપુરમાં કઇ જગાએ છે ? "

" ધ્રુવ સ્વામિનીના મહેલમાં. "

" ત્યાંતો અરૂણા છે ! "

" તેથી શું થઈ ગયું, મારો બાપ કંઇ વાઘ નથી ? કાલ્લ રાતે મહાદંડનાયક રામગુપ્ત અને મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તે તેનું ભારે અપમાન કર્યું છે, અત્યારેજ તેને શિક્ષા નહિ કરો તો હું આપઘાત કરીશ. "

"રામગુપ્ત ક્યાં છે, કૃષ્ણગુપ્ત તો શહેરમાં નહોતો."

"હતો, છડીદાર તેઓને બંદીવાન બનાવી લાવો."

પેલો વૃદ્ધ છડીદાર થર થરવા લાગ્યો. થોડીવાર પછી તેમણે ધીરે ધીરે કહ્યું, "દેવ, કુમારપાદીય મહાનાયક દંડનાયક રામગુપ્તને બંદિવાન કરવા એ કંઇ સાધારણ છડીદારનું કામ નથી. આર્ય સમુદ્ર-ગુપ્તની પ્રાચીન નીતિ મુજબ મહાનાયક સિવાય બીજું કોઇ સામ્રાજ્યના મહાનાયકને શરીરે હાથ લગાડી શકે તેમ નથી."

કુમારગુપ્તઃ-"આજે શું કોઇપણ મહાનાયક સભામાં આવ્યા નથી?"

છડીદારઃ-"દેવ, કુળવાન વંશનું કોઇ પણ આજે અહિં આવેલ નથી."

અનન્તાઃ-"કંઇ નહિ. શું કોઇ પણ મહારાજાની આજ્ઞા પાળી શકતું નથી."

કુમારગુપ્તઃ-"દેવિ, પ્રાચીન સામ્રાજ્યની પ્રાચીન રીતિ વિરૂદ્ધનાં કાર્યથી પ્રજા અસંતુષ્ટ થશે."

અનન્તાઃ-"પ્રભુ, પ્રજા અસંતુષ્ટ થાય તેથી શું? તમારી જે ઇચ્છા થાય તે મુજબ જો તમે ન કરી શકો તો પછી તમે મહારાજા શાના?"

કુમારઃ-"રામગુપ્ત અને કૃષ્ણગુપ્ત સિવાય બીજા કોઇ પણ મહાનાયક દેશમાં હાજર નથી. દેવિ તમારી ઇચ્છા મુજબ હું પોતેજ તેમને બંદી કરી લાવીશ."

એ વખતે સભામંડપનાં બારણાંમાં ઉભો રહી એક ગેરૂઆં લુગડાં વાળો વૃદ્ધ બોલી ઉઠયો, "મહારાજાધિરાજ, વૃદ્ધ રામગુપ્ત વિદ્રોહી નથી, કૃષ્ણગુપ્ત લાંબા સમયથી આપનો સેવક છે, તેઓ બંને પોતાની ઇચ્છાથી પરમેશ્વર પરમભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજાધિરાજનાં ન્યાય મંદિરમાં હાજર થયા છે." વૃદ્ધ મહાદંડ નાયક અને બખ્તર પહેરેલ મહાપ્રતીહારે સિંહાસનપર પાસે આવી નમન કર્યું, સમ્રાટ્ નીચું જોઈ રહ્યો.

રામગુપ્તે કહ્યું, " મહારાજાધિરાજ, સ્વર્ગગત મહારાજા ચંદ્રગુપ્તે મને મહામુદ્રા આપી સામ્રાજ્યનો પ્રધાન દંડનાયક નીમ્યો હતો, ઘણા દિવસ રાજની સેવા કરી છે, પરંતુ જે પ્રકારે અત્યાર સુધી મે ચલાવ્યું છે. તે પ્રકારે હવે ચાલી શકે તેમ નથી, કુમારગુપ્ત તમે રાજા છો, હું પ્રજા છું, પરંતુ હું તમારાથી મ્હોટો છું, ચંદ્રગુપ્ત તમારા પિતામહના બાપ હતા. જે દિવસ મહાદેવિ ધ્રુવસ્વામિની સ્વર્ગમાં ગયાં તે દિવસ તમને અને ગોવિન્દને લઇ મેં ગંગાદ્વારના માર્ગમાં તેની ગંગાયાત્રાની વ્યવસ્થા કરી હતી. પરંતુ આજે તે દિવસો નથી. ચંદ્રગુપ્તના દીકરાની વહુ, કુમારગુપ્તની પત્નિ અને સ્કન્દગુપ્તની માતાએ દેહત્યાગ કર્યો ત્યારે આ વિશાળ પાટલિપુત્રમાં એવું કોઈ નહોતું કે જે તેનું શબ ઉપાડે. ઘણો પ્રયત્ન કરતાં થોડાક શબ ઉપાડનારા મળ્યા, એટલે હું હંમેશના રિવાજ મુજબ તેનું શબ લઇ આગળ ચાલ્યો, ગંગાદ્વાર બંધ હતું તેથી દરવાજાને માર્ગે ગંગાતીરે જતો હતો, તે વખતે પાટલિપુત્ર નગરમાં ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્તના રાજમહેલને દરવાજે કુલટાનો જાર દારૂડિઓ. સાધારણ બ્રાહ્મણ કહેવા લાગ્યો કે ડોસીનું શબ ખાઈનાં પાણીમાં ફેંકી દો. પુત્ર, રામગુપ્ત વૃદ્ધ છે, ન્યાય કરવાનું કામ હવે તેનાથી બની શકે તેમ નથી. તમારી મુદ્રા તમે પાછી લઇ લો હું વારાણસી તરફ જાઉં છું."

વૃદ્ધ રામગુપ્તે, સમ્રાટના ચરણમાં મહામુદ્રા મૂકી નમન કર્યું. ત્યારબાદ કૃષ્ણગુપ્તે સિંહાસન સામે ઉભા રહી તરવાર ઉઘાડી કરી પાઘડીપર અડકાડી નમન કરી કહ્યું, " મહારાજાધિરાજ, સ્વર્ગગત પટ્ટમહાદેવીને ઉત્તર અને દક્ષિણમાંના બધા લોકો માતા તરીકે ગણતા હતા. પાટલિપુત્રમાં, મહેલના દરવાજાપર, કારાગાહના બંદી, સાધારણ જીવે તેનાં શબનું અપમાન કર્યું હતુ તેથી તેને ખાઈનાં પાણીમાં નાખ્યો.

હતો. મુદ્દગગિરિગુલ્મના હજાર ઘોડેસ્વારો એ વાતના સાક્ષી છે, આજે વેશ્યાની કન્યા સિંહાસનપર બેસી પવિત્ર ગુપ્ત–સામ્રાજ્યનાં ન્યાય-મંદિરમાં અમારી વિરૂદ્ધ ફરિયાદ કરે છે. દેવ, આ નવીન રાજ્યમાં પહેલા ચંદ્રગુપ્તના વંશમાં જન્મેલો કોઇ પણ માણસ આત્મમર્યાદા અને વંશમર્યાદા રાખી શકે તેમ નથી. રાજમહેલમાં આ સેવકે લાંબા વખત સુધી પ્રતીહારના ઉપરિનો હોદ્દો ભોગવ્યો છે પરંતુ આ નવીન રાજ્યમાં કૃષ્ણગુપ્ત એ હોદ્દો ભોગવી શકશે નહિ. મહારાજાધિરાજ, જ્યારે યાદ કરશે ત્યારે આ દાસ હાજર થશે.”

મહાપ્રતીહારે કટિબંધ અને તરવાર સિંહાસન સામે મૂકી દીધાં. ત્યારે એક પછી એક મુદ્દગગિરિગુલ્મના હજાર ઘોડેસ્વારોએ સિંહાસન સામે ઉભા રહી નમન કરી મહાપ્રતીહારની તરવારપર તરવાર અને કટિબંધપર કટિબંધ નાખ્યા, અને એક પછી એક રામગુપ્ત તથા કૃષ્ણગુપ્ત પાછળ સભામંડપમાંથી નીકળી ગયા. ઉજ્જડ સભામંડપમાં દરવાનો અને છડીદારો વીંટળાઇ વૃદ્ધ મહારાજાધિરાજ અને નવીન પટ્ટ-મહાદેવી બેઠાં રહ્યાં.

---

## પ્રકરણ ૧૩ મું

---

### અસહાય અરુણા.

કાળા આરસની બારીમાંથી દિવસના બીજા પહોરનો તીવ્ર તડકો ધોળા આરસનાં આરસા જેવાં ભોંયતળીઆંપર પડી દિવાલ અને છાપરાંપર પરાવર્તન પામતો હતો. તે ઓરડામાં હાથીદાંતના સોનાં રૂપાંથી મઢેલા પલંગપર રેશમી આચ્છાદન નીચે એક ગૌરવર્ણો યવાન ઉંઘતો હતો.

તેણે યૌવનની છેલ્લી હદમાં પ્રવેશ કર્યો હતો તેથી તેને પ્રૌઢ કહીએ તોપણ ચાલશે. કારણ કે તેના માથાપરના ઘણાખરા વાળ ધોળા થઇ ગયા હતા, તેની બંને આંખોના ખુણાપર અને લલાટપર કરચલીઓ પડી હતી. યુવક બ્રાહ્મણ હતો, તેની પહોળી સફેદ છાતી પર જનોઇ હતી, તોપણ તેને જોતાજ ભક્તિને બદલે એક જાતનો તિરસ્કાર ઉત્પન્ન થતો હતો. તેનાં મ્હોંની આસપાસ અસંખ્ય માખીઓ ઉડતી હતી, તેના ઉપદ્રવથી એ પ્રૌઢ યુવકની ઉંઘમાં ખલેલ પડતી હતી.

બીજો પોહોર વીત્યો એટલે એક છડીદારે ધીમે ધીમે તેની પાસે આવી કહ્યું, "પ્રભુ?" પરંતુ પ્રભુતો તે વખતે ગંભીર નિદ્રાથી બેભાન હતા, છડીદાર થોડીવાર થોભી ચાલ્યો ગયો. અર્ધી ઘડી પછી ફરી આવી તેણે બૂમ પાડી, "પ્રભુ!" પરંતુ ત્યારે પણ તેની બૂમ મદ્યપીના કાદમ્બ નામના દારૂથી રૂંધાઇ ગયેલા કાનમાં પહોંચી નહિ છેવટે છડીદાર બીતોબીતો તેના પલંગ પાસે ગયો અને મદ્યપીના બંને પગો ખેંચી બૂમ પાડી, "પ્રભુ." દારૂડીઓ ચમકી બેઠો થયો, અને બૂમ પાડી ઉઠયો, "કોણ છો તું?" છડીદાર બીકનો માર્યો દૂર જતો રહ્યો. થોડીવાર પછી છડીદારે કહ્યું, "પ્રભુ, હું મહેલનો એક છડીદાર છું, મહારાજાધિરાજ આપને યાદ કરે છે."

"કેમ?"

"તેની મને ખબર નથી."

"હું આવી શકીશ નહિ."

છડીદારે ઓરડામાંથી પ્રયાણ કર્યું એટલે યુવકે બૂમ પાડી, "અરે, સાંભળ."

છડીદારે પાછા આવી કહ્યું, "પ્રભુ, શી આજ્ઞા છે?"

"કાદમ્બ આણી શકીશ?"

"પ્રયત્ન કરી જોઉ."

છડીદાર ચાલ્યો ગયો અને થોડીવારમાં ચામડાંનું મદ્યપાત્ર લઇ આવ્યો. યુવકે તેને કહ્યું, "તું જા, અને કુમારગુપ્તને કે કે તેમને શરીરે આજે સારૂં નથી માટે કાલકે પરમ દહાડે સભામાં આવશે."

છડીદારે નમન કરી પ્રયાણ કર્યું, ત્યારબાદ તરસ્યા દારૂડીઆએ ચામડાંનાં દારૂપાત્રમાંથી ગળાં સુધી મદ્યપાન કર્યું, તીવ્ર સુરાના પ્રભાવથી તેનાં સમસ્ત શરીરમાં વીજળીનો પ્રવાહ ચાલવા લાગ્યો, તેનું માથું ફરવા લાગ્યું. તે લથડતો લથડતો ઝરૂખામાં આવી ઉભો, પટ્ટમહાદેવીનાં મરણ પહેલાં જે ઝરૂખો સવારથી સાંજના બીજા પહોર સુધી માણસોથી પૂર્ણ રહેતો તે આજે માણસ વિનાનો હતો. ગુપ્તકુલ લક્ષ્મીએ રાજ-મહેલ છોડયો ત્યારથી ગુપ્ત વંશના મહારાજાનાં સગાંવહાલાં રાજમહેલની સીમા તજી ચાલ્યાં ગયાં હતાં. યુવક અસ્થિર ચરણે ઝરૂખાની પાળ પાસે આવી ઉભો રહ્યો, ઝરૂખાના પાળ આગળ ઉભા રહી તેણે જે જોયું તેથી તેનું માથું પાછું ભમવા લાગ્યું.

ઝરૂખાને છેડે ધોળા આરસનાં સંગેમરમરની લાદીવાળાં ધરતી દિવાલપર એક યોદ્ધાનું ચિત્ર હતું. ચિત્રમાં એક વર્માવૃત યોદ્ધો પર્વતનાં શિખરપર શબોના ઢગલા પાસે એક વૃદ્ધનું શબ ખભે લઈ ઉભો છે, તેની સામે કામિની કુસુમ જેવી ગૌર અનિંદ્ય સુંદરી પુજા કરવા માટે ઉભી છે, સુંદરી તરતની નાહેલી છે, તેણે મૂલ્યવાન રેશમી લુગડાં પહેર્યાં છે, પણ શરીરપર એક પણ અલંકાર નથી. તેના ભીના વાળ ભૂમિપર રગદોળાય છે, પેલા યોદ્ધાનાં ચિત્રની પાસે એક બીજું અસમ્પૂર્ણ ચિત્ર હતું, તેમાં માલતીના મંડપમાં પગરખાં પહેરેલા બે પગો માત્ર જણાતા હતા. રમણી દેવાધિદેવ મહાદેવને માટે જે ચંદનપુષ્પ સમર્પણ કરતી હતી તે આ અધૂરાં ચિત્રમાં માલતી મંડપમાંના બે પગોપર વરસતાં હતાં. આ

દેવને પણ દુર્લભ રમણી જોઇ પેલો યુવક ઝરૂખામાં દિગ્મૂઢ થઇ ઉભો. સુંદરીની કમનીય કાન્તિએ તેનાં કાદમ્બ વિહ્વલ નયનો થોડીવારને માટે અંધ કરી દીધાં હતાં; તેનું માથું ફરવા લાગ્યું, તેણે ટેકા માટે ભીંતનો આશ્રય લીધો.

સુન્દરીએ ઝરૂખામાંના યુવકનો પગરવ સાંભળ્યો નહિ. યુવકની ચમક જ્યારે ભાંગી ત્યારે તે પેલા ઓરડાનાં બારણાંમાં જઇ ઉભો તેનો પડછાયો પેલાં યોદ્ધાનાં ચિત્રપર પડ્યો. સુંદરીએ આશ્ચર્ય ચકિત થઇ જોયું કે એક અજાણ્યો પુરૂષ ઓરડાનાં બારણાંમાં ઉભો છે. આ માણસો વિનાના મહેલમાં આમ અચાનક પરપુરૂષને આવેલો જોઇ તેનું હૃદય કંપવા લાગ્યું; તેણે બીકથી બેસી ગયેલા અવાજે પૂછ્યું, " તમે કોણ છો ? "

મદ્યપાનથી બેભાન બનેલા યુવકે કહ્યું. " બીશ નહિ સુંદરી, હું ચંદ્રસેન છું. "

પ્રશ્ન આવ્યો: " તમે અંતઃપુરમાં શી રીતે આવ્યા ? "

યુવકે કહ્યું, " એ સવાલ શા માટે ? દરવાજાના માર્ગે રથપર બેસી અહિં આવ્યો છું. અત્યારે આ રાજમહેલ મારોજ છે. "

" ત્યારે શું પિતા જીવતા નથી ? "

" તારો બાપ કોણ ? કુમારગુપ્ત કે ? તે પણ અત્યારે મારો જ છે; સુન્દરિ, તું તો મારી દીકરીની દીકરી છે. હું કુમારગુપ્તનો સસરો છું, સમજી કે ? "

" આપ શું નવીન પટ્ટમહાદેવીના પિતા છો ? "

" એક રીતે તો છુંજ, તો પણ કોણ જાણે, આવી સુંદર દીકરીની દીકરી મળશે એમ જાણી અનેક ઇચ્છાપૂર્વક અનન્તાના પિતા થવા ઇચ્છે તો સુંદરી, તારા જેવી સુન્દરી આ જન્મમાં મેં કદી જોઈ નથી. "

તેની વાત સાંભળી પેલી રમણીનું શરીર પગથી તે માથા સુધી કંપવા લાગ્યું. તે આસનપરથી ઉભી થઇ. તે જોઇ દારૂડીએ કહ્યું, " સુંદરી, ગુસ્સો કર નહિ, તારી સાથે રસાલાપ કરવા આવ્યો છું. ચન્દ્રસેનને બુઢો ધારીશ નહિ, અત્યારે પણ પાટલિપુત્રમાં એવી અનેક સુન્દરીઓ છે કે જે ચન્દ્રસેનને વરવા તલપી રહી છે. "

પેલી રમણીએ આસન તજી ઘરના ખુણાનો આશ્રય લીધો. ચન્દ્રસેને વળી કહ્યું, " સુંદરિ, તારૂં નામ શું ?–યુથિકા, મલ્લિકા કે માલતી ? આવાં રૂપમાં એવું કોઇપણ નામ લાજે તેમ છે. "

પેલી રમણી ભીંત તરફ મ્હોં કરી ઉભી રહી, તે વખતે દારૂડિએ લથડતા પગે તેની પાસે જઇ તેનો હાથ પકડયો. યુવતી કાતર કંઠી બૂમ પાડી ઉઠી, "પિતા." પાલિતા કન્યાના કાતરકંઠનો ધ્વનિ સંગેમરમરના ખાલી મહેલના ઓરડે ઓરડામાં પ્રતિધ્વનિત થયો પરંતુ તેનો પિતા તો તે વખતે તરૂણી અનન્તાના રૂપસાગરમાં ગળાં સુધી ડુબેલો હતો. તેથી તેના કાનોમાં આ બૂમે પ્રવેશ કર્યો નહિ. ચન્દ્રસેન બળપૂર્વક રમણીનો હાથ ખેંચવા લાગ્યો. અને યુવતી સામું જોઇ કહેવા લાગ્યો, " સુંદરિ, ગુસ્સે શામાટે થાય છે ? તુ મારી પાસે બેસ, હુ ફુલની માળાનાં સુંદર અલંકારથી તારાં શરીરને શોભાવું."

તે વખતે બીજો કશો ઉપાય ન જોઇ રમણીએ કાતર કંઠે બૂમ પાડી, " દેવ, આપ પિતા છો, મારો હાથ છોડો. "

ચન્દ્રસેને હસતાં હસતાં કહ્યું, " તેમ તે બને ? સુંદરિ, કુસુમની પાંખડીઓ જેવાં અંગના સ્પર્શથી હુ આજે ધન્ય થયો છું, તો તેવાં સુખથી તું મને અટકાવે છે કેમ ? "

યુવતીએ હાથ છોડવાનો પ્રયત્ન કરતાં કરતાં આંસુથી રૂંધાતા અવાજે કહ્યું, " દેવ, હુ આપની કન્યા છું, હાથ છોડી દો. "

કરુણા કુમારી



"તોપણ હારડાએ તેનાં લુગડાં છોડ્યાં નહિ."

પૃ. ૨૦૭.

દારૂડિઓ વિકટ હાસ્ય કરી બોલ્યો, " સંબંધ વિનાની વાત કેમ કહે છે? તું કુમારગુપ્તની કન્યા છે, મારી દીકરીની દીકરી છે. વારૂ, તારી વિનંતિથી હાથ છોડી દઉં છું. "

એમ કહી દારૂડીઓ હાથ છોડી તેના લુગડાંનો છેડો પકડ્યો. ઝીના વાળપરથી સુંવાળું રેશમી લુગડું ખસી ગયું, અવગુંઠન મુક્ત વદન-મંડળ જોઇ ચંદ્રસેને કહ્યું, " સુંદરિ, આવાં રૂપથી તો દેવતા, ગંધર્વ કિન્નર વગેરે પણ મુગ્ધ બની જાય તો પછી ચંદ્રસેન તે કોણ માત્ર. " તે વખતે પેલી રમણીએ પોતાનાં વસ્ત્રો હાથવડે પકડી રાખ્યાં હતાં, તે ઉંચા અવાજે પોકારવા લાગી, " પિતા, પિતા, રક્ષણ કરો.

દારૂડિઓ હસતો હસતો કહેવા લાગ્યો, " સુંદરિ, તું ઘણીજ અરસિક લાગે છે. "

" પિતા, પિતા–"

" સુન્દરિ, તારા પિતામાં શું તારૂં રક્ષણ કરવાની શક્તિ છે? અનન્તા હા કહેશે તોજ તે તારૂં રક્ષણ કરવા આવશે ! "

યુવતીના આર્તનાદ ખાલી રાજમહેલના દરેક ઓરડામાં, દરેક ઝરૂખામાં પ્રતિધ્વનિત થયા, પરંતુ તેનું રક્ષણ કરવા કોઇપણ દોડી આવ્યું નહિ. તે વખતે ચંદ્રસેને બીજી વખત તેનાં લુગડાં તાણ્યાં. યુવતી બંને હાથે પોતાની છાતીપરનું લુગડું દબાવી જમીનપર બેસી ગઇ, અને કાતર અવાજે પોકારવા લાગી, " મા, મા, પિતા, રક્ષણ કરો–યુવરાજ–"

પેલા યોદ્ધાનાં ચિત્ર આગળ એક લોઢાંની ભારે ગદા પડી હતી, અકસ્માત રમણીની દૃષ્ટિ તેપર પડી. તેણે ઉતાવળી ગતિથી ત્યાં જઈ તે લીધી, તો પણ દારૂડિએ તેનાં લુગડાં છોડયાં નહિ. ત્યારે તેણે પોતામાં જેટલું બળ હતું તે એકઠું કરી પેલી ગદા ચન્દ્રસેનના માથામાં

મારી. ચન્દ્રસેન બેભાન થઈ જમીનપર પડ્યો; યુવતી ઓરડામાંથી નાઠી.

તરૂણી ઉતાવળે પગલે અંતઃપુર તજી સેંકડો ઓરડાઓ છોડી રાજમહેલના પહેલા ચોકમાં આવી પહોંચી. ચોકમાં માણસો નહોતાં, દરવાજે પ્રતીહાર નહોતા, યુવતી ક્રમેક્રમે ત્રીજા ચોકના દરવાજાપર આવી પહોંચી. દરવાજાની પડખે ખાઇ હતી, ખાઇને કાંઠે એક બીલીનું ઝાડ હતું, તેની નીચે એક સન્યાસી ઉભો હતો. બીકથી વિહ્વળ તરૂણી પેલા સન્યાસીના પગ આગળ મૂર્છા ખાઈ પડી. સન્યાસીએ તેને ભાનમાં લાવી બધું પૂછી લીધું અને કહ્યું, " મા, પાટલિપુત્ર હવે તમારે માટે નિરાપદ નથી, તું શું બીજે સ્થળે જવા તૈયાર છે ?"

યુવતીએ કહ્યું, " આપ પિતા છો, જે આજ્ઞા કરશો તે કરીશ."

" ત્યારે નગરનો ત્યાગ કર. તારાં મૂલ્યવાન લુગડાં જોઇ કોઇને તારાપર સંદેહ આવશે, માટે લુગડાં કાઢી ગેરૂઆં લુગડાં પહેર."

રમણીએ ખાઇને કિનારે, ઝાડની આડચમાં રહી પોતાનાં અતિ કીંમતિ રેશમી લુગડાં કાઢી નાખ્યાં અને સન્યાસીએ આપેલાં ગેરૂઆં લુગડાં પહેર્યાં. વૃદ્ધ સન્યાસીએ પોતાને હાથે તેનાં ઘુંટણ સુધી પસરાતા વાળા કાપી નાખ્યા. ગેરૂઆં લુગડાં પહેરી, મુંડાયલાં માથે પરમેશ્વર પરમભટ્ટારક પરમ વૈષ્ણવમહારાજાધિરાજ કુમારગુપ્તની પાલિતાકન્યા–યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તની ભાવી પત્ની, સામાન્ય ભિખારિણીની માફક પાટલિપુત્ર તજી ચાલી ગઈ.



# પ્રકરણ ૧૪ મું

## નીલમણિ.

વર્ષાઋતુ પૂરી થવા આવી છે, અનન્ત પર્વતોનાં ઉંચા શિખરો બરફનાં કંકણરૂપી ધોળી પાઘડી પહેરી ઉભાં છે,–હેમન્તઋતુ આવવાની તૈયારી થઇ રહી છે. બીજું હૂણ–યુદ્ધપણ પૂરૂં થવા આવ્યું છે. બાહ્‌લીક અને કપિશાના પર્વતો, નદીઓ અને ખીણોમાં આર્ય, મગધ, અને અનાર્યહૂણોનાં લોહીના પ્રવાહો ચાલ્યા છે. હૂણોએ સ્વપ્નામાં પણ ધાર્યું નહોતું કે સૂર્યના પ્રકાશથી ઉજ્વળ, અનાજનાં ખેતરોથી લીલીછમ મગધના લોકો આ બરફના પહાડી મુલકમાં લાંબો વખત ગાળશે, પહેલાં હુણ–યુદ્ધમાં જય મેળવી સામ્રાજ્યની સેના મગધમાં જતી રહી હશે એમ ધારી કંઇપણ મહેનત વિના બાહ્‌લીક, કપિશા, ગાંધાર અને ઉદ્યાન લુંટવાની ઇચ્છાથી હૂણસેનાએ બીજીવાર વક્ષુ ઓળંગી હતી. પરંતુ પ્રત્યેક ખીણોમાં, પ્રત્યેક મેદાનોમાં, પ્રત્યેક પર્વતનાં નદી તીર્થોમાં તેનો મનોરથ વ્યર્થ થતાં હૂણસેનાએ જાણ્યું કે હજુ મગધની સેના મગધમાં ગઇ નથી.

ધીરે ધીરે અપૂર્વ કુશળતાથી ગોવિન્દગુપ્ત ચારે તરફથી હૂણ-સેના ઘેરતો હતો, તેને વિશ્વાસ હતો કે હવે એક પખવાડિઆમાં હૂણસેના તાબે થશે. પટ્ટમહાદેવીનાં મરણ પછી બે માસે એક દિવસ સાયંકાળ વખતે મહારાજ–પુત્ર ગોવિન્દગુપ્ત શક રાજાઓથી વીંટાઇને તંબુની પાસે બાહ્‌લીકાની બીની રેતીપર બેઠો હતો. હૂણસેનાને હારતી જોઇ કાયર શકરાજાઓ કંઇપણ સંકોચ રાખ્યા વિના મહારાજ પુત્ર પાસે આવ્યા હતા. લડાઇ શરૂ થઇ ત્યારે તેઓએ નિર્લજ્જની માફક રાજ્ય અને રાજધાની ત્યજી પોતાનાં રક્ષણ માટે પર્વતનાં શિખરોનો આશ્રય

લીધો હતો. તે વખતે ગોવિન્દગુપ્તે કહ્યું હતું કે સામ્રાજ્યની સેના જ્યારે જય મેળવશે ત્યારે તેઓ લૂટ મેળવવાની આશાએ મારી પાસે આવશે.

તે દિવસ સવારમાં સ્કન્દગુપ્ત. ભાનુમિત્ર, ચક્રપાલિત, બન્ધુવર્મા અને ઇન્દ્રપાલિત દૂરના પર્વતોમાં પડેલી હૂણુસેના પાછળ ગયા હતા. ગોવિન્દગુપ્ત સંધ્યાકાળ વખતે અંધકારમય નદીને કાંઠે તેમની વાટ જોતોજોતો શકરાજાઓ સાથે વાતચીત કરતો હતો. દૂરના તંબુઓમાં હજારો અગ્નિકુંડ સળગ્યા હતા. થાકી ગયેલી મગધની સેના રાંધવા લાગી હતી. અકસ્માત્ અંધકારથી ઘેરાયલા નદીને કિનારે ઘોડાનાં પગલાંનો શબ્દ સંભળાયો. થોડીવારમાં એક છડીદારે મહારાજ પુત્રને નમન કરી કહ્યું, "ભટ્ટારક, મગધથી એક ઘોડેસ્વાર આવ્યો છે, તે પોતાની ઓળખાણ આપવા ઇચ્છતો નથી, કેવળ એટલુંજ કહે છે કે મારે મન્દમલયાનિલને મળવું છે."

આશ્ચર્યચકિત થઇ મહારાજ પુત્રે કહ્યું, "તેને જલદી અહિં લઈ આવ."

છડીદાર નમન કરી ચાલ્યો ગયો, મહારાજપુત્ર શકરાજાઓને વિદાય કરી એકલા નદીને કિનારે ઉત્સુક્તાપૂર્વક આગન્તુકની વાટ જોવા લાગ્યા. થોડીવારમાં પેલો છડીદાર પેલા આગંતુકને નદી કિનારે લઈ આવ્યો. નવા આવેલા માણસે મહારાજપુત્રને નમન કરી તેના હાથમાં એક વીંટી મૂકી. અંધારામાં અંગુઠીનો રંગ જોઇ મહારાજપુત્ર ધ્રૂજવા લાગ્યો. તેણે પૂછ્યું, "તું કોણ છે?"

"હું પાટલિપુત્ર નગરનો પ્રતીહાર છું."

"કેમ આવ્યો છે?"

"આપને આ વીંટી આપવા."

" કોની આજ્ઞાથી આવ્યો છે ? "

" મહાનાયક મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તદેવની આજ્ઞાથી. "

" વીંટી બીજા કોઇને બતાવી છે ? "

" મહાપ્રતીહારની આજ્ઞા મુજબ બીજી વીંટી પટ્ટમહાદેવીને આપી છે, અને ત્રીજી વીંટી પુષરપુરમાં મહામંત્રી દામોદર દેવ ને આપી છે. "

" બાકીની વીંટીઓનું શું કર્યું છે ? "

" મહાપ્રતીહારની આજ્ઞાથી ગંગાજળમાં પધરાવી છે. "

આગન્તુકની વાતચીત સાંભળી મહારાજપુત્રનું આખું શરીર કંપવા લાગ્યું, તે વારંવાર ધ્રુજવા લાગ્યા અને આંસુથી રૂંધાઇ ગયેલા અવાજે બોલવા લાગ્યા, " દેવિ, ત્યારે શું તમે નથી ? માતા, ત્યારે શું તમે શ્યામા મંદિરમાં ખરેખર આત્મબળિદાન આપ્યું છે ? દૂત, વીંટીનો કેવો રંગ છે તે તેં જોયો છે ? "

" દેવ, મહાપ્રતીહારે આજ્ઞા કરી હતી કે વીંટી જોઇશ નહિ, "

વિકૃત કંઠે ગોવિન્દગુપ્તે પોકાર કર્યો " અરે, કોણ છે ? જલદી મશાલ લાવ. "

તે અવાજ સાંભળી સેંકડો સૈનિકો કંપવા લાગ્યા, અતિ ઉતાવળે મશાલચી નદી તીરે આવ્યો. કંપતા હાથે ગોવિન્દગુપ્તે વીંટીનો મણિ જોયો. તેનું આખું શરીર અવશ થઇ ગયું, વીંટી હાથમાંથી પડી ગઇ, હજારો લડાઇઓ જીતનાર કઠોર શકમંડળનો એક માત્ર અધીશ્વર પરમેશ્વર પરમવૈષ્ણવ પરમભટ્ટારક મહારાજ ગોવિન્દગુપ્ત નીલમણી જોતાં મૂર્છા ખાઇ બાહલીકાની ભીની રેતીપર પડયો.

જ્યારે તેને ભાન આવ્યું ત્યારે બાહલીકને પેલેપાર હજારો મશાલો પ્રકાશતી હતી, હરોળના યોદ્ધાઓ ખબર લાવ્યા કે યુવરાજ લડાઇમાં જય મેળવી પાછા ફરે છે. ગોવિન્દગુપ્તે ઘોડો અને બખ્તર લાવવાની

આજ્ઞા કરી મુરારિને બોલાવ્યો. મુરારિ આવે તે પહેલાં યુવરાજે આવી પોતાના કાકાને નમન કર્યું, મહારાજપુત્ર આસનપરથી ઉઠી હૃષ્ણ વિજયી ભત્રીજાને ભેટયા, ભેટતી વખતે બેઉનાં આંસુઓનાં ટીપાં સ્કન્દગુપ્તના ગાલપર પડયાં. યુવરાજે આશ્ચર્ય પામી મહારાજપુત્ર સામું જોયું. તેને જણાયું કે મહારાજપુત્રની આંખોમાંથી આંસુનો ધોધ છૂટયો છે, સ્કન્દગુપ્તે અતિ વિસ્મય પામી પૂછ્યું, કાકા, આપની આંખોમાં આંસુ કેમ ? "

ગળગળા અવાજે ગોવિન્દગુપ્તે કહ્યું. " પુત્ર. દીલગીર થઇશ નહિ, હું હમણાંજ પાટલિપુત્ર જઇશ. "

" પિતાજી, કેમ ? "

" રાજકાર્યે માટે, બીજી વાત પૂછીશ નહિ, સાંભળ પુત્ર, લોહીનો સંબંધ થોડીવાર માટે ભૂલીજા. હું સેનાપતિ છું, તું સૈનિક છે, હું જે આજ્ઞા કરૂં તે શબ્દેશબ્દ પાળજે, બીજું કંઇ કરીશ નહિ.

સ્કન્દગુપ્ત અતિશય નવાઇ પામી મહારાજ-પુત્ર સામું જોવા લાગ્યો. ગોવિન્દગુપ્તે ફરીથી બોલવું શરૂ કર્યું, " પુત્ર, રાજકાર્યે માટે પાટલિપુત્ર જાઉં છું, કયારે પાછો આવીશ તે કહી શકતો નથી અત્યારથી તું મગધ સેનાનો સેનાપતિ છે, યાદ રાખજે કે લાખો નર-નારીનું ધન, માન તારાં બાહુબળ, તારી માનસિક શક્તિ અને તારાં ધૈર્યપર આધાર રાખે છે. આત્માભિમાન ભૂલિ જા, અહંકાર તજીદે, મનમાં એટલુંજ સમજજે કે ' હું આર્યાવર્તના દરવાજાનો પ્રતીહારમાત્ર છું, રાજ્ય રસાતાળમાં જાય. મગધ સમુદ્રમાં પડે, આત્મિય-સ્વજનનો ધરતીપરથી નાશ થઇ જાય, તોપણ તારા શરીરમાં પ્રાણ હોય-બાહુમાં શક્તિ હોય-ત્યાં સુધી આ દરવાજાનો માર્ગ તજીશ નહિ. "

અચિંતો બહુ મહેનતે ખાળી રાખેલો અશ્રુપ્રવાહ મહારાજગુપ્તની આંખોમાંથી બહાર આવવા લાગ્યો. આંધળાની માફક અનુમાન કરી

આગળ વધી મહારાજપુત્રે સ્કન્દગુપ્તને ગાઢ આલિંગન કર્યું. લાગણી ભર્યા અવાજે કાકાએ ભત્રીજાને કહ્યું, "પુત્ર, મારી એક બીજી માગણી છે, મગધમાં આવીશ નહિ. કોઇના પણ હુકમથી અથવા માગણીથી મગધની સીમામાં પગલું મૂકીશ નહિ. મને સ્પર્શ કરી પ્રતિજ્ઞા કર."

યુવરાજે મન્ત્રમુગ્ધની પેઠે કહ્યું, "પ્રતિજ્ઞા શામાટે પિતા? આપની આજ્ઞા શું પૂરતી નથી?"

"સ્કન્દ, હું માગણી કરૂં છું કે મારો સ્પર્શ કરી તું પ્રતિજ્ઞા કર."

"પ્રતિજ્ઞા કરૂં છું કે આપની આજ્ઞા સિવાય, પિતા આજ્ઞા કરશે તો પણ મગધની સીમામાં પગલું મૂકીશ નહિ."

તે પછી યુવરાજને આલિંગન મૂક્ત કરી ગોવિન્દગુપ્તે તરવાર મ્યાન બહાર કહાડી અને ગંભીર અવાજે ભાનુમિત્ર વગેરે યુવરાજના સોબતીઓને કહ્યું, "પુત્રો, મારી માગણી મુજબ તમારે પણ એક પ્રતિજ્ઞા લેવી પડશે, તરવાર ઉઘાડી કરો."

ભાનુમિત્ર, હર્ષગુપ્ત, બન્ધુવર્મા, ચક્રપાલિત, દેવધર અને ઇન્દ્રપાલિતે જમણા હાથમાં ઉઘાડી તરવાર પકડી. ગોવિન્દગુપ્તે કહ્યું, "પુત્રો, પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી હાથમાં શક્તિ રહેશે ત્યાં સુધી આર્યાવર્તનો એક માત્ર આધારનું સ્થળ સ્કન્દગુપ્તનું અમે રક્ષણ કરશું. જ્યાં સુધી અમારામાં ચેતના રહેશે ત્યાં સુધી તેના સંગનો ત્યાગ કરીશું નહિ, નાડીઓમાં લોહીનું ટીપું રહેશે ત્યાંસુધી આર્યાવર્તનાં મુખ્ય દ્વારનો ત્યાગ કરશું નહિ."

ખુલ્લી તરવારો ખડખડાટ કરતી પાઘડીઓને અડકી માનનો સ્વીકાર કરવા મહારાજપુત્રે પોતાની તરવાર પાઘડીને અડકાડી તેણે ગળગળા અવાજે કહ્યું, "પુત્રો, તમારી પાસેથી જવાની રજા માગું છું. આજ પાટલિપુત્ર જાઉં છું. જો ઉદ્દેશ સિદ્ધ થશે તોજ પાછો

ફરીશ નહિ તો નહિ. આર્યાવર્તનું ભવિષ્ય અંધકારમય છે, મગધની પરીક્ષાનો સમય આવ્યો છે, પુત્રો, શિષ્યો મગધનું નામ રાખશો: ક્ષાત્રધર્મનું રક્ષણ કરશો, એજ આ વૃદ્ધની છેલ્લી માગણી છે અગ્નિ-ગુપ્તે આત્મબળિદાન આપ્યું છે, ભવિષ્યમાં સેંકડો અગ્નિગુપ્તની આવશ્યકતા પડશે, તેને માટે તૈયાર રહેજો. આત્મવિસ્મૃત થશો નહિ. સ્કન્દનો ત્યાગ કરશો નહિ, મગધમાં પગલું મૂકશો નહિ; ચક્રધર વિષ્ણુ તમારૂં સારૂં કરશે."

થોડા વખત પછી મુરારિ સાથે ઘોડેસ્વાર થઇ ગોવિન્દગુપ્તે તંબુ છોડયો. છાવણીની સીમાપર દેવધરે તેનાથી છૂટા પડતી વેળા તેમને પૂછ્યું, "દેવ, શું થયું છે ?"

ગોવિન્દગુપ્તે તેને નીલમણિ વાળી વીંટી બતાવી કહ્યું, "દેવધર, ગુપ્તવંશની જ્યોત્સ્ના જેવો.ધોળો યશ કલંકની કાળાશથી ઢંકાઇ ગયો છે, જો મનુષ્યથી થઈ શકે તેમ હશે તો તે કાળાશ હું દૂર કરીશ, નહિતો એક સમુદ્રથી બીજા સમુદ્ર પર્યંત ફેલાયલું આર્યાવર્ત મગધની સેનાનાં લોહીથી રંગીશ."

## પ્રકરણ ૧૫ મું

### સંદેશો લાવનાર.

પુરુષપુર નગરનાં કનિષ્કચૈત્યની સીમાપર વહેતી નાની નદી કાંઠે બેસી એક કદાવર બ્રાહ્મણ સંધ્યા વંદન કરતો હતો, તેનું કપાળ ગંભીર ચિંતાથી કરચલીઓ વાળું હતું, વદન મંડલ અપ્રસન્ન હતું. બ્રાહ્મ સંધ્યા કરતો કરતો વચમાં બબડતો હતો કે, "આ પણ શું સંભવિત છે ? ચન્દ્રગુપ્તનો પુત્ર માળવા–સૌરાષ્ટ્રને જીતનાર કુમાર-

ગુપ્ત તે શું ઇચ્છાપૂર્વક સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિનું સત્યાનાશ વાળશે ? પ્રભુ, આર્યાવર્તના લલાટમાં તેં શું લખી રાખ્યું છે તે કોણ કહી શકે તેમ છે ?"

સન્ધ્યા થવા આવી તો પણ સંધ્યા વંદન પૂરી થઈ નહિ. કનિષ્કચત્ય અંધકારનાં ગાઢ આવરણથી ઢંકાઈ ગયો, ચૈત્ય અને વિહારમાં ઘીના સેંકડો નાના દીવા પ્રકટયા, આરતિનાં શંખો વાગવા લાગ્યા, તોપણ પેલા વૃદ્ધ બ્રાહ્મણની સાયંસંધ્યા પૂરી થઈ નહિ. બ્રાહ્મણ એકાએક બબડયો, "મા, આટલી બધી ભૂખ ? વક્ષુથી સિન્ધુના કાંઠા સુધીની ભૂમિ મગધની સેનાથી પલળી ગઇ છે, તોપણ શું રણચંડીની રૂધિરપિપાસા તૃપ્ત થઇ નથી ? નવીન મગધ સામ્રાજ્યની આવરદા, મગધ સામ્રાજ્યની ઉમર હજુ તો સો વર્ષની પણ થઈ નથી, મા, એ દરમિયાન તો તેં સંહારમૂર્તિ ધારણ કરી ?"

છેવટે બ્રાહ્મણે ભાનમાં આવી ફરીથી આચમન કર્યું અને અધૂરી સંધ્યા પૂરી કરવા લાગ્યો. એકાદ ક્ષણ પછી બ્રાહ્મણ પાછો બબડવા લાગ્યો, "ખોટીવાત, બૌદ્ધ પાખંડી હરિબલે મને છેતરવા માટે વીંટી મોકલી હશે," અકસ્માત્ પાછળ શબ્દ આવ્યો, "ખોટું નથી, તદ્દન ખરૂં છે."

બ્રાહ્મણ કંપવા લાગ્યો અને ગળગળા અવાજે બોલી ઉઠયો, "ના, ના, જૂઠું છે, તું જે હોય તે કહે કે આ સમાચાર ખોટા છે– બૌદ્ધ લોકોનું છળ છે કહીશ નહિ કે, ચંન્દ્રગુપ્તના પુત્રે, સમુદ્રગુપ્તના પૌત્રે, ઇન્દ્રલેખાની કન્યા અનન્તાનું પાણિગ્રહણ કર્યું છે, કહીશ નહિકે– ચંન્દ્રગુપ્તની પુત્ર વધૂ, કુમારગુપ્તની ધર્મપત્ની અને સ્કન્દગુપ્તની માતા આ લોકમાં નથી, શત્રુ હો કે મિત્ર હો બ્રહ્મ હત્યા કરીશ નહિ."

અંધકાર ભેદી એક કદાવર મૂર્તિ બ્રાહ્મણના પગમાં પડી. વ્યાકુળ બ્રાહ્મણ આશીર્વાદ આપવાનું ભૂલી જઇ પૂછવા લાગ્યો, "તું કોણ છે ?"

"કાકા, ઓળખી શકતા નથી ?"

"કોણ, કૃષ્ણ ! તું પુરુષપુરમાં ?"

"દેવ, મગધમંડળમાં કૃષ્ણગુપ્તનું સ્થાન નથી."

"ત્યારે શું બધું ખરૂં ?"

"બધું ખરૂં."

"મહાદેવી ?"

"ગુપ્તકુળ વધૂનું કર્તવ્ય કરી ગયાં છે, ગુપ્તકુળની મર્યાદા રહી છે, આર્ય સમુદ્રગુપ્તની રાષ્ટ્રનીતિમાં ફેરફાર થયો નથી, એક મહાદેવી જીવતાં બીજી સ્ત્રી મગધ સામ્રાજ્યનાં સિંહાસનપર પગ મૂકી શકી નથી."

વૃદ્ધ બ્રાહ્મણ માતાનું નામ બોલી અકસ્માત્ ભીની રેતીપર બેસી ગયો, આ પ્રમાણે અર્ધીઘડી વહી ગઇ. ત્યાર પછી જરા શાંત થઈ દામોદરશર્માએ પૂછ્યું, "કૃષ્ણ, મારી આજ્ઞા પાળી છે ?"

કૃષ્ણગુપ્તે કહ્યું, "હા, અક્ષરે અક્ષર જે મુહૂર્તે મહારાજાધિરાજે અનન્તા સાથે પાટલિપુત્રના દરવાજામાં પ્રવેશ કર્યો તેજ મુહૂર્તે એક પ્રતીહારે દરવાજાપરથી અંતઃપુરમાં ગમન કર્યું હતું અને શ્યામમંદિરમાં પટ્ટમહાદેવીના હાથમાં નીલમણીની વીંટી આપી હતી. તે તરતજ નગર છોડી આપની અને મહારાજપુત્રની શોધ માટે ગાંધારમાં આવ્યો છે."

કૃષ્ણ, વીંટી મળી તોપણ વિશ્વાસ નહોતો પડતો કે મગધનાં સિંહાસનપર વેશ્યાની કન્યાએ પગ મૂક્યો છે. મહાદેવી ક્યાં છે ?"

કૃષ્ણગુપ્તે હજારો તારાવાળાં આકાશ તરફ આંગળી કરી કહ્યું, "કૈલાસમાં."

"ક્યારે......?"

" દેવ, શ્યામાએ જાતે માતાને બોલાવી લીધાં છે. "

" શહેરમાં કોઈ નહોતું ? "

" વૃદ્ધ રામગુપ્ત હતા. હું ખાનગી કામ માટે ગયા ગયો હતો, બીજે દિવસે શહેરમાં આવ્યો ત્યારે સાંભળ્યું કે મહાદેવીનું શબ હજુ સુધી શ્યામા-મંદિરમાં પડ્યું છે રાજમહેલમાંનાં માણસો ચાલ્યાં ગયાં છે નગર નરક જેવું થઇ ગયું છે, મહારાજાધિરાજ અનન્તાના હાથમાં નાચે છે. "

" તું પુરૂષપુરમાં શામાટે આવ્યો ? "

" મારી ઇચ્છાથી નથી આવ્યો પ્રભુ ! મગધમાં તો શું પણ આ વિશાળ ગુપ્તસામ્રાજ્યમાં મને લાગે છે કે કૃષ્ણગુપ્તનું સ્થાન નથી. "

" શામાટે કૃષ્ણ ? "

" પિતા, ધાર્યું હતું કે-નહિ કહું, પાપની વાત મ્હોંપર લાવીશ નહિ. "

" કૃષ્ણ, અત્યારથી-આજથી આર્યાવર્તમાં પાપ તે પુણ્ય છે અને પુણ્ય એ પાપ છે. "

" ત્યારે સાંભળો. તે દિવસ પાટલિપુત્રમાં એવું કોઈ નહોતું કે જે મહાદેવીનાં શબનું રક્ષણ કરે, આઠ પહોર વીત્યા પછી બહુ મહેનતે વૃદ્ધ મહાદંડનાયક રામગુપ્તે અન્ત્યેષ્ટિ ક્રિયાની તૈયારી કરી હતી. સમાચાર મળતાંજ હું એકલો શબ ઉપાડવાની આશાથી ત્રીજા ચોકના દરવાજાપર ઉભો હતો. ગંગાદ્વાર બંધ હતું, દરવાનો નાસી ગયા હતા, એથી રામગુપ્ત અને શબ ઉપાડનારાઓ સ્વર્ગીય પટ્ટમહાદેવીનું શબ લઇ દરવાજાને માર્ગે ગંગાદ્વારપર જતા હતા. તેઓ ત્રીજા ચોકના દરવાજાપર આવતાં—"

" અટક્યો કેમ ? "

ત્યારે ઇન્દ્રલેખાનો જાર નગરવાસી અનુચરવર્ગ સાથે રાજમહેલમાં રાત ગાળવા આવતો હતો. દેવ, પાટલિપુત્રમાં, રાજમહેલના દરવાજાપર મારી અને રામગુપ્તની સમક્ષ વેશ્યાના ઉપપતિ દારૂડીઆ ચંદ્રસેને સ્કન્દગુપ્તની માતાનું શબ અટકાવ્યું હતું. "

" હવે બધું સંભવિત છે. "

" કેવળ એટલુંજ નહિ. મારી સમક્ષ, રામગુપ્તની સમક્ષ, એક હજાર મગધના ઘોડેસ્વારોની સમક્ષ વિષ્ઠાના કીડા ચંદ્રસેને કહ્યું કે " એ ડોસીનું શબ ખાઇમાં ફેંકી દો. "

" વાહ પ્રભુ, વાહ ચક્રધર વિષ્ણુ, અતિસુંદર! હે દર્પહારી, અત્યારે મારો ગર્વ ગયો. હું નિશ્ચિત ચિત્તે ગાંધારની સીમાનું રક્ષણ કરવા આવ્યો હતો પરંતુ પર્ણકુટિરમાં અગ્નિકુંડ સળગતો રાખી આવ્યો હતો તે બાબતનું મને ભાન ન રહ્યું. લોકો કહે છે કે દામોદર ચાણક્યનીતિ પરાયણ છે–પરંતુ હે ચક્રધર, તારી કુટિલનીતિ શું માનવો સમજી શકે તેમ છે? મને બરાબર સજા મળી, મારો ગર્વ ગળી ગયો છે, પરંતુ દેવ, ક્યાં પાપથી ફક્ત સો વર્ષમાં સમુદ્રગુપ્તનાં સામ્રાજ્યનો ધ્વંસ થયો? "

બંને જણા એકાદ ઘડી નદીને કિનારે અંધારામાં ઉભા રહ્યા, પછી મહામંત્રીએ પૂછ્યું, " કૃષ્ણ, તેં શા કારણથી મગધનો ત્યાગ કર્યો તે તો કહ્યું નહિ. "

" દેવ, બીજે દિવસે સવારમાં ચન્દ્રગુપ્તના પુત્રે ખાલી સભામંડપમાં દરવાનો અને છડીદારોથી વીંટળાઈ ઇન્દ્રલેખાની વર્ણસંકર કન્યાને સિંહાસનપર બેસાડી. "

" અતિસુંદર! "

" સિંહાસનપર બેઠા પછી નવીન પટ્ટમહાદેવી માતાના જારનું અપમાન કર્યું હોવાથી સામ્રાજ્યનાં ન્યાયમંદિરમાં અમારી વિરુદ્ધ

હારાજાધિરાજ પાસે ફરિયાદ કરતી હતી, તે કાનોકાન સાંભળતાં તે લાગ્યું કે સામ્રાજ્યના પ્રતીહારોનાં રક્ષણનું કાર્ય હવે કૃષ્ણગુપ્તથી ઇ શકશે નહિ."

"ઘણું સારૂં કર્યું છે, હવે ક્યાં જવાનો છે?"

"યમાલયમાં."

"અતિ ઉત્તમ સ્થાન, કયે રસ્તે જાય છે?"

"હૂણ-યુદ્ધમાં."

"કૃષ્ણ, જો પાટલિપુત્રમાં પ્રતીહારની રક્ષાની જરૂર પડે તો?"

"આવીશ."

"ક્યારે?"

"જે દિવસ સ્કન્દ આવશે તે દિવસ."

"વારૂ! હવે ક્યાં જઇશ?"

"સ્કન્દની પાસે."

"હું આશીર્વાદ આપું છું કે જય પામ."

"ના, પિતા, બીજી જાતનો આશીર્વાદ આપો."

"કયો આશીર્વાદ?"

"આશીર્વાદ આપો કે મગધમાં પાછું ન ફરાય."

"કૃષ્ણ, તારે મગધમાં આવવુંજ પડશે. હું જાઉં છું."

"ક્યાં, પિતા?"

"પાટલિપુત્રમાં."

"પાટલિપુત્ર નરક છે."

"કૃષ્ણ. નરક પણ મારે માટે અતિ સુંદર, મનોરમ, સુશીતળ સ્થાન છે."

"શું જોવા જાઓ છો?"

"જે ઘર મારા પોતાના હાથે બનાવ્યું છે, તેનો ધગધગતો અંગારો."



# ખંડ ૩ જો

## અંગાર

### પ્રકરણ ૧ લું

#### ઈનામ.

બાહલીક નગરના કિલ્લા બહાર ક્ષીણ કાયાવાળી બાહલીકા નદીને કાંઠે ઝાડ નીચે સવારના પહોરમાં યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત પોતાના મિત્રો સાથે વાતચીતમાં મગ્ન થઈ બેઠો હતો. યુવાવસ્થામાં કોઈપણ ચિન્તા કોઈપણ માણુસને એકાએક વશ કરવાને શક્તિવાન થતી નથી, ગોવિન્દગુપ્તનું બાહલીકથી પાટલિપુત્ર જવું અને પાટલિપુત્રથી કંઇપણ સમાચારનું ન આવવું વગેરે બાબતો યુવરાજ અને તેના સોબતીઓને લાંબો વખત દીલગીરીમાં રાખી શકી નહિ. તરુણ યુવરાજ અને તેના મિત્રો નિશ્ચિત ચિત્તે વાતચીતમાં મગ્ન હતા. નદીને કાંઠેથી એક પ્રૌઢ ભિક્ષુક તેના તરફ ધીરે ધીરે આવતો હતો, તેના તરફ તેઓનું જરાપણ ધ્યાન નહોતું, ભિક્ષુકે ધીરે ધીરે તેની પાસે આવી માગધી ભાષામાં કહ્યું, "નારાયણ તમારૂં ભલું કરો, કંઇક આપશો કે?" યુવરાજ અને તેના સોબતીઓએ ચમકી પાછળ જોયું

તો તેને જણાયું કે ભસ્માચ્છાદિત અગ્નિ જેવો એક કદાવર ભિક્ષુક ઉભો છે. સ્કન્દગુપ્તે તેને પૂછ્યું, " તું મગધવાસી છે ? "

ભિક્ષુકે કહ્યું, " હા પ્રભુ. "

" તું બાહલીકમાં શામાટે આવ્યો છે ? "

" હું ભીખ માગી મારું ગુજરાન ચલાવું છું, ભીખ માટે દેશે દેશ ભટકું છું. "

" મગધ છોડે કેટલા દિવસ થયા ? "

" ત્રણ માસ—ના ત્રણ વર્ષ પહેલાં. "

" અત્યારે ક્યાં જશે ? "

" જ્યાં ભીખ મળે ત્યાં. "

" તમે કઇ જાતિના છો ? "

" ક્ષત્રિય. "

" ક્ષત્રિય છતાં–દેહમાં બળ છતાં તમે ભીખ શા માટે માગો છો ? "

" ત્યારે શું કરું ? પેટ ભરવા માટે ભિક્ષા માગવી પડે છે. "

" હથિઆર પકડતાં આવડે છે ? "

" હા. "

" સામ્રાજ્યની સેનામાં રહીશ ? "

આનંદથી ભિખારીનું મ્હોં ઉજળું થઇ ગયું, તેણે હસતાં હસતાં કહ્યું, " અત્યારેજ. યુવરાજે ચક્રપાલિતના ખભાપરથી ધનુષ્ય લઈ ભિખારીના હાથમાં આપ્યું, તેણે કંઇપણ અનુમત વિના ડાબા હાથે પણછ ખેંચી. યુવરાજે એ જોઇ તેને કહ્યું, " નદીને પેલે પાર એક બગલું બેઠું છે, તેને મારી શકશે ? "

ભિખારીએ ચક્રપાલિત પાસેથી એક બાણુ લઇ પાંચસો હાથ દૂર બેઠેલાં બગલાંને વીંધી નાંખ્યું. તે જોઇ સ્કન્દગુપ્તે કહ્યું, "બીજી પરીક્ષાની જરૂર નથી, તુ ઘોડાપર બેસતાં શીખ્યો છે ?"

ભિખારીએ કહ્યું, "હા."

તને આજથીજ હું મારી શરીર રક્ષક સેનામાં નીમું છું, "ભિખારીએ લાકડી માથે અડકાડી લશ્કરી રિવાજ મુજબ નમન કર્યું તે જોઈ આશ્ચર્યપામી ભાનુમિત્રે પૂછ્યું, "ભિક્ષુક, તમે શું પહેલાં સૈનિક હતા ?"

"હા"

"ક્યાં ?"

"દેશમાં, પાટલિદપુત્રનાં નવમાં ગુલ્મમાં"

"ત્યાંથી નોકરી શામાટે છોડી દીધી ?"

થોડા દિવસ ગૃહસ્થ થયો હતો."

એ વખતે નદી કિનારે પગરવ સંભળાયો, બધાએ તે તરફ જોયું, એક છડીદાર રૂપાનાં વાસણમાં એક પદાર્થ લઇ તેની પાસે આવતો હતો. છડીદારે પાસે આવી યુવરાજને કહ્યું, "દેવ પાટલિપુત્રથી પરમભટ્ટારક પરમેશ્વર પરમવૈષ્ણવ મહારાજાધિરાજની મહામુદ્રાંકિત પત્ર આપની પાસે મોકલાયો છે." છડીદારનું વાક્ય પૂરૂં થયા પહેલાં યુવરાજ અને તેના સાથીઓ ઘાસનાં આસન પરથી ઉઠી ઉભા થયા અને તરવાર ખુલ્લી કરી માથે અડકાડી; ત્યારબાદ પેલા છડીદારે મોટી લાકડાંની દાલ સાથે બાંધેલ રેશમી લુગડાંથી વીંટાળેલ એક પત્ર યુવરાજના હાથમાં આપ્યો. યુવરાજે લુગડું છોડી પત્ર વાંચવો શરૂ કર્યો. મગધના સૈનિકો ઉઘાડી તરવારે પાષાણની પ્રતિમાની માફક ઉભા રહ્યા. લાંબો કાગળ વાંચતાં વાંચતાં સ્કન્દગુપ્તનું મ્હોં એકાએક ફીકું

પડી ગયું, તેના સાથીઓ ઉંચી ડોક કરી તેનાં મ્હોંપર બદલતા ભાવો જોવા લાગ્યા. કાગળ પૂરો વાંચી રહ્યા બાદ યુવરાજે કાગળ માથે અડકાડયો અને તે ભાનુમિત્રના હાથમાં આપ્યો. યુવરાજે છડીદારને પૂછ્યું, "મારી તરવાર કોણ લેશે ?"

છડીદાર વિસ્મય પામી યુવરાજના ચરણોમાં પડયો અને કહેવા લાગ્યો, "દેવ, અતિક્ષુદ્ર માણસ છું, આપનો સેવક છું."

કાગળ વાંચતાં વાંચતાં ભાનુમિત્રની આંખો લાલચોળ થઇ ગઇ તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, કપાળની નસો ઉપસાવા લાગી દિલગીરીથી ગળગળા અવાજે યુવરાજનો બાળમિત્ર ગૌડીય મહાબલાધિકૃત બોલી ઉઠયો, "યુવરાજ ભટ્ટારક....પદચ્યુત....બન્દી...મહારાજાધિરાજનો સસરો....ચંન્દ્રસેન....હૂણ-યુદ્ધમાં મહાસેનાપતિ...યુવરાજ...સ્કન્દ... પત્રમિથ્યા...મહામુદ્રા બનાવટી..."

મગધ સૈનિકે ભાનુમિત્રની પાસે આવી એકાગ્ર મને કાગળ વાંચવા લાગ્યા, તેઓનાં મુખમંડળ પણ ગુસ્સાથી રાતાં થઈ ગયાં ઉઘાડી તરવારો ખડખડાટ કરવા લાગી, તે જોઈ યુવરાજે કહ્યું, "બંધુઓ શાન્ત થાવ, મહામુદ્રા બનાવટી નથી, મગધમાં પરિવર્તન થયું છે, મહારાજાધિરાજે ઇન્દ્રલેખાની કન્યા સાથે વિવાહ કર્યો છે, તેથી પરમ-વૈષ્ણવી પરમભટ્ટારિકા પટ્ટમહાદેવીએ સ્વર્ગારોહણ કર્યું છે, મહારાજા-ધિરાજની આજ્ઞાથી હું બંદી છું. તમારામાંનો એક મારી તરવાર લો. હું માતૃહીન છું, બાહલીકામાં નાહી પ્રેતપિન્ડ અર્પણ કરીશ."

યુવરાજે કટિબંધ અને તરવાર હાથમાં લીધી, પરંતુ કોઇએ પણ તે લીધી નહિ; ત્યારે યુવરાજે વજ્રનાદ જેવા ગંભીર અવાજે કહ્યું, "સૈનિકો તમે બધા સામ્રાજ્યના નોકરો છો, હું સમ્રાટ્નો પ્રતિ-નિધિ છું. હું આજ્ઞા કરૂં છું કે તમે મારી તરવાર લઇ મને બંદીવાન

બનાવો. ભાનુ, આવ." લથડતા પગલે ભાનુમિત્ર આગળ આવ્યો. યુવરાજે કહ્યું, " મારી તરવાર લે. ગળગળા અવાજે ભાનુમિત્રે પૂછ્યું, " યુવરાજ–સ્કન્દ–છેવટે–હું ? "

" હા, ભાનુમિત્ર તમેજ. સામ્રાજ્યનાં કાર્યમાં સ્નેહ, પ્રીતિ કે મમતા રાખવાની નથી. મહારાજાધિરાજનો આદેશ પાળવોજ જોઇએ, મારી તરવાર લે."

" ભાનુમિત્રે પુતળાંની પેઠે યુવરાજની તરવાર લીધી, અને તે માથે અડકાડી છડીદારના હાથમાં આપી. તેમ કર્યા પછી તરતજ પોતાના મ્યાનમાંથી તરવાર કાઢી ભાનુમિત્રે ઢીંચણવડે તેના બે ભાગ કર્યા અને ભાંગેલી તરવાર ભોંયપર નાંખી છડીદારને કહ્યું, " છડીદાર, પાટલિપુત્રના દૂતને કહેજે કે ગોડીય મહાબલાધિકૃત ભાનુમિત્ર વિદ્રોહી છે, તે યુવરાજ ભટ્ટારકની તરવાર પકડવાને સમર્થ નથી."

આ સાથેજ હર્ષગુપ્ત, ચક્રપાલિત, હરિગુપ્ત અને બંધુવર્માએ પોતપોતાની તરવારો ઢીંચણોવડે તોડી ભુમિપર ફેંકી દીધી. સ્કન્દગુપ્તે વિસ્મય પામી કહ્યું, " તમે આ શું કર્યું ? "

કુમાર હર્ષગુપ્તે હસતાં હસતાં કહ્યું, " આર્ય, અમારે કરવાનું કર્તવ્ય માત્ર કર્યું છે."

" હવે, આપણે ઉત્તરાપથના દરવાજાપર છીએ. કાકાની આજ્ઞા શું ભૂલી ગયા છો ? મહારાજાધિરાજે મને કેદી બનાવવાનો હુકમ કર્યો છે, તમે શામાટે કર્તવ્ય ચુકો છો ? "

ભાનુઃ–"અમે સમજી શકતા નથી સ્કન્દ, તમારા જેવી કર્તવ્યની સમજણ અમારામાં નથી. અમે જે કર્તવ્ય માન્યું તે કર્યું છે."

હર્ષઃ–"આર્ય, અમે સામ્રાજ્યના ચાકર છીએ, મહારાજાધિરાજના દાસ છીએ, પરંતુ અમે ગુપ્તવંશમાં જન્મેલા છીએ, હું પણ સ્કંદ-

ગુપ્તનો પૌત્ર છું. ક્યું મ્હોં લઇ પાઘડીને તરવાર અડકાડી ઇન્દ્રલેખાના જારને નમન કરૂં ?"

હરિગુપ્તઃ-" યુવરાજ, ગુપ્તવંશમાં જન્મેલો કોઇપણ માણસ વેશ્યાની કન્યાને પવિત્ર આર્યપટ્ટપર બેઠેલી જોઇ શકશે નહિ અગર વેશ્યાના ઉપપતિના તાબામાં રહી અસ્રધારણ કરી શકશે નહિ."

બન્ધુવર્માઃ-" યુવરાજ, પાટલિપુત્રમાં વેશ્યાની કન્યા પટ્ટમહાદેવી થઈ શકે પરંતુ માળવામાં તેમ બની શકે તેમ નથી. ઉજ્જયિની અથવા દશપુર ઇન્દ્રલેખાના જારને નમન કરશે નહિ."

ચક્રપાલિતઃ-"યુવરાજ, વંશપરંપરાથી અમારૂં કુળ ગુપ્તવંશની સેવા કરતું આવ્યું છે, પરંતુ વેશ્યાકન્યાની સેવા આનર્ત અથવા સૌરાષ્ટ્રમાં સંભવિત નથી."

સ્કન્દઃ-" બન્ધુઓ, બધું ખરૂં છે પરંતુ મહારાજપુત્રનો ઉપદેશ ભૂલશો નહિ. ક્ષણકાળને માટે મગધ ભૂલી જાવ. ક્ષુદ્રમગધ આખાં ઉત્તરાપથને મુકાબલે અતિક્ષુદ્ર છે. બંધુઓ, આર્યાવર્તવાસીઓએ આપણને આપણી જન્મભૂમિનાં બારણાં સાચવવા માટે નીમ્યા છે, માટે દ્વારનો માર્ગ તજશો નહિ. અભિમાનથી કર્તવ્ય ચુકશો નહિ. તમે હથિઆર છોડશો તો ઉત્તરાપથ અથવા દક્ષિણાપથમાં એવું બીજું કોણ છે કે જે બાહ્લીકાને કિનારે આવી આ સ્થાન સાચવશે ?"

ભાનુઃ-" કેમ, ચન્દ્રસેન ? જેણે તમને બન્દી બનાવવાનો હુકમ મોકલ્યો છે, તેણેજ ચન્દ્રસેનને આ સ્થાન સાચવવા મોકલેલ છે. તેની ઇચ્છા પૂર્ણ થાવ."

સ્કન્દઃ—"ભાનુ, એ વાત તને યોગ્ય નથી. પિતા વૃદ્ધ છે, જો તેની બુદ્ધિ ફરી ગઇ હોય,-જો યોગ્ય સલાહકારને અભાવે સામ્રાજ્યનું વહાણ ખરાબે ચઢયું હોય, તો તમારે ગુસ્સાથી, ક્ષોભથી, અભિમાનથી

હથિઆરો છોડી દૂર રહેવું જોઇએ કે વહાણને ઠેકાણે લાવવા પ્રયત્ન કરવા જોઇએ, તમે હથિઆરો તજી દૂર રહેશો અને આ જંગલી હૂણો આપણી કળદ્રુપ પવિત્ર આર્યભૂમિને ઉજવડ કરી મૂકશે.”

પેલો વૃદ્ધ ભિક્ષુક યુવરાજને આલિંગન પાશમાં બાંધી બોલી ઉઠયો, “પુત્ર, ઘણા દિવસથી સાંભળ્યું નથી. ચંદ્રગુપ્ત, ધ્રુવ સ્વામિની, અગ્નિગુપ્ત નથી, ઘણા દિવસ થયાં આવાં સુંદર વચનો મગધવાસીએ સાંભળ્યાં નથી. ફરી બોલ, પુત્રો સાંભળો, હું પણ ગુપ્તવંશમાં જન્મ્યો છું, મેં પણ રોષના માર્યા પાટલિપુત્રનો ત્યાગ કર્યો છે, કુમારગુપ્ત પાગલ બન્યો છે, પણ ગોવિન્દ અને સ્કન્દ જીવતા છે. મને ખાત્રી છે કે આર્યાવર્તનું રક્ષણ થશે, હૂણોનાં પગલાંથી પવિત્ર આર્યભૂમિ કલંકિત થશે નહિ, મગધને ભૂલી જાઓ, ક્ષુદ્ર મગધ વેશ્યા અને નાયકાઓની રંગભૂમિ થાવ;–કુમારગુપ્ત રસાતળે જાવ, તોપણ આ સ્થાનની રક્ષા કરવીજ પડશે. વંશગૌરવ, આત્માભિમાન ભૂલી જાવ, રમણી અને બાળકોનાં રક્ષણ માટે, દેવતા અને બ્રાહ્મણોની રક્ષા માટે તૈયાર થાવ. પુત્રો, યુદ્ધનાં કાર્યમાં આ મારા વાળ ધોળા થયા છે, તોપણ અપમાન અને અભિમાને મને મોહવશ કર્યો હતો. બાળક સ્કન્દે તે અભિમાન દૂર કર્યું છે.”

સ્કન્દગુપ્તે વિસ્મયપામી પૂછ્યું, “તમે–આપ કોણ છો?”

વૃદ્ધ ભિક્ષુકે લગાર હાસ્ય કરી પુછ્યું, “ઓળખી શકતો નથી સ્કન્દ?”

તે વખતે પેલા છડીદારે બે હાથ જોડી કહ્યું, “પ્રભુ, મેં ઓ-ળખ્યા છે, કુમારપાદીય મહાનાયક કૃષ્ણગુપ્ત દેવ આપની સામે ઉભા છે.”

બધાએ વૃદ્ધ મહાપ્રતીહારની પગની ધૂળ માથે ચઢાવી. કૃષ્ણ-

ગુપ્તે કહ્યું. "સ્કન્દ, શોક કરવાનો સમય નથી, મહાદેવીએ દેહ છોડયો છે; ઘણા દિવસ પહેલાં જાહ્નવીતીરે મેં તેના પ્રેતપિન્ડ દીધા છે, સ્નાન કરી શુદ્ધ થા, શોક છોડી દે, હું હૂણોના લોહીથી પટ્ટમહાદેવીનું તર્પણ કરવા બાહલીક આવ્યો છું, ભીષણ અત્યાચારથી ગુપ્ત કુળલક્ષ્મી વિચલિત થઈ ગઈ છે, ગુપ્તકુળરવિ ! તેને સિંહાસનપર પુનઃપ્રતિષ્ઠા કરનાર આ આર્યાવર્તમાં તારા સિવાય બીજો કોઇ નથી."

આંસુ લૂછી નાખી સ્કન્દગુપ્ત અને મગધના સૈનિકો બાહલીકના પાણીમાં નાહવા ઉતર્યા.

---

## પ્રકરણ ૨ જું

---

### વજ્ર.

મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તનાં બાહલીક તરફ ગમન પછી બે માસે સવારમાં પાટલિપુત્રના સભામંડપમાં વીણાનો ઝંકાર સાંભળી દરવાનો અને છડીદારો વિસ્મય પામ્યા. તેઓ બીતા બીતા મંડપમાં દાખલ થયા તો તેમને જણાયું કે સિંહાસનની સામે, ચારે બાજુએ અને મંડપનાં દરેક આસનપર એકો એક સુંદર વીણા મૂકાયલી છે. આર્યપટ્ટની જમણી બાજુએ મત્સ્ય દેશીય ધોળા આરસની વેદીપર બેસી એક વૃદ્ધ બ્રાહ્મણ વીણા વગાડતો હતો. સ્વર્ગીય પટ્ટમહાદેવીનાં મરણ પછી પાટલિપુત્રના રાજમહેલમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. જૂના ચાકરો મર્યાદાની હાનિની બીકથી અને જુલમના ભયથી કામ છોડી રાજધાની તજી ચાલ્યા ગયા હતા. તોપણ એકાદ બે જુના દરવાનો અને છડીદારો તે વખતે પણ પોતાના પ્રભુની માયાનો ત્યાગ

કરી શક્યા નહોતા. તેઓએ વૃદ્ધને ઓળખ્યો અને બહુજ સન્માનપૂર્વક નમન કર્યું. નમન કર્યા પછી છૂપાઇ ગયા, નવા છડીદારે અને દરવાનોએ તેઓને પેલા વૃદ્ધની ઓળખાણ માટે પૂછ્યું એટલે તે જુના નોકરો બહુજ ધીમેથી કહેવા લાગ્યા, "યુવરાજ ભટ્ટારકપાદીય મહામંડલેશ્વર મહાનાયક મહામંત્રી દામોદરશર્મા દેવ."

પહેલો પહોર વીતી ગયો છતાં સભામાં કોઇ આવ્યું નહિ. વૃદ્ધ અમાત્ય વિસ્મય પામ્યો. તે જાણતો નહોતો કે પાટલિપુત્રના સભામંડપમાં હવે સમુદ્રગુપ્તની નીતિ પળાતી નથી.–પથારીમાંથી મોડા ઉઠવાના સબબે સમ્રાટ્ બીજા પહોર પહેલાં સભામાં આવી શકતા નહિ. સમ્રાટ્‌ની તંદુરસ્તી સચવાય માટે દિવસમાં ફક્ત એક ઘડી સભા મળતી હતી. દિવસ ચઢવા લાગ્યો, વૃદ્ધની નવાઈ વધવા લાગી, તોપણ કોઈ પણ સભામંડપમાં આવતું નહોતું. કંઇપણ ઉપાય ન હોવાથી વૃદ્ધ વારંવાર વીણા વગાડતો હતો. ચિન્તા તેને વખતો વખત બેભાન બનાવી મૂકતી હતી; વૃદ્ધ દામોદરશર્મા જોતો હતો કે કાળજી ન રાખવાથી આર્યપટ્ટના સુંવાળા આરસ મેલા થઇ ગયા છે, દિવાલોપર પારાવતના માળા બંધાયા છે. આર્યપટ્ટની છત્રી લાંબા વખત થયાં સાફ થઇ નથી, તેનાં શિશિર જેવી ધોળી મોતીની સેરો કાજળ જેવી કાળી પડી ગઈ છે. મંડપમાં ચંદનકાષ્ટનાં આસનો કાળજી વિના તૂટી જવા આવ્યાં છે, પડસાળમાં કુળવાન સંપ્રદાયના લોકોનાં હાથીદાંતનાં આસનો બેડોળ બની ગયાં છે, આ બધું જોઈ વૃદ્ધે લાંબો નિસાસો નાખી કહ્યું; "મા, તું વિચલિત થઇ છે, એ તો જાણતો હતો, પરંતુ તેં પાટલિપુત્રનો ત્યાગ કર્યો છે, એ જાણતો નહોતો."

રાજમહેલના અને શહેરના દરેક દરવાજે બીજા પહોરનાં ચોઘડિઆં વાગવા લાગ્યાં, સભામંડપમાં એકાદ બે સભાસદો આવવા

લાગ્યા. તેઓ વીણા સાથે સીત્તેર વર્ષના ડોસાને આર્યપદ્મની પાસે બેઠેલો જોઈ વિસ્મય પામ્યા, તેઓ વૃદ્ધને ઓળખતા નહોતા, તેમ વૃદ્ધ તેમને ઓળખતો નહોતો; થોડીવાર પછી સોનાંની પાલખીમાં બેસી એક ગૌરવર્ણો દુર્બળ પુરુષ મંડપમાં આવ્યો, તેણે જોયું કે દરેક આસનપર એકેક વીણા પડી છે, તે અતિશય ગુસ્સે થઇ બૂમો પાડવા લાગ્યો. બીકના માર્યા છડીદારો અને દરવાનો તેની પાસે દોડી આવ્યા, યુવકે પૂછ્યું, " આ શામાટે આણી છે ? "

છડીદારો અને દરવાનોએ કહ્યું, " પ્રભુ, અમે તે જાણતા નથી ! "

" ત્યારે કોણ લાવ્યું ? "

" અમને ખબર નથી પ્રભુ ! "

વેદપરથી દામોદરશર્મા બોલી ઉઠયા, " ગુસ્સે શામાટે થાય છે બાપુ ? એ બધું હું લાવ્યો છું, બહુ પૈસા ખરચી બહુ મહેનતે વારાણસથી આટલી વીણા એકઠી કરી લાવ્યો છું. "

" તમે કોણ છો ? "

" હું—આગન્તુક. "

" તું રાજમહેલમાં શામાટે આવ્યો છે ? "

" કામ સબબ. "

" મહામંત્રીની બેઠકપર શામાટે બેઠો છે ? "

" અભ્યાસ દોષથી બાપુ, બે ત્રણ પેઢી થયાં ટેવ પડી તે છોડી શકાતી નથી. તમે કોણ છો ? "

" હું તારો બાપ છું. "

" બહુ સારું, હું તમને ઓળખી શક્યો નહિ પિતા, માફ કરશો વીણા આપને માટેજ લાવ્યો છું, તે સ્વીકારી સેવકને આભારી કરો. "

" તું કેવી રીતે જાણી શક્યો કે હું વીણા વગાડી શકું છું. "

"એનો અને તમારો સંબંધ અતિ ગાઢ છે."

"આ માટે તારે શૂળીએ જવું પડશે."

"દંડની આજ્ઞા લખી આણો, હું સહી કરી આપું."

"તું સહી કરનાર કોણ?"

"હમણાંજ કહ્યુંને કે અભ્યાસદોષ-વંશપરંપરાનો અભ્યાસ-ટેવ છોડી છૂટતી નથી. હવે જોઉં તમે કોણ છો?"

"તું મને પૂછનાર કોણ?"

"હું-મારૂં નામ દામોદર, પિતાનું નામ સંકર્ષણ, એજ મારી જીવિકા છે. બાપુ, નામ તેં પહેલાં સાંભળ્યું છે?"

યુવક મહામંત્રીનું નામ સાંભળી ચમકી ગયો અને કહ્યું, "તમે-આપ-મહામંત્રી—"

"હા બાપુ, હજુપણ છું, તોપણ ક્યાં સુધી રહીશ તે નક્કી નથી."

"આપ...આ...પ...ક...ક્યારે આવ્યા?"

"હમણાંજ, હજુ ઘેર પણ ગયો નથી, મોટી ભૂલ થઈ ગઇ બાપુ, મારૂં પાછું આવવું તમને ગમતું નથી એ વાત છેક ભૂલાઈ ગઈ, તમે કોણ છો?"

"હું સામ્રાજ્યનો મહાપ્રતીહાર."

"નામ શું છે?"

"શિવનન્દી."

"પહેલાં ક્યાંય વીણા બજાવી છે?"

યુવક શરમથી નીચું જોઇ રહ્યો. દામોદરશર્માએ ફરીથી પૂછ્યું, "ચન્દ્રલેખાને ઘેર કે?"

યુવકે મૃદુસ્વરે કહ્યું, "હા."

"ચન્દ્રલેખા તારે શું થાય?"

"તે મારી માતા છે."

"વાહ બહુ સારૂં, તારા પિતા કોણ છે? ફલ્ગુયશ કે ચંદ્રસેન?"

"નટચુડામણિ ફલ્ગુયશ મારો પિતા છે."

"શિવનન્દી, તમારૂં કર્તવ્ય શું છે તે તમે જાણો છો?"

"હા, જાણું છું."

"હું સામ્રાજ્યનો યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક છું."

"હું પણ મહાનાયક છું."

"ખરૂં, સામ્રાજ્યની ઘણી ઉન્નત્તિ થઇ જણાય છે! તોપણ હું તારો પ્રભુ છું, પ્રભુને નમન કરવું જોઇએ એ વાત શું તને કોઇએ કહી નથી?"

યુવક શરમથી લાલચોળ થઇ ગયો, તે કેડપર હાથ ફેરવવા લાગ્યો તો તેને જણાયું કે કટિબંધ અથવા તરવાર નથી, ત્યારે તેણે નીચું જોઇ મહામંત્રીને કહ્યું, "દેવ, ભૂલથી તરવાર ઘેર મૂકી આવ્યો છું." મહામંત્રીનાં અટ્ટહાસ્યથી આખું સભાસ્થાન ગાજી ઉઠ્યું. દામોદરશર્મા બોલી ઉઠ્યા, "શિવનન્દી, તું ખરેખર કૃષ્ણગુપ્તની પદવી જાળવી રાખે એમ લાગે છે. ફલ્ગુયશ નગરનો હજામ હતો, તરવારનો ઉપયોગ પિતાના કામમાં કરજે, સામ્રાજ્યનાં કાર્યમાં મહાપ્રતીહારને હવેથી અસિ ધારણ કરવી પડશે નહિ."

એ વખતે દરવાજાપર તૂરીનો ધ્વનિ થયો, સમ્રાટ્ અને નવીન પટ્ટમહાદેવી પાલખીમાં બેસી મંડપને બારણે આવી પહોંચ્યાં. સભાસદો આસનો પરથી ઉઠ્યા, દરવાજાપર સ્વાગતના પોકારો થયા, વૈતાલિકો સ્તોત્ર પાઠ કરવા લાગ્યા, મહાપ્રતીહારે નમન કર્યું, સમ્રાટ્ અને મહાદેવી મંડપમાં આવ્યાં. દામોદરશર્મા વેદીપર ઉભા થઇ આશીર્વાદ આપવા લાગ્યા, "મહારાજાધિરાજ ભલે પધાર્યા!" અકસ્માત પરમે-

શ્વર પરમમાહેશ્વર પરમવૈષ્ણવ મહારાજાધિરાજ પરમભટ્ટારક કુમારગુપ્ત વજ્રાહતની માફક સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. સભાસદો વિસ્મય પામ્યા, પટ્ટમહાદેવી સમ્રાટનાં મ્હોં તરફ જોઇ રહી, તેણે જોયું કે વૃદ્ધસમ્રાટનું મ્હોં ફીકું પડી ગયું છે. વૃદ્ધ મંત્રીએ કહ્યું, "પુત્ર, ઘણા દિવસ પછી દેશમાં આવ્યો છું, આગળ આવ, એટલે ગુપ્તવંશનો પ્રાચીન શેવક યથારીતિ નમન કરે."

દેવી અનન્તા સમ્રાટનો હાથ ખેંચી આર્યપટ્ટ પાસે લઇ ગઈ, મહામંત્રી ત્યારે પણ વેદીપર ઉભા હતા, આર્યપટ્ટપર વીણા જોઈ કર્કશ અવાજે મહાદેવીએ પૂછ્યું, "આ કોણ લાવ્યું?"

ગંભીર અવાજે મહામંત્રીએ કહ્યું. "વત્સે, ભાઈ, પુત્ર, ભત્રીજો, સગાંવહાલાં અને લાખો સ્વદેશવાસી સૈનિકો જ્યારે સ્વદેશ અને સ્વધર્મને માટે બાહલીકાતીરે આત્મબળિદાન આપે છે, ત્યારે સમુદ્રગુપ્તનો વંશધર, ચંદ્રગુપ્તનો પુત્ર, મગધના પ્રાચીન આર્યપટ્ટને રંગભૂમી બનાવી જે નાટક કરે છે, તે જોઈ હું મુગ્ધ બની ગયો છું. અને અતીશય પ્રીતિપૂર્વક આ ભેટ આપું છું, વિસ્મય પામીશ નહિ."

વૃદ્ધ સમ્રાટનું માથું અતિશય નીચું નમ્યું, દામોદરે આગળ ચલાવ્યું, "પુત્ર, તું મારી આગળ કેવલ સમ્રાટજ નથી પણ બાલસખાનો પુત્ર છે નાનપણમાં મારે ખોળે ઉછર્યો છે, તારાં આચરણથી બહુ પ્રસન્ન થયો છું. આર્યાવર્તની સીમાપર પરાક્રમી શત્રુ ગાજી રહ્યો છે, ગોવિન્દ, સ્કન્દ, અગ્નિ, મગધથી સેંકડો યોજન દૂર રહી સીમાની રક્ષા કરે છે. તે વખતે બરાબર સમય ઓળખી પ્રાચીન મગધના પ્રાચીન આર્યપટ્ટપર તું જે નાટક ભજવે છે તે આ જગતમાં અતૂલનીય છે. હું આશીર્વાદ આપું છું કે તું સુખી થા."

વૃદ્ધ સમ્રાટ મુંગો બેઠો રહ્યો, સભામંડપ નિસ્તબ્ધ થઇ ગયો,

મંડપનાં બારણામાં ઉભેલી એક પ્રૌઢ સ્ત્રી ક્રોધ અને ભયથી કંપતી હતી, તેને જોઇ દામોદરે કહ્યું. "ઇન્દ્રલેખા. અહિં આવ, તારો જય થયો છે, મારો પરાજય થયો છે. સમ્રાટ્ તારો છે, સામ્રાજ્ય તારૂં છે, તું સમ્રાટ્‌નાં માથાપર આવી બેસ. દરવાજે શા માટે ઉભી છે?"

નર્તકી ઇન્દ્રલેખા વૃદ્ધ બ્રાહ્મણની તીવ્રદૃષ્ટિ સહન ન થઈ શકવાથી નાસી ગઇ. ત્યારે નવીન પટ્ટમહારાણી બોલ્યાં, "મને લાગે છે કે તમે દામોદરશર્મા છો?"

સ્થિર સ્વરે જવાબ આપ્યો, "હા."

"હું કોણ છું તે તમે જાણો છો?"

"જાણું છું. તમે ફલ્ગુયશની કન્યા અને કુમારગુપ્તની પત્ની છો."

"હું પટ્ટમહાદેવી છું. તે શું જાણતા નથી?"

"એ અસંભવિત છે."

"કેમ?"

"વેશ્યાની કન્યા સિંહાસનપર બેસે એટલે કંઇ પટ્ટમહાદેવી થતી નથી."

"શું?"

"સમુદ્રગુપ્તનો કોઇપણ વંશધર જો પ્રાચીનરીતિ ભૂલી જઇ વેશ્યાકન્યાને સિંહાસનપર બેસાડે, તોપણ વ્યભિચારથી ઉત્પન્ન થયેલી સ્ત્રી પવિત્ર પ્રાચીન મહાસામ્રાજ્યની પટ્ટમહાદેવી થઇ શકે નહિ."

"વૃદ્ધ, તમે ભાન ભૂલ્યા લાગો છો, મહારાજાધિરાજ જે ઇચ્છા કરે તે થવું જ જોઇએ. તમને શું મરણની બીક નથી?"

"વત્સે, જો મરણની બીક હોત તો દામોદરશર્મા પાટલિપુત્રમાં આવત જ નહિ."

"તમે મને માન શા માટે ન આપ્યું?"

"તમારા સ્વામીને નમન કરી શકું, પરંતુ જે માથું ધ્રુવસ્વામિની અને સ્કન્દગુપ્તની માતાને નમ્યું છે, તે ફલ્ગુયશની કન્યાનાં ચરણોમાં નમશે નહિ."

"બ્રાહ્મણ, તમે અવધ્ય છો, પરંતુ આ ધૃષ્ટતાને માટે તમારે તમારી જિંદગી પર્યંત દુઃખ ભોગવવું પડશે."

"વત્સે, જીવનને છેડે ઉભો છું, ચંચળબુદ્ધિના કુમારગુપ્તને એકલો મગધમાં રાખી ગયો, એજ એક પશ્ચાત્તાપની બાબત છે. દામોદરશર્માને બીજી કોઈ પણ તરેહનો પશ્ચાત્તાપ થાય તેમ નથી."

"તમે મને નમન નહિ કરો?"

"ના."

"કેમ?"

"તમે નમનને યોગ્ય નથી, વ્યભિચારથી ઉત્પન્ન થયેલી વેશ્યા કન્યાને યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક મહામંત્રી દામોદરે કદીપણ નમન કર્યું નથી અને આજપણ કરશે નહિ."

"શિવનન્દી, વૃદ્ધને બંદીવાન બનાવ."

શિવનંદી લથડતા પગે આગળ આવ્યો, તે વૃદ્ધની વેદી પાસે આવ્યો એટલે દામોદરશર્માએ કહ્યું. "હજામના પુત્ર સાવધાન રહેજે!"

અપમાનથી, ક્રોધથી, અભિમાનથી, ક્ષોભથી નવીન પટ્ટમહાદેવી અનન્તા બોલી ઉઠી, "શિવનન્દી, તેને જલદી કેદ કર, નહિ તો શૂળીએ જઈશ."

શિવનન્દીએ મહામંત્રીને સ્પર્શ કર્યો કે તરત વૃદ્ધની પ્રચંડલાતથી ભોંયપર પડયો. ખડખડાટ હસતો હસતો દામોદર કહેવા લાગ્યો, "અનન્તા, તમારાં રાજ્યનો મહાપ્રતીહાર, તમારા મહાનાયક, ચંદ્રગુપ્તના મિત્રનાં શરીરપર હાથ લગાડી શકે નહિ."

જ્ઞાન વગરની અનન્તાદેવી બૂમો પાડવા લાગી, "અરે કોણ છે, આને જલદી બંદી કરો." કેટલાક નવા દરવાનો અને છડીદારો આગળ આવ્યા. તે વખતે વૃદ્ધે સમ્રાટ્‌ને પૂછ્યું. "પુત્ર, મને કેદી બનાવવામાં તારો મત છે?" વૃદ્ધ સમ્રાટ્‌ નીચું મ્હોં કરી બેઠો રહ્યો. તે જોઈ ભાન ભૂલી જઈ નવીન પટ્ટમહાદેવીએ કહ્યું. "જલદી હા કહો." પરંતુ સમ્રાટ્‌ કાંઈપણ બોલ્યો નહિ. અનન્તાએ ફરીથી કહ્યું. "હા પાડો નહિતો આપઘાત કરીશ." કુમારગુપ્ત અધીર થઈ આર્યપટ્ટપર ઉભો થયો. પટ્ટમહાદેવી તેને ગુપચુપ ઉભેલો જોઇ અધીર થઇ કહેવા લાગી; "તમે નહિ જ કહો?" અંતે બહુ જ મુશ્કેલીથી ગળગળા અવાજે વૃદ્ધસમ્રાટે કહ્યું, "દેવ, પટ્ટમહાદેવીની આજ્ઞા મુજબ આપ બંદી છો."

અકસ્માત્‌ મંડપના દરવાજાપર સેંકડો ઘોડાનાં પગલાં સંભળાયાં, અને તે સાથે જ એક કદાવર યોદ્ધો એક કુદકા સાથે ઘોડાપરથી નીચે ઉતરી મંડપમાં આવી પહોંચ્યો. તેણે સમ્રાટ્‌નાં વચનોનો છેલ્લો ભાગ સાંભળ્યો હતો. વજ્રના કડાકા સમાન ગંભીર અવાજે એ પુરૂષ બોલી ઉઠ્યો, "ચન્દ્રગુપ્તનાં સામ્રાજ્યમાં દામોદરશર્માને કોણ બન્દી કરે છે?" આંસુથી ભરાઇ ગયેલાં નેત્રોએ વૃદ્ધમહામંત્રીએ બાળકની માફક બંને હાથ પ્રસારી ગળગળા અવાજે કહ્યું. "કોણ ગોવિન્દ?"

---

## પ્રકરણ ૩ જું



### દાવાનળ.

યુવરાજભટ્ટારક સ્કન્દગુપ્તને કેદ કરવાની આજ્ઞા લઇ પાટલિપુત્રથી સમ્રાટ્‌નો દૂત જે દિવસે બાહલીક પહોંચ્યો, તેજ દિવસ હૂણ

યુદ્ધનો નવો સેનાપતિ ચંદ્રસેન, લાંબો રસ્તો ઘોડાપર કાપી ઉદ્યાન-દેશના સીમાડાપરનાં નગરહારમાં આવી પહોંચ્યો. નવીન પટ્ટમહાદેવી અનન્તાદેવીની સખ્ત આજ્ઞા છતાં ચંદ્રસેન બીજે દીવસે નગરહારમાંથી મુસાફરી શરૂ કરી શક્યો નહિ, તે ઘોડાપર બેસી બેસી થાકી ગયો હતો, તે માટે તેણે એકાદ અઠવાડીઉં ઉદ્યાનની રાજધાની નગરહારમાં વીતાડવાનો નિશ્ચય કર્યો. ત્યાં એકાદ અઠવાડીઉં ગાળ્યા પછી પાલખીમાં બેસી એક પખવાડિઆંનો રસ્તો એક માસે કાપી બાહલીક નગરમાં આવી પહોંચ્યો.

ચન્દ્રસેનનાં આગમનની વાત સાંભળી સ્કન્દગુપ્તની આજ્ઞામુજબ ભાનુમિત્ર અને ચક્રપાલિતે બાહલીકનગરથી પાંચગાઉ દૂર તેનો સત્કાર કર્યો. નવીન સેનાપતિએ બાહલીકમાં આવ્યા બાદ કોઇની પણ મુલાકાત ન લેતાં એકાદ અઠવાડીઉ બાહલીકના રાજાના મહેલમાં ગાળ્યું. વિશ્રામ લીધા પછી નવીન મહાબલાધિકૃત જે દિવસ છાવણીમાં આવ્યા, તે દિવસ યુવરાજ સ્કન્દગુપ્ત અને તેના સોબતીઓએ તેની સાથે મેળાપ કરવાનું ધાર્યું. કૃષ્ણગુપ્તની સલાહ મુજબ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તની બરતરફી અને કેદની વાત હજુ સુધી છાવણીમાં જાહેર થઇ નહોતી, સૈનિકો તો અત્યાર સુધી જાણતા હતા કે મહારાજપુત્રને બદલે યુવરાજ જ અમારા સેનાપતિ છે.

છાવણીમાં પહોંચ્યા બાદ એક પ્રહરીને સેનાપતિએ પૂછ્યું. “ સ્કન્દગુપ્ત ક્યાં છે ? ” સામ્રાજ્યના યુવરાજ ભટ્ટારકને નામે બોલાવાતો જોઇ પ્રહરી વિસ્મય પામ્યો, તેણે પૂછ્યું. “ આપ શું યુવરાજ ભટ્ટારકને વિષે પૂછો છો ? યુવરાજ તેમના તંબુમાં છે. ”

“ તંબુમાં ! તે કેદમાં નથી ? ”

પ્રહરી આવનારને ગાંડો ધારી હસવા લાગ્યો, અને કહેવા લાગ્યો,

" બાપુ, તમે ક્યાંથી આવો છો ? તમારી વાતચીત પરથી તમે મગધના જણાઓ છો. પરંતુ તમે માણસની મર્યાદા સમજી વાતચીત કરતાં શીખ્યા લાગતા નથી. યુવરાજ ભટ્ટારક મહારાજપુત્રને બદલે સામ્રાજ્યની સેનાના મહાબલાધિકૃત છે. તે કારાગારમાં શામાટે જાય ? "

" ત્યારે શું પાટલિપુત્રથી દૂત આવ્યો નથી ? "

" એક માસ પહેલાં એક દૂત આવ્યો હતો ખરો, પરંતુ તેથી યુવરાજ કેદખાનામાં શામાટે જાય ? "

" મહારાજાના હુકમથી. "

" મહારાજાનો હુકમ ! "

" હુ તારી સાથે વાણીની લડાઇ કરવા આવ્યો નથી. સ્કન્દગુપ્ત ક્યાં છે ? મને તેની પાસે લઈ જા. "

કુમાર સ્કન્દગુપ્તનું નામ બે વખત ઉચ્ચારાતું સાંભળી પ્રહરીનું ધૈર્ય જતું રહ્યું, તેણે કહ્યું, " બાપુ, તમે શું ગૃહસ્થનો આચાર પણ જાણુતા નથી ? બે વખત યુવરાજનું નામ બોલ્યા છો, પણ ત્રીજી વાર નામ લઇ બોલ્યા તો માર ખાશો. "

નવીન સેનાપતિ ગુસ્સે થઇ બોલ્યો, "હુ કોણ છું તે જાણે છે ?"

સૈનિકે કહ્યું, " ના, પરંતુ તું ગમે તે હો, ત્રીજીવાર જો કુમારને તેમનાં નામથી બોલાવ્યા તો આ દંડાથી તારા હાડકાં ભાંગી નાંખીશ. "

" તુ કોની સાથે વાત કરે છે તે જાણતો નથી માટે તને ક્ષમા કરૂં છું. હુ હૂણ-યુદ્ધનો નવો મહાબલાધિકૃત છું. "

સૈનિક ખડખડાટ હસી પડી કહેવા લાગ્યો. " કાલે રાતે દારૂની માત્રા વધુ ચડાવી તો નથી ને ? અગ્નિગુપ્ત સ્વર્ગમાં ગયા છે એ વાત ખરી. મહારાજ પુત્ર પાટલિ પુત્ર ગયા છે. પરંતુ યુવરાજ ભટ્ટારક

રહ્યા છે. તેમની સાથે ગૌડના ભાનુમિત્ર, સૌરાષ્ટ્રના ચક્રપાલિત, માળ-વાના બંધુવર્મા, હરિગુપ્ત, ભાસ્કરગુપ્ત, આદિત્યવર્મા, અને કુમાર હર્ષગુપ્ત છે. તેઓ હયાત છતાં તું મહાબલાધિકૃત ? "

" તું જાણે છે કે હું કોણ છું ? "

" હમણાંજ ઓળખાણ આપી નહિ ચંદ્રવદન, પાછો વારંવાર શું કહું ? "

" હું મહારાજાધિરાજનો સસરો છું તે જાણે છે ? "

" ના, જાણતો નહોતો, ત્યારે તો તું મારો પણ સસરો છે. વાહ, લુગડાંમાં કંઈ છુપાવી લાવ્યા છો કે ? સસરાજી, ત્રણ ઘડી પરિ-શ્રમ કરી અવાજ સુકાઈ ગયો છે. "

એ વખતે એક ગૌલ્મિક ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ ચંદ્રસેને પૂછ્યું, " તમે કોણ છો ? "

ગૌલ્મિકે વિસ્મયતા પૂર્વક તેના સામું જોયું. થોડીવાર થયા છતાં જ-વાબ ન મળવાથી ચંદ્રસેન અતિશય ગુસ્સે થયો અને હલકી ભાષામાં કહેવા લાગ્યો. " તું કોણ છે બાપુ ? તું શું બ્હેરો છે કે મુંગો છે ? "

ગૌલ્મિકે કહ્યું, " હું ગમે તે હોઉં, તેની તમારે શી જરૂર ? પ્રહરી આ માણસ કોણ છે ? "

પ્રહરીએ કહ્યું. " પ્રભુ આ પાગલ લાગે છે. વાત વાતમાં યુવરાજ ભટ્ટારકનું નામ બોલે છે. ઓળખાણ માગતાં કહે છે કે હું નવીન મહા-બલાધિકૃત છું. "

ગૌલ્મિકે અતિ વિસ્મય પામી પૂછ્યું, " બાપુ તમે કોણ છો ? શા માટે છાવણીમાં આવ્યા છો ? "

ચન્દ્રસેને કહ્યું, " હું હૂણ-યુદ્ધનો નવીન મહાબલાધિકૃત છું, મારૂં નામ ચંદ્રસેન છે. "

" મહાબલાધિકૃત, યુવરાજ ભટ્ટારકનું શું થયું છે ? "

" અનન્તાની આજ્ઞાથી સ્કન્દગુપ્ત અને ગોવિન્દગુપ્ત બરતરફ થયા છે, હું હૂણ–યુદ્ધનો નવીન સેનાપતિ નીમાયો છું."

" તોછડી ભાષા બોલશો નહિ, મહારાજપુત્ર, અને યુવરાજ ભટ્ટારકનું નામ કોઇ તોછડાઇથી લેતો સામ્રાજ્યની સેના સહન કરશે નહિ. આપ જો મહાબલાધિકૃત છો, તો નક્કી આપની પાસે આર્ય-પટ્ટ હશે ? "

ચન્દ્રસેને લુગડાંમાંથી સોનાનું આર્યપટ્ટ બહાર કહાડ્યું, ગૌલ્મિક અને પ્રહરી તે જોઇ ઉઘાડી તરવાર કરી નમન કરવા લાગ્યા, પછી તેમણે પૂછ્યું, " આપ શું ખરેખર મહાબલાધિકૃત છો ? "

ચંદ્રસેન ચાળા પાડતો પાડતો કહેવા લાગ્યો, " ના, તમારી સાથે મશ્કરીની વાતો કરવા માટે પાટલિપુત્રથી અહિં આવ્યો છું."

" આપ ક્યાં જવાના છો ? "

" સ્કન્દગુપ્ત ક્યાં છે ? "

" તંબુમાં. "

" તેને કેદ કેમ કરેલ નથી ? "

" કેદમાં ! કોને ? "

" સ્કન્દગુપ્તને, સમ્રાટે તેને કેદી કરવાનો હુકમ આપ્યો છે. "

" બંદી ? "

" હા. "

" તેને બંદી કોણ કહે ? "

" કેમ, તમે. "

" ઉત્તરાપથ અથવા દક્ષિણાપથમાંનું કોઇ યુવરાજ ભટ્ટારકનાં શરીરને અડકી શકે તેમ નથી."

"શામાટે ?"

"જે જાણું છું તે કહું છું, મહાશય, હવે આપ ક્યાં જશો ?"

"સ્કન્દના તંબુમાં."

ગૌલ્મિક ચંદ્રસેન સાથે સ્કન્દગુપ્તના તંબુ તરફ ચાલ્યો, ત્યાર-બાદ સેંકડો ગૌડીય અને મગધસેના આવી પેલા પ્રહરીને વીંટાઇ વળી. જોત જોતાંમાં વિદ્યુતવેગે આખી છાવણીમાં જાહેર થઇ ગયું. કે સમ્રાટ્‌ના હુકમથી યુવરાજ પદચ્યુત થયા છે, તેને બંદી કરવાનો હુકમ થયો છે, પાટલિપુત્રથી એક ગાંડો હૂણ-યુદ્ધનો સેનાપતિ થઇ આવ્યો છે. સેંકડો યુદ્ધ લડનાર યુવરાજ ગૌડીય અને મગધની સેનાની આંખની કીકીરૂપ હતો. શૂરવીર અને પ્રિય બોલનાર યુવરાજની બર-તરફીની વાત સાંભળી સામ્રાજ્યની સેના ગુસ્સાથી પાગલ બની ગઈ. બધા એકી અવાજે બોલવા લાગ્યા કે જેણે શરીરનું લોહી આપી ઉત્તરાપથની સીમા સાચવી છે, જે ગોવિન્દગુપ્ત અને અગ્નિગુપ્તની પડખે રહેનારા છે, જેઓ નાનપણથી સામ્રાજ્યની સેનામાં રહી સે-નાને ચલાવી રહ્યા છે, તેને બદલે કયો માણસ હૂણ-યુદ્ધમાં મહાસેના-પતિ થવા આવ્યો છે ? યુવરાજ ભટ્ટારક બંદીવાન શામાટે ? કોઈના બોલાવ્યા સિવાય, કોઇના હુકમ સિવાય પાંચલાખ ઘોડેસ્વારો અને પાયદળો સજ્જ થઇ યુવરાજના તંબુને વીંટળાઈ રહ્યા.

ચંદ્રસેને ગૌલ્મિક સાથે જ્યારે યુવરાજના તંબુમાં પ્રવેશ કર્યો, ત્યારે સ્કન્દગુપ્ત સામ્રાજ્યના નાયકો સાથે ફીકાં મ્હોંએ વિચાર કરતો હતો. ગૌલ્મિકે આવી નમન કરી કહ્યું. "દેવ, નવા મહાસેનાપતિ આવ્યા છે. યુવરાજે માથું ઉંચું કરી પૂછ્યું. "કોણ ચંદ્રસેન ?"

"હા."

"તેને લઇ આવ."

તરતજ ચંદ્રસેને ગૌલ્મિક સાથે તંબુમાં પ્રવેશ કર્યો, તેને જોઈ બધા ઉભા થયા, ચંદ્રસેને આવી પૂછ્યું. "સ્કન્દગુપ્ત કોણ ?"

યુવરાજે આગળ આવી કહ્યું, "હું."

"તમે કેદમાં શામાટે ગયા નથી ?"

"આજ્ઞા મળી નથી માટે."

"તમે પદચ્યુત છો."

"તે સાંભળ્યું છે."

"તમે બંદી છો."

"સારૂં, ક્યાં જાઉં ?"

"હાલમાં તો કેદખાનામાં અરે કોણ છે, આમને બેડી પહેરાવો."

ચન્દ્રસેનની આજ્ઞા સાંભળી ભાનુમિત્ર બોલી ઉઠયો, "મહાગજ્ઞાધિકૃત, મગધથી શું નવીન સેના લાવ્યા છો ?"

ચન્દ્રસેને વિસ્મય પામી કહ્યું, "કેમ ?"

"જેઓ અહિં છે. તેઓમાંના કોઇ યુવરાજનાં શરીરને અડકશે નહિ."

"શા માટે ?"

"તેઓને પૂછો !"

"મહારાજાનો હુકમ નથી ?"

"મહારાજા પોતે આવે તોપણ નહિ."

"એતો રાજદ્રોહ !"

"જો એ રાજદ્રોહ હોય તો જાણજો કે સામ્રાજ્યની સેના વિદ્રોહી છે."

"તમે—આપ—કરશો નહિ ?"

"યુવરાજ ભટ્ટારક આજ્ઞા આપે તો આપને હમણાં જ બંદીવાન

બનાવીએ, પરંતુ આપની આજ્ઞાથી યુવરાજ તો શું પણ કીડીને પણ અડકશું નહિ."

"શું તમે જાણતા નથી કે હું મહાબલાધિકૃત છું ?"

"જાણું છું, પરંતુ અમે આપનો હુકમ માનવાને બંધાયલા નથી."

"કેમ ?"

"જે દિવસે યુવરાજ ભટ્ટારકની પદચ્યુતિનો આદેશ આવ્યો છે. ત્યારથીજ અમે અમારો હોદ્દો છોડી દીધો છે."

"બધાએ."

"હા, બધાએ."

"ત્યારે લડાઇ કરશે કોણ ?"

"તે આપને ખબર."

"અનન્તાની આજ્ઞા છે માટે સ્કન્દગુપ્તને કેદી કરવા જ પડશે."

"આપ જાતે જ કેદ કરો."

"હુંજ કરીશ."

ચન્દ્રસેને યુવરાજના માથાપરથી મૂલ્યવાન પાઘડી લઈ તેને બાંધ્યો, બાંધતી વખતે મગધના નાયકોની તરવારો ખડખડવા લાગી, પરંતુ યુવરાજે ઇસારાથી તેઓને વાર્યા. બાંધવાનું કામ પૂરૂં થયે ચંદ્ર-સેને પૂછ્યું, "કેદખાનું ક્યાં છે ?"

યુવરાજે કહ્યું, "ચાલો, હું રસ્તો બતાવું છું."

અચાનક ભાનુમિત્ર બોલી ઉઠયો; "ચંદ્રસેન, યુવરાજની આ-જ્ઞાથી અમે તમને ક્ષમા કરી છે એ ખરૂં, પરંતુ બહાર સામ્રાજ્યની પાંચ લાખ સેના છે, વારંવાર કહીએ છીએ કે સાવધાન રહેજો."

ચંદ્રસેન યુવરાજનાં બંધનનું દોરડું હાથમાં લઈ તંબુ બહાર આવ્યો. તંબુની ચારે તરફ સામ્રાજ્યના પાંચ લાખ માણસો હારબંધ

ઉભાં હતાં, તેઓએ યુવરાજને આવી સ્થિતિમાં જોઇ ગર્જના કરવા માંડી, મહાસાગરના ઉન્મત્ત મોજાંની માફક પાંચ લાખ મગધની સેના ચંદ્રસેનને વીંટળાઇ વળી. યુવરાજે શાંતિપૂર્વક તેને દૂર જવાનું કહ્યું. મગધની સેના ખિન્ન મ્હોંએ ચંદ્રસેનનું લોહી જોવાના લોભથી દૂર રહી, પોતાની ઇચ્છાથી સમસ્ત સેના અને નાયકોથી વીંટળાઇ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત બાહ્લીક નગરનાં પાષાણુ નિર્મિત કારાગારમાં ગયો.

## પ્રકરણ ૪ થું

### બંધન-મુક્તિ.

દિવસનો ત્રીજો પહોર વીતી ગયો છે, તોપણ પુરુષપુરના રાજમાર્ગપર માણસો દેખાતાં નથી. ચાર દિવસ થયાં પહાડોમાંના રસ્તામાં નગરહારથી વેપારીઓ આવતા નથી, કપિશા અને બાહ્લીક હૂણોના તાબામાં આવ્યાં છે. નવીન મહાબલાધિકૃત ચંદ્રસેનનો પત્તો મળતો નથી, મહારાજપુત્ર પાટલિપુત્રમાં છે. યુવરાજ ક્યાં છે તે કોઇ જાણતું નથી, અસહાય પુરુષપુર નિવાસી તદ્દન નિરાશ થઇ નગરમાં છુપાઇ રહ્યા છે. પુરુષપુરમાં પાટલિપુત્રના હજાર પાયદળો હતા, તેઓ આગેવાન વિનાના છે. પુરુષપુરનો વિષયપતિ મદ્યપાનમાં ડુબેલો છે. ફક્ત કનિષ્ક ચૈત્યનો સંઘસ્થવિર પુરુષપુરની પ્રજાનો આધાર છે.

બીજો પહોર પૂરો થવા આવ્યો એટલે પર્વતમાંથી આવતા રસ્તા પર ધૂળ ઉડતી જણાઇ. બુદ્ધભદ્રની આજ્ઞા મુજબ શહેરનાં દરવાજા બંધ કરી પ્રજા પ્રભુનું નામ લેવા લાગી. પાદરપર ધૂળ ઉડવા

લાગી. એક પછી એક હજારો નાસિકા વિનાના કદાવર હૂણ–ઘોડે સ્વારો પુરુષપુરનો ગઢ વીંટી વળ્યા. મરણને માટે તૈયાર થઇ સામ્રાજ્યના હજાર પાયદળો ગઢ પર ઉભા રહ્યા. પરંતુ એક લાખ હૂણો આગળ હજાંર યોદ્ધાઓનું શું ગજું. મગધના વીરોએ બે ઘડી નગરનું રક્ષણ કર્યું પણ તે પછી હજારો હૂણોએ શહેરમાં પ્રવેશ કર્યો.

શહેરની પૂર્વ બાજુએ જનશૂન્ય મકાનમાં કરૂણાદેવી અને રૂષભદેવ રહેતાં હતાં. વિપદની સૂચના મળતાંજ પ્રતીહાર, પ્રહરી, છડી-દારો, ચાકરો અને દાસીઓ નાસી ગયાં હતાં. જ્યારે હૂણો પુરૂષપુરમાં આવ્યા ત્યારે મકાનમાં રૂષભ અને કરૂણા સિવાય બીજું કોઇ નહોતું. જોત જોતામાં હૂણો એ મકાનની પાસે આવી પહોંચ્યા. તેઓના હોંકારા સાંભળી ઋષભે પૂછ્યું, " દેવિ, શું કરશું ? "

કરૂણાએ ધીમે અવાજે કહ્યું. " શું કરશું મહારાજ ? "

" હું તમારા પિતાની ઉમ્મરનો છું, છતાં મેં તમને માતા તૂલ્ય માન્યાં છે. તમે મારા મિત્રનાં વહુ છો છતાં હું તમને અંતઃકરણ-પૂર્વક માતા માનું છું. આજે છેલ્લો દિવસ છે, અત્યાર સુધી મેં તમને " દેવિ " કહી બોલાવ્યાં છે. પરંતુ આજે " મા " કહી બોલાવીશ. મા, મારી આંખ આગળ મારામાં જીવ હશે ત્યાં સુધી તમારૂં અપ-માન જોઈ શકીશ નહિ. કયો પુત્ર માતાનું અપમાન મુંગે મ્હોંએ જોયા કરે ? "

" મહારાજ, આજે તમારી બીક ક્યાં નાસી ગઇ ? "

" કોણ જાણે મા ? આજે બીજી વાતો મારા મનમાં આવતી નથી. મા, તમે શું કરશો ? તમે યુવાન છો અને રૂપવાળાં છો. જંગલીઓનાં હાથમાં આવતા તમારી દુર્દશાની સીમા રહેશે નહિ, તમે ક્ષત્રિયની વધૂ છો, સનાતન માર્ગે મુજબ સ્વામી અને સસરાનાં કુળની રક્ષા કરો. "

"ઋષભ, હું હમણાં મરીશ નહિ."

"કેમ મા ? તમે મારી માતા છો. તમને મરણની બીક કેમ લાગે છે ?"

"હું જે વિચારૂં છું તે એ વાત નથી ઋષભ, કરૂણા મરણથી ડરતી નથી. હું હાલમાં મરવાની નથી-તે આવશે, ત્યારે તેનું મ્હોં જોઇશ અને તેને ખોળે માથું રાખી મરીશ પણ અત્યારે તો નહિ જ."

"હૂણોનો જુલમ સહન કરી શકશો ?"

"હા, બહુ સારી રીતે."

"તમારો ધર્મ સાચવી શકશો ?"

"બાપુ, જગતમાં એવો કોઇ નથી કે જે કરૂણાના અંગનો સ્પર્શ કરે."

તે વખતે હૂણોએ એ મકાન કબજે કર્યું. કડકડાટ કરતાં બારણાં તૂટી ગયાં. જોતજોતામાં સો કરતાં વધુ હૂણો મકાનમાં આવ્યા. તેઓએ ઓરડામાં કરૂણાને જોઈ એટલે તેઓ આનંદથી બૂમો પાડવા લાગ્યા. એક હૂણ જ્યાં કરૂણા બેઠી હતી તે તરફ જવા લાગ્યો. એટલે પેલો પ્રેતની બીકથી થરથરતો હતો તે ઉદરપરાયણ ગૌડીય બ્રાહ્મણ એકાએક ક્રોધનો માર્યો લાલચોળ થઇ ગયો અને પેલા હૂણને ગરદનમાંથી પકડી દૂર ફેંકી દીધો. આ જોઇ એકને બદલે દશ હૂણોએ ઓરડામાં પ્રવેશ કર્યો. નિરસ્ત્ર ઋષભ કરૂણાનો બચાવ કરવા જતાં ઘવાયો, તેનો જમણો હાથ કપાઈ ગયો. પગમાં ભાલું પેસી ગયું, છેવટે ગદાના મારથી તેની ચેતના જતી રહી; એટલે હૂણો કરૂણાનો હાથ ઝાલી પોતાની સાથે લઇ ગયા. ઘરમાંથી બહાર જતી વખતે શુષ્ક કંઠે કરૂણાદેવીએ કહ્યું, "બાપુ, તેં મિત્ર વંશનું ખાધું અદા કર્યું."

નગર હૂણોના કબજામાં આવ્યું. પ્રજા ઘવાઈ, વૃદ્ધ સ્ત્રીઓ અને

બાળકોને બાળી નાંખ્યાં—અને રૂપવતી યુવાન સ્ત્રીઓને બાંધી રાજ-માર્ગપર લાવવામાં આવી. જેઓએ કરુણાને કેદી કરી હતી તેઓ કરુણાને તે જગાએ લાવ્યા. થોડીવાર પછી એક હૂણુ સરદારે એ અભા-ગણીઓને હારબંધ કરી તેના રૂપ પ્રમાણે વહેંચી નાખી. જેઓ રૂપ-વિનાની હતી તે સૈનિકો માટે રાખી, જેઓ સુંદર હતી તેઓ સરદા-રોને ભાગ આવી, અને જેઓ અતિ સુંદર હતી તેઓને હૂણુરાજા માટે રાખી. એવી સર્વથી સુંદર રૂપ રમણીઓ હૂણુરાજાને માટે નક્કી કરાઈ.

બળતાં પુરુષપુરના મધ્યભાગમાંના એક વિશાળ મેદાનમાં હૂણુ-રાજ વિસામો લેતો હતો, ચારે તરફ આગના ભડકા ગગનને અડ-કતા હતા, મેદાનની ચારે બાજુએ લૂટફાટનો સામાન પડયો હતો,—હૂણુરાજા સુંદરી સ્ત્રીઓની વાટ જોતો હતો. ઉપરનો નાયક બંદિની-ઓને હૂણુરાજ પાસે લાવ્યો. હૂણુરાજે એક પછી એક તેઓની પરીક્ષા કર્યા બાદ કરુણાદેવીનાં શરીરને સ્પર્શ કરવા લાગ્યો. કરુણા કઠોર જંગલીના સ્પર્શથી ધ્રુજવા લાગી. હૂણુ–રાજાએ તેનાં લુગડાં ખેંચ્યાં, બુરખો ખસી ગયો, કરુણા છાતીપરનું લુગડું બંને હાથથી પકડી ઉભી રહી. હૂણુ-રાજાની પાસે એક હથિઆર વિનાનો વૃદ્ધ ઉભો હતો, હૂણુરાજાએ બીજી વખત લુગડાં ખેંચ્યાં એટલે કરુણા ખડખડાટ હસી પડી, તે સાં-ભળી વૃદ્ધ આગળ આવ્યો. ત્રીજી વખત લુગડાં ખેંચ્યાં એટલે માથા-પરનાં લાંબા વાળ છૂટી જમીન સુધી પહોંચ્યા. પોચી મુઠીમાં પકડેલું લુંગડું છાતી પરથી ખસી ગયું. તે સાથે જ આજુબાજુની આગ બમણું જોરથી બળવા લાગી. બીજી વખત વિકટ હાસ્યથી પ્રાચીન પુરુષપુરનાં ખંડેરો ડોલાયમાન થઇ ઉઠયાં, હૂણુરાજ દિગ્મૂઢ બની ઉભો રહ્યો. અકસ્માત ઉંચો હાથ કરી કરુણા બોલી ઉઠી, " તમે, અત્યાર

સુધી હું તમારી વાટ જોતી હતી, આવ્યા છો કે, ચાલ-જઇએ-" બી-કથી થથરતો હૂણુ-રાજ દશ ડગલાં દૂર ખસી ગયો. ત્યારે પેલો વૃદ્ધ હૂણ ધીરે ધીરે આગળ આવ્યો, વળી વિકટ હાસ્યથી પુરુષપુરના બળેલ ઘરોના અંગારા કંપવા લાગ્યા, વળી આગના ભડકા બમણા વેગથી ગગનને સ્પર્શ કરવા લાગ્યા, ભયથી અને વિસ્મયથી પેલો વૃદ્ધ હૂણ લગભગ નગ્ન દેહવાળી તરૂણીના પગમાં આળોટવા લાગ્યો. એકાએક હૂણ ભાષામાં બોલ્યો, "મા." ચારે તરફથી હૂણ સરદારો અને નાયકો ગોઠણીએ પડી ભયથી રૂંધાતા અવાજે બોલ્યા, "મા." વૃદ્ધ હૂણે ધીરે ધીરે છાતીપરથી ખસી ગયેલું લુગડું જેમ હતું તેમ રાખ્યું અને લૂટેલા સામાનમાંથી બહૂ જ કીમતી ગાલીચો લાવી જમીનપર પાથરી દીધો. માતાનું નામ સાંભળી કરૂણાની બંને આંખોમાંની ક્રોધની આગ હોલાઈ ગઈ. કરુણા પેલા કીંમતી ગાલિચાપર બેઠી.

વિજળીના વેગથી હૂણુ-સેનામાં જાહેર થઈ ગયું કે, "મા આવ્યાં છે." હૂણ સૈનિકોનાં ટોળેટોળાં માતાનું દર્શન કરવા આવ્યાં અને દૂરથી દેવીનું દર્શન કરી ઉચ્ચ અવાજે માતાનું નામ બોલી ગગનને કંપાવવા લાગ્યા. બાકી રહેલા પુરુષપુરવાસીઓને જીવતદાન મળ્યું.

રાતનો ત્રીજો પહોર વીતી ગયો! એ વખતે એક લંગડો અને હાથવિનાનો લોહીથી તરબોળ થઈ ગયેલો પુરૂષ શહેરના રાજમાર્ગપર કોઇને ખોળતો હતો. પુરુષપુરના નાગરિકો મરાયા હતા, પિતાવિનાની ધણી વિનાની, પુત્રવિનાની બધું જતું રહ્યું છે એવી સ્ત્રીઓ રસ્તાપર રડતી રડતી ભટકતી હતી. વૃદ્ધ એકપછી એક દરેકનાં મ્હોં તપાસતો હતો પરંતુ જેને તે શોધતો હતો તેનો પત્તો મળતો નહોતો, તે ધીમે ધીમે નગરના રાજમાર્ગપર થઇ શહેરના મધ્યભાગમાં આવેલાં પેલાં મેદાનમાં આવી પહોંચ્યો. હૂણ સેના તે વખતે ઉંઘતી હતી, બીકથી

નગરવાસીઓ ત્યાં આવતા નહોતા. વૃદ્ધે જોયું કે અંધારાંમાં મેદાનની વચમાં મૂલ્યવાન ગાલિચાપર એક સ્ત્રી બેઠી છે. વૃદ્ધે દૂરથી પૂછ્યું. "કોણ ?" જવાબ આવ્યો, "હું મા." તેનો અવાજ સાંભળી વૃદ્ધનું શરીર પુલકિત થયું, તે ગળગળે અવાજે "મા, મા," કહેતો પેલી તરૂણી આગળ ગયો. તરૂણીની પાસે પેલો વૃદ્ધ હૂણ નિદ્રા તજી બેઠો હતો. તેણે ભારતીય ભાષામાં પૂછ્યું, "તું કોણ છે ?" વૃદ્ધ જવાબ ન આપતાં તરૂણીના ચરણોમાં આળોટવા લાગ્યો.

---

## પ્રકરણ ૫ મું

### સંઘારામની રાષ્ટ્રનીતિ.

નવીન પટ્ટમહાદેવી અનન્તા પ્રાચીન ગુપ્તસામ્રાજ્યનાં અતિશય પ્રાચીન રાજસિંહાસનપર બેઠી એટલે પાટલિપુત્રના બાહુ જૂના કપોતિક સંઘારામની જૂની સમૃદ્ધિ પાછી આવી અને તેનો ઘરડો મહાવિહાર સ્વામી એકાએક યૌવનના બળથી બળવાન બની ગયો. પ્રાચીન સામ્રાજ્યના પુરાતન રાજપુરુષો જ્યારે બીજા દેશમાં હતા, મગધની સેના જ્યારે સામ્રાજ્યની સીમાપર હતી, ત્યારે જુનો ઘણા કાળથી તજાયલો કપોતિક સંઘારામ નવીન સજાવટથી સુશોભિત બની ગયો. મહાવિહારમાં હંમેશાં મહોત્સવો થવા લાગ્યા પરંતુ તેથી પાટલિપુત્રની પ્રજા વિસ્મિત થઈ નહિ, કારણ કે તે વખતે તેઓ વિસ્મિત માત્રની સીમા ઓળંગી ગયા હતા.

પ્રાચીન કપોતિક સંઘારામમાં સેંકડો ચૈત્યો અને બુદ્ધબોધિસત્વનાં મંદિરમાં ઘડીએ ઘડીએ પૂજા થવા લાગી. પહોરે પહોરે આરતિ થવા લાગી. વિશાળ મહાવિહાર હંમેશાં ભક્તોના કોલાહલથી

ગાજવા લાગ્યો. ચંદન, પુષ્પ અને ધૂપ-દીપથી સંઘારામની ચારે દિશા બહેક બહેક થવા લાગી. રાતે પણ ભક્તોનાં ટોળેટોળાં જામવા લાગ્યાં. સંઘારામના દરવાજા રાતદિવસ ખુલ્લા રહેવા લાગ્યા, જે દિવસે પાટલિપુત્રનાં પ્રાચીન સભામંડપમાં વૃદ્ધ મહામંત્રી દામોદર-શર્માએ વીણા વગાડી હતી, તેજ દિવસે મધરાતે મંજુશ્રી વિહારની આરતી થતી હતી, નાનો વિહાર ભક્તોથી પરિપૂર્ણ હતો. મહાવિહાર સ્વામી હરિબલ ગંધ-દીપ અને વજ્રઘંટા હાથમાં લઈ મંજુઘોષની આરતી ઉતારવામાં મશગુલ બની ગયો હતો. નવીન સોનાનાં સિંહા-સનપર બ્રહ્મશિલા નિર્મિત સફેદ મંજુશ્રી સેંકડો દીવાના પ્રકાશથી હાસ્ય કરતા હતા. આરતી પૂરી થઈ એટલે એકઠા થયેલા પાંદડાંના પડિઆમાં સફેદ ફુલની માળા મહાવિર સ્વામીના હાથમાં આપી. ધોળો રૂપાનો કકડો દક્ષિણા તરીકે લઇ હરિબલ એ શ્વેતચંદન ચરિતિ શુભ્ર કુન્દ કુસુમો મંજુશ્રીનાં આસનપર નાખતો હતો, છેવટે એક બુર-ખાવાળી સ્ત્રીએ વડનાં પાંદડાંના પડિઆમાં કુન્દને બદલે વનતુળસીની માળા મહાવિહાર સ્વામીને આપી. હરિબલ માળા હાથમાં લઈ નવાઈ પામ્યો. ધોળાં વનતુળસીની માળામાં એક લાલ ફુલ હતું. હરિબલે પેલી સ્ત્રી સામું જોયું, અવગુંઠનથી ઢંકાયલાં વસ્ત્રોમાંથી રાતાં પર-વાળાંથી મઢેલી સોનાની અંગુઠી લઈ પેલી સ્ત્રીએ મહાવિહાર સ્વામીને આપી. તરતજ હરિબલ મંજુશ્રી વિહારમાંથી નીકળી કપોતિક સંઘા-રામના ત્રીજા માળપર ચઢયો. પેલી સ્ત્રી તેની પાછળ ગઈ. ત્રીજા માળપર એક ઓરડામાં ગયા બાદ હરિબલે ઓરડાનાં બારણાં બંધ કર્યાં. પેલી સ્ત્રીએ અવગુંઠન ઉતારી હરીબલને પોતાના બાહુપાશમાં બાંધ્યો. પ્રૌઢ મહાવિર સ્વામીએ લગાર હાસ્ય કરી પૂછ્યું, " કામ શું છે તે તો કહે? હજુ-પણ અભિસારની ઇચ્છા છે કે શું?

રમણીએ અકળાઈ જઈ કહ્યું, "આ મશ્કરીનો વખત નથી. હરિભલ સત્યાનાશ વાળવા બેઠું છે!"

"તારે વળી સત્યાનાશ કેવું ઇન્દ્રલેખા? સામ્રાજ્ય તારૂં જ છે, સમ્રાટ્ તારી કન્યાના પગમાં પડયો છે. તારૂં સત્યાનાશ વાળનાર છે કોણ?"

"જે વાળી શકે તે આવ્યો છે."

"દામોદર?"

"હા."

"ઝેરી દાંત વિનાનો ઘરડો સાપ ડંખે ખરો પણ તેથી તારૂં સત્યાનાશ વળશે નહિ."

"વળી એક બીજો માણસ આવ્યો છે."

"કોણ, ગોવિન્દ?"

"એ વાત જાણો છો, છતાં નિશ્ચિંત થઇ શામાટે બેઠા છો?"

"નકામી ચિંતા કર નહિ. ઇન્દ્રલેખા, જ્યાં સુધી અનન્તાનું યૌવન છે, રૂપ છે, આંખોમાં કટાક્ષ છે, ભ્રૂભંગિ છે, ત્યાંસુધી કંઇપણ ચિંતા રાખ નહિ. અનન્તાનું રૂપ તથા યૌવન જશે તે પહેલાં તો કુમારગુપ્ત ચિતામાં જશે, સામ્રાજ્યમાં ચંદ્રગુપ્તનો નાનો દીકરો કુમારગુપ્તનો બરોબરિઓ છે, ગોવિન્દગુપ્તના જેવી તીક્ષ્ણ બુદ્ધિ બીજા કોઇમાં હશે કે નહિ એ શંકા જેવું છે, પરંતુ શકમંડળેશ્વર ગોવિન્દગુપ્ત પાટલિપુત્રમાં કેટલાક દિવસ રહેવાનો? આંખ આગળથી દૂર થશે કે તરત કુમારગુપ્ત ગોવિન્દગુપ્તની વાત ભૂલી જવાનો. ત્યારે અનન્તાના તીક્ષ્ણ કટાક્ષ એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી હિમાલયથી કુમારિકા સુધીનાં વિશાળ ગુપ્ત સામ્રાજ્યનું શાસન કરશે."

"શું તમે જાણતા નથી કે વાત બહુ લાંબે ગઇ છે?"

"સાંભળ્યું છે. ઇન્દ્રલેખા, અનન્તા બાળક છે તેને તેં જે પદવીપર ચઢાવી છે તે પદવીને લાયક કેળવણી તેણે મેળવી નથી, તેને સાવચેતીથી ચલાવજે, નવું બનાવવા જશું તો સામ્રાજ્યમાં વિદ્રોહ ફેલાશે, જૂનાંને ધીમે ધીમે ફેરવવું જોઇએ."

"શું કરૂં, કોઇપણ કુળવાન માણસ અનન્તાને પટ્ટમહાદેવી તરીકે માન આપતું નથી. તેને કોઇ નમન નથી કરતું તો તે પાગલ બની જાય છે."

"તેને કહેજે કે એ બધું સહન કરે, રાષ્ટ્રનીતિનો રસ્તો સુગમ નથી, તેને ધીરેથી ચાલતાં શીખવ, નહિ તો ખરેખર સત્યાનાશ વળશે."

"રાજમહેલમાં શું થયું છે, તે સાંભળ્યું છે?"

"ગોવિન્દે આવી દામોદરને છોડયો છે તેજ કે?"

"નાં, કામ બહુ આગળ વધ્યું છે."

"શું?"

"મુદ્દો ગોવિંદને જોઈ રડી પડયો. તેણે સ્વીકાર્યું છે કે રાજકાર્યમાં હવેથી તે હાથ નાખશે નહિ, વૃદ્ધ શિઆળ જે કરશે તેજ થશે, મુદ્દો અનન્તાની સાથે ધ્રુવ સ્વામિનીના મહેલમાં રહેશે, એ વખત મુદ્દી અનાજ મેળવશે, તે એ સિવાય બીજું કંઇ માગશે નહિ."

"બહુ સારૂં થયું."

"તમે શું કહો છો? પાગલ થાય કે શું?"

"કેમ?"

"વૃદ્ધ શિઆળ જ્યારે રાજ્ય ચલાવશે, ત્યારે આપણે શું કરશું? વૃદ્ધ વાનરના ગળામાં મોતીની માળા કંઇ તેમાટે પહેરાવી નથી."

"અનન્તા શું કરે છે?"

" તે સાજસજા તજી પથારીપર પડી છે, ભૂખથી મારી સોના જેવી દીકરી દૂબળી થઇ ગઇ છે."

" તેને સ્થિર બેસવાનું કહે, ગોવિન્દ ચાલ્યો જશે એટલે બધી શક્તિ પાછી મેળવાશે. ઇન્દ્રલેખા, ધીરે ધીરે બધું થશે. ઉતાવળાં થવાથી કંઈ વળવાનું નથી. જેઓ અનન્તાને નમન કરતા નથી તેઓ પાટલિપુત્રના રસ્તામાં ભીખ માગતા ભટકશે. વૈષ્ણવ–કુળવાન–વંશનું સત્યાનાશ વાળ્યા સીવાય હરિબલને શાન્તિ થવાની નથી. સ્કન્દગુપ્ત શું બંધી થયો છે ?

" ભાઇના કહેવા મુજબ બુઢાએ એ આજ્ઞા પાછી ખેંચી લીધી છે "

" વારૂ, વળી બે દિવસ પછી નવીન આજ્ઞા થશે ? "

" ગોવિન્દ યુદ્ધની ચિંતાથી બેબાકળો બન્યો છે."

" કેમ ? "

" હૂણો જોરપર આવ્યા છે."

" બહુ સારી વાત."

" શત્રુને કબજામાં લીધા સિવાય સામ્રાજ્યનું સત્યાનાશ વળશે.

" ભલે થાય, તેથી આપણને મોટો લાભ છે."

" એમ કેમ ? સામ્રાજ્ય જશે તો પછી રાજ્ય કરશું કોનાપર ? "

" મગધપર."

" મગધ અતિ નાનું છે."

" મારા તથા તારા માટે પુરતું છે, જેવા હૂણો આપણા શત્રુ છે, તેવાજ ગોવિન્દ, દામોદર, અને સ્કન્દ પણ આપણા શત્રુ છે. શત્રુનો નાશ કરતાં શત્રુનો ભલે નાશ થાય, સામ્રાજ્ય રસાતળમાં જાય તોપણ ભલે, ફક્ત મગધ આપણા તાબામાં રહે એટલે થયું."

"પ્રાચીન વિશ્વવિખ્યાત ગુપ્ત સામ્રાજ્ય શું આવી રીતે નષ્ટ કરશું ?"

"એમાં નુકશાન શું ?"

"ગુપ્તવંશ અનન્તાનું સાસરૂં છે."

"ઇન્દ્રલેખા, આટલી બધી માયા ક્યારથી લાગી છે ? મન્દ મલયાનિલનું આકર્ષણ વધ્યું છે કે શું ?

"લોકો શું કહેશે ?"

"ફિકર કરીશ નહિ. ફલ્ગુયશ મુઓ એટલે જેમ ચન્દ્રસેન મળ્યો, તેમ બુઢો મરશે એટલે અનન્તાને પણ નવો શ્વસુરવંશ શોધી આપીશ."

"મેં જે કર્યું તે કર્યું, પણ અનંતાને એમ ન કરવું પડે એવી મારી ઇચ્છા છે."

"પતિવ્રતા, આરંભતો બહુ સારો કર્યો છે !"

"તમે જ તેના કારણરૂપ છો, રાજમહેલમાં જે દિવસ નાચ કરવા ગઈ હતી, ત્યારે તમારી જ આજ્ઞામુજબ અનંતા મારી સાથે આવી હતી."

"મારી આજ્ઞા ન પાળી હોત તો શું અનન્તા અત્યારે સિંહાસનપર હોત કે ? સાંભળ, ઇન્દ્રલેખા, પાપપુણ્ય, ધર્મ-અધર્મ એ બધું માણસોએ બનાવ્યું છે, આપણે પણ માણસો છીએ, તોપછી આપણે પણ તેને નવાં બનાવીએ નહિ શામાટે ? આપણાં પાપ નવીન છે, પુણ્ય નવી છે, ધર્મ નવીન છે, અધર્મ નવીન છે. ઉત્તરાપથ અને દક્ષિણાપથમાં બૌદ્ધધર્મની પુનઃપ્રતિષ્ટા કરવા માટે મેં જે જે કર્યું છે, તે માટે ત્રિભુવન મારાં યશોગાન ગાશે."

"સાંભળો, હરિબલ, હું સાધારણ ગણિકાછું, મેં ઘણાં પાપ કર્યાં છે, ઘણા પાપ જોયાં છે પરંતુ તમારા જેવો દેશદ્રોહી, ધર્મદ્રોહી અને

મહાપાતકી કદી પણ જોયો નથી. ત્રણેકાળમાં ત્રણે ભુવનો તમારાં યશોગાન તો નહિ ગાય પણ તમારા નામપર થુંકશે. તમે અનાયાસે સ્વાર્થની સિદ્ધિ માટે આ વિશાળ આર્યાવર્ત, વિશાળગુપ્ત સામ્રાજ્ય પવિત્ર પિતૃભૂમિ જંગલી હૂણોના હાથમાં સોંપી દે છે, તમને નર્કમાં પણ સ્થાન નહિ મળે."

"ઇન્દ્રલેખા, ગુસ્સે થઈ કે ? ગુસ્સો તજી દે, જે કહું તે સાભળ."

"શું કહો છો. કહો ?"

"ઘણો વિચાર કરી જોયો છે, અનન્તાને રાજસિંહાનપર બેસાડી ગુપ્ત સામ્રાજ્યપર શાસન કરવું એ અશક્ય વાત છે. સમુદ્રગુપ્તનાં સામ્રાજ્યનો નાશ નહિ કરીએ, વૈષ્ણવજાતિનો નાશ નહિ કરીએ તો બૌદ્ધધર્મની પ્રતિષ્ટા થશે નહિ, અને અનંતાપણ લાંબો વખત પટ્ટમહાદેવી તરીકે આર્યપટ્ટપર બેસી શકશે નહિ."

"કેમ ?"

"એટલી પણ વાત તું સમજી શકતી નથી ?"

"કેમ સમજી શકતી નથી એ કહો જોઉ ?"

"તે વાત લાંબી છે. બુઢો મરશે ત્યાર જો સ્કન્દગુપ્ત જીવતો હશે તો તેને રાજ્યપર આવવા દેવો ન જોઇએ. જૂના કુળવાન સૈનિકો બધા સ્કન્દગુપ્તને સહાયતા કરશે, કારણકે તેઓ જે નીતિમાં ઉછર્યા છે, તેજ નીતિ–તેજ સમુદ્રગુપ્તની રીતિથી સ્કન્દગુપ્ત દીક્ષિત થયો છે. એજ નીતિની સહાયતાથી સદ્ધર્મ, મહાસંઘ અને બૌદ્ધ રાજ્યનો નાશ કરી સમુદ્રગુપ્તે નવીન રાજ્ય સ્થાપ્યું હતું. આ વૈષ્ણવ–સામ્રાજ્યના વૈષ્ણવ-કુળવાન વંશજોને તથા સમુદ્રગુપ્તની નીતિને મૂળમાંથી કાપી નહિ કાઢીએ તો સદ્ધર્મની સ્થાપના થશે નહિ, અથવા

આર્યાવર્તમાં બૌદ્ધસામ્રાજ્ય સ્થપાશે નહિ. અનન્તાનો પુત્ર સદ્ધર્મી થશે, તે મગધને। રાજા થશે. પરંતુ સામ્રાજ્યને રચવામાં વખત લાગશે, ઈન્દ્રલેખા જેનું ગઠન કરવામાં સેંકડો વર્ષ ગયાં છે, તેને ધૂળ ભેગું એક ક્ષણમાં કરી શકાય છે, પરંતુ પુનઃગઠન કરવામાં પાછો એક સૈકો જશે. તું જા, અનંતાને સાવચેતીથી ચાલવાનું કહે નહિતો ભારે દુઃખ આવી પડશે. વારૂ, આજે શું આ સંઘારામમાંજ રાત ગાળીશ કે?"

"મરવું છે શું, યૌવન તો ઘણા દિવસથી થયાં ગયું છે, પરંતુ મહાવિહાર સ્વામીની પાપકાર્યમાંની બુદ્ધિ હજુપણ ગઈ નથી? હવે બુઢ્ઢા થયા છો, મરવાને વાર નથી, બે દિવસ પછી ચિતામાં ચઢવું પડશે હવે તો પાપી વિચારો છોડો."

"ઇન્દ્રલેખા. દેહની જુવાની ગઇ છે પણ મનની જુવાની હજુ પણ ગઈ નથી. પાપપુણ્યની વાત તો મેં તને પહેલાં જ કહી છે. હું પાપ, પુણ્ય વગેરેને મારી જરૂર મુજબ મનમાં જ રચી લઉં છું. વારૂ, ચન્દ્રસેન તો શકમંડળમાં છે, આજે સંઘારામમાં રાત રહે તો શું ખોટું?"

"તમે મરો, ચિતાપર ચઢો, મારી રાતની ઈચ્છા ઘણા દિવસથી જતી રહી છે, દેહનાં અને મનનાં બંને યૌવનો જતાં રહ્યાં છે."

"કેવળ ચંદ્રસેનને જોતાં આ સુંદરીની બુદ્ધિ ફરી જાય છે ખરૂં?"

"તમેં મરો, તમારૂં મ્હોં બળી જાય તો સારૂં."

એમ કહી ચાળીસ વર્ષની પ્રૌઢા નવયુવતીની માફક અંગો ડોલાવતી મંદ મંદ હસતી હસતી ચાલી ગઈ.

# પ્રકરણ ૬ ઠું

## હાહાકાર.

યુવાન પટ્ટરાણી સાથે જ્યારે વૃદ્ધ સમ્રાટ્ કુમારગુપ્ત વિલાસ કરતો હતો, પાટલિપુત્રના પ્રાચીન રાજમહેલમાં જ્યારે હંમેશાં મહોત્સવો થતા હતા, કાદમ્બના દારૂથી જ્યારે ધોળા આરસના ઓરડાઓ પલળી જતા હતા, ત્યારે પ્રાચીનગુપ્ત સામ્રાજ્યના પશ્ચિમ છેડે એક જન્મથી સુખમાં ઉછરેલો થાક અને કલેશથી અણટેવાયલો પચીસવર્ષનો યુવક આર્યાવર્તના ઉદ્ધારમાટે કેડકસી તૈયાર થયો હતો. જે સમયે નવીન પટ્ટમહાદેવી અનન્તા વૃદ્ધ મહામંત્રી દામોદરને કેદ કરવાનો હુકમ આપતી હતી ત્યારે પેલો યુવક ધૂળથી રગદોળાઈ ભૂખથી દુબળાંપડી ગયેલા ઘોડાપર બેસી પુરુષપુર પાસેના ઉંચાં પર્વતના શિખરો પર ચઢી વ્યાકૂળ આંખોએ ચારે બાજુ નજર નાખતો હતો. જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી કેવળ ભસ્મ અને ખંડેર જણાતાં હતાં, ગાંધાર અને ઉધાનમાં જગદ્વિખ્યાત ફળદ્રુપ મેદાનો અનાજને બદલે વેરાન બની જઇ મરૂભૂમિજેવાં બની ગયેલાં હતાં. સામે પુરૂષપુર ભસ્મમાં ઢંકાઈ ગયું હતું, તેનો ગઢ માણસો વિનાનો હતો. યુવક પલકહીન આંખોએ એ ભસ્મના ઢગલા તરફ જોતો હતો. પાછળથી એક બીજા દૂબળા ઘોડાપર બેઠેલ તેની જ વયનો એક યુવક આવ્યો અને પેલા યુવકને ખભે હાથ મૂકી પૂછ્યું, "ભાઇ, શું જુઓ છો?"

પેલો યુવક હાથના સ્પર્શથી ચમક્યો, પછી બીજા યુવકના મ્હોં સામું જોઇ બોલ્યો. "કોણ હર્ષ? ઘણાદિવસ પછી પુરુષપુર જોતો હતો,"

"શું જોયું?"

"જે જોવાની આશાએ અહિં આવ્યો છું તેજ જોઉં છું."

"ભાઈ, ભાનુને શી રીતે સમજાવવો?"

"ભાઇ, તરવારનો જેણે ધંધો લીધો છે તેને શી રીતે સમજાવવો? ક્ષત્રિય સર્વ પ્રકારનું દુઃખ સહન કરવાનું શીખીને જ તરવાર પકડે છે, તરવાર જ ક્ષત્રિયનો પિતા, ભ્રાતા, પુત્ર, માતા, ભગિની અને કન્યા છે, હર્ષ, તરવાર જ ક્ષત્રિયની એકમાત્ર રમણી છે, એક માત્ર દેવતા છે, ભાઈ, ભાનુમતિ વીર છે, સેંકડો યુદ્ધમાં ભાનુમિત્રના પુત્રે અસામાન્ય શૌર્ય બતાવ્યું છે, ભાનુને વધુ સજાવવાની—"

અકસ્માત્ યુવકનો અવાજ અટકી ગયો, ભૂખથી દુબળા પડી ગયેલા ફીકા ગાલોપરથી અશ્રુઓ વહેવા લાગ્યાં. બીજો યુવક તે જોઇ બોલ્યો, "દાદા, આપે પણ રોવું શરૂ કર્યું. હું સમજતો નથી કે ભાનુ શું કરશે?"

ગળગળા અવાજે યુવરાજે કહ્યું, "ભાઇ કરૂણ મને બહુ વહાલી હતી-કરૂણ આવી રીતે જશે એ કોણ જાણતું?"

"દાદા, ત્યારે શું કરૂણ જીવતી નથી?"

"ભાઈ, તું હજુપણ બાળક જ રહ્યો છે, કરૂણ ક્ષત્રિયની કન્યા હતી-ક્ષત્રિયની વનિતા હતી, તે મરવું જાણતી હતી."

"કરૂણ હૂણોના હાથમાં બંદીવાન ન થતાં મરી ગઇ છે, તે હજારગણું સારૂં છે."

"હર્ષ, તેં શું એમ ધાર્યું હતું કે હૂણ-સેનાએ કરૂણાને કેદ કરી છે?"

"હા."

"તે વાત સ્વપ્ને પણ ધારીશ નહિ, મેં પોતે તેને હથિઆરોની કેળવણી આપી છે. હર્ષ કરૂણ આપઘાત કરવાનું જાણતી હતી,

મરવાનું જાણતી હતી."

એકાએક પર્વતના શિખરો નીચેની ખીણમાં ઘોડાનાં પગલાં સંભળાયાં, હર્ષગુપ્તે વિસ્મય પામી કહ્યું, "ભાઇ—ભાનુ—"

તેનું વચન સાંભળી યુવરાજનું ફીકું મ્હોં સફેદ થઇ ગયું, તેણે કાંપતા અવાજે પૂછ્યું, "હર્ષ, સેના ક્યાં છે"

"તે પર્વતના માર્ગમાં છે."

"તું જલદી જા, ચક્રપાલિત અને બંધુવર્માને માળવા અને સૌરાષ્ટ્રના ઘોડેસ્વારો લઇ જેમ બને તેમ જલદી પુરુષપુરમાં પ્રવેશ કરવાની આજ્ઞા કર."

"આપ ક્યાં જશો ?"

"હું ભાનુને એકલો શત્રુના હાથમાં બન્દી થવા દઇશ નહિ."

ઉપલાં વચનો પૂરાં થાય તે પહેલાં યુવરાજે ઘોડો દોડાવ્યો, તે જોઇ કુમાર હર્ષગુપ્તે તેની પાસે આવી કહ્યું. "ભાઈ, આપ એક ક્ષણ-વાર થોભો હમણાં જ એક ઘોડેસ્વારોનું ટોળું–"

દિલગીર થઈ યુવરાજે કહ્યું. "અડચણ નાખ નહિ ભાઈ, ઘણા કાળથી એકઠાં થયેલાં ન વાળી શકાય એવાં ઋણથી હું ભાનુ પાસે બંધા-યલો છું. આજે પ્રભુએ તેનો અંશપણ વાળવાનો સમય આપ્યો છે, તું મારે માટે થોભ નહિ, જલદીથી માળવા અને સૌરાષ્ટ્રનાં સૈન્યો લઈ પુરુષપુરના દરવાજે આવજે."

"આર્ય, જો આપને માથે કંઈ આવી પડશે તો સત્યાનાશ વળશે."

"ભાઇ, દૂતને મ્હોંએ સાંભળ્યું છે કે મગધના સામ્રાજ્યમાં હવે સ્કન્દગુપ્તની જરૂર નથી, તો પછી સત્યાનાશ કોનું વળવાનું છે ? નકામો સમય ગુમાવ નહિ. જેમ બને તેમ જલદી પુરુષપુરના દર-વાજાપર આવ, એક ક્ષણનો પણ વિલંબ થશે તો ભાનુનો અથવા

મારા દેહનો અંશ પણ જોઇ શકીશ નહિ."

યુવરાજે ભાનુમિત્ર પાછળ ઘોડો દોડાવી મૂક્યો. હર્ષગુપ્તે એકાદ ક્ષણ ત્યાં થોભી અસ્ફુટ અવાજે કહ્યું, "દેવ, તમે જો આર્યપટ્ટપર બેસશો તોજ મગધના સામ્રાજ્યનું રક્ષણ થશે નહિ તો સ્વયં વાસુદેવ ચક્રધારણ કરશે તો પણ આર્યાવર્તનું રક્ષણ થઈ શકશે નહિ." તરતજ શિખરપરથી નીચે ઉતરી કુમાર હર્ષગુપ્તે પર્વતના ઘાટમાં પ્રવેશ કર્યો.

યુવરાજનો દુર્બળ ઘોડો અર્ધી ઘડીમાં તેને પુરુષપુરના પશ્ચિમ દરવાજે લઇ ગયો. એક હાથમાં ઉઘાડી તરવાર અને બીજા હાથમાં લાંબો ભાલો લઇ દરવાજા આગળ યુવરાજે ઘોડાની લગામ છોડી દીધી, કેળવાયેલા ઘોડાએ હણહણાટ કરી પત્થરથી ઢંકાઇ ગયેલા માર્ગમાં વિશાળ ખુલ્લા દરવાજામાં પ્રવેશ કર્યો. સ્કન્દગુપ્તે વિસ્મયપૂર્વક જોયું કે, દરવાજો, રાજમાર્ગ, મકાનો અને સમસ્ત શહેર માણસો વિનાનું છે, દરવાજાનાં અર્ધદગ્ધ તૂટેલાં બારણાં પડખે પડયાં છે. ગઢપર અને દરવાજાપર સેંકડો મુડદાં આમતેમ પડયાં છે, શિઆળ અને કુતરાંઓ નિશ્ચંત મને તેનું ભક્ષણ કરે છે. ભયંકર લડાઈનાં બધાં ચિન્હો જણાય છે, પણ નગરમાં વિજયી હૂણસેનાની હયાતીનું કોઇ પણ ચિહ્ન જણાતું નથી. શું કરવું તેની કંઈ ખબર ન પડવાથી યુવરાજ દિગ્મૂઢ બની દરવાજાના માર્ગમાં ઘોડાની ગતિ ધીમી કરી. અર્ધી ઘડી વીતી પણ હૂણો આવ્યા નહિ તે જોઈ યુવરાજે ફરીથી ઘોડો ચલાવ્યો, ઘોડો કરૂણાના મકાન તરફ ચાલ્યો. નગરને છેડે જે મકાનમાં કરૂણા રહેતી હતી તેની આજુબાજુ બગીચો હતો, તે બગીચો ઘણું માણસોથી હાલચાલથી ખુંદાઇ ગયો હતો. તે ઠેકાણે ભાનુમિત્રનો ઘોડો નિશ્ચિંત ચિત્તે ચરતો હતો. તે જોઇ પચીશેક

ડગલાં દૂરથી યુવરાજ ઘોડાપરથી ઉતર્યો. પછી આકુલકંઠે ધડકતા અવાજે સ્કન્દગુપ્તે બૂમ પાડી, "ભાનુ" પુરુષપુરની પથરોની દિવાલોમાં ભટકાઇ એ આકુલ આહ્વાન બગીચામાંથી પાછું આવ્યું, ત્યારે ઉન્મત્તની માફક સ્કન્દગુપ્તે ભાલો છોડી દઇ ખુલી તરવારે એ જનશૂન્ય મકાનમાં પ્રવેશ કર્યો. ત્રીજે માળે આવ્યા પછી યુવરાજે જોયું કે, ઝરૂખામાં નિશ્ચલ પાષાણ પ્રતિમાની માફક બખ્તરબંધ ભાનુમિત્ર ઉભો છે. યુવરાજે બૂમ પાડી. "ભાનુ!" પરંતુ તે ગૌડિય મહાબલાધિકૃતના કાનમાં ઉતરી નહિ. સ્કન્દગુપ્તે આગળ આવી ભાનુમિત્રને ખભે હાથ મૂક્યો, પ્રતિમા ડગી, યુવરાજે મિત્રને બાથમાં લઇ પૂછ્યું, "ભાનુ–કરૂણ."

એકાએક પાષાણ પ્રતિમાની તરવાર ખુલી થઇ, તરવાર ખડખડાટ કરતી લોઢાનાં શિરસ્ત્રાણ સાથે અથડાઈ, બીજી ક્ષણે તરવારની ટોચ ઘરને તળીએ સૂકા લોહીના રેલા તરફ વળી. આ વખતે પાષાણ પ્રતિમાએ વાત કરી. ભાનુમિત્રે કહ્યું, "આ–આ–માત્ર છે, આ લોહીકાલ તેની નાડીઓમાં વહેતું હતું." પાષાણ પ્રતિમા વળી ડગમગવા લાગી, સેંકડો યુદ્ધનો વીર કોમલાંગીનાં કોમળ અંગનાં લોહીનાં ટીપાં જોઇ મૂર્છા ખાઇ ભૂમિપર પડ્યો. તે વખતે સ્કન્દગુપ્ત ઘરની ભોંય પરનાં લોહીનાં ટીપાંને કરૂણાનું લોહી ધારી રોતો રોતો જોતો હતો. યુવરાજ વિચારતો હતો કે જન્મથી જ સુખમાં ઉછરેલી કરુણા કેવી રીતે હથિઆરના ઘા ખમી શકી હશે? કેવી રીતે વગર દુઃખે મૃત્યુની કઠોર મૂર્તિને આલિંગન કર્યું હશે? તેવામાં પેલો વર્માવૃત દેહ ભૂમિપર પડ્યો. યુવરાજને ભાન આવ્યું, સ્કન્દગુપ્ત બેભાન ભાનુમિત્રનું માથું ખોળામાં લઇ કહેવા લાગ્યો "ભાનુ, આ દેખાડવા માટેજ શું હું તને પુરુષપુર લાવ્યો હતો? કરુણા સિવાય તું કેટલાક દિવસ બચશે, હૂણ–યુદ્ધમાં તારૂં મરણ થાય એજ સારૂં છે."

તે ભાનુમિત્રનું શિરસ્ત્રાણ અને પહેરણ ઉઘાડી બેઠો રહ્યો, થોડીવારમાં ભાનુમિત્રને ભાન આવ્યું, તે ઉઠી બેઠો થયો. યુવરાજે પૂછ્યું, "ભાનુ કેમ છે?" તરત જ તેના તરફ મ્હોં ફેરવી ભાનુમિત્રે પૂછ્યું, "સ્કન્દ, ક્યારે આવ્યો? કરુણ ક્યાં ગઇ?"

યુવરાજે ધીરે ધીરે મિત્રના માથાપર હાથ ફેરવી કહ્યું, "ભાઈ, નારાયણે આપી હતી ને નારાયણે લઈ લીધી. તું ક્ષત્રિય છે, વીર છે, શોક છોડી દે, ક્ષત્રિયકન્યા, ક્ષત્રિયપત્ની એ ધર્મની રક્ષા માટે નશ્વર જીવનનો ત્યાગ કર્યો છે. કરુણામાં અતુલનીય રૂપનાં ચિહ્નસ્વરૂપ આ શુભ્ર આરસ પર લોહીનાં ટીપાં માત્ર બાકી રહ્યાં છે."

અકસ્માત્ ઉચ્ચ હાસ્યથી જનશૂન્ય મકાન કાંપવા લાગ્યું, તેનો અતિ ભયંકર પ્રતિધ્વનિ ક્ષણમાં પાષાણનિર્મિત ગઢ તરફથી પાછો ફર્યો." તું મૂર્ખ છે-સ્કન્દ તું બુદ્ધિ વગરનો છે, તું ધારે છે કે કરુણ મરી ગઈ છે?"

"ભાઈ, કરુણા મગધનાં સામ્રાજ્યનાં મહાદેવીની પાલિતા કન્યા હતી, જંગલી હૂણોના કલંકિત હાથો તેની નિર્મળ જ્યોતિને કદી પણ અપવિત્ર કરી શકે તેમ નથી."

વળી ખડખડાટ હાસ્યથી મકાન ધ્રુજવા લાગ્યું, ભાનુમિત્રે કહ્યું, "ભૂલ કરે છે—સ્કન્દ, હું ખોટું કહેતો નથી. કરુણ મરી નથી-મરી શકે તેમ નથી."

"ભાઇ, ચિત્ત ઠેકાણે રાખ, સામે દુઃખ ખડું છે. આપણે વેર લેવું પડશે. યુદ્ધમાં કુળવધૂ મરાઇ છે,-અસહાય, અસ્ત્રહીન રમણી જંગલીઓનાં હથિઆરોથી મરણ પામી છે. રાજ્ય રસાતળે જાય, રાષ્ટ્રનીતિ દરિયામાં પડે તોપણ વેર લઇશું, સાંભળ—"

"તું ગાંડો છે સ્કન્દ, કરુણ મરી શકે તેમ નથી. આ ઝરૂખામાં

સફેદ રૂપેરી ચાંદનીમાં તેણે મારી આગળ પ્રતિજ્ઞા કરી છે કે," તે મરશે નહિ, ગમે ત્યારે પણ તે પાછી આવશે. સ્કન્દ, કરૂણ છુપાઇ ગઈ છે, બીજા ઓરડાઓમાં બારણાં આડે અથવા બારીમાં એ લીલામયી છુપાઈ રહી છે, હમણાં જ તેનાં હાસ્યથી આ મકાન ગાજી ઉઠશે–કરૂણ–કરૂણ–"

કાતરકંઠનો પોકાર ગઢમાં ભટકાઈ પાછો ફર્યો, પરંતુ બારીમાંથી લીલામયીનું હાસ્ય સંભળાયું નહિ. ઘરની ભોંયપરની લાદીપર કોમળ પદશબ્દ સંભળાયો નહિ, કૌતુકપરાયણ ચંચળ શરીરપર નુપુર તથા ચુડી વાગી નહિ. કરુણાને માટે કાતરકંઠનું કરૂણ આહવાન ઉંચા સ્વરોમાં ઉચ્ચારવા લાગ્યું, પરંતુ તે દૂરની તૃણ–છાવણીમાં બેભાન કરૂણાના કાનોમાં પ્રવેશ કરી શક્યા નહિ.

અચાનક ભાનુમિત્રે પડખેના ઓરડામાં પ્રવેશ કર્યો, તેને ભ્રમ થયો કે બારણાંની આડેથી ચંપકવર્ણું સફેદ વસ્ત્ર સરી ગયું. એક ઓરડામાંથી બીજા ઓરડામાં એમ જનશૂન્ય મકાનની ચારે તરફ ભાનુમિત્ર ગાંડાની માફક કરૂણાની છાયામૂર્તિનું અનુસરણ કરવા લાગ્યો. તેને તેમ કરતાં ન અટકાવી શકવાથી યુવરાજ સ્કન્દગુપ્ત તેની પાછળ પાછળ ભટકવા લાગ્યો. એ સમયે થાકી ગયેલી મગધની સેના એ મકાન પાસે આવી પહોંચી, તેઓનાં બખ્તર અને અસ્ત્ર શસ્ત્રોનો ખડખડાટ ઉદ્‌ભ્રાન્ત ચિત્તવાળા ભાનુમિત્રને નુપુરના અવાજ જેવો લાગ્યો, મકાનના બારણામાં બન્ધુવર્મા, ચક્રપાલિત અને કુમાર હર્ષગુપ્ત ઘોડાપરથી ઉતર્યા, યોદ્ધાનાં બખ્તરપર તરવાર ભટકવાથી જે શબ્દ ઉત્પન્ન થયો, તેને કરૂણાનાં શરીરનાં અલંકારનો ખડખડાટ ધારી ભાનુમિત્ર વીજળીને વેગે બીજે માળે આવ્યો, અને બારીમાંથી ભયંકર બૂમો પાડવા લાગ્યો, "કરૂણ

આ વખતે પકડી છે-કરૂણુ-હવે નહિ-કરૂણુ-ઘણા દિવસથી જોઇ નથી-કરૂ—"

અસ્તાચળગામી સૂર્યકિરણુ મગધની સેનાનાં બખ્તરો પરથી પરાવર્તન પામતાં હતાં, તેને જોઇ ભાનુમિત્ર એક ક્ષણુ શાંત થઇ ઉભો રહ્યો. વેદનાથી કાતર બનેલા ગૌડીય મહાબળાધિકૃતને જોઇ મગધની સેનાએ માથું નમાવ્યું. તેઓએ કાતરકંઠથી ઉચ્ચારેલો કરૂણાને બોલાવવાનો અવાજ સાંભળ્યો હતો, અનેક સૈનિકો સમ્રાટની પાલિતા કન્યા અને મહાવીર ગૌડીય બલાધિકૃતની પત્નીને ઓળખતાં હતા. તેઓ જાણુતા હતા કે સ્વામીની જુદાઈ ન સહન થવાથી કરૂણા પોતાની ઇચ્છાપૂર્વક પાટલિપુત્ર તજી પુરુષપુર આવી હતી. પુરુષપુરની દશા જોઈ તેઓ ભાનુમિત્રની અવસ્થા સમજી શકયા હતા. જે જે સૈનિકો પોતાને ઘેર સ્ત્રી-પુત્રોને મૂકી આવ્યા હતા, તેઓએ મુગાં મુગાં બે આંસુઓ પાડયાં, જેઓ યુવક હતા તેઓ ગર્જના કરી ઉઠયા. એકાએક એક યુવકે અસિ ઉઘાડી કરી, તે સાથે જ સેંકડો તરવારો ખુલ્લી થઈ. તરવારની ટોચ લોઢાનાં શિરસ્ત્રાણોને અડકાડી થાકથી જર્જરિત બની ગયેલી મગધની સેનાએ વીરપત્નીની પવિત્ર સ્મૃતિ માટે નમન કર્યું. તે જોઇ બન્ધુવર્મા, હર્ષગુપ્ત અને ચક્રપાલિતે પણુ લશ્કરી રિવાજ મુજબ નમન કર્યું. સ્કન્દગુપ્ત ભાનુમિત્રની પાછળ આવી ઉભો હતો, શોકથી દીલગીર મગધની સેનાની ઉત્તેજના જોઈ તેપણુ ઉત્તેજિત થયો હતો. સ્કન્દગુપ્ત તરવાર મ્યાન બહાર કાઢતો હતો તે જોઈ ભાનુમિત્રને ભાન આવ્યું. તેણે યુવરાજનો હાથ પકડી રૂંધાયલા અવાજે કહ્યું, "ના, ના, તું નહિ-સ્કન્દ, કોને નમન કરે છે, કરૂણુ-કદી પણુ મરે તેમ નથી,-ખોટું નથી,-ખોટું નથી,-ભાઈ-સ્કન્દ-યુવરાજ-બાળસખા-તે મારી-તે ખોટું કહે તેમ નથી-યુવરાજ,

ભાઈ, તું નહિ–તું મોટો છે,–કરૂણનું અકલ્યાણ કર નહિ–મરી નથી–શોક નથી–દુઃખ નથી–પાછી આવશે–મને જોયા સિવાય મરશે નહિ–તેણે કહ્યું છે કે મરી શકશે નહિ–ના–તું નહિ–હવે જે થાય તેની ફિકર નથી–પરંતુ–કરૂણ–કરૂણ–કેમ સંતાઇ ગઈ છે ? ”

દૃઢ હાથે ઉન્મત્ત ભાનુમિત્રનો હાથ પકડી યુવરાજે ખુલ્લી તરવાર માથે અડકાડી. ભાનુમિત્રનાં બે નયનો ફાટી ગયાં, તેણે કાતરકંઠે પોકાર કર્યો. “ સ્કન્દ,–તું પણ ત્યારે–સત્ય–તે નથી–કરૂણ–કરૂણ—”

ભાનુમિત્રનું બેભાન શરીર બીજીવાર ભોંયપર પડ્યું.

## પ્રકરણ ૭ મું



### શોધ.

કંઈ પણ મહેનત વિના પુરુષહીન શત્રુહીન પુરુષપુર નગર તાબે લઈ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તે ધાર્યું કે હવે જેમ બને તેમ જલદી આતતાયી હૂણ–સેનાની પૂંઠ પકડવી. પરંતુ ભાનુમિત્રની અવસ્થા જોઇ તેણે તે આશા તજી દીધી. ભાનુમિત્ર ગાંડો નહોતો થયો પણ બધા તેને ચિત્તભ્રમિષ્ઠ માનતા હતા. કરુણા અને ઋષભદેવ જે મકાનમાં રહેતાં હતાં તે મકાનમાં લોહીનાં ચિહ્નો જોઈ બધા ધારતા હતા કે કરુણાએ હૂણોના હાથમાંથી છૂટવા આત્મહત્યા કરી છે. અગર ધર્મરક્ષાને માટે હૂણોને હાથે મરાઈ છે. ફક્ત ભાનુમિત્ર એ વાતમાં વિશ્વાસ કરતો નહોતો. કોઇપણ ભાનુમિત્રને કરુણાનાં મરણ વિષે સમજાવી શક્યું નહિ. આથી બધાએ નક્કી કર્યું કે શોકથી ગૌડીય મહાબલાધિકૃતનું માથું ફરી ગયું છે. એ દિવસ પુરુષપુરમાં જ ગાળ્યા,

ક્રમે ક્રમે સ્વામી વિનાની, પુત્ર વિનાની સ્ત્રીએ યુવરાજ પાસે આવી હૂણવિજયની વાતો જણાવવા લાગી, તેઓએ એક વાક્ય કહ્યું કે હૂણોની એક દેવીએ અમને મુક્તિ આપી છે. હૂણ દેવીની વાત સાંભળી સ્કન્દગુપ્ત અને સૈનિકો વિસ્મય પામ્યા પરંતુ એ દેવી કોણ હતી તે સમસ્યા પૂરી કરી શક્યા નહિ.

ત્રીજે દિવસે કપિશા, ગાંધાર અને ઉદ્યાનમાંની બાકી રહેલી સેના પુરુષપુર આવી પહોંચી, યુવરાજ ભટ્ટારક તક્ષશિલા તરફ મુસાફરી શરૂ કરવાની તૈયારી કરવા લાગ્યા. જતી વખત એક વૃદ્ધ પતિપુત્ર વિનાની પુરુષપુરવાસી સ્ત્રીએ ફાટી ગયેલાં ભોજપત્રપર લખેલો એક કાગળનો ટુકડો બન્ધુવર્માને આપ્યો, બન્ધુવર્મા તે વાંચી નવાઈ પામ્યો. તેણે ભોજપત્ર યુવરાજ પાસે મોકલ્યું. એ પત્ર વાંચી સ્કન્દગુપ્ત દિગ્મૂઢ બની ગયો.

પત્રમાં લખ્યું હતું:—શૌન્ડિક ગોત્રીય શાણ્ડિલ્યાસિત દેવલપ્રવર સામવેદીય કૌથુમ શાખાધ્યાયી પૌન્ડ્રવર્ધન ભક્તિના ગૌડનગર નિવાસી, પવિત્ર સમુદ્ર પર્યંત વિસ્તૃત આર્યગુપ્ત સામ્રાજ્યના ગૌડિય મહાબલાધિકૃત ભાનુમિત્ર દેવના બાળસખા બ્રાહ્મણ ઋષભદેવશર્મા વડે લખાય છે કે ગાંધાર મંડળમાં પુરુષપુર નગરે માગશર માસની શુદ સાતમને દિવસે મારી માતા જેવી પરમભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજાધિરાજ કુમારગુપ્તથી પાલિતા કન્યા અને કુમારપાદીય ગૌડીય મહાબલાધિકૃત ભાનુમિત્રદેવની ધર્મપત્ની—કરૂણાદેવી હૂણોના હાથમાં પકડાઇ છે. બ્રાહ્મણની આજ્ઞાથી આર્યાવર્તમાં રહેનારા વૈષ્ણવ માત્ર આ કાગળ લઇ વાંચશો અને જો કદી પણ મગધની સેના અથવા તો મગધનો કોઇપણ પુરુષ પુરુષપુરમાં આવે તો તેના હાથમાં આ પત્ર આપજો. વાસુદેવે મારી બીક દૂર કરી છે, મારાં હૃદયમાં શક્તિ આપી છે. હું કરૂણાદેવીનું રક્ષણ કરવા જતાં સખત ઘવાયો છું. જ્યાં

સુધી આ દેહમાં શક્તિ રહેશે ત્યાં સુધી એ માતાની શોધમાં ભટકીશ. જ્યોતિષીએ કહ્યું છે કે હું ગૌડમાં પાછો ફરવાનો નથી.–ગોપકન્યા રોહિણી ગૌડનગરમાં દૂધ–દહીં–માખણ વડે મારી સેવા કરતી હતી–મારૂં ગૌડમાંનું ઘર, વાસણ કુસણ અને બંને ગાયો તેને આપી જાઉં છું. બ્રાહ્મણની આજ્ઞા પુરુષપુરથી ગૌડપર્યન્ત જાહેર કરજો."

પત્ર વાંચ્યા પછી યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત થોડીવાર કિંમૂઢ બની બેઠો રહ્યો. તે પછી તેણે બંધુવર્માને પૂછ્યું, "બંધુ, આ કાગળ ક્યાંથી મળ્યો?"

બંધુવર્માએ કહ્યું, "એક ઘરડી ડોસી લાવી છે."

"તે ક્યાં છે?"

"આ શહેરમાં જ છે."

"તેને અહીં લઈ આવ."

બંધુવર્મા નમન કરી ચાલ્યો ગયો અને થોડીવારમાં પેલી વિધવા સાથે યુવરાજ પાસે આવ્યો. પુરુષપુરમાં જે મકાનમાં કરુણાદેવી ઋષભદેવ સાથે રહેતી હતી તેજ મકાનમાં યુવરાજ ભાનુમિત્ર સાથે રહેતો હતો. ડોસીએ આવી યુવરાજને નમન કર્યું. સ્કન્દગુપ્તે તેને પૂછ્યું, "તું આ પત્ર ક્યાંથી લાવી?"

ડોસીએ કહ્યું, "આ મકાનમાંથી."

"આ મકાનમાં કયે ઠેકાણેથી?"

"બીજા માળના એક ઓરડામાંથી!"

"તું આ મકાનમાં કેમ આવી હતી?"

"હૂણ આવ્યા પહેલાં આ મકાનમાં જે દેવી રહેતાં હતાં, તેના ચાકરોએ મને ઝાડુ વાળવા દાસી તરીકે રાખી હતી."

"પત્ર ક્યારે મળ્યો?"

"જ્યારે હૂણસેના નગરમાંથી જતી રહી ત્યારે."

"તે દિવસે આ મકાનમાં શામાટે આવી હતી?"

"દેવીને શોધવા."

"ત્યારે શું જણાયું?"

"મકાન ખાલી હતું, ધનરત્ન લૂંટાયલાં હતાં, બીજા માળના એક ઓરડામાં લોહીના ડાઘા પડયા હતા અને તેની પાસે આ પત્ર પડયો હતો."

"જે દેવી આ મકાનમાં રહેતી હતી તે શું હૂણોને હાથે મરાઈ નથી?"

"ના."

અકસ્માત્ યુવરાજનો દેહ ધ્રુજવા લાગ્યો, બંધુવર્મા કંપવા લાગ્યો, હર્ષગુપ્તની તરવારનો ખડખડાટ સંભળાયો. સ્કન્દગુપ્તે ફરીથી પૂછ્યું. "દેવી કયાં ગઇ તે કહી શકશે?"

પેલી ડોસી યુવરાજના પગમાં પડી અને રોતી રોતી બોલી, "દેવ, મને માફ કરો. હું મૂઢ સ્ત્રી છું, તે દેવતા છે. આ પાપી મ્હોંએ દેવતાની વાતો કહીશ નહિ."

"મા, તે દેવી નથી પણ માનવી છે,–તે મારી બ્હેન થાય છે, તમે બીધા વિના વાત કરો."

"તે કદીપણ માનવી ન હોય, દેવતાઓએ તેને દુઃખમાંથી બચાવેલ છે. હૂણ રાજાના પુરોહિતે તેનાં દેવ–લક્ષણો ઓળખ્યાં છે."

"ત્યારે શું ખરેખર કરુણા જીવતી છે?"

"દેવ. હૂણો તેના વાળને અડકી પણ શકયા નથી."

"હૂણો જ્યારે આ ઘરમાં આવ્યા હતા, ત્યારે તું કયાં હતી?"

"હું છુપાઇ રહી હતી. માટે હૂણ સૈનિકો કયે વખતે આ

મકાનમાં આવ્યા હતા તેની મને ખબર નથી."

"ત્યારે તેં કેવી રીતે જાણ્યું કે દેવી જીવતી છે?"

"પાછળથી જોયું હતું."

"શું જોયું હતું?"

"દેવ, આ પાપી મ્હોંએ એ વાત કહી શકીશ નહિ."

"બીહો નહિ, તે દેવી નથી પણ ખરેખર મારી ધર્મભગિની છે."

"દેવ, હું અતિશય ગરીબ છું."

યુવરાજે વસ્ત્રમાંથી એક મુઠી સોનાના દીનાર બહાર કાઢી ડોસીને તે બતાવી કહ્યું, "ખરૂં કહેશે તો આ ઈનામ મળશે."

આશાથી પણ વધૂ ઇનામના લોભથી ડોસીની બીક જતી રહી. તેણે કહ્યું, "દેવ, હું એકી સાથે બધી વાત કહી શકીશ નહિ, આપ મને ધીમે ધીમે પૂછો."

હૂણોએ નગર જીત્યું તે પછી તેં કરુણાને ક્યાં જોઈ હતી?"

"હૂણસેના જ્યારે લૂટફાટ કરી બધી સ્ત્રીઓને પકડી લઈ જતા હતા ત્યારે."

"હૂણોએ શું કરુણાને કેદ કરી હતી."

"દેવ, કરુણા કોણ તે સમજી શકતી નથી."

"જે દેવી આ મકાનનાં રહેતી હતી તેનું નામ કરુણા હતું."

"હા, તે બંદી થયાં હતાં."

રોષથી ઉન્મત્ત બની જઈ હર્ષગુપ્તે કહ્યું, "અસંભવિત છે."

સ્કન્દઃ-"ભાઈ શાંત થા; આજે ઇન્દ્રલેખાની કન્યા પટ્ટમહારાણી છે, અત્યારે ઉત્તરાપથ અને દક્ષિણાપથમાં બધું સંભવિત છે."

હર્ષઃ-"કરુણા-મહાદેવીની વહાલી કરુણા, સાધારણ દાસીની માફક જંગલી હૂણોના હાથે કલંકિત થઈ છે-અસહ્ય-વેર-વેર-"

સ્કન્દઃ—" શાન્ત થા ભાઈ; તે અભાગણી ખરેખર જીવતી છે કે નહિ. તેની ખાત્રી કરવી જોઇએ. મા, તમે શું ખરેખર કરુણાને શત્રુના હાથમાં કેદી તરીકે જોઈ છે ? "

ડોસીઃ—" દેવ, ખરેખર તે હૂણોના હાથથી બંદીવાન બન્યાં છે."

સ્કન્દઃ—" તે પછી શું થયું ? "

ડોસીઃ—" શહેરની બધી સુંદર સ્ત્રીઓને હૂણ રાજાની આજ્ઞા મુજબ આ શહેર વચ્ચે ચોકમાં લાવવામાં આવી. હૂણસેનાએ તેઓના ભાગ કર્યા, હૂણ-રાજાની ચાકરી કરવા માટે નીમાયા—"

સ્કન્દઃ—" મા, હવે શું સંભળાવશે, સમ્રાટ્પુત્રી જંગલી હૂણોની ગુલામડી, માની લાડકી હૂણોના સ્પર્શથી કલંકિત થઈ-થોડીવાર થોભો, હૃદય દુર્બળ થઈ ગયું છે-થોડીવાર થોભો-થોડીજવાર-બધું સાંભળીશ-ઇનામ આપીશ. બીશો નહિ—"

ડોસીઃ—" દેવ, દીલગીર થશો નહિ, દેવી કુશળ છે."

હર્ષઃ—" શું કહ્યું ? "

ડોસીઃ—" આર્ય, ખરેખર દેવી કુશળ છે."

સ્કન્દઃ—" ભાઇ, કરુણ મરી નહિ શા માટે ? "

હર્ષઃ—" ભયંકર સમસ્યા— "

બન્ધુવર્માઃ—" સ્કન્દ, તમે બંને દીલગીર થઈ ગયા છો, બધી વાત સાંભળી જે કરવું ઘટે તે કરજો."

સ્કન્દઃ—" ત્યાદ પછી શું થયું ? "

ડોસીઃ—" રાતના બીજા પહોરે જ્યારે હૂણસેના શહેર બાળવા લાગી, ત્યારે હૂણરાજા દેવીનાં શરીરનો સ્પર્શ કરવાની ચેષ્ટા કરતો હતો. તેનાં લુગડાંનો છેડો ખેંચતાં દેવી અકસ્માત્ આકાશ તરફ હાથ પહોળા કરી જાણે કોઇને બોલવતાં હોય નહિ તેમ ઉભાં રહ્યાં, કોઇ

અદષ્ટ શક્તિએ આવી હૂણરાજને દશ હાથ દૂર ફેંકી દીધો, તે સાથેજ ચારે તરફ બમણા વેગથી આગના ભડકા આકાશને સ્પર્શ કરવા લાગ્યા. વૃદ્ધ હૂણ–પુરોહિતે દેવીને હાથ જોડી મા કહી બોલાવ્યા, ત્યારે દેવીની આંખમાંથી આગના ભડકા નિકળતા હતા, તે જોઈ બીકથી વીશ હાથ દૂર રહી ધુંટણીએ પડી હૂણ–રાજાએ તેને મા કહી બોલાવ્યાં."

હર્ષઃ–" શું કહ્યું મા, વળી કહો–વળી કહો, "

સ્કન્દઃ–" મા, તમે ત્યારે કયાં હતાં ? "

ડોસીઃ–" દેવ, મારી દીકરીની યુવાન દીકરીને હૂણો લઇ ગયા હતા, તેથી જીવનની માયા તજી શહેરમાંના તે ચોકની બાજુની ઝાડીમાં છુપાઈ તેના છૂટકારાના પ્રયત્ને કરતી હતી ત્યારપછી દેવીની જ્વાળામય નજરે સહન ન કરી શકવાથી હૂણોનાં ટાળે ટાળાંએ આવી તેને નમન કર્યું, વૃદ્ધ હૂણ–પૂરોહિતે કહ્યું, કે અમે વંશપરંપરાથી દેવીના પ્રકટ થવાની વાટ જોતા હતા. ત્યારની દેવી હૂણ-દેવીને સ્વરૂપે જાણીતી થઇ છે."

સ્કન્દઃ–" માતા, તમારી દીકરીની દીકરી પાછી આવી કે ? "

ડોસીઃ–" દેવીની આજ્ઞાથી પુરુષપુરની બધી સ્ત્રીઓ છુટી થઈ છે."

બન્ધુવર્માઃ–" દેવી ક્યાં છે ? "

ડોસીઃ–" સોનાના રથપર બેસાડી, ફુલથીવધાવતો વધાવતો હૂણરાજા તેને તક્ષશિલા લઇ ગયો છે."

સ્કન્દઃ–" ત્યારે ખરેખર કરુણ મરી નથી ? "

અકસ્માત યુવરાજની પાછળનાં બારણાં ઉઘડી ગયાં અને ગળગળા અવાજે એક માણસ બોલી ઉઠયું. "ના મરી નથી, હું ખોટું કહેતો નથી, સ્કન્દ, તેણે કહ્યું છે કે તે મરવાની નથી, મરી શકવાની નથી, જ્યાં હોય ત્યાંથી તે પાછી આવશે, ઉઠ, ચાલ, પુરુષપુરમાં

હવે રહેવું નહિ, તક્ષશિલા, જાલંધર જ્યાં કરણા હોય ત્યાં ચાલ."

યુવરાજે મંત્રમુગ્ધની માફક ઉઠી ઉભા થઇ કહ્યું, "ચાલ."

## પ્રકરણ ૮ મું

### ક્ષમા.

સાયંકાળ સમયે પ્રબળ પ્રવાહવાળી વિપાશા નદીને તીરે આંબાનાં ઝાડ નીચે બેસી એક અલૌકિક સુંદરી એકચિત્તે ચંદ્રના અજવાળાંમાં વિપાશાની સપાટીપર ઉત્પન્ન થતા તરંગો જોતી હતી તેની પાસે એક કાળો કદાવર ડોસો તેના મ્હોં તરફ જોઇ વારંવાર લાંબા નિસાસા નાખતો હતો, વિપાશાને પૂર્વ કિનારે નાનાં ગંડગામનાં ખંડેરોમાંથી અસંખ્ય નાના નાના અગ્નિકુંડો સળગ્યા હતા, નિશાનો અંધકારભેદી ઘણા માનવોના અવાજ એ સુનકાર વિપાશાતીરને કંપાવતા હતા. આંબાના ઝાડથી થોડે દૂર એક જૂના વડના ઝાડ નીચે ચાર હથિઆરબંધ વિદેશી સૈનિકો વિસામો લેતાં હતાં. વિપાશાના પટમાં રેતીપર સોએક હાથ દૂર હથિઆરબંધ સૈનિકો ઉભા હતા, દૂરથી જણાતું હતું કે નદીને કાંઠે વિશાળ છાવણી નખાઇ છે. ઘણીવાર સુધી મુંગાં રહી પેલા વૃદ્ધે પેલી તરૂણીને પૂછ્યું. "મા, હજુપણ શું સમજી શકતી નથી?"

તરૂણીએ હસીને કહ્યું. "કદી પણ નહિ."

"ભાનું યાદ આવે છે?"

"ભાનુ કોણ?"

"મા, ગૌડનો રાજમહેલ, સીમાડાનો બગીચો, ભાનુનો નિષ્કપટપ્રેમ, એ બધું શું ભૂલી ગઇ છે?"

"બાપુ, તમે શું કહો છો ? મેં એ બધી વાત તો કદી સાંભળી નથી ?"

"મધુસૂદન આ શું કર્યું ? વિપદને દિવસે આ દરિદ્રના કાતર રૂદન તરફ જોયું હતું, પરંતુ એક દુઃખમાંથી બચાવી પાછો કયા કયા પ્રકારની વૈષ્ણવી માયાથી ઢાંકી દીધો ? નારાયણ બળ આપો, બચાવો. મન દુર્બળ છે, હૃદય દુર્બળ છે. દેહ ક્ષણભંગુર છે. વાસુદેવ, દીનાનાથ ગરીબને બચાવો."

"બાપુ, કોને બોલાવે છે. પુરોહિતને ? તે તો હમણાંજ આરતિ કરી ગયો છે, પાછો ભોગ ધરાવવા આવશે."

"ગોવિન્દ, આ શું છળના ! વિશ્વંભર, ગૌડ જવા ઇચ્છતો નથી, સુખ માગતો નથી, દોલત માગતો નથી, આ મૂઢ બાલિકાને સત્વર વિરહથી વ્યાકુળ બની ગયેલા સ્વામીના ખોળામાં મોકલી દે."

"બાપુ, ગોવિન્દ કોણ ?"

"જે આ પૃથ્વીનું ચિત્ત આનંદમાં લાવે છે, જે સૃષ્ટિસ્થિતિ અને લયનું એક માત્ર કારણ છે, તેજ ગોવિન્દ."

"એટલી બધી વાત શી રીતે સમજાય ?"

"મા, ચિત્ત સ્થિર રાખો અવશ્ય સમજાશે"

"બાપુ, તમારો ગોવિન્દ કેવો છે ?"

"મા તે તો બહુરૂપી છે."

"તમે ઝાઝી વાત બોલો નહિ, હું સમજી શકીશ નહિ."

"હે મધુસૂદન, સંકર્ષણ, નારાયણ આ અનાથ આશ્રયહીન કન્યા તરફ કૃપાદૃષ્ટિ કરો."

"બાપુ, તમારા ગોવિન્દનું શું બીજું સારૂં નામ નથી ?"

"છે, મા, ગોપાલ, કૃષ્ણ તેનાં નામની ગણતરી થઇ શકે તેમ નથી."

"એ નામો અત્યાર સુધી કેમ કહેતા નથી! ગોપાળ કેવો છે?"

"મા, કાલે જ ભરવાડના છોકરાને મુક્તિ આપી હતી, તેના જેવો."

"તે બહુ સુંદર હતો, તેની આંખોમાં પાણી જોઈ મને પણ આંસુ આવતાં હતાં, બાપુ, તમારાં વાસુદેવ, સંકર્ષણ વગેરે નામો સારાં નથી, ગોપાલ નામ બહુ સુંદર છે."

"મા, ખરેખર ગોપાલ બહુ સુંદર છે, બહુરૂપી નારાયણનું જે રુપ તમને સારૂં લાગે તેનું ચિન્તવન કરો, આ દુસ્તર દુઃખના સાગ-રમાં મધુસૂદન સિવાય બીજો ઉપાય નથી."

"મધુસૂદન શું કરશે?"

"જે દિવસ તે દયા કરશે તે દિવસ તું ભાનુમિત્ર પાસે જઇશ."

"ભાનુમિત્ર કોણ? હું તેની પાસે નહિ જાઉં."

"મા, બીજી વાત છોડી ગોપાલને યાદ કર."

"કેવી રીતે યાદ કરૂં બાપુ?"

"કાલના પેલા ભરવાડના છોકરાને યાદ કરો મા."

"તમારી માફક આંખો મીચવાથી મને કંઇ પણ વાત યાદ આવતી નથી."

"જેથી યાદ આવે તેમ કરો."

"મારા મનમાં શું થાય છે તે જાણો છો?"

"કહો જોઉં?"

"મને જણાય છે કે ચારે તરફથી કેટલાય લોકો મને બોલાવે છે, તેઓ જાણે છાનામાના મારી પાસે આવે છે, પરંતુ હું તેના તરફ જોઉં છું એટલે નાસી જાય છે. તેઓ કોણ છે બાપુ?"

"નારાયણ, આ અનાથાના ખરાબ વિચારો દૂર કર, સંભળ

બુદ્ધિવાળી બાલિકાનું ભમતું ચિત્ત તારા ચરણોમાં સ્થિર કર, મા કહે જોઉં, ગોપાલ કેવો છે?"

"એ તો પેલા ભરવાડના છોકરા જેવો છે, એમ તમે હમણાં જ કહ્યું ને?"

"કહે જોઉં, તેનું મ્હોં કેવું સુંદર છે?"

"અતિ સુંદર છે, પરંતુ તેની આંખોમાં આંસુ છે!"

"મા, ગોપાલ બહુ કોમળ હૃદયનો છે, દુઃખથી વિહ્વળ બની જાય છે. જગતનું દુઃખ જોઇ તેની સુંદર આંખોમાં આંસુ ભરાઇ આવે છે."

"જો ગોપાલ દુઃખ ટાળે છે તોપણ તે પોતે દુઃખ મેળવે છે શામાટે?"

"મા, તે કર્મફળ."

"વળી સમજાય નહિ તેવી વાત કહી બાપુ; તમે સૂઇ જાઓ, હું ગોપાલનું ધ્યાન ધરૂં છું."

એ વખતે વિપાશાના પશ્ચિમ કિનારાપરનાં વનમાં અંધારામાં સોળ માણસો એક મૂલ્યવાન પાલખી લઇ ઉતાવળે પગલે ચાલ્યા જતા હતા, નદી પાસે આવ્યા એટલે પેલે પારથી હૂણોની છાવણીનો કોલાહલ સાંભળી તેઓ ઉભા રહ્યા. પાલખીમાંથી અવાજ આવ્યો, "શું છે, ઉભા કેમ?"

એક જણે જવાબ આપ્યો, "પ્રભુ, ભૂલથી ઘણે દૂર ચાલ્યા આવ્યા છીએ, અંધારામાં રસ્તો માલમ નથી. દૂરથી કંઇક અવાજ સંભળાય છે. આજે અહિં જ રહીએ તો કેમ?"

"તારી બુદ્ધિ પ્રમાણે ચાલતાં તો આપણે પાછા હૂણોના હાથમાં આવી પડશું. લડાઈ કરવી હોય તો ઇન્દ્રલેખા અહિં આવી ભલે કરે એ કામ મારૂં નથી."

"પ્રભુ, આ રાત અહિં જ વીતાડી હોત તો સારૂં હતું."

"જલદી ચાલો નહિતો નીચે ઉતરી બધાને કાપી નાખીશ?"

પાલખીવાળાએ પાલખી ઉઠાવી. થોડી જ વારમાં તેઓ વિપાશાને કાંઠે હૂણોની છાવણીના આ બાજુએ આવી પહોંચ્યા. રેતીમાં ઉભા રહી પાલખીવાળાઓએ ફરીથી કહ્યું, "પ્રભુ, હવે આગળ જઈએ તો સારૂં, સામેપાર હૂણોની છાવણી જણાય છે."

પેલા પાલખીમાં બેસનારે કહ્યું. "તારૂં માથું જણાય છે, આપણે શતદ્રુને કિનારે આવ્યા છીએ, પેલે પાર તો જાલંધર છે."

"પ્રભુ આ તો વિપાશા જણાય છે, શતદ્રુતો ઉંડી છે."

"તમે આગળ ચાલો નહિતો સજા થશે."

પેલો આરોહીનું છેલ્લું વાક્ય પૂરૂં થાય તે પહેલાં સેંકડો કદાવર યોદ્ધાઓ પાલખીને વીંટી વળ્યા. તેઓનો પગરવ સાંભળી પેલા પાલખીમાંના માણસે પૂછ્યું, "તમે કોણ છો? હું સામ્રાજ્યનો મહાબલાધિકૃત કુમારપાદીય ભટ્ટારક ચંદ્રસેન છું."

એક ઘોડેસ્વારે ભાંગી બોબરી ભારતીય ભાષામાં કહ્યું, "હું તમારી સાથે મેળાપ કરવા આવ્યો છું."

બીજા ઘોડેસ્વારે ચંદ્રસેનના વાળ ખેંચી તેને પાલખીમાંથી જમીનપર ફેંક્યો અને બધા તેનાં શરીરપરનાં ઘરેણાંમાંનાં હીરામોતી તથા મૂલ્યવાન લૂગડાં લૂટવા લાગ્યા. ચન્દ્રસેન બૂમો પાડી રૂદન કરવા લાગ્યો અને કહેવા લાગ્યો, "ઇન્દ્રલેખા, હવે હું મૂઓ-બુઢો મરે તે પહેલાં મૂઓ-રાજા થવાની ઇચ્છા ડુબી ગઈ-" એક ઘોડેસ્વારે તેની પીઠપર લાત મારી તેને બોલતો અટકાવ્યો.

વિપાશા તીરે હૂણ-રાજા એક નાના તંબુમાં વિશ્રામ કરતો હતો. ઘોડેસ્વારોએ ચંદ્રસેનને ખરાબ હાલતમાં એ તંબુ પાસે ઉભો રાખ્યો,

હૂણ–રાજા તંબુ બહાર આવ્યો, ઘોડેસ્વારોએ હૂણ ભાષામાં કહ્યું, "મહારાજ, આ માણસ શત્રુનો સેનાપતિ છે." તે સાંભળી હૂણરાજા હસવા લાગ્યો. તેણે ભારતીય ભાષામાં ચંદ્રસેનને પૂછ્યું, "તું શું મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત છે ? ગોવિન્દગુપ્ત તો આવો નથી; વક્ષુને કાંઠે મેં ગોવિન્દગુપ્તને જોયો છે તે માણસ છે, વાનર નથી !"

ચન્દ્રસેને કાંપતાં કાંપતાં કહ્યું, "ના."

"તું શું યુવરાજ સ્કન્દગુપ્ત છે ?"

"ના."

"ત્યારે તું શું ગૌડીય ભાનુમિત્ર છે ?"

"ના."

"ત્યારે તું છે કોણ ?"

"હું–હું–ચ–ન્દ્રસેન."

"તું નક્કી ઠગારો છે ?"

"ના, બાપુ ના."

"તેં કહ્યું છે કે તું તો ગુપ્ત સામ્રાજ્યનો મહાબલાધિકૃત છે ?"

"ના. બાપુ, મેં કહ્યું નથી."

એક ઘોડેસ્વાર બોલી ઉઠયો, "મહારાજ, આ માણસે પાલખી-માંથી કહ્યું હતું કે તે કુમારપાદીય ભટ્ટારક મહાબલાધિકૃત છે."

"મારી પાસે જુઠું બોલે છે ?"

"ના બાપુ–હા–ના–તે–હા–કહ્યું છે."

"તું કેવી રીતે મહાબલાધિકૃત થયો છે ?"

"હું નથી થયો–બાપુ–હું નથી થયો,–હાય, હું કઇ ઇચ્છાથી સુંદર પાટલિપુત્ર છોડી આવ્યો છું ?"

"ત્યારે તને મહાબલાધિકૃત કોણે બનાવ્યો ?"

"ઇન્દ્રલેખાએ; તેને બહુ ઇચ્છા હતી કે બુઢો મરે એટલે મારી સાથે તે સિંહાસનપર બેસશે. ઇન્દ્રલેખા તારા મનમાં શું આવું હતું!"

"ઇન્દ્રલેખા કોણ?"

"કુમારગુપ્તની સાસુ."

"તને તે શું થાય?"

"મારી–મારી–મારી તો સગી નથી."

"ત્યારે તેણે તને મહાબલાધિકૃત કેમ બનાવ્યો?"

"તે–તે–તો તે જાણે."

"તને ખબર છે કે મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત ક્યાં છે?"

"પાટલિપુત્ર ગયા છે."

"કપિશામાં સેનાપતિ કોણ છે?"

"હું–હું."

"યુવરાજ સ્કન્દગુપ્ત ક્યાં છે?"

"બાહલીકમાં કેદખાનામાં."

"કેદખાનામાં! કેમ?"

"મારી આજ્ઞાથી."

"ગૌડીય ભાનુમિત્ર ક્યાં છે?"

"સ્કન્દની પાસે કેદખાનામાં."

"તે અમે પ્રથમથી જ ધાર્યું હતું, જેઓએ બાહલીક તીરે અથવા વક્ષુ તીરે મગધની સેના ગોઠવી હતી, તેઓ આ વખતે બાહલીક કે કપિશા કે ગાંધારમાં હતા નહિ, અમે જ્યારે કપિશાપર હલ્લો કર્યો ત્યારે તું ક્યાં હતો?"

"સિન્ધુ દેશમાં."

"કપિશામાં સેનાપતિ કોણ હતો?"

"કોઈ નહિ."

"ત્યારે તું શું કરવા આવ્યો હતો?"

"ઇન્દ્રલેખાના કહેવાથી સ્કન્દગુપ્તને બંદી કરવા."

"યુદ્ધ કોણ કરશે?"

"કોણ જાણે બાપુ. યુદ્ધ-બુદ્ધ કરવું એ મારૂં કામ નથી. તેમાં પણ જે દેશમાં ગૌડીદારૂ મળે નહિ તે દેશમાં તો ચન્દ્રસેન ઉભો પણ રહી શકે નહિ."

હૂણ રાજાએ ઘોડેસ્વારોને કહ્યું, "આને દેવી પાસે લઇ જાઓ, તેની આજ્ઞા મુજબ કરજો." તે વખતે નદીને કાંઠે આંબા નીચે ઋષભદેવ ઉંઘતો હતો, કરુણા વિચારમાં ગરક હતી, ઘોડેસ્વારોએ દૂરથી પ્રણામ કર્યા, એક માણસે આવી ઋષભનાં શરીરનો સ્પર્શ કર્યો, ઋષભ ચમકી જાગી ગયો. તે વખતે કરુણાએ આંખો ઉઘાડી, હૂણ ઘોડેસ્વારો બોલી ઉઠયા, "માતા, આ માણસ કહે છે કે તે ગુપ્ત સામ્રાજ્યનો પ્રધાન સેનાપતિ છે." ઋષભદેવે પાસે જઈ મશાલના પ્રકાશમાં ચન્દ્રસેનને જોઈ કહ્યું, "જૂઠી વાત છે." ઘોડેસ્વારો એકી સાથે બોલી ઉઠયા, "મહારાજાની આજ્ઞા છે કે માતા તેને સજા કરશે."

ઋષભદેવે કરુણા સામું જોયું, કરુણાએ કહ્યું, "બાપુ, એ શું બોલે છે?"

ઋષભદેવઃ-આ માણસ છેતરામણો છે, જૂઠી ઓળખાણ આપે છે, હૂણ-રાજાએ એને સજા કરવા માટે તમારી પાસે મોકલ્યો છે.

"શી સજા?"

"પ્રાણદંડ અથવા આગમાં બાળવાનો."

"છટ્ છટ્, ગોપાલ રડશે, છોડી દો."

# પ્રકરણ ૯ મું

## સંદેશવહ.

વરસાદથી ભાગીરથી બંને કાંઠામાં ભરાઇ ગઇ છે, પાટલિપુત્રના વિશાળ રાજમહેલોમાં માત્ર ધ્રુવસ્વામિનીનો મહેલ સેંકડો અને હજારો દીવાઓથી ઝગ ઝગે છે, બાકીનું બધું અંધકારમાં ગરક થઈ ગયું છે. સંધ્યાકાળ થયો છે, સૂર્યદેવ વિન્ધ્યાચળ પાછળ છુપાઇ ગયા છે તોપણ આથમતા સૂર્યનાં કિરણોથી પશ્ચિમનું આકાશ હજુ લાલ રંગનું જણાય છે, પ્રાચીન ગુપ્ત સામ્રાજ્ય પડતીમાં આવ્યા છતાં પણ હજુ ભૂતકાળની કીર્તિનાં તેજથી ઉજ્જવળ છે; તે દિવસે પ્રાચીન ગુપ્તસામ્રાજ્યની રાજધાની, અતિ-પ્રાચીન પાટલિપુત્ર શહેર જોઇ કોઇ પણ માણસ સ્વપ્ને પણ ધારી શકતું નહોતું કે સમુદ્રગુપ્તના વિશાળ સામ્રાજ્યનો અંતકાળ પાસે આવ્યો છે. પ્રાચીન સમ્રાટ્ અને પટ્ટમહાદેવી દરરોજ નવા નવા મહોત્સવો કરવામાં નિમગ્ન બની ગયાં હતાં, મહારાજપુત્ર મહામંત્રીને કાયમ કરી પંચનદ જતા રહ્યા છે, વૃદ્ધ મહામંત્રી સામ્રાજ્યની અવસ્થા જોઈ દિગ્મૂઢ બની ગયો છે. આ વખતે ઇન્દ્રલેખા અને બૌદ્ધાધમ હરિબલ સામ્રાજ્યનાં જીર્ણ વહાણનાં સુકાની હતાં.

રોશનીથી શોભતા ધ્રુવસ્વામિનીના રાજમહેલ આગળ એક કદાવર વૃદ્ધ પુરુષ ઓટલાનાં સફેદ મર્મર નિર્મિત થાંભલાને આધારે ગુપચુપ થઈ ઉભો હતો. મહેલમાં વિશાળ ચોકમાં બહુ મૂલ્યવાન મંડપ નીચે સેંકડો રૂપવાન સુંદરીઓ નાચતી હતી, તેમના ચરણોના સેંકડો નુપુર, વીણા અને મોરલીના લય સાથે ધ્વનિત થતા હતા;

તે બધું પેલા વૃદ્ધના કાનમાં પ્રવેશ કરતું નહોતું. ચૅાકની ચારે તરફના ઓટલા સંભાળનારા લોકોનાં ટોળાંથી પરિપૂર્ણ હતા. અસંખ્ય સખીઓથી વીંટાયલી નવીન મહારાણીની પાસે યુવાનને શોભે તેવાં વિચિત્ર વસ્ત્રાભુષણ સજી વૃદ્ધ સમ્રાટ્ કુમારગુપ્ત બેઠો હતો. પશ્ચિમ આકાશમાં જ્યારે અંધકાર ફેલાયો, જ્યારે અભિસારિકાના સૂક્ષ્મ વસ્ત્રથી ઢંકાયલા સેંકડો તારાઓ હીરાના અલંકારની માફક પ્રકાશવા લાગ્યા, ત્યારે એક કદાવર યુવક ઓટલા પરથી ઉઠી ગંગાતીરે વૃદ્ધની પાસે આવી ઉભો, વૃદ્ધના વિચાર અટક્યા, તેણે માથું ઉંચું કર્યું. પેલા યુવકે ધીમે અવાજે કહ્યું, "પ્રભુ, સમાચાર આવ્યા છે."

વૃદ્ધ ગંગાના પ્રવાહ તરફ જોતો બોલ્યો, "લઈ આવ."

યુવક તરતજ બીજે સ્થળે ચાલ્યો ગયો, વૃદ્ધે ધીરે ધીરે ધ્રુવસ્વામિનીનો મહેલ છોડી એક અંધારી ઓરડીમાં પ્રવેશ કર્યો. થોડીવાર પછી પેલો યુવક બીજે માર્ગે તે ઓરડીમાં આવી પહોંચ્યો. વૃદ્ધે પૂછ્યું, "શું સમાચાર છે?"

યુવકે ધીમેથી કહ્યું, "વીંટી."

"કોણે મોકલી છે?"

"મહાપ્રતીહારે."

"કયો મહાપ્રતીહાર નવો કે જુનો?"

"દેવ, સામ્રાજ્યનો કુળવાન વર્ગ કૃષ્ણગુપ્ત સિવાયના બીજા મહાપ્રતીહારને ઓળખતો નથી."

"સમાચાર કોણ લાવ્યું છે?"

"એક મગધનો સૈનિક."

"તેને લઈ આવ."

યુવક ઓરડીમાંથી ચાલ્યો ગયો અને એક ક્ષણવારમાં એક

બખ્તર બંધ સૈનિકને લઈ પાછો આવ્યો. સૈનિકે વૃદ્ધને નમન કર્યું. વૃદ્ધે પૂછ્યું, "તું ક્યાંથી આવે છે?"

સૈનિકે કહ્યું, "સિન્ધુ દેશથી."

વૃદ્ધે વિસ્મયતા પૂર્વક પૂછ્યું, "ક્યાંથી?"

"સિન્ધુદેશથી."

"તારૂં રહેઠાણ શું સૌરાષ્ટ્રમાં છે?"

"દેવ, હું મગધનો છું, મારૂં રહેઠાણ આ પાટલિપુત્રમાંજ છે."

"સિન્ધુદેશમાં શામાટે ગયો હતો, કૃષ્ણગુપ્ત ક્યાં છે?"

"કપિશાથી નાસી છૂટયા હતા. મહાપ્રતીહાર મરૂભૂમિ પાર આવેલા સિન્ધુદેશમાં થઇ માલવમાં ગયા છે."

"નાસીને! સિન્ધુ! માલવ યુવક તું શું મારી મશ્કરી કરે છે? તું જાણે છે કે હું કોણ છું?"

"દેવ, પાટલિપુત્ર મારી જન્મભૂમિ છે. હું વંશપરંપરાથી સામ્રાજ્યનું લુણ ખાઉં છું, મારો જન્મ થયો ત્યારથી હું આપને આર્યપટ્ટની જમણી બાજુએ બેસતા જોતો આવ્યો છું, આપની મશ્કરી! ખરૂં કહું છું, અસંભવિત બાબત સંભવિત થઈ છે, બાહ્લીક અને કપિશામાં સામ્રાજ્યની સેના હારી છે."

"હારી છે? સ્કન્દ ક્યાં હતો?"

"કપિશામાં બંદીખાને."

"સૈનિક, તું પાગલ છે! મહારાજપુત્ર યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત કપિશામાં કેદખાને?"

"દેવ, બધું ખરૂં છે. નવા મહાબલાધિકૃત ચંદ્રસેને બાહ્લીકમાં પગ મૂકયો કે તરત યુવરાજને કેદમાં નાખ્યા હતા."

"હર્ષગુપ્ત, ભાનુમિત્ર અને બન્ધુવર્મા ક્યાં હતા?"

"તેઓએ પોતાની પદવી તજી પોતાની ઇચ્છાથી યુવરાજ સાથે કેદખાનામાં પ્રવેશ કર્યો હતો. આ સમાચાર સાંભળી હૂણસેના તીડની માફક બાહલીક અને કપિશા પર ચઢી આવી, તેઓએ બાહલીક તાબે કર્યું તે પહેલાં નવા મહાબલાધિકૃત નાસી ગયા છે."

"સ્કન્દ ક્યાં છે?"

"દેવ, એ કહી શકું તેમ નથી."

"કૃષ્ણગુપ્ત સ્કન્દગુપ્તને છોડી સિન્ધુદેશમાં કેમ ગયો?"

"બાહલીક અને કપિશા તાબામાં આવ્યા પછી હૂણોએ ગાંધાર અને ઉધાન પર હલ્લો કર્યો હતો, મહાપ્રતીહારે સામ્રાજ્યની વીખરાઈ ગયેલી સેના એકઠી કરી તેમને અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં નાસીપાસ થઇ તેમને સિન્ધુદેશમાં જતા રહેવાની ફરજ પડી."

"હૂણો ક્યાં સુધી આવ્યા છે, તે જાણે છે?"

"મેં સાંભળ્યું છે કે તેણે પુરુષપુર અને તક્ષશિલા તાબે કર્યા છે."

"પુરુષપુર! નારાયણ, કરુણા પુરુષપુરમાં હતી?"

"દેવ, મહાપ્રતીહારે કહ્યું છે કે મુસ્કેલી બહુ છે, જો આનો ઉપાય સત્વર નહિ થાય તો સત્યાનાશ વળશે."

"સત્યાનાશ વળ્યું છે! બીજા નાયકો ક્યાં હતા?"

"દેવ, નક્કી કહી શકતો નથી, પરંતુ મને લાગે છે કે તેઓ યુવરાજ સાથે કપિશામાં બંદીવાન છે."

"કૃષ્ણગુપ્તે તને કંઇ નિશાની આપી છે?"

"હા."

એમ કહી સૈનિકે લુગડાંમાંથી એક વીંટી કાઢી વૃદ્ધના હાથમાં મૂકી, તે હાથમાં લઈ વૃદ્ધે યુવકને મશાલ લાવવાનું કહ્યું. મશાલ

આવતાં તે પ્રકાશથી ઓરડી પ્રકાશિત થઈ ગઈ, વૃદ્ધ અંગુલી જોઇ કંપવા લાગ્યો, તેના જમણા હાથમાંની વીંટીના નીલમણિ મશાલના પ્રકાશમાં ઝગકવા લાગ્યા. તે વખતે ઓરડીની બાજુએ ધીમો પદરવ થયો, યુવકે ઉતાવળે પગલે ઓરડી બહાર આવી જોયું કે ધોળાં વસ્ત્ર વાળી બે કદાવર મૂર્તિ છેટેના અંધકારમાં મળી ગઇ. પ્રાચીન સામ્રાજ્યનો વૃદ્ધ મહા સચિવ માથા પર હાથ મૂકી ધૂળ વાળાં ઘરની ભોંય પર બેઠો.

તેજ રાતે રાતના ત્રીજા પહોર વીતતાં કપોતિક સંઘારામમાં મહા વિહાર સ્વામી મગધમંડળના મહાસંઘસ્થવિરની પદવી મેળવી ભવિષ્યની ચિંતા કરતો હતો. મહાવિહારમાં માણસો નહોતાં, વિશાળ ઓરડાના ખૂણાંમાં એક ધીનો દીવો બળતો હતો, પરંતુ તેથી અંધકાર દૂર ન થતાં વધૂ ભયંકર થતો જણાતો હતો. અકસ્માત્ એ ઓરડાનાં બારણાં ઉઘાડી એક કદાવર મનુષ્ય મૂર્તિ અંદર આવી, નવો સંઘસ્થવિર કંપવા લાગ્યો, તે જોઇ આવનાર મનુષ્ય માથા પરનું ઢાંકણ દૂર કરી હસવા લાગ્યું. સંઘસ્થવિર હરિબલ શાંત થઇ હસતાં મ્હોંએ કહેવા લાગ્યો, "કોણ, ઇન્દ્રલેખા? તારાં પગલાંથી મહાવિહાર આજે પવિત્ર થયો છે."

પ્રૌઢ સુંદરી ખડખડાટ હસતી બોલી, "ઓળખી તો ખરીને! તમે શું એમ ધાર્યું હતું કે હું પ્રેત છું?"

"ના, ના, દેવિ, હું તો આંખો બંધ કરી તારા સુંદર રૂપનું ધ્યાન કરતો હતો."

"ત્યારે કંપવા લાગ્યા કેમ?"

"મને એમ જણાતું હતું કે જાણે તારો સ્પર્શ થયો છે."

"રસરાજ, રસિકતા કયારે છોડશો?"

"જ્યાં સુધી તારાં રૂપ–રસ–ગંધનું ધ્યાન કરીશ ત્યાં સુધી તો નહિ જ."

"બહુ સારા સમાચાર લાવી છું હવે ઇનામ શું આપશો?"

"ઇન્દ્રલેખા, દેહ–મન–પ્રાણ એ બધું તારા ચરણોમાં સમર્પણ કર્યું છે, બીજું શું છે કે તને આપું?"

"જે માગું તે આપશો?"

"હા, આપીશ."

"ઘણા સારા સમાચાર છે, સ્કન્દગુપ્ત હૂણોના હાથે બંદી થયો છે, અને હૂણ સેનાએ બાહલીક, કપિશા અને ગંધાર જીત્યાં છે."

"અતિ સુંદર સમાચાર, ઇન્દ્રલેખા, તારા જેવાજ સુંદર સમાચાર."

"મરણ આવ્યું છે કે શું?"

"દેવિ તમને કંઈ વધુ ઇનામ આપીશ."

"વધુ ઇનામની હમણાં જરૂર નથી, જે માગું તે આપશો એટલે જ બસ."

"નહિ લે?"

"તમે મરશો ક્યારે, રાત પૂરી થવા આવી છે, હું મહેલમાં જાઉં છું."

---

## પ્રકરણ ૧૦ મું

---

### શતદ્રુ–તીરે.

સંધ્યાના આરંભમાં શતદ્રુ નદીને તીરે એક વિશાળ મેદાનમાં હજારો ઘોડેસ્વારો સૈનિકના વેશમાં સજ્જ થઇ ઉભા હતા. તેની

સામે શતદ્રુના વિશાળપટમાં આઠ વર્માવૃત ઘોડેસ્વારો એક ઠીંગણા બાંધાના યુવકને વીંટળાઇ ઉભા હતા. યુવક પણ ઘોડા પર હતો. પરંતુ તેનું માથું ઉઘાડું હતું. તેનું ભારે શિરસ્ત્રાણ ઘોડાના જીન સાથે બાંધેલું હતું. યુવકના માથાપરના પિંગળા વાળો સંધ્યાકાળના ધીમા પવનથી ઉડી રહ્યા હતા, અને તેનાં સુંદર કપાળ પર નૃત્ય કરતા હતા. યુવકનું વદન મંડળ પ્રફુલ્લ હતું, આંખો ચળકતી હતી અને કોમળ હોઠો પર હાસ્ય ફરકી રહ્યું હતું વિશાળગુપ્ત સામ્રાજયનો ભવિષ્યનો અધીશ્વર યુવરાજ ભટ્ટારક પરમ વૈષ્ણવ મહારાજ સ્કન્દગુપ્તદેવ એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ભારે સુવર્ણ દંડ પકડી માલવેશ્વર બંધુવર્માને આજ્ઞા આપતો હતો. તેની સામે પાષાણ પ્રતિમાની માફક નિશ્ચલ ભાવે ભાનુમિત્ર ઘોડાપર બેઠો હતો. હર્ષગુપ્ત, બંધુવર્મા, અને ચક્રપાલિત વગેરે આગેવાનો એક ચિત્તે યુવરાજનું ભાષણ સાંભળતા હતા.

યુવરાજ કહેતો હતો, "બંધુ, જેઓ જતા રહેવા ઇચ્છે, જેઓને સ્ત્રી-પુત્ર છે, પુત્ર કલત્રનાં મ્હોં જોવા ઇચ્છતા હોય, તેમને જવા દો. તમે રાજાના પુત્ર છો, મારી સાથે આવી ઘણું વેઠયું છે, ઘણા દિવસથી માળવાની ફળદ્રુપ ભૂમિ જોઇ નથી, માટે તમે પણ જતા રહો."

બન્ધુવર્મા ખડખડાટ હસવા લાગ્યો, તેણે પૂછ્યું, "અમે તો જતા રહે શું પરંતુ યુવરાજ, તમે ક્યાં જશો?"

"ક્યાં જઇશ તે જો જોવાની-જાણવાથી ઇચ્છા હોય તો શતદ્રુતીરે દૂર ઉભા રહી જો જો. જોવા આવતાં જો કંઇ મેળવો તો જે શતદ્રુના પ્રવાહમાં ફેંકી દેજો."

"કેમ, યુવરાજ?"

"બંધુ, જે શીખ્યો નથી, જે સ્વપ્નમાં પણ ધાર્યું નથી, તે નથી, તે અદૃષ્ટના ચક્રમાં પડી કર્યું છે, ઘણે દૂર પાછા હઠયા, હવે હઠવું નથી. બંધુ, આજે અદૃષ્ટની હું મશ્કરી કરીશ, આ શતદ્રુતીરે આજે મેં ભાગ્ય પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો છે."

"શું કહો છો યુવરાજ?"

"શાન્ત થાઓ, હું ઉન્મત્ત બન્યો નથી, જે કહું તે સાંભળો. બાહલીકથી નાસી કપિશામાં આવ્યો હતો અને કપિશાથી શતદ્રુ સુધી પાછો હઠ્યો છું. પરંતુ ભાઇ, આજ મેં સ્થિર કર્યું છે કે આ પુણ્ય સલિલા શતદ્રુને કાંઠે ભાગ્યની પરીક્ષા કરીશ."

"શું કહો છો તે સમજાતું નથી."

"આજે મધરાતે હૂણ–રાજા શતદ્રુને કાંઠે આવશે, માટે મેં નક્કી કર્યું છે કે આજે બાહુબળની પરીક્ષા કરવી."

"સત્યાનાશ, યુવરાજ કેટલી સેના છે તે જાણો છો?"

"હા, જાણું છું બાર હજારેક જેટલી છે."

"અરે દસ હજાર હોય તોપણ સારૂં."

"તેથી શું?"

"આ દસ હજારની સેના લઇ સો હજાર શત્રુ સામે ઉભા રહેશો?"

"બંધુ ગુપ્તવંશનો પ્રાચીન ઇતિહાસ યાદ કરો, દશહજાર સૈનિકો શું ક્યારેય એક લાખનાં સૈન્ય સામે ધસ્યા નથી? યાદ કરો, માત્ર દશહજાર યોદ્ધાઓએ શકસેનાને અટકાવી હતી. બન્ધુ ચાલ્યા જાઓ; સ્કન્દગુપ્ત હવે પાછા હઠવાનો નથી, પાછું ફરવાનું સ્થાન નથી, આશ્રય નથી. તમારે એ બધું છે–"

"કેમ સ્કન્દ, તમારા પિતા, રાજ્ય, રાજધાની, દેશ અને સ્વદેશવાસી બધું–"

"મોહ, બન્ધુ, સમસ્ત મોહ છે. પિતા વિમુખ છે, માતા સ્વર્ગમાં છે, ઓરમાન મા મારો નાશ કરવાને તત્પર છે, અદૃષ્ટ નિર્દય છે. મગધમાં–આર્યાવર્તમાં-ભારતવર્ષમાં આજે સ્કન્દગુપ્તને સ્થાન–આશ્રય નથી–"

"યુવરાજ બીજી વાત કહો."

"સાંભળો ભાઇ, દીલગીર થાઓ નહિ, મારે કોઇપણ સ્થાન નથી, તે માટે આજ અદૃષ્ટની મશ્કરી કરીશ, નિયતિની ગતિ ફેરવવાનો પ્રયત્ન કરીશ, તેમ કરતાં મરૂં તોપણ કંઇ નુકસાન નથી. કદાચ એક દિવસ આર્યાવર્તવાસી શતદ્રુનાં યુદ્ધની વાત યાદ કરશે, કદાચ કોઇ સહૃદય મગધવાસી નમાયા ભાઈ વિનાના આશ્રય વિનાના ગુપ્તકુળના પુત્રની વાત યાદ લાવી એક બિન્દુ આંસુ પાડશે, બંધુ, સેંકડો વર્ષ પછી પણ તે અશ્રુબિન્દુ પરલોકમાં મારા આત્માને તૃપ્ત કરશે, જાઓ, જવું હોય તે જાઓ, શતદ્રુનાં યુદ્ધમાં પાછું હઠવું નથી, જે જવા ઇચ્છે તે ભલે જાય–"

"યુવરાજ, શું બોલો છો! જતા રહીએ, શામાટે? આર્યાવર્તનું રક્ષણ કરવા તમે એકલા એક લાખનાં સૈન્ય સામે ઉભા રહેવા તૈયાર થયા છો અને હું ચાલ્યો જાઉં? તમે શું એમ ધારો છો કે એમ કરવાથી માલવલલના લાજરૂપી પુષ્પ–ચંદન વર્ષાવી અમારો સત્કાર કરશે? ના, ભાઈ, ના, તેમ નહિ કરે, તે તો અમારી સેંથીમાં સિન્દુર ભરી અમને અંતઃપુરમાં બેસારશે. યુવરાજ, યાદ રાખજો કે આ બધાનાં અદૃશ્ય–ચક્રો એકત્ર ગુંથાયલાં છે, જો તમે ભાગ્ય–પરીક્ષા કરવા ઇચ્છતા હો તો આ બધાનાં ભાગ્યની પરીક્ષા થશે, જો અદૃષ્ટની પણ મશ્કરી ધારવા માગતા હો તો તે મશ્કરી બધાના ભાગ્ય દેવતાના ચરણ કમલમાં પહોચશે, યુવરાજ, જેને જવું હોય તે ભલે જાય, માળવામાં કોઇ જશે નહિ."

અકસ્માત્ અટ્ટહાસ્યથી વિશાળ શતદ્રુવક્ષ કંપવા લાગ્યું, એકી સરખા અવાજે સાતે માણસો બોલી ઉઠયા, "જે જવા ચાહે તે ભલે જાય." દૂર નદી કાંઠે એકઠાં થએલા હજારો ઘોડેસ્વારોએ એ શબ્દો સાંભળ્યા એટલે દશહજાર તરુણો એકી અવાજે દિશાઓને ગજાવતા બોલી ઉઠયા, હજારો કંઠથી શબ્દો નીકળ્યા કે "ફરીશું નહિ, જે જાય તે ભલે જાય," યુવરાજની આંખોમાંથી આંસુની ધારા નીકળવા લાગી, તેણે રૂંધાતા અવાજે પૂછ્યું, "તમારે ઘર છે, કુટુંબ છે, બૈરી છોકરાં છે, તમે શામાટે મારી સાથે યમદૂતને ભેટવા આવો છો?"

વળી ખડખડાટ હાસ્યથી શતદ્રુની સપાટી કંપવા લાગી, તરુણ અવાજે એકી સાથે કહેવાયું કે, "જે કરવા આવ્યા છીએ તે કરશું, તમારી સાથે મરવા આવ્યા છીએ, મરશું."

કાંઠાપરના હજારો ઘોડેસ્વારોએ એ સાંભળ્યું એટલે તેઓએ પણ એકી અવાજે કહ્યું, "જે કરવા આવ્યા છીએ તે કરશું, તમારી સાથે મરવા આવ્યા છીએ, તો મરશું."

રાત્રિના બીજા પહોરના મધ્યભાગમાં અંધકારમય શતદ્રુતીર હજારો મશાલોના પ્રકાશથી ઉજ્જવળ થઈ ગયો, વિકટ ચિત્કાર કરતા કરતા હજારો ઘોડેસ્વારો શતદ્રુ તરફ ધસી આવતા હતા. શતદ્રુથી હજારેક હાથ દૂર એકાએક તેઓની ગતિ અટકી ગઇ, બૂમો શાંત પડી ગઇ, કેળવાયલી ઘોડેસ્વાર સેના એક ક્ષણમાં યુદ્ધ માટે તૈયાર થઇ ગઇ. તેઓની સામે હજારો સંગીનો અને ભાલાની અણીઓની દિવાલ રચાઇ ગઇ, અને એ દિવાલે તેનો રસ્તો રૂંધ્યો. દિગ્વિજયથી હૂણસેના આવી રીતે અણધાર્યો અટકાવ થતો જોઇ દિગ્મૂઢ બની ગઇ, પરંતુ તે સ્તબ્ધતા એક ક્ષણને માટે હતી, એકાદ ક્ષણ પછી શાંત થઇ હૂણ સેનાએ પેલા સંગીઓની દિવાલો પર હુમલો કર્યો. હૂણોના ભયંકર હલ્લા આગળ પણ એ

માણસોના દેહ અને સંગીનોથી બનેલી દિવાલ કાંપી નહિ, હજારો માર્યા ગયેલા અને ઘવાયલા બંદી પાછળ મૂકી હૂણ સેના પાછી હઠી ત્યારે અંધકાર ભેદી જમણી અને ડાબી બાજુએથી સંગીનો અને ભાલાની બનેલી બીજી બે દિવાલો એ હૂણોપર હુમલો કર્યો, હૂણો હલ્લાનો વેગ સહન ન થઈ શકવાથી જે બાજુએ ફાવ્યું તે બાજુએ નાસવા લાગ્યા. અંધારામાંથી બહાર નીકળી બે ઘોડેસ્વાર સૈન્યોએ એક ગાઉ સુધી તેઓની પૂંઠ પકડી. જે હૂણસેના નાસી ગઇ હતી તેઓ તો હૂણસેનાનો અગ્રભાગ માત્ર હતો. પાછળ અગણિત, અસંખ્ય પાયદળ અને ઘોડેસ્વારો આવતા હતા, તેઓ નાસતા હૂણોને જોઇ અટક્યા, ઘોડેસ્વારો અને પાયદળ સેના પૂંઠ પકડવાનું છોડી દઈ શતદ્રુતીરે વ્યૂહપાસે પાછા વળ્યા, વ્યૂહ આગળ એક તરૂણ યોદ્ધો ઉભો હતો, તેણે એક ઘોડેસ્વારને પૂછ્યું, "હર્ષ, શી ખબર છે ?"

તરૂણ યોદ્ધાએ કહ્યું, "આર્ય, સમાચાર સારા છે, જેઓ નાસી ગયા તેઓ તો હૂણ સેનાના અગ્રભાગમાં હતા, ખરી હૂણસેના હમણાં જ આવશે."

"વારૂ, તેમાં શું, આપણા માત્ર દસ–બાર માણસો ઘવાયાં છે."

ત્યાર પછી સ્કન્દગુપ્તની આજ્ઞા મુજબ ઘોડેસ્વાર સેના લઇ જમણી બાજુએ ભાનુમિત્ર અને બન્ધુવર્મા, ડાબી બાજુએ આદિત્યવર્મા અને ચક્રપાલિત પાયદળ સેના લઇ જમણી બાજુએ દેવધર અને ડાબી બાજુએ વિષ્ણુગુપ્ત અંધારામાં છુપાઇ રહ્યા. જતી વખતે યુવરાજે હર્ષગુપ્તને કહ્યું, "ભાઈ, હું તો જાઉં છું, અર્ધા ઘડીમાં હૂણસેના વ્યૂહપર હુમલો કરશે, આર્ય સમુદ્રગુપ્તની રણનીતિની ત્રણ વાતો યાદ રાખજો. પાછું હઠવું નહિ, જંગલીઓ સાથેનાં રાતનાં યુદ્ધમાં પાછળ પગલાં ભરશો નહિ, અને શરીરમાં જોર હોય ત્યાં સુધી હથિઆરો

છોડશો નહિ."

કુમાર હર્ષગુપ્તે નમન કરી કહ્યું, "તાત! યાદ રાખીશું, વ્યૂહમાંથી હઠીશું નહિ. અને નાડીઓમાં જ્યાં સુધી લોહીનું ટીપું રહેશે ત્યાં સુધી મગધના સૈનિકો હથિઆરો છોડશે નહિ.

"ભાઇ તું બાળક છે, યાદ રાખજે કે તારા પિતા ગોવિન્દગુપ્ત છે, તારા પિતામહ ચંદ્રગુપ્ત છે. ગુપ્તવંશનો શુભ્ર-ધવલ યશ નિર્મળ રાખજે, મારા ગરૂડધ્વજની રક્ષા કરજે, જો કોઈ આ યુદ્ધમાંથી—"

"તાત, કોઇ પણ પાછું ફરશે નહિ."

"ભાઇ, આશીર્વાદ આપું છું કે હાથમાં તરવાર પકડી તું ભૂમિમાતાને ભેટજે."

આટલું કહી સ્કન્દગુપ્ત અંધકારમાં છુપાઇ ગયો. થોડીવારમાં હજારો મશાલોના પ્રકાશમાં હજારો હૂણોએ વ્યૂહપર હલ્લો કર્યો. તે વખતે જમણી અને ડાબી બાજુએથી સામ્રાજ્યના ઘોડેસ્વારો અને પાયદળોએ તેમનાપર હુમલો કર્યો. જોતજોતામાં બધી મશાલો હોલાઇ ગઇ. અંધારાંમાં શત્રુ કે મિત્રનો ભેદ રહ્યો નહિ, સામ્રાજ્યની સેના પોતાના સેનાપતિઓનાં નામ લઇ જયધ્વનિ કરવા લાગી. ચારે તરફથી સંભળાવા લાગ્યું કે, "યુવરાજ સ્કન્દગુપ્તનો જય, કુમારહર્ષનો જય, ભાનુમિત્રનો જય, બન્ધુવર્માનો જય, ચક્રપાલિતનો જય." વિશાળ હૂણસેના હતી. એ દશ હજાર સૈનિકોનો સહન ન થઇ શકે તેવો હલ્લો લાખો હૂણો સહન કરી શક્યા નહિ. હજારો ઘવાયલા બંદીને મૂકી હૂણરાજા ખિંખિલ શતદ્રુતીર આગળથી નાસી ગયો. ઘણા વખત સુધી પંચનાદ અને માળવામાં ઘરડા હૂણો શતદ્રુતીર પરનાં આ રાતનાં યુદ્ધની વાતનું સ્મરણ કરી બીકના માર્યા કંપતા હતા. ગૌડ, મગધ, માલવ અને આપણા સૌરાષ્ટ્રમાં વૃદ્ધ સૈનિકો પોતાના પુત્ર-પૌત્રો-

ની પાસે અભિમાનથી શતદ્રુનાં યુદ્ધનું વર્ણન કરતા હતા, પોતાની વિશાળ છાતીપરના ઘાનાં ચિહ્નો બતાવતા હતા, અર્યાવર્ત્તના દેવતા અને બ્રાહ્મણ, રમણી અને બાળકોનું રક્ષણ કરનાર સ્કન્દગુપ્તનું નામ સ્મરી આંસુ પાડતા હતાં. એ વૃદ્ધ સૈનિકોનાં અશ્રુબિન્દુઓ એજ માત્ર ગુપ્તસામ્રાજ્યનો નાશ થયા પછી ઉત્તર અને દક્ષિણ ભારતવર્ષમાં આર્ય સ્કન્દગુપ્તનું એકમાત્ર સ્મૃતિચિહ્ન હતું.

પૂર્વ દિશાનાં આકાશમાં જ્યારે તરુણ ઉષાનો શુભ્રવર્ણ પ્રતિફલિત થયો, ત્યારે દશ હજારમાંના માત્ર બે હજાર બાકી હતા. અકસ્માત્ શતદ્રુની પૂર્વ તરફ ઘણી મશાલોનો પ્રકાશ દેખાયો, સ્કન્દગુપ્તે શંખ વગાડયો, રથી, અશ્વારોહી અને પદાતિક સૈન્ય એકઠું થયું. યુવરાજે કહ્યું, "બંધુઓ, તમે અસાધ્યને સાધ્ય કર્યું છે; જયનાં અભિમાનમાં છકી ગયેલા હૂણો હાર્યા છે, ખિંખિલ નાસી ગયો છે પરંતુ લડાઇ પૂરી થઇ નથી. બંધુઓ, સામે પાર નવી હૂણસેના આવતી જણાય છે, આપણા બે હજાર સૈનિકો બાકી રહ્યા છે, માટે મરણને માટે તૈયાર થાઓ, ઇષ્ટદેવનું નામ યાદ કરો. છેલ્લીવાર સૂર્યના ઉદયનું દર્શન કરો જેને જવું હોય તે જાઓ."

હસ્તહીન બન્ધુવર્મા ડાબા હાથે નમન કરી બોલ્યો, "સ્કન્દ, અમારી મશ્કરી શામાટે કરે છે? કાલે સાયંકાળે તારા માટે મરવાને દસ હજાર સૈનિકો તૈયાર થયા હતા, તેઓમાંના બે હજાર બાકી રહ્યા છે. તેમને પૂછી જોકે તેઓની લડવા સિવાય બીજી કશી કામના છે."

યુવરાજે ગળગળા અવાજે કહ્યું, "બંધુઓ—"

કુમાર હર્ષગુપ્ત વચમાં બોલી ઉઠયો, "તાત સમજ્યો, દેવધર, ચક્રવ્યૂહ!" એક ક્ષણમાં ચક્રવ્યૂહ ગોઠવાઇ ગયો, બાકી રહેલી સેના લડાઈમાટે તૈયાર થઇ, જ્યારે બાલ-સૂર્યનાં સોનેરી કિરણોની ઝાકળથી

પલળેલી ઝાડોની ટોચો સોનેરી રંગથી રંગાઈ ગઇ ત્યારે સ્કન્દગુપ્તે વિસ્મયપૂર્વક જોયું કે હજારો પાયદળો, હજારો ઘોડેસ્વારો, સેંકડો હાથીઓ અને રથોથી શતદ્રુપટની સૂકી રેતી ઢંકાઈ ગઇ છે, બે વર્માવૃત યોદ્ધા ધોળા ઘોડાપર બેસી તેની તરફ આવે છે. યુવરાજનું મ્હોં ગંભીર બની ગયું, તેણે વજ્રનાદે બૂમ પાડી. બંધુઓ, હૂણસેના દૂતો મોકલે છે, હૂણરાજા આપણને કેદ કરવા ધારે છે, તૈયાર થાઓ." બે હજાર સૈનિકો એકી અવાજે યુવરાજનો જયધ્વનિ પોકારવા લાગ્યા, તે સાંભળી પેલા બે ઘોડેસ્વારોએ અર્ધે રસ્તે ઘોડાની ગતિ ધીમી કરી.

જયધ્વનિ થયા પહેલાં એક ઘોડેસ્વારે બીજાને કહ્યું, "કૃષ્ણ, આ કોની સેના છે, આ શું હૂણ-સેના છે ? મને તો ગરૂડધ્વજ જણાય છે. "

બીજા ઘોડેસ્વારે કહ્યું, "અસંભવિત છે મહારાજ, અત્યારે વળી શતદ્રુને સામે કિનારે ગરૂડધ્વજ કોણ સ્થાપે ? "

"ખરેખર કૃષ્ણ અસંભવિત છે, જો સ્કન્દ જીવતો હોત, જો પહેલી સેના હોત, તો બધું સંભવિત હતું."

એ વખતે ચક્રવ્યૂહમાંથી જયધ્વનિ ઉઠયો, બંને ઘોડેસ્વારોએ ઘોડા થોભાવ્યા, કંપિત અવાજે ગોવિન્દગુપ્ત બોલી ઉઠયો, "કૃષ્ણ, આતો આર્યભાષા-સ્કન્દગુપ્તનું નામ-નકી મગધની સેના-અસંભવિત સંભવિત થયું છે-મારા પુત્રે-મારા સ્કન્દે આર્યાવર્તનું રક્ષણ કર્યું છે."

ધોળો ઘોડો તીરવેગે ચક્રવ્યૂહ તરફ ગયો, કૃષ્ણગુપ્ત કિંમૂઢ બની ઉભો રહ્યો, વ્યૂહ પાસે જઇ ગોવિન્દગુપ્તે પૂછ્યું, "કુમારગુપ્તનો જય થાઓ, તમે કોનું સૈન્ય છો ? "

જવાબમાં બે હજાર સૈનિકોએ યુવરાજ સ્કન્દગુપ્તનું નામ લીધું. પ્રૌઢ ગોવિન્દગુપ્તે કુદકો મારી ઘોડાપરથી ઉતરી વ્યૂહ તરફ

પ્રયાણ કર્યું અને બાળકની માફક બંને બાહુ પહોળા કરી આકુલ કંઠે પોકાર કરી ઉઠયો, " પુત્ર-સ્કન્દ-યુવરાજ-" સ્કન્દગુપ્ત વ્યૂહ સામેજ ઉભો હતો, એક હાથમાં ગરૂડધ્વજ અને બીજા હાથમાં ઉઘાડી તરવાર લઇ યુવરાજ આગળ આવ્યો. સ્કન્દગુપ્તે દ્રઢ સ્વરે પૂછ્યું, " તમે શું હૂણ-રાજાના દૂત છો? તેમને કહો કે ચન્દ્રસેન નાસી ગયો છે પરંતુ આર્ય સમુદ્રગુપ્તની રણનીતિમાં પાછું હઠવાનું લખ્યું નથી-કહેજો સ્કન્દગુપ્ત પાછો હઠશે નહિ, ચાલ્યા જાઓ લડાઇ પૂરી થાવ—"

" પુત્ર-હું-"

" તમે કોણ? "

તરતજ મહારાજપુત્ર ગોવિન્દગુપ્તે શિરસ્ત્રાણ ઉતાર્યું, એભાન સ્કન્દગુપ્ત કાકાના પગમાં પડયો, વળી હજારો અવાજે યુવરાજ ભટ્ટારકના જયનો પોકાર થયો, તે વખતે કૃષ્ણગુપ્ત સાથે નવીન મગધસેના ચક્રવ્યૂહ પાસે આવી પહોંચી, તેઓએ આ જયધ્વનિ સાંભળ્યો, કે તરતજ લાખો સૈનિકો યુવરાજ ભટ્ટારકનો જય પોકારવા લાગ્યા. એક લાખ સૈનિકોએ તરવાર ખુલ્લી કરી શિરસ્ત્રાણને અડકાડી નમન કર્યું. પ્રૌઢ મહારાજપુત્રની આંખોમાંથી આંસુની રેલ ચાલી. ગળગળા અવાજે ગોવિન્દગુપ્તે કહ્યું, " કૃષ્ણ, આર્યાવર્તનું રક્ષણ થયું છે, ખરેખર સ્કન્દ એ ગુપ્તકુળનો સૂર્ય છે. મગધની સેના પિતામહની રણનીતિ ભૂલી ગઇ નથી પરંતુ જેને માટે પાંચ લાખ વીરોએ બાહલીક, કપિશા, ગંધાર અને પંચનંદમાં આત્મબળિદાન આપ્યું છે, તે ક્યાં છે? "

કૃષ્ણગુપ્તે ફીકે મ્હોંએ કહ્યું, " પાટલિપુત્રમાં-પ્રમોદ ઉદ્યાનમાં. "

# પ્રકરણ ૧૧ મું

## વક્ષુ-તીરે.

પરાજ્ય પામેલી હૂણ-સેના એકદમ ઉત્તર ભારતવર્ષ તજી ચાલી ગઈ, તાબામાં આવેલાં, ગામ, શહેરો કે કિલ્લાઓ બચાવવાનો કંઇપણ પ્રયત્ન ન કરતાં શતદ્રુતીરથી વિપાશા, ઇરાવતી, ચન્દ્રભાગા અને સિન્ધુનદી ઓળંગી કપિશામાં હઠી ગઇ. સામ્રાજ્યના ઘોડેસ્વારો તેની પુંઠ પકડી હેમન્તઋતુના છેવટના ભાગમાં કપિશામાં આવી પહોંચ્યા. કૃષ્ણગુપ્ત પાયદળ સેના લઈ, ગ્રીષ્મના પ્રારંભમાં બાહ્લીક આવી પહોંચ્યો. ત્યારે વક્ષુનદીના કિનારે સ્કન્દગુપ્ત અને ભાનુમિત્ર, બાહ્લીકમાં હર્ષગુપ્ત કપિશામાં બન્ધુવર્મા, ગંધારમાં ચક્રપાલિત, ઇરાનની સીમાપર દેવધર અને સિન્ધુ દેશમાં ગોવિન્દગુપ્ત ગુપ્તવંશની સત્તા તે તે પ્રદેશોમાં જમાવી રહ્યા હતા. ધીમે ધીમે બાકી રહેલા પહેલાં સૈન્યના સૈનિકો પણ આવી પહોંચ્યા હતા, યુવરાજ સ્કન્દગુપ્ત ભાનુમિત્રની સાથે હૂણોના દેશપર હલ્લો કરવાની તૈયારી કરતો હતો.

સવારમાં વક્ષુના કિનારાપર બરફવાળા પર્વતોની હારોથી ઘેરાયેલ મેદાનમાં અખરોટના ઝાડ નીચેના તંબુમાં યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તે મંત્રણા કરવા સભા બોલાવી હતી. ઘણે દૂરથી બન્ધુવર્મા, ચક્રપાલિત, આદિત્યવર્મા અને દેવધર વક્ષુતીરે આવ્યા હતા, તેના હુકમથી બાહ્લીકથી કૃષ્ણગુપ્ત અને હર્ષગુપ્ત પ્રથમથીજ આવ્યા હતા, તેઓ વક્ષુની પેલી મેરનાં હૂણ-રાજ્યપર હલ્લો કરવાનો વિચાર કરતા હતા. સ્કન્દગુપ્તે કહ્યું." હું અને ભાનુ તો છીએ જ, પણ બીજા કોણ આવશે ? "

બધા એકી અવાજે બોલી ઉઠયા, " બધા. "

યુવરાજ લગાર હસી બોલ્યો, " જો બધા જશું તો સીમાનું રક્ષણ કોણ કરશે ? "

એકાએક પાછળથી વૃદ્ધ કૃષ્ણગુપ્ત બોલી ઉઠયો. "યુવરાજ જ્યાં સુધી વક્ષુતીરપર સ્કન્દગુપ્તનું નામ સંભળાશે, ત્યાંસુધી હૂણસેના વક્ષુને આ પાર આવવાની હિંમત કરશે નહિ."

સ્કન્દઃ-"ખરૂં હોય,-પરંતુ મહાપ્રતીહાર, જો મરૂં તો?"

કૃષ્ણઃ-"યુવરાજ, નવીન પટ્ટમહાદેવીનો ભાઈ શિવનન્દી નવો મહાપ્રતીહાર છે, હું નહિ. મગધના સામ્રાજ્યમાંથી કૃષ્ણગુપ્ત મરી ગયો છે, વક્ષુતીર્થનું રક્ષણ કરવાની ચિંતા રાખશો નહિ, આપણે એક જણની વાત ભૂલી જઈએ છીએ, હૂણોમાં જીવ છે ત્યાં સુધી બાહલીકાતીરે આવશે નહિ."

હર્ષગુપ્તઃ-"કેમ?"

કૃષ્ણઃ-"કેમ! કુમાર, વૃદ્ધ મહાબલાધિકૃત અગ્નિગુપ્તની વાત શું ભૂલી ગયા છો? હૂણ-બંદીવાનોને પૂછી જુઓ, વક્ષુની પેલી પાર રહેલા હૂણ દેશના રાજાને પૂછી જુઓ તો તેઓ જવાબ આપશે કે વૃદ્ધ મહાબલાધિકૃત પાંચસો મગધના વીરો સાથે હંમેશાં બાહલીકા તીર્થનું રક્ષણ કરે છે, માટે હૂણોમાં જીવ છે ત્યાંસુધી કોઈપણ હૂણ બાહલીકાતીરે આવશે નહિ."

હર્ષગુપ્તઃ-"ત્યારે કયે રસ્તે ખિંખિલ બાહલીક, કપિશા, ગંધાર અને ઉધાન ઓળંગી શતદ્રુતીરે આવી પહોંચ્યો હતો?"

કૃષ્ણઃ-"બીજે માર્ગે કુમાર. યાદ રાખજો કે ત્યારે સ્કન્દગુપ્ત કારાગારમાં, ગોવિન્દગુપ્ત પાટલિપુત્રમાં અને ઇન્દ્રલેખાનો જાર સામ્રાજ્યનો મહાબલાધિકૃત હતો."

સ્કન્દઃ-"આર્ય, પ્રાતઃ સ્મરણીય અગ્નિગુપ્તનો આધાર રાખી બાહલીક અને કપિશાને અરક્ષિત રાખી શકીશ નહિ, વક્ષુતીરપર એક જણને તો રહેવું પડશે જ."

બન્ધુવર્માઃ–" કોણ રહેશે ? "

સ્કન્દઃ–" એ નક્કી કરો. "

બન્ધુઃ–" કોણ નક્કી કહે યુવરાજ, શતદ્રૂતીરની વાત યાદ કરો, જે કરવા આવ્યા છીએ તે કરશું, તમારે માટે મરવા આવ્યા છીએ તો મરીશું. તમે જે કહેશો તેજ થશે. "

હર્ષઃ–" આર્ય, મને વક્ષુતીરપર રાખી જશો તો હું બંડ મચાવીશ."

બન્ધુઃ–" યુવરાજ, યાદ રાખજો કે હું બપોરનું ભોજન લેવા અહિં આવ્યો નથી. "

ચક્રપાલિતઃ–" હું ઘોડેસ્વાર સૈન્યનો નાયક છું, યુવરાજ તીર્થરક્ષા ચક્રપાલિત કરી શકશે નહિ. "

આદિત્યવર્માઃ–" મેં અને ચન્દ્રધરે નક્કી કર્યું છે કે અમને વક્ષુતીર-રાખી જશો તો અમે છુપી રીતે હૂણોના દેશમાં જશું. "

સ્કન્દઃ–" આર્ય, આ યુવાનોમાંનું કોઈ રહેવા ઇચ્છતું નથી, વક્ષુ-તીર્થ બાહલીક અને કપિશાનાં રક્ષણનો ભાર આપને સોંપું છું."

કૃષ્ણઃ–" યુવરાજ–મારા હાથમાં ? ક્ષમા કરો સ્કન્દ, મગધ–સા-મ્રાજ્યનાં કૃષ્ણગુપ્તનું સ્થાન નથી, તે માટે જ આ વૃદ્ધ કપિશામાં મરવા આવ્યો હતો. કદાચ વક્ષુને પેલેપાર યમદૂતો તેને કબજામાં લે એવી આશા છે, તો તેથી આ વૃદ્ધને શામાટે વંચિત રાખો છો. "

સ્કન્દઃ–" આર્ય, હૂણ–યુદ્ધ પૂરૂં થયું નથી, હેમન્તઋતુમાં પાછી લડાઇ જામશે માટે યમદૂતની ખોટ નહિ પડે.

કૃષ્ણઃ–" પુત્ર, ત્યારે જેવી તારી ઇચ્છા. "

એ વખતે એક છડીદારે તંબુમાં આવી કહ્યું, " દેવ, ગાૈડ, મા-ગધ, માલવ અને સાૈરાષ્ટ્રના સૈનિકોનો એક એક પ્રતિનિધિ આપને મળવા ઇચ્છે છે. " મંત્રણા પૂરી થઈ હતી, યુવરાજે કહ્યું, " બહાર

રાહ જોવાનું કહે હું આવું છું." તરતજ બધા તંબુમાંથી બહાર આવ્યા, ચારે સૈનિકોએ તેને નમન કર્યું, સ્કન્દગુપ્તે પૂછ્યું, "તમે શું ઇચ્છો છો ?"

ચારે સૈનિકોએ કહ્યું, "દેવ, અમે બંડખોર છીએ."

"તમે ચાર જ જણ ?"

"ના, બધાં ગૌડ, માગધ, માલવ અને સૌરાષ્ટ્ર ગુલ્મ."

"મારી સેના બંડખોર ?"

"દેવ, તે ખરી વાત છે, અમે સજા ભોગવવા તૈયાર છીએ."

"બંડખોરને શી સજા થાય છે, તે જાણો છો ?"

"મરણ, દેવ, દશહજાર સેનાની બીજી ઇચ્છા નથી."

"કેવી રીતે મરવા ઇચ્છો છો ?"

"લડાઇમાં."

"વક્ષુની પેલીપાર-હૂણ-દેશમાં હલ્લો કરવો છે, તમે અમારી સાથે આવશો ?"

જવાબ ન આપતાં ચારે સૈનિકોએ નમન કર્યું, ત્યારે હર્ષગુપ્ત પાછળથી હસતો હસતો બોલ્યો, "ભાઈ, બંડની વાત ખોટી છે, આ લોકો જૂઠું બોલે છે."

યુવરાજે વિસ્મય પામી પૂછ્યું, "કેમ ?"

"તેઓ હૂણ-યુદ્ધમાં આવવા ઇચ્છે છે, વળી બીજા ગુલ્મો તેઓ પહેલાં વક્ષુપાર જાય એવી બીકથી બંડનું નામ લીધું છે."

યુવરાજે ચારે સૈનિકોને પૂછ્યું. "કયાં કયાં ગુલ્મોએ બંડ ઉઠાવ્યું છે ?"

"એક સૈનિકે કહ્યું, "દેવ બધાંએ."

"તમે કયાં કયાં ગુલ્મની સેના છો ?"

" ગૌડીય મહાબલાધિકૃત ભાનુમિત્ર, યુવરાજભટ્ટારક, રાજા બન્ધુવર્મા અને સૌરાષ્ટ્રના ચક્રપાલિતનાં ગુલ્મોના. "

" ગૌડ, મગધ, માલવ અને સૌરાષ્ટ્રની સમસ્ત સેના આજે વક્ષુને પેલેપાર જશે, તમે આજે અગ્રભાગમાં રહેજો. "

ચારે સૈનિકો નમન કરી ચાલ્યા ગયા. દરેક તંબુઓમાં આનંદના પોકાર થવા લાગ્યા. બપોરે પચાસહજાર ઘોડેસ્વારો સાથે યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત વક્ષુનદી ઉતર્યો. પેલેપાર હૂણસેના તેને આદરમાન આપવા તૈયાર થઈ રહી હતી, ગૌડીયસેનાએ તીરવેગે બરફ જેવાં ઠંડા પાણીવાળી છીછરી વક્ષુ ઓળંગી બીજે કાંઠે હલ્લો કર્યો, ભીની રેતી સેંકડો ગૌડીય ઘોડેસ્વારો અને ઘોડાઓનાં લોહીથી રંગાઈ ગઈ. બીજી સેના નદીપાર ઉતરે તે પહેલાં હૂણસેના હઠવા લાગી. રેતીપર ઉભા રહી ગરૂડધ્વજ વાળો એક ઘોડેસ્વાર બોલી ઉઠયો, " કરૂણ ! " વક્ષુના પટપર વચ્ચોવચ તે નામ, તે ધ્વનિ સાંભળી ચાળીસ હજાર સૈનિકો દિઙ્મૂઢ બની ગયા. નદી ઓળંગી સામા કિનારાની રેતી અધિકારમાં આવ્યા બાદ ગૌડીયસેનાએ નદીના ઉંચા કાંઠાપર છુપાઈ રહેલી શત્રુસેનાપર હલ્લો કર્યો, જોતજોતામાં સમસ્ત સેનાએ એ હલ્લામાં ભાગ લીધો. તે ઉછળતા સમુદ્ર સામે વિશાળ હૂણ-સૈન્ય ટકી શક્યું નહિ, તેઓ પીઠ બતાવી નદીના કાંઠાપરના પર્વતોમાં છુપાઈ ગયા.

વક્ષુના સામા કિનારાપર બધી સેના આવ્યા પછી બીજી આજ્ઞાની વાટ ન જોતાં ભાનુમિત્રે બીજીવાર હૂણોપર હલ્લો કર્યો. તે જોઈ યુવરાજ અને બીજા સૈનિકોને વિસામો લેવાનો કે વિચાર કરવાનો વખત મળ્યો નહિ. બાકી રહેલી ચાળીસ હજાર સેના જ્યારે રેતીના પર્વતો ઓળંગી આપાર આવી, ત્યારે તે નાસતી હૂણ-સેનામાં એક અલૌકિક દેખાવ જોઈ સ્તબ્ધ બની ઉભી રહી. મગધ, માળવા અને

સૈનિકોએ વિસ્મય પામી જોયું કે દસહજાર સૈનિકોના હુમલાથી હૂણ-સેના નાસવા લાગી છે પરંતુ તેઓના મધ્ય ભાગમાં સોળ ઘોડાના એક રથમાં ઉભી ઉભી એક રૂપવાન તરૂણી તેઓને પાછા ફેરવવાનો પ્રયત્ન કરે છે.

બાકી રહેલાં ગૌડીય સૈનિકો માતાના નામથી ગગન વિદીર્ણ કરી ચારે તરફથી એ રથને વીંટળાઇ વળ્યા, સો હાથ દૂરથી ભાનુમિત્ર આકુલ કંઠે પોકાર કરતો હતો કે " કરુણ, કરુણ ! "

અકસ્માત્ સ્કન્દગુપ્તનો દેહ રોમાંચિત થઇ ગયો, અચાનક યુવરાજના મુખમાંથી શબ્દ નીકળ્યો, " કરૂણા—" તરતજ લાંબો પીળો શંખ વાગ્યો,—યુવરાજનો ઘોડો તીર વેગે રથ તરફ દોડયો. સાથે સાથે સેંકડો શંખ વાગવા લાગ્યા, લોઢાંની અને માણસોના દેહની બનેલી દિવાલની માફક ચાળીસ હજાર ઘોડેસ્વારો હૂણ-સેનાપર પડયા, એક ક્ષણમાં યુદ્ધ પૂરૂ થઈ ગયું. એક દીર્ઘાકાર હૂણે રથમાંથી પેલી તરુણીને ઘોડાપર બેસાડી નાસવું શરૂ કર્યું, થોડીજવારમાં હૂણસેના અદૃશ્ય થઈ ગઈ. વક્ષુના ઉત્તર કિનારે અર્ધા ગાઉ સુધીની જમીન ફળદ્રુપ છે અને ત્યાર પછી ભયંકર રણની રેતીનો આરંભ થાય છે. હારેલી હૂણસેનાએ એ મરૂભૂમિને બીજે છેડે કોઇ છુપાં સ્થળે આશ્રય લેવા ગઇ. સામ્રાજ્યની સેનાને એ ભયંકર રણમાં તેનો પત્તો મળ્યો નહિ. સન્ધ્યાકાળ પહેલાં થાકેલા ઘોડેસ્વારો એક પછી એક વક્ષુતીરે આવવા લાગ્યા. તેઓએ જોયું કે નદી તીર્થપર સિન્ધુદેશનાં હજાર ઘોડેસ્વારો હારબંધ ઉભા છે, તેના આગલા ભાગમાં ધોળા ઘોડાપર એક સૈનિક પાષાણ પ્રતિમાની માફક અચળ થઇ બેઠેલો છે. જેઓ તેને ઓળખતા હતા તેઓએ તેને નમન કર્યું, પેલા પુરુષે સામું નમન કર્યું નહિ એ જોઈ બધા વિસ્મય પામ્યા. તેઓ નવી આવેલી સેના

આગળ ઉભા રહ્યા.

રાત્રિના પહેલા પહોરમાં પીસતાળીસ હજાર સૈનિકો વક્ષુતીર પરની છાવણીમાં પાછા ફર્યા, છેવટે યુવરાજ પણ આવ્યા. યુદ્ધમાં ભાનુમિત્રને જબરા ઘા પડવાથી ઘાયલ થયેલ હતો. દશહજાર ગૌડીય ઘોડેસ્વારોમાંના માત્ર સાતહજાર બાકી ફર્યા છે. યુવરાજે પેલા અશ્વપર બેઠેલા પુરુષને જોઈ દૂરથી નમન કર્યું, તેણે સામું નમન કર્યું નહિ. સ્કન્દગુપ્ત ઘોડાપરથી નીચે ઉતરી તેની પાસે આવ્યો અને પૂછ્યું, " કોણ, આર્ય ? " ત્યારે અશ્વપર બેઠેલા માણસને ભાન આવ્યું. તેણે કહ્યું, " કોણ, સ્કન્દ ? "

" હા, હું. "

ગોવિન્દગુપ્તે ઘોડાપરથી નીચે ઉતરી યુવરાજને આલિંગન કર્યું. શિરસ્ત્રાણના ખુલ્લા ભાગમાંથી થોડાંક ઉંના આંસુઓ યુવરાજનાં કપાળપર પડ્યાં, સ્કન્દગુપ્ત કંપી ઉઠ્યો, અને પૂછવા લાગ્યો, " તાત, શું છે ? "

ગળગળા અવાજે મહારાજપુત્રે કહ્યું, " પુત્ર, સ્નેહમયી માતાએ પુત્રનું સ્મરણ કર્યું છે, તારે પાટલિપુત્ર જવું પડશે. "

" માતા? "

" અનન્તા. "

અકસ્માત્ પાછળથી કોઈ બોલી ઉઠ્યું, " મહારાજપુત્ર, યુવરાજ એકલા પાટલિપુત્ર જશે નહિ, અમે પણ જઇશું. વિસ્મય પામી મહારાજપુત્રે જોયું કે હર્ષગુપ્ત, બન્ધુવર્મા, ચક્રપાલિત, આદિત્યવર્મા, દેવધર અને વિષ્ણુગુપ્ત હારબંધ ઉભા છે, તેઓની ખુલ્લી તરવારો શિરસ્ત્રાણને ચુંબન કરે છે.

---

# પ્રકરણ ૧૨ મું

## મદનિકા.

પાટલિપુત્રની સીમાપરના એક વિશાળ બગીચામાં રમણીય મકાનની આગળ બે વિતી ગયેલાં યૌવનવાળી યુવતીઓ વાતચીત કરતી હતી. ત્યારે સૂર્યદેવે અસ્તાચળનો આશ્રય લીધો હતો. વસન્તઋતુની સાંજનો શીતળ વાયુ વહેતો હતો છતાં બંને સ્ત્રીઓ પંખાવડે પવન ખાતી હતી. તેઓની સામે હાથીદાંતનાં આસનપર કાચના પ્યાલાઓમાં જુદી જુદી જાતની મદિરા ગોઠવાઇ ગઇ હતી. થોડી થોડીવારે એક પરમસુંદરી દાસી સુવર્ણપાત્રમાં મદિરા રેડી પેલી રમણીઓના હાથમાં આપે છે, તેઓએ આળસુની માફક સુખાસનપર શરીર નાખી દીધું છે. તેઓમાંની એક રમણીએ પોતાનો સુંદર અવાજ ક્હાડી કહ્યું, "સખિ, અનન્તાનો પુત્ર કેવડો મોટો થયો છે?"

બીજીએ કહ્યું, "૭ માસ."

"કોણ જાણતું હતું કે અનન્તા રાજમાતા થશે! તમે જ્યારે કપોતિક સંધારામમાં રહેતાં હતાં. ત્યારે અનન્તાનું રૂપ જોઈ માણસો નવાઈ પામતાં હતાં. ઇન્દ્રા, અનન્તાનો પુત્ર જ્યારે રાજા થશે ત્યારે તું તો કોણ જાણે શું કરશે?"

"કેમ? હજુ કાંટો દૂર થયો નથી."

"શત્રુને હજુ સુધી કેમ જીવતો રાખે છે, તેને દૂર કરતી નથી કેમ?"

"એ વાત સહેલી નથી, સ્વયં ગોવિન્દગુપ્ત તેનો સહાયક છે."

"સખિ, તે તો તારો જ છે?"

"એમ કહે નહિ, મન્દમલયાનિલ અત્યારે વિષધર સર્પ થયો છે."

"ત્યારે તેને પણ દૂર શામાટે કરતી નથી?"

"પ્રયત્ન કરૂં છું. અત્યારે તો ભગવાન બુદ્ધનો આધાર છે. થશે તો અનન્તાનો કાંટો દૂર કરીશ નહિ તો મરીશ."

"બુઢો શું કહે છે?"

"તેને કંઇપણ બોલવાની શું શક્તિ છે? તે તો અનન્તાના કહેવા પ્રમાણેજ ઉઠે બેસે છે."

એ વખતે એક બીજી તરુણી સુંદરી ગુલામડીએ આવી પેલી સ્ત્રીને નમન કરી કહ્યું, "ભટ્ટારિકા, કુમારપાદીય સંઘસ્થવિર હરિબલ આવ્યા છે."

પેલી સ્ત્રીએ પોતાની કુસુમના ભારથી શિથિલ થઇ ગયેલી વેણી ગોઠવી કહ્યું. "અહિં લઈ આવ." દાસી નમન કરી ચાલી ગઈ, એક બીજી ગુલામડી એક સુખાસન લઇ આવી. ત્રીજી ગુલામડી રૂપાંનાં વાસણમાં ચંદન, પુષ્પ વગેરે સામાન લઇ આવી, તે વખતે ધોળાવાળ વાળા સંઘસ્થવિર હસતાં હસતાં તે ઠેકાણે આવ્યો. તેને જોઇ ઇન્દ્રલેખાએ કહ્યું, "વાહરે રસિકરાજ મ્હોંતો હસ્યાજ કરે છે."

વૃદ્ધ સંઘસ્થવિરે કહ્યું, "અમૃતનો ઝરો જોઈ સુકું ઝાડ લીલું થયું છે."

કૃત્રિમ ક્રોધ કરી ઇન્દ્રલેખાએ કહ્યું, "હું શું એટલી બધી કુબડી છું કે મારી મસ્કરી કરો છો?"

"તારી મસ્કરી હું કરી શકું ઇન્દ્રલેખા? હું ભગવાન બુદ્ધને ભૂલી તારા નામનો જપ કરૂં છું."

"જાવ, જાવ, મીઠાં વચનોનું મારે કામ નથી. હું કુબડી છું, હું બુઢી છું, મારી પાસે શામાટે આવ્યા છો? નવયૌવનના ભારથી

નમી ગયેલી તન્વીની પાસે જાઓ. "

વૃદ્ધ સંઘસ્થવિર પ્રૌઢા ગણિકાના પગ આગળ ગોઠણીઆભર થઇ હાથ જોડી કહેવા લાગ્યો, " દેવિ, આપનો કંઇપિણ અપરાધ થયો નથી, તોપણ વિમુખ કેમ થાવ છો ? "

તે વખતે ઇન્દ્રલેખાએ બુદ્ધાનો હાથ ઝાલી તેને સુખાસનપર બેસાડ્યો. પેલી સુંદરી દાસીએ સોનાનાં વાસણમાં લાલાશ વાળો દારૂ રેડી તેના હાથમાં આપ્યો, વૃદ્ધે કહ્યું, " દેવિ, આજે મારે ઉપવાસ છે, મદ્યપાન નહિ કરૂં. "

" તમને ધર્મમાં વિશ્વાસ ક્યારથી આવ્યો ? " મદનિકાએ કટાક્ષ કર્યો.

ઇન્દ્રલેખાએ મ્હોં ફેરવી કહ્યું, " મદનિકા, એની સાથે વાત કર નહિ. મારા જેવી કુબડીની માગણી એ કેમ સ્વીકારે ? રસ્તામાં જો કોઇ નવયૌવનવાળી તરૂણી દારૂનો પ્યાલો ભરીને આપે તો તે પી જઇ ધૂળપર પડે. "

વૃદ્ધ સંઘસ્થવિર બોલ્યા ચાલ્યા વિના દારૂ ગટગટાવી ગયા. પછી ઇન્દ્રલેખા તરફ જોઈ કહ્યું, " દેવિ, ભગવાન બુદ્ધને તારાં ચરણોમાં જલાંજલિ આપી, હવે પ્રસન્ન થાવ. વાહ બ્રાહ્મણ કુલાંગાર ચન્દ્રસેને એટલાં શાં પુણ્ય કર્યાં છે કે તેમને તમે વગર માગ્યે પ્રસન્ન થયાં છો ?"

મદ્યપાનથી રાતી થઈ ગયેલી આંખે ઇન્દ્રલેખાએ કહ્યું, " મશ્કરી છોડી દો, ઘણી વાતો કરવાની છે. "

નિશ્વાસ નાખી વૃદ્ધ સંઘસ્થવિરે કહ્યું, " દેવિ, અનન્તાને સિંહાસનપર બેસાડી છે, વૃદ્ધ કુમારગુપ્તને ઘેટાંનાં બચ્ચાંની માફક તારી કન્યાનાં પ્રેમ-રજ્જુથી બાંધ્યો છે; વિશાળગુપ્ત સામ્રાજ્ય તારાં ચરણોમાં નૈવેધ રૂપે મૂક્યું છે, તોપણ આ દાસને ચરણોમાં નહિ રાખે ?

ચંદ્રસેને તને શું વશીકરણ કર્યું છે ? "

મદનિકાએ કહ્યું, " જો એ સમજ્યા હોત તો શું આમ કરી મરત કે ? "

ઇન્દ્રલેખાએ કહ્યું, " સંઘસ્થવિર, શાંત થાવ, નવા સમાચાર સાંભળ્યા છે ? "

" ના. "

" સ્કન્દ વારાણસીમાં આવ્યો છે. "

મદનિકાઃ—" ત્યારે આ વખતે કાંટો ગયો સમજવો ? "

હરિઃ—" પ્રયત્નની ખામી રાખીશ નહિ. "

ઇન્દ્રઃ—" આગળથી બધી વાતો સાંભળી લો, પછી પ્રયત્ન કરજો. "

હરિઃ—" બીજા શા સમાચાર છે ? "

ઇન્દ્રઃ—" વૃદ્ધ શિઆળ શું કરે છે તે જાણે છે ? "

હરિઃ—" ના. "

ઇન્દ્રઃ—" નગરમાંથી બધી બૌદ્ધ સેના દૂર મોકલી દીધી છે, રોહિતાશ્વ અને મંડુલાથી દસહજાર નવીન વૈષ્ણવ સૈનિકો આવ્યા છે. "

હરિઃ—" તેમાં શું ? વૃદ્ધ કુમારગુપ્ત જ્યાં સુધી અનન્તાનો ગુલામ છે, ત્યાં સુધી ફિકર નહિ. "

ઇન્દ્રઃ—" સ્કન્દ એકલો આવતો નથી. "

હરિઃ—" સાથે શું ગોવિન્દગુપ્ત આવે છે ?

મદઃ—" તેમ હોય તો વિપત્તિ ખરી ! "

ઇન્દ્રઃ—" ગોવિન્દગુપ્ત પોતે આવતો નથી, તોપણ હર્ષગુપ્ત, બન્ધુવર્મા, ચક્રપાલિત, આદિત્યવર્મા, દેવધર અને વિષ્ણુગુપ્ત પચાસ હજાર ઘોડેસ્વારો સાથે પાટલિપુત્ર આવે છે. "

હરિઃ—" ભાનુમિત્ર ક્યાં છે ? "

ઇન્દ્ર:-" તે ઘવાયો છે, બાહલીકમાં છે. "

હરિ:-" બાહલીકમાં કોણ રહ્યું ?

ઇન્દ્ર:-" કૃષ્ણગુપ્ત. "

હરિ:-" ઇન્દ્રલેખા, ભારે મુશ્કેલી આવી પડી છે, ભગવાન બુદ્ધ ભટ્ટારકની સેવા માટે મારે સત્વર પાટલિપુત્ર છોડવું પડશે. "

" મદનિકા:-વાહ ! વીરપુરુષ, તમે સામ્રાજ્ય કેવી રીતે ચલાવશો! પચાસ હજારની સેના અને બે નાનાં બાળકોની બીકથી પાટલિપુત્ર છોડશો ? "

હરિ:-"તને ખબર નથી, વૃદ્ધ શિઆળ એકલો હજાર જેવો છે, તે પર વળી હર્ષ, બન્ધુ, ચક્રપાલિત અને દેવધર આવી પડે, તો પછી ભગવાન બુદ્ધની સેવામાં અડચણ પડશે. "

ઇન્દ્ર:-"એમ કહો કે મારૂં માથું જશે ?"

હરિ:-"કેવળ મુંડપાત નહિ પણ સાથે પિંડદાનપણ થશે. "

ઇન્દ્ર:-"હજુપણ જીવવાની આશા છે ! કેટલાં વર્ષ થયાં ?"

હરિ:-"સાઠ વર્ષ થયાં છે ખરાં, પરંતુ તમારી ઇન્દીવરતુલ્ય નયનોના કૃપા કટાક્ષથી-દેવરાનને, હૃદયની ઉંમર વીશ વર્ષથી આગળ વધી નથી."

ઇન્દ્ર:-"વાહરેવાહ, બુદ્ધાની રીત તો જો ! યમ તમને તે શામાટે ભૂલી ગયો છે ?"

હરિ:-"દેવિ, જે તમારાં ચરણોનો સેવક છે, તેની પાસે મરણ આવી શકે ખરૂં ?"

મદ:-"ત્યારે પાટલિપુત્ર છોડશો શામાટે ?"

હરિ:-"આ કુહ્લારવિંદ જેવા હોઠોપર હાસ્યની રેખા જોઇ શકીશ નહિ માટે."

ઇન્દ્રઃ–"રસરાજ, તમે તો નાસી જશો, પણ અમારે શું કરવું તે તો કહો?"

હરિઃ–"ચાલો તમને તીર્થ કરવા લઈ જાઉં."

ઇન્દ્રઃ–"તીર્થ કરવા નથી જવું, જે પુણ્ય કર્યા છે તેનું ફળ ભોગવવું છે. સ્કન્દ આવે એટલે હું ક્યાં જાઉં તે કહો?"

હરિઃ–"તમે નિશ્ચિન્ત મને કુમારગુપ્તની સાસુ બની મહેલના અંતઃપુરમાં રહેજો, અને હું ગૌડમાં બેઠો બેઠો બુદ્ધ-મંજુશ્રી તારા ભૂલી તમારાં મુખ-ચંદ્રનું ધ્યાન ધરીશ."

ઇન્દ્રઃ–"સ્કન્દ મને મારી નાખશે તો?"

હરિઃ–"એની સત્તા છે?"

મદનિકાઃ–"એ બુઢ્ઢો જીવતો છે ત્યાં સુધી તો તેમ નહિ બને."

ઇન્દ્રઃ–"જો ગોવિન્દગુપ્ત આવી પહોંચે તો?"

હરિઃ–"કન્યા તથા જમાઇને લઇ નાસી જજો."

તરુણી દાસીઓએ સોનાનાં વાસણોમાં દારૂ આપ્યો, બગીચાની માલીકા મદનિકાના હાથનાં બીડાં આરોગી હરીબલ ઉઠ્યો. તે વખતે એક ગુલામે આવી તેને નમન કરી કહ્યું, "દેવ, ગંધાર દેશના મહાસ્થવિર બુદ્ધભદ્ર આપને મળવા ઇચ્છે છે. મદ્યપાનથી વિહ્વળ બની ગયેલા સંઘસ્થવિરે કહ્યું, "આ બલા ક્યાંથી આવી તેને અહિં કોણ લાવ્યું?"

"દેવ, ગુલામને ખબર નથી."

"તે ક્યાં છે?"

"બગીચાના દરવાજાપર એકલા ઉભા છે?"

"એકાકી? વાહનમાં આવ્યા છે?"

"પગપાળા."

"તે કદીપણ મહાસ્થવિર નહિ હોય. ઇન્દ્રલેખા સાવચેત રહેજે, મને લાગે છે કે તે છુપો જાસુસ છે."

## પ્રકરણ ૧૩ મું

### માતાનો સ્નેહ.

ઘણા દિવસ પછી ઘણું દુઃખ વેઠી યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત પાટલિપુત્રમાં આવ્યા છે; હૂણ-યુદ્ધજયી રાજપુત્રનો સત્કાર કરવા માટે પાટલિપુત્રની પ્રજા ઉન્મત્ત થઇ ગઇ છે. દરવાજે દરવાજે આઠે પહોર વાદિત્રો વાગે છે, રાજમાર્ગો પુત્ર-પુષ્પ-નિર્મિત બનાવટી દરવાજાઓથી શણગારેલા છે, દરેક મકાનો ફૂલોની માળા અને ધજા-પતાકાથી શોભી રહ્યાં છે, રસ્તાપર ચન્દ્રગુપ્ત અને સમુદ્રગુપ્તનાં વિજયોનાં ગીતો ગાય છે. ઘરડા લોકો કહે છે કે લાંબા સમય થયાં પાટલિપુત્રના રાજ-માર્ગપર આવો દેખાવ જોયો નથી.

જોત જોતામાં શોણનદીના કિનારાપરથી યુવરાજનું સૈન્ય શહેરના પશ્ચિમ દરવાજે ઉપસ્થિત થયું. એકઠા થયેલા લાખો નાગરિકોના જયધ્વનિના પોકારોથી આકાશ ફાટી જવા લાગ્યું, લાખો શંખો વાગવા લાગ્યા, દરવાજાપર યુવરાજ ભટ્ટારકપાદીય મહામંત્રી દામોદર-શર્મા, નગરનો નવીન મહાપ્રતીહાર અને બીજા રાજપુરુષોએ યુવરાજ ભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજ સ્કન્દગુપ્તનો સત્કાર કર્યો, વૃદ્ધ મહામંત્રીએ હર્ષનાં આંસુ લાવી સ્કન્દગુપ્તને આલિંગન કર્યું. અને તે વખતે તેણે સ્કન્દના કાનમાં કહ્યું, "ભાઇ, સભામંડપમાં સાવચેત રહેજે." યુવરાજના સાથીઓએ જ્યારે દામોદરશર્માને પ્રણામ કર્યા, ત્યારે તેમને વૃદ્ધે કહ્યું, "હૂણ-યુદ્ધમાં તમે જેમ સામ્રાજ્યનું નાક રાખ્યું છે,

તેવીજ રીતે આજે ગુપ્તવંશના માનનું રક્ષણ કરજો." બધા હસતા હસતા લશ્કરી રીત મુજબ મહામંત્રીને નમન કરવા લાગ્યા.

યુવરાજની સાથે બાહલીકથી પચાસ હજાર ઘોડેસ્વારો આવ્યા હતા, તેઓએ હારબંધ ગોઠવાઇ પાટલિપુત્રમાં પ્રવેશ કર્યો. બધાની પાછળ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તે તેમના સોબતીઓ સાથે રાજમહેલ–તરફ મુસાફરી શરૂ કરી. રસ્તાની બંને બાજુપરનાં ગગનસ્પર્શી મકાનોના ઝરૂખા અને બારીઓમાંથી ફુલ, ચંદન, સુગંધી પાણી અને પુષ્પમાળાનો વરસાદ વરસવા લાગ્યો. આવી રીતે થોડોક સમય ચાલ્યા પછી બધા એક બનાવટી દરવાજા નીચે આવી પહોંચ્યા, અકસ્માત્ જયધ્વનિ થંભી ગયો, સાથે સાથે સેંકડો સ્ત્રીઓના કંઠમાંથી સંગીત ધ્વનિ ઉછળવા લાગ્યો.

"કોણ આવે છે? કોનાં વિજયી સૈન્યોના પદથી પાટલિપુત્ર નગર કંપે છે? તે કોણ? એક દિવસ તેના પ્રપિતામહે પવિત્ર મગધની ભૂમિમાંથી અનાર્ય શકજાતિને હાંકી કહાડી હતી, અનાર્યપાદ સ્પર્શથી કલુષિત થયેલી પિતૃભૂમિ મગધના લોકોનાં લોહીથી પવિત્ર કરી હતી. એક દિવસ સેંકડો મહારાજાધિરાજોએ તેના પ્રપિતામહનો ગરૂડધ્વજ શોભાવ્યો હતો, એક દિવસ સમુદ્રગુપ્તનાં વિજયી સૈન્યોના પદથી એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી, હિમાલયથી કુમારિકા સુધીનો ભારતવર્ષ કંપતો હતો."

"કોણ તે? મગધવાસી, તે ગુપ્તકુળનો, પુત્ર, આર્યાવર્ત્તનું રક્ષણ કરનાર, સ્ત્રીઓ અને બાળકોનો રક્ષણ કરનાર, વક્ષુ, બાહલીક અને શતદ્રુનાં યુદ્ધો જીતનાર છે. બંધુઓ, તે મગધવાસી છે, તે પાટલિપુત્રવાસી છે, તે આપણો પરમાત્મીય છે, તેનું નામ છે સ્કન્દગુપ્ત."

"વક્ષુનદીના કિનારાપરની હારેલી હૂણસેનાને પૂછજો કે શતદ્રુ-

તીરે વિશાળ મેદાનમાં કયા દશહજાર સૈનિકોએ તેમને અટકાવ્યા હતા ? હૂણ–વિજયી મગધની સેનાને પૂછો કે વિચલિત કુલલક્ષ્મી અટકાવતી વખતે ચિરકાળ કુસુમશય્યામાં સુવાની ટેવવાળા કોણે કઠણ ભૂમિ–શય્યાપર ત્રણ રાતો ગાળી હતી ? બ્રાહ્મણ અને શ્રમણ, રમણી અને શિશુ, મંદિર અને અનાજનાં ખેતરોની રક્ષા કરવા માટે કોણે દૂરની સીમાપર પોતાની વિશાળ છાતીવડે હૂણ–લોકોનાં પૂરને અટકાવ્યું હતું ? રેતીના બાંધવડે કોણે મહાસમુદ્રનાં મોજાંઓની ગતિ અટકાવી હતી ?"

"મગધવાસીઓ, તેપણ મગધવાસી છે, પાટલિપુત્રવાસીઓ, તે પણ પાટલિપુત્રવાસી છે, તે આપણો બંધુ, મિત્ર અને પરમાત્મીય છે, લોકો સ્વર્ગીય પટ્ટમહાદેવીનું પવિત્ર નામ યાદ કરી તેના હૂણજયી વીરપુત્ર મગધના સેનાપતિ યુવરાજ સ્કન્દગુપ્તને બોલાવો. નાગરિકાઓ, કંકુ–ચંદન અને પુષ્પમાળા વડે હૂણજયી રાજપુત્રને માન આપો, હસ્તવિનાના બંધુવર્માનો સત્કાર કરો, હૂણ યુદ્ધમાં ઘવાયલાં નાયકોને આદરમાન આપો, હૂણવિજયી પચાસ હજાર વીરોનો સત્કાર કરો."

ગીત પૂરૂં થયું, વળી લાખો માણસોના કંઠોમાંથી જયધ્વનિ નીકળવા લાગ્યો, અવાજથી પાટલિપુત્રની દિવાલ કંપવા લાગી, સરઘસ રાજમહેલ તરફ ચાલ્યું.

પ્રાચીન પાટલિપુત્રનો સભામંડપ આજે માણસોથી ભરપૂર છે, ઓટલાપર, મંડપપર અને વેદિપર તલમાત્ર સ્થાન નથી, સ્વર્ગીય પટ્ટમહાદેવીના સ્વર્ગવાસ પછી નટ ફલ્ગુયશની કન્યાને નમન કરવાની બીકથી સામ્રાજ્યના કુળવાન વર્ગે સભામંડપ તજ્યો હતો. આજે તેઓ યુવરાજનો સત્કાર કરવા નગરમાં આવ્યા હતા. તે જોઇ નવીન પટ્ટમહાદેવી ક્રોધથી લાલચોળ બની ગઇ હતી, રાજમહેલના ત્રણ ચોક

હૂણવિજયી યુવરાજને જોવા આવનાર માણસોથી ચિકાર બની ગયા હતા. કુમારગુપ્તની માળવા અને સૌરાષ્ટ્ર પર ચઢાઈના વીર-વૃદ્ધ યોદ્ધાઓ મંડપની ચારે બાજુએ હારબંધ ઉભા હતા. ધીરે ધીરે પચાસ હજાર ઘોડેસ્વારો સાથે હૂણ-જયી રાજપુત્ર મહેલની હદમાં આવી પહોંચ્યો. હૂણ-વિજયી સેના મહેલના અસંખ્ય આંગણાંઓમાં હારબંધ ગોઠવાઈ ગઇ.

સભામંડપના દરવાજાપર ઘોડાપરથી ઉતરી યુવરાજ પોતાના સાથીઓ સાથે મંડપમાં ગયો. મંડપની બહારના અને અંદરના લોકો જયધ્વનિ કરવા લાગ્યા; સમ્રાટ્ કુમારગુપ્ત સિંહાસનપરથી નીચે આવ્યો, તેની સાથેજ મંડપમાંના બધા લોકો ઉભા થયા. તરત જ અસ્ત્રોનો ખડખડાટ થવા લાગ્યો. સભાસદોએ વિસ્મયપૂર્વક જોયું કે નવીન અને જૂનો કુળવાન વર્ગ ખુલ્લી તરવાર મસ્તકપર અડકાડી યુવરાજ ભટ્ટારકને નમન કરે છે. તરત જ યુવરાજ અને તેના સાથીઓની તરવાર ખુલ્લી થઇ, અને ખડખડાટ કરતી શિરસ્ત્રાણને અડકી. સ્કન્દગુપ્ત ઉઘાડી તરવાર હાથમાં રાખી આર્યપટ્ટ તરફ ગયો. વેદીની સામે ઉભા રહી સ્કન્દગુપ્તે ફરીથી તરવાર શિરસ્ત્રાણને અડકાડી અને તે વેદીપર પિતાના પગો આગળ મૂકી દીધી. આંસુવાળી આંખોએ વૃદ્ધ સમ્રાટે તે તરવાર લઇ માથે અડકાડી અને તે પુત્રના હાથમાં આપી. પછી પરમેશ્વર પરમવૈષ્ણવ યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તે આર્ય-પટ્ટ સામે ગોઠણીઆભર થઇ પિતાને પ્રણામ કર્યા, સમ્રાટે આર્યપટ્ટ પરથી ઉતરી પુત્રને આલિંગન કર્યું અને ભૂમિ તરફ નજર રાખી અનન્તાની તરફ આંગળી કરી કહ્યું, "પુત્ર, તારી માતા" પાછળથી ક્રોધએ વજ્રનાદે કહ્યું. "ઓરમાન મા, પરંતુ પટ્ટમહાદેવી નહિ." બધા એમ કહેનાર તરફ જોવા લાગ્યા કે વૃદ્ધ મહામંત્રી વેદિપર ઉભા

ઉભા એ શબ્દો બોલી રહ્યા છે. ઉઘાડી તરવાર મ્યાન કરી સ્કન્દગુપ્તે માતાને પ્રણામ કર્યા. તે જોઈ નવીન પટ્ટમહાદેવીએ ગુસ્સે થઇ કહ્યું, "પુત્ર, તમે મને નમન શા માટે કર્યું નહિ?" વેદીપરથી દામોદરશર્માએ કહ્યું. "તમે ઓરમાન મા છો, તે માટે સ્કન્દે તમને પ્રણામ કર્યા છે, પરંતુ તમે મગધ સામ્રાજ્યના યુવરાજ ભટ્ટારકનાં નમનને લાયક નથી."

વિશાળ સભામંડપ નીરવે બેસી રહ્યો. એકાએક ઓટલાપરથી એક વૃદ્ધ મહાનાયક બોલી ઉઠ્યો, "સ્વર્ગીય પટ્ટમહાદેવીની જય." તે સાથેજ બધા લોકો સ્કન્દગુપ્તની માતાના જયધ્વનિ કરવા લાગ્યા, સભામંડપની બહાર એકઠા થયેલા લોકો અને સૈનિકો પણ સ્વર્ગીય પટ્ટમહાદેવીનું પવિત્ર નામ લઈ જયધ્વનિ કરવા લાગ્યા. જયધ્વનિ અટક્યો એટલે સ્કન્દગુપ્તે આકાશ તરફ જોઇ તરવાર ખુલ્લી કરી કપાળપર અડકાડી તે સાથેજ એકઠા થયેલા નાયકો અને મહાનાયકોની અસિ ખુલ્લી થઈ. તેઓએ કદી પણ નવીન મહાદેવીને નમન કર્યું નહોતું તેઓએ સ્વર્ગીય મહાદેવીને ઉદ્દેશી આકાશ તરફ જોઇ રિવાજ પ્રમાણે અનન્તા દેવીની સામે નમન કર્યું. ગળગળા અવાજે વૃદ્ધ મહામંત્રી બોલી ઉઠ્યો, "માતા! પુત્રો નમન કરે છે, સ્વદેશના કલ્યાણની ઇચ્છાથી આત્મબળિદાન આપી જ્યાં ગયાં છો, તે સ્થાનથી આશીર્વાદ આપો."

નવીન પટ્ટમહાદેવી અત્યાર સુધી મંત્રમુગ્ધની માફક બેઠી હતી, તે આ વખતે સિંહાસનપરથી ઉઠી અને વૃદ્ધ સમ્રાટનાં લુગડાં ખેંચી કહેવા લાગી. "તમારો પુત્ર મને નમન કરતો નથી, તો પછી મને સિંહાસનપર શા માટે બેસાડો છો?" વૃદ્ધ મહારાજા મુંગો રહ્યો. બીજી વખત હાથ પકડી અનંતાએ કહ્યું, "જલદી બોલો, મારૂં

વારંવાર અપમાન કેમ કરો છો." પરંતુ મહારાજ ચુપ બેસી રહ્યા. એટલે અવગુંઠન વિનાની ઉન્મત્ત યુવતીએ સ્વામીનો હાથ પકડી કહ્યું, "તમારો પુત્ર વિદ્રોહી છે-તેને સજા કરો, નહિ તો હું ગળે શાંસો નાખી મરીશ." સજાની વાત સાંભળી કુળવાન વર્ગ ગર્જના કરી ઉઠ્યો, એક હાથવાળા બંધુવર્માએ ડાબે હાથે તરવાર ખુલ્લી કરી, એટલાપર સેંકડો અસિનો ખડખડાટ સંભળાયો. નટકન્યા બધું સમજી ગઈ, તે સભામંડપમાંથી નાઠી. વૃદ્ધ સમ્રાટ્ આકુલકંઠે "અનન્તા-અનન્તા" કરતો તેની પાછળ દામોદરશર્માએ હસતાં હસતાં સ્કન્દગુપ્તને કહ્યું, "ભાઈ, મહેલમાં રહીશ નહિ, તમે બધા મારે ઘેર ચાલો."

## પ્રકરણ ૧૪ મું

### દેવાલયમાં.

અરૂણોદય પહેલાં યુવરાજ સ્કન્દગુપ્ત મહામંત્રના ઘરમાંથી બહાર નીકળી રાજમાર્ગપર આવી ઉભો રહ્યો. એક ઘોડાવાળો એક સુંદર ઘોળો ઘોડો લઈ આવ્યો. સ્કન્દગુપ્ત ઘોડાપર બેસવાની તૈયારી કરતો હતો, તે વખતે બીજા માળની બારીમાંથી બન્ધુવર્માએ પૂછ્યું, "યુવરાજ, કયાં જાઓ છો, મહેલમાં?" યુવરાજે હસતાં હસતાં કહ્યું, "ભાઈ, જ્યારે મહેલમાં જઇશ ત્યારે બધાને કહીને જઇશ, અત્યારે તો ફરવા જાઉં છું."

"કયાં?"

"શહેર બહાર, ઘણા દિવસ પછી મગધમાં આવ્યો છું. એક વખત પવિત્ર મગધની ભૂમિ જોઈ આવું."

"પાટલિપુત્ર શું મગધ નથી?"

" છે, તોપણ ગિરિ, નદી, ક્ષેત્ર, વિહાર, સ્તૂપ અને દેવળોથી શોભતાં મગધની વિશાળતા નથી,–નગર સંકીર્ણ છે."

" ક્યાં જવું ધાર્યું છે. પિતામહને કહ્યું છે ? "

" ના, તે તો ગંગામાં નાહવા ગયા છે. ક્યાં જવાનું છે તે નક્કી નથી, તોપણ બે આંખો જ્યાં લઇ જશે ત્યાં જઇશ."

" એકલા જશો નહિ. "

" ભાઈ, હું એકલો શું મારો બચાવ નહિ કરી શકું ? "

" છુપા મારાઓથી નહિ કરી શકો. "

" ફિકર નહિ, મને કોઈ મારી નાખશે નહિ, નમાયા અસહાય સ્કન્દગુપ્તને મારી નાખી કોણ કલંકિત થવા ઇચ્છશે ? પિતાની મરજી હોય તો તે ઇન્દ્રલેખાની કન્યાના દીકરાને રાજ–પાટ સોંપી શકે એમ છે, જેના હુકમથી મા આર્યપટ્ટપરથી દૂર થઇ છે, તેનાજ આદેશથી હું સિંહાસનથી દૂર રહી શકું છું, મને મારી નાખવાની જરૂર શી. ?"

" સ્કન્દ ! મહાદેવીએ આત્મબળિદાન આપી તમને આર્યપટ્ટપર સ્થાપન કર્યા છે. એમ ધારશો નહિ કે મહારાજાધિરાજની મહા-મુદ્રાવાળા કાગળથી સ્વર્ગીય પટ્ટમહાદેવીનો પુત્ર આર્યપટ્ટપરથી દૂર થશે. પાંચલાખ પાટલિપુત્રવાસીઓ ઉન્મત્ત થઇ ઉઠશે, કાલની વાત યાદ રાખો. શતદ્રુતીરની વાત યાદ રાખો–સામ્રાજ્યની સેના જયધ્વનિ કરતી વખતે બીજા કોઇનું નામ ઉચ્ચારતી નથી. એકલા જશો નહિ, થોડી-વાર થોભો, હું આવું છું."

બારી બંધ થઈ, થોડીવારમાં તૈયાર થઇ બન્ધુવર્મા યુવરાજને મળ્યો, સ્કન્દગુપ્ત ઘોડાપર બેસી ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી બન્ધુવર્માએ પૂછ્યું, "સ્કન્દ કેમના જશું ?"

યુવરાજે કહ્યું, " રાજગૃહને માર્ગે ચાલ, કેટલાક દિવસ થયાં

તે તરફ ગયો નથી. કરૂણાનો વિવાહ થયા બાદ ભાનુમિત્રની સાથે આ માર્ગે ગૌડનગર ગયો હતો, આજે ક્યાં કરૂણા! અને ક્યાં ભાનુમિત્ર—!"

કંઈપણ જવાબ ન આપતાં બન્ધુવર્માએ રાજગૃહના દરવાજાનો માર્ગ લીધો. શહેરના દરેક દરવાજા એક એક મોટાં શહેરનાં નામથી ઓળખાતા હતા, કેવળ પૂર્વ વગેરે ચાર દિશાના દરવાજા દિશાઓનાં નામથી ઓળખાતા હતા,–જેમકે પશ્ચિમનો દરવાજો, પૂર્વનો દરવાજો વગેરે. દક્ષિણ દરવાજે જવાના અને રાજગૃહ દરવાજે જવાના માર્ગો એકઠા થતા હતા ત્યાં યુવરાજે જોયું કે ભાતભાતનાં રંગિત કીંમતી ચીનદેશમાં બનેલાં લુગડાં પહેરી દેવધર રૂપાંની પાલખીમાં દક્ષિણ દરવાજા તરફનો જતો હતો. યુવરાજ અને બન્ધુવર્માને જોઇ તેનું મ્હોં શરમથી લાલ થઇ ગયું, તે જોઇ બંધુવર્મા હસવું ખાળી શક્યો નહિ. બન્ધુવર્માએ પૂછ્યું, "દેવધર, સવારના પહોરમાં વરરાજા બની ક્યાં જાય છે?"

પાલખી ઉપાડનારાઓએ પાલખી જમીનપર મૂકી, દેવધરે પાલખીમાંથી બહાર નીકળી યુવરાજને નમન કર્યું અને બન્ધુવર્માને કહ્યું, "ભાઇ, એક કામ છે માટે દક્ષિણ દરવાજા તરફ જાઉં છું."

બન્ધુવર્માએ હસતાં હસતાં પૂછ્યું, "ઘેર જાય છે કે દેવી–દર્શન કરવા જાય છે? લુગડાં તો અભિસારતાં છે; પરંતુ દક્ષિણ દરવાજાપર આવા દિવસની કોઇ મૃગાક્ષી આકાશના રંગ જેવાં લુગડાંવાળી સુંદરીનું દર્શન થશે ખરૂં?"

"ના ભાઇ, એ બધી વાત હવે તો ભૂલી ગયો છું. રોહિતાશ્વના યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક મહાનૌબલાધિકૃત જયધવલદેવનાં દર્શન કરવા જાઉં છું."

"લાંબા વિશેષણો કહેવાની જરૂર નથી. યુવરાજ અને હું બંને જયધવલને જાણીએ છીએ. ઓહ! અમિયાનાં આકર્ષણથી ત્યાં જાય છે ખરૂં?"

દેવધરનું મ્હોં લાલચોળ થઇ ગયું, યુવરાજ ખડખડાટ હસી પડ્યો. રસ્તાપર બે-ત્રણ નાગરિકો એકઠા થતા હતા, તેઓ દૂરથી હૂણવિજયી શતદ્રુતીરનાં વિખ્યાત રણક્ષેત્રના વીરોને જોતા હતા. યુવરાજે પૂછ્યું, "બન્ધુ, તેં અમિયાને ક્યાં જોઇ હતી?"

બન્ધુઃ-"સ્વર્ગીય પટ્ટમહાદેવી પાસે, શ્યામામંદિરમાં, વાસુદેવ-મંદિરમાં અને નૃત્ય સભામાં!"

સ્કન્દઃ-"તેં પણ હૃદય ગુમાવ્યું છે!"

દેવધરઃ-"બન્ધુ, ત્યારે તો ભારે મુશ્કેલી!"

સ્કન્દઃ-"દ્વન્દ્વયુદ્ધ કરશો કે?"

બન્ધુઃ-"પાગલ, હું શું ધોળો રંગ જોઈ મુગ્ધ બની જાઉં એવો છું?"

દેવઃ-"યુવરાજ, હવે ઠંડક વળી."

સ્કન્દઃ-"મારી ભૂલ થઇ; માળવામાં કાંચનવરણી મૃગાક્ષી દુર્ગ-સ્વામિની હજુપણ વાટ જુએ છે!"

બન્ધુઃ-"ભાઇ, જેની જેની રૂચી."

સ્કન્દઃ-"દેવધર, તેં અમિયા વિષે તો કદી કહ્યું નથી?"

દેવઃ-"યુવરાજ, તમે શું ઇચ્છાપૂર્વક કદીપણ અરૂણાની વાત મને કહો છો? એક દિવસ મહેલના બગીચાની ઝાડની આડધે ઉભા રહી અરૂણાને જોતા હતા એ સાંભળે છે? પકડાઇ ગયા ત્યારેજ તે વાત તમે સ્વીકારી હતી?"

સ્કન્દઃ-"તે વાત ભૂલી જા ભાઇ."

દેવઃ-"સમાચાર મળ્યા છે, યુવરાજ, હતાશ થાવ નહિ."

બન્ધુઃ-"શા સમાચાર ભાઈ?"

દેવધરે યુવરાજના કાનમાં ધીમે ધીમે કંઇક કહ્યું, યુવરાજે તે બન્ધુવર્માને કાનમાં કહ્યું. પછી દેવધરે કહ્યું, "રોહિતાશ્વની માર્ગે જાવ, એ ત્રણ ગાઉ જશો, એટલે દેવાલયનું શિખર દેખાશે."

સ્કન્દઃ-"દેવ, આજે તેં મારાપર જે ઉપકાર કર્યો તે આ જીવનમાં કદી પણ ભૂલીશ નહિ. કંઇક માગ."

દેવઃ-"યુવરાજ, તમારી મિત્રતા એજ મારૂં ઇનામ છે, એક બીજી પ્રાર્થના છે."

સ્કન્દઃ-"શી?"

દેવઃ-"શતદ્રુની લડાઇનું એક ચિહ્ન આપશો."

સ્કન્દગુપ્તે મ્યાનમાંથી ભાંગેલી તરવાર બહાર કાઢી કહ્યું, "દેવ, પિતાએ આપેલી તરવાર શતદ્રુનાં યુદ્ધમાં ભાંગી હતી, તેમાં સોનાના અક્ષરોથી આર્ય સમુદ્રગુપ્તનું નામ લખેલું છે, તે."

દેવધરે તૂટેલી તરવાર લઈ નમન કર્યું. ત્યારે બન્ધુવર્માએ પૂછ્યું, "દેવ આ ચિહ્નને શું કરીશ?"

દેવઃ-"તે વાત લાંબી છે, એક દિવસ કહીશ."

બન્ધુઃ-"ના, અત્યારેજ કહે."

દેવઃ-"વખત જાય છે, તમારે દૂર જવું છે."

સ્કન્દઃ-"કહે ભાઈ, તેમાં તે કેટલીક વાર લાગશે?"

દેવઃ-"મેં પણ સ્વર્ગીય પટ્ટમહાદેવીના ઓરડામાં અમિયાને જોઈ હતી, એને ઘણા દિવસ વીતી ગયા છે. તે પછી બેકવાર નાટકશાળામાં જોઈ હતી—

સ્કન્દઃ-"બન્ધુ, તારા પિતૃઓનાં પુણ્યથી માળવાની દુર્ગસ્વામિની-

એ તારૂં હૃદય જીતી લીધું હતું, નહિ તો તારે દેવધરને હાથે મરવું પડત."

બન્ધુઃ-"વાહ, કેવી ગાંડાઈ, દુર્ગસ્વામિની અને અમિયા વચ્ચે ઘણો તફાવત છે!"

દેવઃ-"સાવધાન બન્ધુ."

સ્કન્દઃ-"હોશિઆરી બતાવવાની જરૂર નથી, હું સ્વીકાર કરૂં છું કે બંને અપ્સરાને લજવે તેવી છે. તે પછી શું થયું."

દેવઃ—"બીજું શું! આંખોની ભાષાથી સમજ્યો કે દેવી મારા તરફ પ્રસન્ન છે. એક દિવસ મહાનાયક જયધવલ પાસે ગોર મોકલ્યો હતો. પરંતુ બુઢાએ ગોરને કાઢી મૂક્યો. ત્યાર પછી શ્યામામંદીરમાં દેવીનું દર્શન થયું; પરંતુ દેવીનું મુખ ઉતરી ગએલું હતું, મેં પોતે બુઢા સાથે મેળાપ કર્યો. બુઢાએ કહ્યું કે તારા જેવા નઠારા ચરિતવાળા યુવક સાથે મારી કન્યા પરણાવીશ નહિ, વાનરનાં ગળાંમાં મોતીની માળા પહેરાવીશ નહિ. અનેક વિનય અને કાલાવાલા કર્યા પછી ડોસાએ કહ્યું, " જો દેશને માટે, ધર્મને માટે, રાજ્યને માટે આત્મ-બલિદાન આપી કરેલાં કર્મોનું પ્રાયશ્ચિત કરી શકે અને પ્રાયશ્ચિત કર્યા પછી જીવતો રહે, તો આવજે. વિપાશાનાં યુદ્ધમાં ઘણીવાર મૃત્યુને ભેટવા ગયો હતો પરંતુ મોતે મને લીધો નહિ. તે દિવસે મેં જાણ્યું કે એક દિવસ અમિયાને હૃદયપર ધારણ કરી શકીશ. અભિસાર, નૃત્ય-ગીત ભૂલી ગયો છું. બન્ધુ, હૂણ-યુદ્ધરૂપી દાવાનળમાં પવિત્ર થઇ જયધવલને ઘેર જાઉં છું."

સ્કન્દઃ—"દેવધર, વાસુદેવ તને જય આપો. વિવાહને દિવસે વિપાશાની લડાઇના બધા સૈનિકોને બોલાવજે."

દેવઃ—"યુવરાજ, તમે બધા નહિ આવો ત્યાં સુધી મારા વિવા-

હજી સર્વ અંગો પૂર્ણ થશે નહિ."

સ્કન્દગુપ્ત અને બન્ધુવર્મા એકી અવાજે બોલી ઉઠયા, "જે જીવતા હશે, તે આવશે." યુવરાજ રોહિતાશ્વ-દરવાજા તરફ ચાલ્યો, દેવધર પાલખીમાં બેઠો, દરવાજે આવી યુવરાજે જોયું કે સો ઘોડેસ્વારો હારબંધ ઉભા છે, તેણે વિસ્મય પામી પૂછ્યું, અહિં કેમ ઉભા છો?"

"યુવરાજની સાથે આવશું."

"કેવી રીતે જાણ્યું કે હું રોહિતાશ્વ-દરવાજે આવીશ ?"

"મહારાજ, શહેરના અઢાર દરવાજે વિપાશાનાં યુદ્ધના અઢારસો ઘોડેસ્વારો આવી આપની રાહ જુએ છે. એ મહામંત્રીની આજ્ઞા છે."

"ચાલો."

સો ઘોડેસ્વારો તેની પાછળ ચાલ્યા. એકઠા થયેલા સેંકડો નાગરિકો જયધ્વનિ કરવા લાગ્યા, યુવરાજ અને બન્ધુવર્મા દરવાજા બહાર નીકળી રોહિતાશ્વના માર્ગ પર ચાલવા લાગ્યા. ત્રણ ગાઉ ચાલ્યા પછી જૂનાં દેવમંદિરનો કાળો ભાગ દેખાયો, પાંચ ગાઉ પછી માર્ગની પડખે એક બગીચો દેખાયો. બગીચામાં મૃગોથી વીંટળાયલી ગેરૂઆ લુગડાંવાળી દેવી આંબાના ઝાડ નીચે બેઠેલી હતી. સ્કન્દગુપ્ત ઘોડા પરથી નીચે ઉતર્યો. બન્ધુવર્મા ઘોડેસ્વારો સાથે દેવમંદિરના દરવાજા તરફ ગયો.

સ્કન્દગુપ્ત કંપતા પગલે આંબાના ઝાડ તરફ ચાલ્યો; પગરવ સાંભળી પેલી દેવીએ મોં ઉંચું કર્યું. મૃગલાંઓ ઉભાં થયાં, દેવીએ પુછ્યું, "કોણ ?" અવાજ સાંભળી યુવરાજના પગ કંપવા લાગ્યા, પગ લપસ્યો, વિચિત્ર પાઘડી પડી ગઇ. સોનેરી વાળો મ્હોં પર છવાઇ ગયા. તે જોઇ દેવી પગથી માથા સુધી ધ્રુજવા લાગી, યુવરાજ શાંત થઈ ઉભો રહ્યો, પાઘડી જ્યાં પડી હતી ત્યાંને ત્યાં પડી રહી.

અર્ધી ઘડી વીતી ગઈ. ગળગળા અવાજે યુવરાજે કહ્યું, "અરૂણ!" તે અવાજ સાંભળી દેવી કંપવા લાગી, તેના પગો તેનાં શરીરનો ભાર ધારણ કરી શક્યા નહિ, દેવી ધીમે ધીમે જમીનપર બેસી ગઈ. મૃગનું ટોળું વિપત્તિ આવી પડી છે એમ જાણી તેને વીંટળાઇ ઉભાં રહ્યાં, યુવરાજે પાસે આવી ફરીથી કહ્યું, " અરૂણ ! "

શ્વાસથી રૂંધાઇ જતા અવાજે ધીરે ધીરે શબ્દ આવ્યો, " દેવતા –તમે–વાસુદેવ–"

" આરૂણ, પાટલિપુત્રમાં આવ્યો છું. દેવધરે ઘણી મહેનતે પત્તો મેળવ્યો છે, તને જોવા માટે–"

" દેવતા–યુવરાજ–ખરેખર–તમે—"

" ખરેખર હું છું, અરૂણ–ઉઠ, જો, તને જોવા હું જીવતો રહ્યો છું. અરૂણ, અરૂણ ! "

મૃગોનું ટોળું દૂર જતું રહ્યું, મદ્યપાનથી ઉન્મત્ત બનેલાની માફક સ્કન્દગુપ્ત આગળ વધ્યો. બંને હાથ પહોળા કરી અરૂણાને આલિંગન કરવા ગયો પરંતુ દેવીની મૂર્તિ દૂર જતી રહી, વિસ્મયની દિગ્મૂઢ બની સ્કન્દગુપ્ત આંબાની ડાળી પકડી ઉભો રહ્યો.

અકસ્માત્ ધીમો–રૂંધાયલો શ્વાસ ચાલવા લાગ્યો, અવાજ દૃઢ થયો, અરૂણાએ કહ્યું. " શાંતિ રાખો યુવરાજ–હું આપને સ્પર્શ કરવા યોગ્ય નથી–જોતા નથી કે મેં ગેરૂઆં લુગડાં પહેર્યાં છે ? આ બગીચો પવિત્ર સ્થાન છે, એ વાસુદેવની સંપત્તિ છે. "

વિસ્મય પામી સ્કન્દગુપ્તે પૂછ્યું, " તું મારે સ્પર્શ કરવા યોગ્ય નહિ ! કેમ, અરૂણ ? "

અરૂણાએ કહ્યું. " શું કંઈ સાંભળ્યું નથી યુવરાજ ? "

બધું સાંભળ્યું છે. પરંતુ તોપણ તું મારી અસ્પર્શ્યા કેમ થશે !

તરૂણ ઉમરે ગેરૂઆં શામાટે પહેર્યાં અરૂણ ? ”

“ યુવરાજ, મહાદેવી સ્વર્ગમાં ગયા એટલે વસુંધરા–પવિત્ર મગધભૂમિ જ્યારે પિશાચોની લીલાભૂમિ બની, પરમભટ્ટારિકા સ્વર્ગીય ધ્રુવ સ્વામિનીના મહેલમાં જ્યારે સામાન્ય ગણિકાના જારે દિવસના પ્રકાશમાં મારો હાથ પકડયો, ત્યારે પિતૃઓનાં પુણ્યના બળથી આત્મરક્ષા કરી મેં મહેલ તજ્યો. ત્રીજા દરવાજા બહાર ગુરુદેવ મારી વાટ જોતા હતા, તેની સાથે હું આ મઠમાં આવી છું, તેની પાસેથી મેં દીક્ષા લીધી છે, તેનીજ આજ્ઞાથી આ દેહ, મન, પ્રાણ ચતુર્ભુજ શંખ-ચક્ર–ગદા–પદ્મધારી વાસુદેવનાં ચરણોમાં અર્પણ કર્યા છે, ગેરૂઆં વસ્ત્રોધારણ કર્યાં છે. ત્યારથી સન્યાસિની બની આ મઠમાં વાસ કરૂં છું. ”

કાતર કંઠે બોલ્યો, “ અરૂણ ! ”યુવરાજ જમીન પર બેઠો.

અરૂણાએ કહ્યું, “ યુવરાજ, અપરાધ ક્ષમા કરજો, તમારી સેવામાં સોંપાયલા દેહને તે વેશ્યાના જારના કલંકિત કર સ્પર્શથી બચાવવા માટે વાસુદેવના ચરણોમાં સમર્પ્યો છે. મેં સાંભળ્યું હતું કે દૂર કપિશામાં સ્વદેશ અને સ્વધર્મનાં રક્ષણ માટે,—મારા દેવતા તમે, નશ્વર દેહ તજ્યો છે,—ત્યારથી વૈધવ્ય વ્રત લીધું છે. દીક્ષા લીધા પછી કદી પણ ચિત્ત શાંત રાખી શકી નથી. મેં ગુરૂદેવને કહ્યું હતું કે “ હું યુવરાજની વાગ્દત્તા પત્ની છું. વાસુદેવનું ધ્યાન કરતાં હંમેશાં તેમની દેવ દુર્લભ મૂર્તિ ચિત્તપટમાં ઓળખાય છે, હું અબળા છું, નારી છું, ચિત્ત શાંત રાખવાનું કામ મારાથી થઇ શકશે નહિ. ” ગુરુદેવે કહ્યું કે, “યુવરાજ નર રૂપી નારાયણ છે, આર્યાવર્ત અને આર્યધર્મનાં રક્ષણ માટે તેણે નર દેહ ધારણ કર્યો છે. ” તેમનીજ–ગુરૂદેવનીજ આજ્ઞાથી છેવટે હું વાસુદેવને બદલે તમારાં રૂપનું ધ્યાન કરૂં છું. અન્તર્યામી જાણે છે કે

સૂતાં બેસતાં, સ્વપ્નમાં, જાગરણમાં હંમેશાં મારી આંખો આગળ કોની મૂર્તિ ચિતરાઇ રહી છે તે."

"ત્યારે અરૂણ, હું કેમ મુવો નહિ! તને એક વખત જોવા માટે મરી શક્યો નહિ. અરૂણ મહેલમાં ચાલ."

"કેવી રીતે આવી શકું દેવતા?"

"ચાલ આજે જ વિવાહ કરીએ."

"ગુરૂદેવ શું આજ્ઞા આપશે?"

આંબાના ઝાડ પાછળથી કોઇ બોલી ઉઠ્યું, "આપીશ, પરંતુ હજુ વિલંબ છે."

એક કદાવર શાંતવદનવાળો વૈષ્ણવ સન્યાસી ઝાડના ઝુંડ વચ્ચેથી તેની સામે આવ્યો. અરૂણાદેવીએ તેમને દૂરથી પ્રણામ કર્યાં, યુવરાજે તેના પગની રજ માથે ચઢાવી. સન્યાસીએ યુવરાજને કહ્યું: "પુત્ર, મઠમાં આવ, આજે મારૂં આતિથ્ય ગ્રહણ કરો. મારે ઘણું કહેવાનું છે."

સ્કન્દગુપ્તે કહ્યું, "પ્રભુ, જ્યાંસુધી અરુણને જોઇ નહોતી, ત્યાં-સુધી ચિત્ત સ્થિર હતું, પરંતુ બાળપણની સખી અને વાગ્દત્તા પત્નીને જોઈ ચિત્ત વ્યગ્ર બન્યું છે. પ્રભુ, અરૂણને મહેલમાં આવવાની રજા આપશો?"

"વખત આવ્યે દઇશ પરંતુ હજુ વાર છે, અરૂણાદેવી તમારી વાગ્દત્તા પત્ની છે,-સ્વર્ગીય પરમભટ્ટારિકા પટ્ટમહાદેવીની પાલિતા કન્યા છે તે હું પહેલાંથી જ જાણતો હતો. અરુણા ચંદ્રસેનવડે અપમાન પામશે એમ જાણી તે દિવસ હું પાટલિપુત્રના મહેલની સીમાએ ખા-ઇને કાંઠે તેની વાટ જોતો હતો. મેં તમને કહ્યું છે કે મારે ઘણું કહેવાનું છે, મઠમાં આવો."

યુવરાજ પુતળાંની માફક સન્યાસીની પાછળ મઠ તરફ ચાલ્યો.

અરૂણા છાયાની માફક તેની પાછળ ચાલી. દેવાલયની ચારે તરફ મઠ બાંધ્યો હતો; પત્થરથી બાંધેલાં મઠના સુંવાળા ઓટલાની શીતળછાયામાં બેસી બન્ધુવર્મા વિસામો લેતો હતો, તે સન્યાસીને જોઇ ઉભો થયો, સ્કન્દગુપ્તને જોઇ તેનાં સેંકડો ઘાનાં ચિન્હવાળાં મ્હોંપર લગાર હાસ્ય ફેલાયું, બધાં પાછળ અરૂણાદેવી આવતાં હતાં, તેને જોઈ માલવરાજ હર્ષથી પુલકિત થયો, તરતજ તેની લાંબી તરવારે મ્યાન બહાર આવી લલાટને સ્પર્શ કર્યો. વજ્રગંભીર અવાજે બન્ધુવર્મા બોલી ઉઠયો, "મહાદેવીનો જય થાવ." દૂર આંબાનાં વનમાં શતદ્રુની રેતીપરનાં ભયંકર યુદ્ધમાંના સો વીરો વિસામો લેતા હતા, તેઓએ એ પોકાર સાંભળ્યો; એટલે સોએ જણા મહાદેવીનો જય પોકારવા લાગ્યા. સો કંઠોથી ઉચ્ચારેલા મહાદેવી અરૂણાના જયધ્વનિથી ગગન કંપવા લાગ્યું, આંસુની ધારાઓથી દુઃખિની અરૂણાના ગાલો પલળી ગયા, પરંતુ તે વખતે નીલઆકાશમાં એક અજાણ્યા ખુણામાં બેસી ભાગ્ય દેવતા હાસ્ય કરતો હતો.

જયધ્વનિ થંભ્યો એટલે આંખો લૂછી અરૂણાએ બન્ધુવર્માને કહ્યું, " માલવરાજ, આંબાનાં ઝાડ નીચે બેસી કેટલાય દિવસો થયાં સ્વપ્નોમાં આવું દશ્ય જોઉં છું."

બન્ધુવર્માએ હાસ્ય કરી કહ્યું," દેવિ, આજે સ્કન્દનાં મ્હોંપર જે આનંદ જોઉં છું, તેવો આનંદ ઘણા દિવસ થયાં જોયો નથી. બાહલીકાતીરે, કપિશામાં, ગંધારમાં, પુરુષપુરમાં, અને શતદ્રુતીરે મારા મનમાં ઘણીવાર થયું છે કે યુવરાજનાં મ્હોંનો એ પ્રશાન્ત ભાવ શું ફરી જોવાશે કે? આજે તમને જોઈ તેનો તે આનંદ તે ભાવ પાછો આવ્યો છે; દેવિ, તમે ગુપ્તકુલલક્ષ્મી છો, તમે વિચલિત થયાં હતાં તે માટેજ સામ્રાજ્ય રસાતાળના માર્ગમાં જતું હતું. ચાલો દેવિ દેશમાં

શાન્તિ થાય એટલે હું માળવામાં—"

"દુર્ગ-સ્વામિનીની પાસે જાઉં." યુવરાજ એટલું કહી મ્હોં ફેરવી ઉભો રહ્યો. આંસુથી આંધળી બનેલી આંખોવાળાં બન્ધુવર્માએ તેને દૃઢ બાહુપાશમાં બાંધી લીધો, અને કહ્યું, "તેમ થાવ સ્કન્દ, તે પણ લાંબા સમયથી વાટ જોતી બેઠી છે."

એ વખતે સન્યાસીએ કહ્યું, "પુત્રો, વિસામો લો, સેવા ગ્રહણ કરો." તે સાંભળી યુવરાજે કહ્યું, "પ્રભુ, અરૂણા ઉપર મારાં ભાગ્યનો આધાર છે, અરુણાના આવવાની વાત પૂરી ન થાય ત્યાંસુધી અમારાથી વિસામો લેવાવો અસંભવિત છે; જેનું ચિત્ત ભ્રમિષ્ટ છે તેનાથી શું વિસામો લેવાય કે?"

"ત્યારે અહિં બેસો."

એક બીજો સન્યાસી આસનો લાવ્યો, એટલે બધાં બેઠાં, સન્યાસીએ કહ્યું, "પુત્ર, મારે એકાદ બે સવાલો પૂછવા છે."

યુવરાજે કહ્યું, "પૂછો."

"અરુણાનો હમણાંજ વિવાહ થાય, તો તેને કયાં લઇ જશો?"

"પાટલિપુત્રમાં."

"ક્યાં રાખશો, રાજમહેલમાં?"

"ના, મહામંત્રી દામોદરશર્માને ઘેર."

"લોકો મહારાજાધિરાજની નિન્દા કરશે, તોપણ અત્યારે ગૃહસ્થની દીકરીને માટે યોગ્યસ્થાન નથી?"

"માળવામાં અથવા સૌરાષ્ટ્રમાં?"

"એમ બનવું સંભવિત છે. એક બીજી વાતનો વિચાર કરો. યુવરાજ, તમે ગુપ્તવંશનો એક માત્ર આધાર છો. પુત્ર, કેવળ ગુપ્તવંશ કે સામ્રાજ્યનોજ નહિ, પરંતુ સમગ્ર આર્યાવર્ત્ત આજે તમારાપર

આધાર રાખી બેઠું છે, તમે આર્યાવર્ત્ત અને આર્યધર્મનો એક માત્ર આધાર છો. તમારા વિના ભારતવર્ષમાં એવું કોઇ નથી કે જે હૂણ-યુદ્ધમાં આર્યોનું પ્રાધાન્ય રાખી શકે. સ્કન્દગુપ્ત, અત્યારે તમે વિવાહ કરી ગૃહસ્થ થશો કે સ્વદેશ અને સ્વધર્મની રક્ષા કરશો ? "

" વિવાહ કર્યા પછી શું સ્વધર્મ અને સ્વદેશનું રક્ષણ ન થઇ શકે ? "

" થઇ શકશે પણ તમારૂં ચિત્ત સ્થિર રહેશે નહિ. "

" તે વાત ખરી. "

શરમથી નીચું મ્હોં કરી અરૂણાદેવીએ કહ્યું, " દેવ, જે વેશ્યા કન્યાના આવવાથી પટ્ટમહાદેવીએ દેહ ત્યાગ કર્યો છે, તે જીવતી છે ત્યાંસુધી યુવરાજના વિવાહમાં સમ્મતિ આપશે નહિ, અને તે સમ્મતિ નહિ આપે ત્યાં સુધી મહારાજાધિરાજ સંમતિ આપી શકશે નહિ. "

બન્ધુઃ-" ખરૂં છે મહાદેવી. "

સન્યાસીઃ-" પિતાની સંમતિ વિના અરૂણાનો વિવાહ કરશો તો સમગ્ર આર્યાવર્ત્તવાસી તમારો અપયશ ગાશે. "

સ્કન્દઃ-" તે પણ ખરૂં, પરંતુ પ્રભુ, લાંબા વખત પછી અરૂણા મળી છે, તેને છોડી શકીશ નહિ. "

સન્યાસીઃ-" છોડવી પડશે નહિ, મંદિરમાં ચાલો. "

બધાં મંદિર તરફ ચાલ્યાં, મંદિરનાં બારણાં ઉઘડયાં, બધાં મંદિરમાં ગયાં. સન્યાસી મૂર્તિ સામે આસનપર બેઠો. તેણે આચમન કર્યું અને વાસુદેવની મૂર્તિના પગોનો સ્પર્શ કરી કહ્યું, " યુવરાજ, સ્કન્દગુપ્તદેવ, આ પવિત્ર નારાયણની મૂર્તિનાં ચરણોનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરૂં છું કે તમે જ્યારે સિંહાસનપર બેસશો, ત્યારે તમારી વાગ્દત્તાપત્ની અરૂણાદેવીને હું વ્રતમાંથી છૂટી કરી તમને સોંપી દઇશ

અને જ્યાં સુધી તમે તેને નહિ ગ્રહણ કરો, ત્યાં સુધી કન્યાની માફક તેનું પાલન કરીશ અને જિંદગી સુધી શત્રુના હાથમાંથી તેનું રક્ષણ કરીશ. મા, આગળ આવ, આચમન કરો. ”

અરૂણાએ આચમન કરી પ્રતિમાનો સ્પર્શ કરી કહ્યું, “ દેવતા, વાસુદેવ જાણે છે કે હું તમારી પત્ની છું, આજે વાસુદેવનાં ચરણનો સ્પર્શ કરી દેહ-મન-પ્રાણ તમારા ચરણમાં સોંપું છું, જ્યારે તમે મને તેડાવશો, ત્યારે રાજમહેલમાં કે કુટીરમાં તમારી સેવામાં જીવન ગાળીશ. ”

એ વખતે સંન્યાસીએ કહ્યું, “ મા, ગેરૂઆં લુગડાં કાઢી આવ. ”

અરૂણા થોડીજવારમાં ગેરૂઆં લુગડાં કાઢી સુંદર રેશમી કપડાં પહેરી પાછી આવી એટલે સંન્યાસીએ કહ્યું, “ મા, પ્રતિમાની ડોક-માંની માલ તારાં ગળાંમાં પહેર. ”

અરૂણાએ ચંપાનાં ફુલોની માળા પ્રતિમાની ડોકમાંથી કાઢી પોતે પહેરી. સન્યાસીએ કહ્યું, “ માળા પતિના કંઠમાં પહેરાવી દે. ” અરૂ-ણાએ ધ્રુજતે હાથે યુવરાજનાં ગળાંમાં માળા નાખી, સ્કન્દગુપ્તે પોતાની મૂલ્યવાન મોતીની માળા અરૂણાદેવીને પહેરાવી. અરુણાએ કહ્યું, “ દેવતા, એક માગણી છે. ”

યુવરાજે હસતાં હસતાં કહ્યું, “ તને ન આપવા જેવું શું છે અરૂણ? ”

“ જો કદી સાંભળું કે તમે-”

“ જો હું મરૂં તો? ”

“ અનુમતિ આપો, ચિતા શય્યા ગ્રહણ કરૂં. ”

“ કરજે. ”

એ વખતે એક સન્યાસીએ આવી કહ્યું, પાટલિપુત્રથી એક ઘોડે-સ્વાર આવ્યો છે, તે આ વીંટી યુવરાજને આપવાનું કહે છે. યુવરાજ

વીંટી હાથમાં લઇ ધ્રુજવા લાગ્યો. અમંગળના સંદેહથી અરૂણાદેવીએ યુવરાજનો હાથ પકડી પૂછ્યું, " શું છે ? "

યુવરાજે વ્યગ્ર થઇ કહ્યું, " અમંગળની સૂચના, ચાલ બહાર જઇએ. "

બધા બહાર આવ્યા તો તેમને જણાયું કે એક પરસેવાથી રેબઝેબ થઈ ગયેલો ઘોડેસ્વાર ઉભો છે, ઘોડેસ્વારે યુવરાજને નમન કરી કહ્યું, " કુમાર હર્ષગુપ્તે વીંટી મોકલી છે, તેણે કહ્યું છે કે ભારે અનર્થ થયો છે. મહામંત્રી મહારાજાધિરાજની આજ્ઞાથી માંડલા ગયા છે. આપ કાલે પહેલા પહોરમાં સભામંડપમાં હાજર નહિ રહો તો ભારે મુશ્કેલી ઉભી થશે. "

સ્કન્દગુપ્તે પૂછ્યું, " શું થયું છે તે કહી શકશે ? "

" ના, દેવ. તોપણ કુમાર અત્યન્ત ઉત્તેજિત થઇ ગયા છે. "

" હર્ષ, ગાંડો છે. તું વિસામો લે, હું બપોર પછી પાછો ફરીશ. "

બપોર પછી અરૂણા અને સ્કન્દગુપ્તે મંદિરમાં પ્રવેશ કર્યો, બન્ધુવર્મા મંડપમાં પ્રતીહારરૂપે ઉભો રહ્યો. મંદિરમાં જઇ યુવરાજે કહ્યું, " વળી વિદાય. "

આંખોમાંનાં આંસુ છુપાવવા માટે અરૂણાએ નીચું જોયું. યુવરાજે કહ્યું, " અરૂ, કદીપણ તને હું અડકયો નથી, આજે સ્પર્શ કરૂં ? " અરૂણા ધીરે ધીરે આગળ આવી. બહુ ક્ષણ વીત્યા પછી આલિંગન છોડી બંને બહાર આવ્યાં. યુવરાજે પોતાની આંગળીમાંથી હીરાની વીંટી અરૂણાદેવીની આંગળીમાં પહેરાવી દીધી, એજ વખતે કુમાર હર્ષગુપ્તે ઉતાવળે પગલે પ્રવેશ કરી કહ્યું, " ભાઈ, ચાલો, કુળનું ગૌરવ રાખવા માટે દેવધરે મને લાગે છે કે આત્મબળિદાન આપ્યું હશે."

# પ્રકરણ ૧૫ મું

## કુલીનકુળનું ગૌરવ.

યુવરાજ પાસેથી રજા લઇ દેવધર પાલખીમાં બેસી રોહિતાશ્વ દુર્ગના અધિપતિ જયધવલદેવનાં ઘર તરફ ચાલ્યો. યુવરાજ ભટ્ટારક-પાદીય જયધવલ, પ્રસિદ્ધધવલ વંશનો મહાનાયક છે, તે સામ્રાજ્યના મોટા કિલ્લાઓમાંના એક રોહિતાશ્વ દુર્ગનો અધિપતિ અને ગોડ તથા બંગાળાનો એક મોટો જમીનદાર છે. ધનમાં, મનમાં, અને પ્રતાપમાં જયધવલદેવ મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત કરતાં ઓછો નથી. પાટલિપુત્રમાં દક્ષિણ દરવાજા પાસે તેનું મ્હોટું મકાન હતું, મહા-નાયક ગ્રીષ્મઋતુમાં રોહિતાશ્વ અને હેમન્તઋતુમાં પાટલિપુત્રમાં રહેતા હતા.

મકાન પાસે પાલખી આવી પહોંચી એટલે જયધવલના નોક-રોએ પાલખીમાંના માણસનું નામ સાંભળી મકાનનાં વિશાળ પગ-થિઆંપર મૂલ્યવાન જાજમ પાથરી. છત્ર, ચામર અને સુગંધિત પાણી લઇ નોકરો દોડી આવ્યા,-એક નોકર સુગંધિત પાણી નાખતો નાખતો આગળ આવ્યો. દેવધર પાલખીમાંથી ઉતર્યો, તેનાં માથાંપર છત્ર ધર્યું, બે નોકરો તેને પંખો કરવા લાગ્યા. મકાનને બીજે માળે વૃદ્ધ મહાનાયક જયધવલદેવ દેવધરની વાટ જોતા હતા, દેવધરે ઓરડામાં પ્રવેશ કર્યો કે તરત વૃદ્ધે આગળ આવી તેને આલિંગન કર્યું. દેવધરને પ્રણામ કરવા જેટલો પણ વખત મળ્યો નહિ. વૃદ્ધ મહાનાયકે કહ્યું, " પુત્ર, અપરાધ ગ્રહણ કરીશ નહિ. હું પણ યુવાવસ્થામાં યોદ્ધા હતો, યુદ્ધ કોને કહે છે તે હું હજુ વિસરી ગયો નથી, યુવરાજ સ્કન્દગુપ્ત અને તેના સાત સાથીઓનો યશ ત્રણે ભુવનમાં જાહેર થયો છે. અમિયા તારીજ

છે. યોગ્યપાત્રને કન્યા સોંપી હું મારી જાતને સફળ માનીશ, ચન્દ્રધરના પુત્રના હાથમાં કન્યા સોંપવાથી ધવલવંશ પોતાને ધન્ય માનશે."

ઘણી મહેનતે આલિંગન મુક્ત થઇ દેવધરે તેને પ્રણામ કર્યા. વૃદ્ધ મહાનાયકે એક છડીદારને માળા અને ચંદન લાવવાની આજ્ઞા કરી અને એક બીજાને અમિયાદેવીને બોલાવી લાવવાનું કહ્યું. દેવધરે વિસ્મય પામી પૂછ્યું, "પિતા, માળા ?"

વૃદ્ધ યોદ્ધાએ હસીને કહ્યું, "પુત્ર, ક્ષત્રિયના વિવાહમાં વાર લગાડવી જોઇએ નહિ, તેમાં પણ અત્યારે મહાયુદ્ધ ચાલે છે, ત્યારે તો જેમ બને તેમ જલદી વિવાહ થઇ જવો જોઇએ."

"બન્ધુ-બાંધવ સગાંવહાલાં ?"

"હમણાં ગાન્ધર્વ વિવાહ કરી નાખીએ, બ્રહ્મવિવાહની ક્રિયા પછી થશે."

દેવધર શરમથી નીચું જોઇ ઉભો રહ્યો, વૃદ્ધે બોલવું શરૂ કર્યું, "પુત્ર, હૂણ-યુદ્ધ એક વરસમાં પૂરૂં થાય તેમ નથી, જલદી સીમા તરફ લડાઇ આરંભાશે. અગ્નિગુપ્તે પ્રભુની સેવામાં જીવ આપ્યો છે. વૃદ્ધાવસ્થાએ મને કબજે કર્યો ન હોત તો હું પણ પાટલિપુત્ર જાત. ચન્દ્રગુપ્ત અને ધ્રુવસ્વામીનીની માફક વૃદ્ધ જયધવલનો યશ તેની સાથે લોપાઇ ગયો છે-"

"મેં સાંભળ્યું છે."

"કોની પાસેથી ?"

"પિતામહ મહા મંત્રી પાસેથી."

"દામોદર છે ખરો ! હું વિચાર કરૂં છું કે વીરધવલને આ વરસ કપિશા મોકલીશ. વિવાહ થઈ ગયા બાદ તેને તારા હાથમાં સોંપીશ. મને વિશ્વાસ છે કે બાળક વીરધવલ એક દિવસ તમારી

પડખે ઉભો રહી શતદ્રુનાં યુદ્ધના જેવાં મહાયુદ્ધમાં ધવલવંશની કીર્તિ વધારશે ? ”

એ વખતે એક છડીદારે આવી કહ્યું, “ દેવ, મહાનાયિકા અને અમિયાદેવી ધવલેશ્વરનાં મંદિરમાં પૂજા કરે છે. ” તે સાંભળી વૃદ્ધે કહ્યું, “ બહુ સારી વાત, પુત્ર, ચાલ દેવમંદિરમાં કન્યાદાન આપીશ. ”

વૃદ્ધની સાથે દેવધર ધવલવંશના મહેલનાં અંતઃપુર તરફ ચાલ્યો. પૂજા પૂરી કરી મહાનાયિકા કન્યાનો હાથ પકડી બહાર આવ્યાં. દેવધરે ભવિષ્યની સાસુને પ્રણામ કર્યા. મંદિરમાં શિવલિંગનો સ્પર્શ કરી વૃદ્ધ મહાનાયકે કન્યાદાન આપ્યું. પુરોહિત આવ્યો, વિવાહનો દિવસ નક્કી થયો. ત્રણ દિવસ પછી વિવાહ ઠર્યો, વિવાહ થતાં સુધી અમિયાદેવી પિતાના ઘરમાં રહેવાની હતી, પછી મહાનાયિકા અને પુરોહિત ચાલ્યાં ગયાં, મંદિરમાં વરકન્યાએ માળા બદલી, દેવધરે મૂલ્યવાન હાર પોતાના ગળામાંથી પત્નિનાં ગળામાં પહેરાવી દીધો, અમિયાદેવી શરમાઈ ગઇ, કારણ કે તેણે પૂજા કરતી પહેલાં નહાતી વખતે બધા અલંકાર ઉતારી નાખ્યા હતા. દેવધરે મશ્કરી કરી કહ્યું, “ અમિયા, મને કંઇ યાદગીરી દાખલ નહિ આપે ? ”

અમિયાદેવીએ કહ્યું, “ સ્વામિ નાહતી વખતે મેં મારા બધા અલંકાર ઉતારી નાખ્યા છે, શું આપું ? શું આપું ? ”

“ વાળની એક લટ આપ, ગળામાં પહેરીશ. ”

“ અહિં તો કંઈ હથિઆર નથી, આપની તરવાર મને આપો. ”

“ કેમ ? ”

“ વાળની લટ કાપી આપું. ”

દેવધરે તરવાર બહાર કાઢી, અમિયાદેવીએ પોતાના પગ સુધી લંબાયલા વાળોમાંથી એક લટ કાપી પતિના હાથમાં આપી દેવધરે

તે માળાની પેઠે ગળામાં પહેરી. અમિયાદેવી અને મહાનાયક જયધવલ પાસેથી રજા લઈ દેવધર ઘર તરફ ચાલ્યો, રસ્તાપર દક્ષિણ અને રાજગૃહના દરવાજાના માર્ગોના સંધિસ્થળે પાલખી અટકી. અસંખ્ય છડીદાર અને પ્રતિહારોથી વીંટાયલી એક પાલખીએ રસ્તાપર જતા અસંખ્ય રથો, ઘોડાઓ, હાથીઓ, ઉંટો અને પાલખીઓને અટકાવેલ છે, દેવધરે વિસ્મય પામી એક પાલખી ઉપાડનારે પૂછ્યું, " પાલખી કોની છે ? "

વાહકે કહ્યું, " દેવ, કહી શકાય તેમ નથી. "

" એ શું રાજમહેલની પાલખી છે ? "

" ના. "

" ત્યારે કોની પાલખીએ દિવસે પાટલિપુત્રનો રાજમાર્ગ રોક્યો છે ? "

રસ્તાની બાજુએથી એક માણસ બોલ્યો, " મહાનાયિકા મદનિકાની પાલખીએ. "

દેવધરે વિસ્મય પામી પૂછ્યું, " મહાનાયિકા મદનિકા ? કોની સ્ત્રી ? "

નાગરિકે કહ્યું, " તેની તો ખબર નથી ? "

અર્ધી ઘડી વીતી ગઇ તોપણ પાલખી ઉપડી નહિ, તે જોઈ દેવધર પાલખીપરથી ઉતરી પેલી પાલખી તરફ જવા લાગ્યો. થોડે દૂર ગયા પછી એક છડીદારે તેને અડકાવ્યો. દેવધરે તેને પૂછ્યું, " બાપુ, આ કોની પાલખી છે તે જાણે છે ? "

" મહાનાયિકા કોની પત્ની છે ? "

" મહાનાયિકા હજુ કુંવારાં છે. "

" તે કયા મહાનાયકનાં કન્યા છે ? "

વાટવનિતા મદનિકા કોની કન્યા છે તે તેની મા પણ જાણતી નહોતી, તેથી પ્રતીહાર નીચું મ્હોં કરી વિચારવા લાગ્યો, તે જોઈ રસ્તાપરના એક બીજા નાગરિકે દેવધરનાં લુગડાં ખેંચ્યાં, દેવધર ખેંચાઇ પ્રતીહાર પાસેથી દૂર જતો રહ્યો. નાગરિકે પૂછ્યું, "મહાશય, આપ કેટલા દિવસ થયાં પાટલિપુત્રમાં આવ્યા છો?"

દેવધરે અત્યંત વિસ્મય પામી કહ્યું, "ભાઇ, હું વિદેશી જેવો જણાઉં છું?"

"ના, પરંતુ કોઇ પણ પાટલિપુત્ર વાસી મદનિકા કોણ? એ પ્રશ્ન પૂછત નહિ."

"કેમ?"

"મને લાગે છે કે આપ ઘણા દિવસ થયાં પરદેશમાં હશો?"

"ઘણા દિવસતો નહિ તોપણ થોડા દિવસતો ખરૂં."

"મદનિકા મહારાજાધિરાજનાં સાસુ મહાનાયિકા ઇન્દ્રલેખા દેવીનાં સખી છે."

"સમજાયું, પાટલિપુત્રમાંની સમસ્ત વેશ્યાઓ અત્યારે મહાનાયિકા થઇ છે?"

"બધી તો નહિ, પણ એ ચાર થઇ છે."

"મહાનાયિકા રાજમાર્ગના સંધિસ્થળે શું કરે છે?"

"પહેલાંની ઓળખાણવાળી પાનવાળી સાથે વાત કરે છે."

"તે માટે રાજમાર્ગપર જવા આવવાની બંધી શા માટે?"

"મહાનાયિકાની આજ્ઞા."

એક ક્ષણમાં દેવધરનું શાંત મુખમંડલ ક્રોધથી લાલચોળ બની ગયું, તે ઉતાવળે પગલે પાલખી તરફ ગયો અને બૂમ પાડી કહ્યું કે, "પાલખી દૂર લઈ જાવ."

પૂર્વોક્ત પ્રતીહારે દેવધર પાસે આવી કહ્યું, " મહાશય, બૂમો કેમ પાડો છો, મહાનાયિકા ગુસ્સે થશે."

" મહાનાયિકા ગુસ્સે થાય તેથી મને કંઈ નુકસાન થવાનું નથી, પાલખી દૂર લઇ જવાનું કહે."

" કેમ ? "

" રસ્તો રોકાયો છે."

" તારા જેવા માણસની આજ્ઞાથી મહાનાયિકા મદનિકા દેવીની પાલખી દૂર થશે નહિ. સુખી થવા ઇચ્છતો હોયતો દૂર જતો રહે."

ક્રોધથી ઉન્મત થઈ દેવધરે ફરીથી બૂમ પાડી, " પાલખી દૂર લઈજા, રસ્તો છોડી દે."

પેલા પ્રતીહારે મશ્કરી કરી કહ્યું, " કોની આજ્ઞાથી ? "

" મહાનાયક ગુલ્માધિકૃત દેવધરની આજ્ઞાથી."

નામ સાંભળી પ્રતીહાર ત્રણ હાથ પાછળ હઠી ગયો અને નમન કરી કહેવા લાગ્યો, " દેવ, અપરાધ ક્ષમા કરો, હું મહાનાયિકાને આપનાં આગમનની ખબર આપું છું."

તેનો વિનય જોઇ દેવધરનો ક્રોધ જરા ઓછો થયો, તેણે કહ્યું, " આગમનની ખબર આપવાની જરૂર નથી, રસ્તો છોડવાનું કહે."

પ્રતીહાર ધીરે ધીરે પાલખી તરફ ચાલ્યો. થોડીવાર પછી પાલખીમાંથી ગુસ્સાભેર મદનિકા બોલી ઉઠી, " રસ્તો નહિ છોડું. મારી ઇચ્છા હશે ત્યાં સુધી અહિં બેસી રહીશ, જો કોઇમાં તાકાત હોયતો મને તેમ કરતી અટકાવે."

દેવધરની ક્રોધાગ્નિ ફરીથી સળગી ઉઠી, તેણે તીવ્ર સ્વરે કહ્યું, " જો સારૂં ઇચ્છતો હો તો જલદી રસ્તો છોડી દો."

મદિરાથી વિહ્વળ બની ગયેલી મદનિકા પાલખીમાંથી બહાર

આવી, તેને જોઈ નાગરિકો બીકના માર્યા જતા રહ્યા. તે દેવધર તરફ ડોલતી ડોલતી આગળ વધી અને કહેવા લાગી. " તું તારા મનમાં શું ધારે છે? તને શું જીવ વહાલો નથી? તું જાણે છે કે હું તને કુતરાં પાસે ફાડી ખવડાવી શકું છું?"

દેવધરે ધીરે ધીરે કહ્યું, " જો સુખી થવા ઇચ્છતાં હો તો રસ્તો છોડી દૂર જાય."

" આ રસ્તો શું તારા બાપની મિલ્કત છે?"

" મદનિકા, દારૂએ તારી બુદ્ધિ ફેરવી નાખી છે, ખસી જા, દૂર જતી રહે."

" દારૂ પીને તારી પીતામહીની બુદ્ધિ ફરી ગઇ હશે."

" તું સાધારણ ગણિકા છે, સાવચેત રહે."

" તારી મા વેશ્યા, પિતામહી વેસ્યા, પ્રપિતામહી વેસ્યા. હું વેસ્યા છું?"

દેવધરની પાછળથી એક તેના પાલખી ઉપાડનારે મદનિકા પર હુમલો કરી તેને ધૂળ ભેગી કરી મદનિકાના પ્રતીહારોએ તેનાપર હલ્લો કર્યો, એટલે હથિઆર વિનાના વાહકનાં રક્ષણ માટે દેવધરે તરવાર ખેંચી. છડીદારો અને પ્રતીહારો હથિઆરબંધ હતા અને દેવધરની પાલખી ઉપાડનારા હથિઆર વિનાના હતા તેથી થોડીવારમાં હાર્યા. દેવધર તેની આગળ ઉભો રહી મદનિકાના પ્રતીહારોને અટકાવતો હતો એ જોઈ બધાઓએ તેનાપર હુમલો કર્યો. હથિઆરોનો ખડખડાટ સાંભળી રસ્તો માણસો વિનાનો થઇ ગયો. વીસ છડીદારો અને પ્રતીહારોએ અસહાય દેવધરપર હલ્લો કર્યો અને દૂર ઉભી ઉભી મદનિકા તેને ઉતેજન આપવા લાગી. દેવધર બધું સમજી એક મકાનની દિવાલે પીઠ અડકાડી પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કરતો હતો, તેની પા-

લખી ઉપાડનારા નાસી ગયા હતા. અકસ્માત દૂર ઘોડેસ્વારોનાં પગલાં સંભળાયાં, મદનિકાના અનુચરો બી જઈ હથિઆર ચલાવતા અટક્યા, બીજી ક્ષણે સોએક ઘોડેસ્વારો સાથે કુમાર હર્ષગુપ્તે આવી તેઓને ઘેર્યા. મુહુર્ત્ત માત્રમાં છડીદારો અને પ્રતીહારો ઘવાયા અને બંદીવાન બન્યા, મદનિકા નાસવાની તૈયારી કરતી હતી, એક ઘોડેસ્વારે તેના વાળો પકડી લાતો મારી, તે બૂમો પાડતી પાડતી પડી ગઇ. તે જોઇ દેવધરે કહ્યું, " તેને છોડી દો."

હર્ષગુપ્તે કહ્યું, " એમ સહજમાં છોડી નહિ દેવાય."

" ત્યારે શું કરશો ?"

" જો."

કુમારની આજ્ઞાથી ઘોડેસ્વારોએ મદનિકાને તેની પાલખીમાં બાંધી અને લાતોથી તેની પીઠ છોલી નાખી, પછી તેનું બંધન છોડી નાખ્યું. અધમુઇ બનેલી ગણિકા છુટી નાસી ગઇ. પછી દેવધરે હર્ષ-ગુપ્તને પૂછ્યું, " કુમાર તમે ક્યાં જતા હતા ?"

હર્ષગુપ્તે કહ્યું, " મહેલમાં જતો હતો, રસ્તામાં તમારા માણ-સોએ આવી તમારી સ્થિતિ જણાવી."

" મદનિકા કોણ છે એ જાણો છો ?"

" જાણું છું. તે ઇન્દ્રલેખાની સખી છે."

" આજનો બનાવ અહિંજ પૂરો થવાનો નથી."

" નિશ્ચિંત રહેજો, હું ગોવિન્દગુપ્તનો પુત્ર છું, બીજા ચંદ્રગુપ્તનો પૌત્ર છું, તમે ઘેર જાઓ પરંતુ રસ્તામાં એકલા બહાર નીકળશો નહિ."

" કેમ ?

" ભાઇ આવે એટલે કહીશ, આજે પિતામહ પણ નગરમાં નથી. દેવધર પ્રતિજ્ઞા કરો."

" શા માટે કુમાર, શી બીક છે ? "

" કોણ જાણે ભાઈ, પાટલિપુત્રનો વિશ્વાસ આવતો નથી. જે સ્થાને દીવસના પ્રકાશમાં જાહેર રીતે ગણિકાના અનુચરો સામ્રાજ્યના મહાનાયકોપર હલ્લો કરે, ત્યાં હંમેશાં સાવચેત રહેવું એજ ઉચિત છે."

" સારૂં વચન આપું છું કે યુવરાજ નહિ આવે ત્યાં સુધી એકલો શહેરમાં નહિ નીકળું. "

દેવધર પાલખીપર બેસી ઘેર આવ્યો. દિવસનો ત્રીજો પહોર વીત્યો એટલે એક નોકરે સુતેલા દેવધરને જગાડી જણાવ્યું કે મહાપ્રતીહારની આજ્ઞાથી એક સિપાઇ આપને બંદી કરવા આવ્યો છે. દેવધરે નવાઇ પામી નોકરને પૂછ્યું, " સિપાઇ ? બંદી કરવા ? "

દાસે કહ્યું, " હા પ્રભુ. "

" કોને ? "

" આપને ? "

" મને ? તું ખોટું સમજ્યો લાગે છે. "

" દેવ, સિપાઇએ કહ્યું છે કે મહાપ્રતીહારની આજ્ઞાથી તે આપને બંદી કરવા આવ્યો છે. "

" જુઠું, તું તેને બીજી વખત પૂછી આવ. "

દાસ નમન કરી ચાલ્યો ગયો અને થોડીવાર પછી પાછા આવી કહ્યું, " દેવ, ચૌરોદ્ધરણિક આપને મળવા માગે છે. "

દેવધરે ચૌરોદ્ધરણિકને પોતાની પાસે લાવવાનું કહ્યું, પોતે પથારીમાંથી ઉઠયો. થોડીજવારમાં દાસ ચૌરોદ્ધરણિક સાથે આવી પહોંચ્યો, અને દેવધરને નમન કરી નીચું મ્હોં રાખી ઉભો રહ્યો. દેવધરે તેને કહ્યું, " તમે ચૌરોદ્ધરણિ છો ? "

તેણે શરમાઇ જઇ કહ્યું, " હા, પ્રભુ. "

" મહાપ્રતીહારની આજ્ઞાથી મને બંદી કરવા આવ્યા છો ?"

" હા."

" તમે જાણો છો કે હું કોણ છું ?"

" હા, પ્રભુ."

" તમે જાણો છો કે સામાન્ય ચૌરોદ્ધિરણિકથી સામ્રાજ્યના મહાનાયકોનાં શરીરપર હાથ કરાય નહિ."

" જાણું છું."

" ત્યારે કેમ આવ્યા છો."

" મહાપ્રતીહારની આજ્ઞાથી."

" તમે જાણો છો કે સ્વયં મહાપ્રતીહાર પણ મહામુદ્રાવાળા કાગળ સિવાય મને પકડી શકે નહિ ?"

" દેવ, હું દસ વર્ષ થયાં રાજ્યમાં નોકરી કરૂં છું, તેથી સામ્રાજ્યની પ્રાચીન રીત મેં મહાપ્રતીહારને કહી હતી."

" શિવનન્દી તો હૂણ–યુદ્ધમાં છે, નવો મહાપ્રતીહાર કોણ છે ?"

" અક્ષયનાગનો પુત્ર ભવરૂદ્ર."

" નવા મહાપ્રતીહારને કહેજો કે મહાનાયક દેવધરનું ઘર કંઇ કલાલ બજાર નથી."

"ચૌરોદ્ધરણિક (ચોર પકડનાર) નમન કરી ચાલ્યો ગયો. દેવધર વિવાહની તૈયારી કરવા લાગ્યો. થોડીવાર પછી અનુચરે આવી નમન કરી કહ્યું, " દેવ નગરના મહાપ્રતીહાર આપને મળવા ઇચ્છે છે."

દેવધરે વિસ્મયપૂર્વક કહ્યું, " શું કહ્યું ? મહાપ્રતીહાર !"

અનુચરે કહ્યું, " હા પ્રભુ ! સૌથી વધુ છડીદારો અને પ્રતીહારોએ ઘર ઘેરી લીધું છે."

" ઘરમાં કેટલા યોદ્ધાઓ છે."

" બસોથી વધુ."

" તેઓને તૈયાર થઈ મંડપમાં આવવાનું કહે."

અનુચર નમન કરી ચાલ્યો ગયો, થોડીવાર પછી અઢીસો બખ્તર બંધ યોદ્ધાઓ સાથે દેવધરે મંડપમાં પ્રવેશ કર્યો. મંડપમાં સુખાસન પાસે નવીન મહાપ્રતીહાર ભવરૂદ્ર તેની વાટ જોતો હતો. કલાસના પુત્રે દેવધરને જોઈ પૂછ્યું, " આપ શું મહાનાયક ગુલ્માધિકૃત દેવધર ?"

" હા."

" આપને માટે મહામુદ્રાવાળો આજ્ઞા પત્ર લાવ્યો છું."

દેવધરે તરવાર ઉંચાડી કરી, તેની સાથે અઢીસો તરવાર ખુલ્લી થઈ, ભવરૂદ્રે એક છડીદારના હાથમાંથી રૂપાનો દાબડો લીધો. તરવાર માથે અડકાડી દેવધરે દાબડામાંથી ભોજપત્રમાં લખેલો પત્ર લીધો, એટલે તેના અઢીસો અનુચરોએ રાજાની મુદ્રાને નમન કર્યું. પત્રમાં લખ્યું હતું;—

" મહાનાયક ગુલ્માધિકૃત દેવધરે મહાનાયિકા મદનિકાને જાહેરમાં રાજમાર્ગ પર અપમાન આપ્યું, અને કલંકિત કર્યા છે. મહાપ્રતીહાર ચન્દ્રધરના પુત્ર દેવધરને આ આજ્ઞા પત્ર મળતાંજ બંદી કરી કેદખાનામાં લાવશે અને આવતી કાલે સવારમાં ન્યાય માટે સભા મંડપમાં ઉભા કરશે. **स्वहस्तायं मम महाराजाधिराजस्य श्री कुमारगुप्तस्य.** સંવત્ ૧૨૬ ભાદ્રપદ દિને ૭."

આજ્ઞાપદ વાંચી દેવધરનું મ્હોં લાલચોળ થઇ ગયું, થોડીવાર પછી શાંત થઇ તેણે મહાપ્રતીહારને કહ્યું, " મહાપ્રતીહાર, મહારાજાધિરાજની આજ્ઞા શિર પર ચઢાવું છું, પરંતુ હું સામ્રાજ્યનો મહા નાયક છું, ન્યાય આપ્યા પહેલાં આર્ય સમુદ્રગુપ્તની નીતિ મુજબ

કોઇપણ મહાનાયકને કેદખાનામાં નાખી શકાય નહિ. આપ પધારો, હું સવારમાં મંડપમાં હાજર રહીશ."

ભવરૂદ્રે કહ્યું, "પટ્ટમહાદેવીની આજ્ઞા છે કે અત્યારે જ તમને કેદખાનામાં લઇ જવા."

"પટ્ટમહાદેવીને કહેજો કે ગુપ્ત સામ્રાજ્યમાં રાષ્ટ્રનીતિ વિરૂદ્ધની આજ્ઞા પળાતી નથી."

"પટ્ટમહાદેવીએ કહ્યું છે કે આપ તાબે નહિ થાવ તો બળ-પૂર્વક કેદખાનામાં લઈ જવા પડશે."

"કલાલ-પુત્ર, સાવચેતી રાખ, પાછળ વક્ષુ અને શતદ્રુતીરનાં યુદ્ધના અઢીસો લડવૈયાઓ તૈયાર ઉભા છે. બળ પ્રયોગ કરશો તો તમારૂં શરીર સો ભાગમાં છુટું પડી ગંગામાંનાં જળચર પ્રાણીઓનો ભક્ષ બનશે." દેવધરનું વચન પૂરૂં થાય તે પહેલાં પાછળથી અઢીસો તરવારોનો ખડખડાટ થયો. મુશ્કેલી સમજી કલાલનો પુત્ર નમન કરી ચાલ્યો ગયો. દેવધર થોડીવાર ત્યાંજ દિગ્મૂઢ બની ઉભો રહ્યો. ત્યારબાદ ત્રણ સૈનિકોને બોલાવી કહ્યું,"પ્રિયનન્દિ, તમે આ વાળની લટ લઇ રોહિતાશ્વના અધિપતિ મહાનાયક જયધવલદેવને ઘેર જાવ, તેની કન્યા અમિયાદેવીના હાથમાં આ આપજો." દેવધરે ગળામાં સોનાની સાંકળી સાથે બાંધેલી કાળી ભમર જેવી લટ લઈ સૈનિકના હાથમાં આપી, સૈનિક નમન કરી ચાલ્યો ગયો. પછી દેવધરે બીજા સૈનિકને જમણા હાથની આંગળીમાંથી એક વીંટી કહાડી આપી અને કહ્યું, "તું આ મહાકુમાર હર્ષગુપ્તને આપજે." બીજો સૈનિક ચાલ્યો ગયો, દેવધરે મ્યાનમાંથી તુટેલી તરવાર કાઢી ત્રીજા સૈનિકને આપી અને કહ્યું, "આ તરવાર શતદ્રુતીરનાં પ્રખ્યાત યુદ્ધમાં યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તે વાપરેલી હતી, યુવરાજ નગરમાં આવે એટલે આ તરવાર તેને

આપજે." સૈનિક વિસ્મયતા પૂર્વક તેના સામું જોઇ રહ્યો, દેવધરે બાકી રહેલા સૈનિકોને કહ્યું, "બંધુઓ, સુખમાં અને દુઃખમાં ઘણા દિવસ થયાં તમે મારા સાથી તરીકે રહ્યા છો, તમે વંશપરંપરાથી ધરવંશનું મંગળ ચાહનારા છો. આજે ધરવંશ લોપાઈ જશે. સાધારણ ગણિકા જાહેર રીતે રાજમાર્ગ પર અયોગ્ય રીતે માતાના નામ પર કલંક લગાડતી હતી, તે માટે શતદ્રુતીરના વીરોએ તેને માર માર્યો. તે અપરાધને માટે સો વર્ષની સેવા ભૂલી જઈ પરમેશ્વર પરમ ભટ્ટારક મહારાજાધિરાજે ચન્દ્રધરના પુત્રને કેદખાનામાં નાખવાનો હુકમ કર્યો છે. ચન્દ્રગુપ્તનો પુત્ર સિપ્રા અને શુભ્રમતીના કાંઠાપરનાં ચન્દ્રધરનાં કાર્યો વિસરી ગયો છે. ગણિકાને જોઇ ગણિકાના કહેવાથી ચન્દ્રધરના પુત્રને સાધારણ લુટારાની માફક કેદખાનામાં નાખવાનો આદેશ કરે છે. બંધુઓ, હવે ઉત્તરાપથમાં ધરવંશની જરૂર નથી, આજે લાંબા સમયથી ચાલતી આવેલી રીત મુજબ ધરવંશનો અમલ-મેલ વિનાનો યશ કાળો થતો અટકાવીશ. ઉત્સવની તૈયારી કરો.—"

દેવધરનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં બારણાં જોરથી ઉઘડી ગયાં, કુમાર હર્ષગુપ્તે દોડતાં આવી દેવધરને આલિંગન કર્યું અને ગળગળા અવાજે કહ્યું, "દેવધર શું થયું છે, પિતાએ આપેલી વીંટી શા માટે પાછી મોકલી?"

હર્ષગુપ્તને આલિંગન કરી દેવધરે કહ્યું, "હર્ષ, ભાઇ, આજે હવે કુમાર કહી તને દુઃખ આપીશ નહિ. વીંટી મહારાજ-પુત્રને પહોચાડજે, અને કહેવરાવજે કે ચન્દ્રધરના પુત્રે વંશનું ગૌરવ રાખવા માટે લાંબા સમયથી ચાલતી આવેલી રીતનો આશ્રય લીધો છે."

"પણ થયું છે શું, દેવધર!"

"ભાઈ, મદનિકાનું અપમાન કર્યું માટે મહારાજે મને કેદમાં નાખવાનો હુકમ કર્યો છે, મહાપ્રતીહાર મને બંદી કરવા આવ્યો હતો,

તેને પાછો વાળ્યો છે. કાલે સવારમાં સભા મંડપમાં વારાંગનાને અપમાન કરવાનો આરોપ મારા પર મૂકાશે. સામ્રાજ્યના મહાનાયકોને ત્યાં હાજર રહેવાનું કહેજે."

"દેવધર, પિતામહ નથી-ભાઈ નથી—"

"તેમાં શું ભાઇ? તરવાર છે. કાલે સવારમાં મારૂં શબ મહારાજા પાસે લઇ જજો. પ્રતિજ્ઞા કરી છે કે સવારમાં હું સભા મંડપમાં હાજર થઇશ, માટે મારી પ્રતિજ્ઞાનું રક્ષણ કરજે."

"દેવધર, ભાઈ સન્ધ્યાકાળ પહેલાં પાછા ફરશે, થોડીવાર વાટ જો."

"કેમ? ભાઇ, સ્કન્દ શું કરશે? આજે ગણિકાની કન્યા સામ્રાજ્યની પટ્ટમહાદેવી છે, ગણિકાનો જમાઇ ગણિકાનાં અપમાનની માફી આપશે નહિ, યોદ્ધાઓનો આધાર આંસુ પર નથી, તરવાર પર છે."

"દેવધર, વિનંતિ કરૂં છું કે થોડી વાર થોભ, એક ઘડી થોભી જા."

હર્ષગુપ્ત દોડતો દોડતો બહાર નીકળ્યો. સન્ધ્યાના આરંભમાં ચન્દ્રધરનો વિશાળ મહેલ રોશનીથી ઝગઝળિત થઇ ગયો, ફુલની માળાઓથી શોભતા મંડપમાં નૃત્ય-ગીતનો આરંભ થયો. અનુચરોની વચમાં દેવધર બેઠો. એ વખતે બે બંધ પાલખીઓ ચન્દ્રધરના મકાન પાસે આવી પહોંચી, પહેલી પાલખીમાંથી એક એંસી વર્ષનો ડોસો અને બીજી પાલખીમાંથી એક સોળ વરસની રૂપવાન કન્યા ઉતરી. બંનેએ મકાનમાં પ્રવેશ કર્યો. તેઓ મંડપમાં આવ્યાં એટલે દેવધર ચમકી બેઠક પર ઉભો થયો. અને ગળગળા અવાજે બોલ્યો, "અમિયા—જયધવલદેવ?" વૃદ્ધ મહાનાયક જયધવલ કન્યાનો

હાથ ઝાલી સુખાસન પાસે આવી બોલ્યા, "દેવધર, તું ચન્દ્રધરનો પુત્ર છે માટે તને ક્ષમા કરૂં છું નહિ તો પ્રસિદ્ધ ધવલવંશનું અપમાન—"

દેવધરે વિસ્મય પામી પૂછ્યું, "દેવ–અપમાન—"

"અમિયાના વાળની લટ કેમ મોકલી દીધી?"

"દેવ, રસ્તાપર ગણિકાને મ્હોંએ—"

"બધું સાંભળ્યું છે. પુત્ર, ધવલવંશની કન્યા ગણિકા નથી, જયધવલે જે કન્યાનું સવારમાં ધવલેશ્વરની સન્મુખ દાન આપ્યું છે, તેજ કન્યા સન્ધ્યાકાળે પાછી લેવા ઇચ્છતો નથી–લઇ શકતો નથી.—"

"પરંતુ–દેવ—"

"પુત્ર, લાંબા સમયથી ચાલતી આવેલી રીતિ કંઇ ધરવંશજ જાણે છે એમ સમજીશ નહિ. ચન્દ્રધરનો પુત્ર જેને સહજ માને છે, તેને જયધવલની કન્યા પણ અતિ સહજ માનશે."

"અમિયા–"

આંસુની ધારથી દેવધરના ગાલો પલળી ગયા, શોકથી તેનું ગળું રૂંધાઇ ગયું, તેણે ધીરે ધીરે હાથો પહોળા કર્યા, ધવલવંશની કન્યા પતિને ભેટી. નાચનારીઓ મંગળધ્વનિ કરવા લાગી, યોદ્ધાઓ જય-ધ્વનિ કરવા લાગ્યા, વૃદ્ધ મહાનાયક મ્હોં ફેરવી આંસુ લૂછવા લાગ્યો.

ખડખડાટ કરતાં બારણાં ઉઘડયાં, કુમાર હર્ષગુપ્ત વંટોળિઆની માફક મંડપમાં આવ્યો, પરંતુ રસ્તા વચ્ચે સ્તબ્ધ થઈ ઉભો રહ્યો, તે જોઇ લગાર હાસ્ય કરી દેવધરે કહ્યું, "હર્ષ, આજે મારો વિવાહ છે." હર્ષગુપ્ત થોડીવાર સ્તબ્ધ થઈ ઉભો રહ્યો, પછી ધીરે ધીરે દેવધરને કહેવા લાગ્યો, "દેવધર, મારી એક માગણી સ્વીકારશે?"

શાંતવદને દેવધરે કહ્યું, "ભાઇ તને આપવા જેવું શું નથી? કહે શું જોઇએ?"

"બીજા પહોર સુધી વાટ જો, હું જાતે વાસુદેવ મંદિરે જાઉં છું."

" વારૂ, વાટ જોઈશ. " કુમાર હર્ષગુપ્તે બીજી વખત મંડપનો ત્યાગ કર્યો.

" વળી નાચ-ગાન શરૂ થયાં, કન્યા અને જમાઇને સુખાસન પર બેસાડી મહાનાયક જયધવલદેવ દૂરનાં આસનપર બેઠાં. જોતજોતામાં રાતનો પહેલો પહોર પૂરો થયો. શહેરના દરવાજાપર બીજા પહોરનાં મંગળવાદ્યો વાગવા લાગ્યાં. તે સાંભળી દેવધર આસનપરથી ઉઠયો. જયધવલે પૂછ્યું, " પુત્ર વખત થયો છે ? "

દેવધરે કહ્યું, " હા પિતા. "

વૃદ્ધે પોતાના કટિબંધમાંથી તીક્ષ્ણધારવાળી છરી કાઢી કન્યાના હાથમાં મૂકી અને કહ્યું, " મા, કુળનાં ગૌરવનું રક્ષણ કર. "

હસતાં મ્હોંએ છરી લઇ અમિયાદેવીએ પોતાની મેળે હાથ અને પગની ધોળી નસો કાપી નાખી. દેવધરે તેજ છરી લઈ પોતાના હાથ અને પગની ધોળી નસો કાપી. ત્યારે એક વૃદ્ધ સૈનિકે કહ્યું, " દેવ, પરલોકમાં પ્રભુની સેવા કરવી પડશે, માટે અમે પણ અમારો ધર્મ વિસર્યા નથી. " દેવધરનાં ફીકાં મ્હોંપર હાસ્યની ક્ષીણરેખા જણાઈ, તેને કહ્યું, " જેવી તમારી મરજી. "

પ્રચંડ અવાજ કરતી અઢીસો તરવારે અઢીસો હૃદયો વીંધી નાખ્યાં, શતદ્રુતીરના અઢીસો સૈનિકોએ સ્વામીનું અનુકરણ કર્યું. જોતજોતામાં ગાઢ આલિંગનમાં બંધાઈ પતિ-પત્ની સુખાસનપર ઢળી પડયાં. રોશની હોલાવા આવી, અકસ્માત્ ભીષણ અવાજ કરતાં બારણાં ઉઘડયાં, સ્કન્દગુપ્ત અને હર્ષગુપ્ત વાવાઝોડાંની માફક ઓરડામાં ધસી આવ્યા. તેમણે ગળગળા અવાજે બૂમ પાડી, " દેવધર. "

સુખાસન પાસે ઉભેલા વૃદ્ધ મહાનાયક જયધવલે ક્ષીણ કંઠે કહ્યું, " ધીરે સ્કન્દગુપ્ત-ધીરે હર્ષગુપ્ત-કન્યા અને જમાઇ ઉંઘી ગયાં છે."



# ખંડ ૪ થો.

## ભસ્મ.

### પ્રકરણ ૧ લું

#### ન્યાય.

પ્રથમ ચન્દ્રગુપ્તે જ્યારે પાટલિપુત્રમાંથી શકજાતના મહાક્ષત્રપને હાંકી કાઢી ગુપ્તસામ્રાજ્યનું રાજસિંહાસન પાટલિપુત્રમાં સ્થાપ્યું ત્યારથી પહેલા કુમારગુપ્તના રાજ્યઅમલ સુધી કોઇએ આર્યપટ્ટપર ત્રીજું સિંહાસન મૂકેલું જોયું નહોતું. મહાનાયક દેવધરે દેહ તજ્યો તેને બીજે દિવસે પાટલિપુત્રના રહેવાશીએ આશ્ચર્ય પામી જોયું કે આર્યપટ્ટપર બેને બદલે ચાર સિંહાસનો મૂકેલાં છે. મહારાજા અને મહારાણી આસનપર બેઠાં ત્યારબાદ કુલીન વર્ગ અને સભાસદોએ નવાઈ પામી જોયું કે ગણિકા ઇન્દ્રલેખા અને ગણિકા મદનિકા બાકીનાં બે આસનો પર બેસે છે, વૈતાલિકોનાં ગીત પૂર્ણ થયા બાદ પટ્ટમહાદેવી, અનન્તાદેવીએ મહાપ્રતીહારને પૂછ્યું, "ભવરૂદ્ર, દુષ્ટ, પાપી દેવધર ક્યાં છે?" કલાલ-પુત્રે નમન કરી કહ્યું, "દેવિ, મહાનાયક ગુલ્માધિકૃત દેવધરે

મને કાલે કહ્યું હતું કે તેઓ આજે ન્યાય થતી વખતે સભામંડપમાં હાજર રહેશે. મને લાગે છે કે તેઓ મંડપની બહાર ઉભા હશે."

"બોલાવી લાવ."

"તે શું મારા બોલાવવાથી આવશે ?"

"કેમ નહિ આવે ?"

"તે સામ્રાજ્યના મહાનાયક છે, સામ્રાજ્યની પ્રાચીન રીત મુજબ મહાનાયક સિવાય બીજું કોઈ મહાનાયકને બંદી કરી શકે નહિ."

પટ્ટમહાદેવીએ સમ્રાટને પૂછ્યું, "દેવ, આ શું ખરૂં છે ?"

સમ્રાટે કહ્યું, "એ સાચું છે."

પછી મહાદેવીએ મહાપ્રતીહારને કહ્યું, "ભવરૂદ્ર, તમે મહારાજાને નામે તેને સભામંડપમાં બોલાવી લાવો."

મહાપ્રતીહાર નમન કરી મંડપમાંથી ચાલ્યો ગયો, તેની સાથે ઓટલાપર બેઠેલા કુળવાન માણસો પણ ચાલ્યા ગયા. અર્ધીઘડી વીતી ગઇ છતાં કોઇ ન આવ્યું તે જોઈ ઇન્દ્રલેખાએ કહ્યું, "અનન્તા, દેવધર નાસી ગયો તો નથીને ?"

પટ્ટમહાદેવી ગર્જના કરી કહેવા લાગી, "તેનો ભાર છે, નગરના દરેક દરવાજે ભવરૂદ્રે એવા પ્રતીહારો ગોઠવ્યા છે કે તેઓ બધા તેમને ઓળખે છે."

મહાદેવીની યુક્તિ પૂરી થાય તે પહેલાં સભાસદો આસનપરથી ઉઠયા, સમ્રાટ્ અને સમ્રાજ્ઞીએ વિસ્મય પામી જોયું કે યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક એંસી વરસનો ડોસો રોહિતાશ્વનો અધિપતિ જયધવલદેવ ઉઘાડે પગે ઉઘાડે માથે મંડપનાં બારણામાં ઉભો છે. સમ્રાટ્ સિંહાસનપરથી ઉઠયો તે જોઇ જયધવલે કહ્યું, "ધીરે કુમારગુપ્ત ધીરે, કન્યા અને જમાઇ ઉંઘે છે-ઘણી મહેનતે ઉંઘમાં પડયાં છે."

વૃદ્ધે ધીરે ધીરે સભામંડપમાં પ્રવેશ કર્યો, તેની પાછળ હાથી દાંતનો ખાટલો ખાંધપર લઈ યુવરાજ સ્કન્દગુપ્ત, કુમાર હર્ષગુપ્ત, માલવરાજ બન્ધુવર્મા અને સૌરાષ્ટ્રના ચક્રપાલિતે મંડપમાં પ્રવેશ કર્યો. વાહકો ઉઘાડે પગે અને ઉઘાડે માથે હતા, તેઓની પાછળ હારબંધ ગોઠવાઈ પાટલિપુત્રમાં જે જે મહાનાયકો હતા તે બધા ઉઘાડે માથે અને ઉઘાડે પગે મંડપમાં આવ્યા. આર્યપટ્ટ સામે ખાટલો ખાંધપરથી ઉતાર્યો અને તેની પાસે હારબંધ થઇ તે ખાટલો ઉપાડનારા ગોઠવાઇ ગયા, વૃદ્ધ સમ્રાટ્ અને તરૂણી પટ્ટમહાદેવીએ નવાઇ પામી જોયું કે શુભ્ર કુસમશય્યામાં શુભ્ર કુસુમનાં અલંકારો પહેરી મહાનાયક ચન્દ્રધરનો પુત્ર, મહાનાયક ગુલ્માધિકૃત દેવધર અને મહાનાયક જયધવલની કન્યા ચિરનિદ્રામાં પડયાં છે.

વૃદ્ધ સમ્રાટ્ સ્તબ્ધ બની જઇ સિંહાસનપર બેઠો. એટલે જયધવલે આર્યપટ્ટ પાસે આવી કહ્યું, " કુમારગુપ્ત, તમે ન્યાય કરાવવા માટે દેવધરને મંડપમાં આવવાનું જણાવ્યું હતું, તે આવ્યો છે, વિસ્મય પામશો નહિ, ધવલવંશની કન્યાએ કદીપણ મંડપમાં પગ મૂક્યો નથી. પરંતુ મરણ થયા પછી પણ તેઓ એક બીજાથી જુદાં રહી શક્યાં નથી, તે માટે જ અમિયાને પણ સાથે લાવ્યો છું. સમ્રાટ્, મારી કન્યા અને જમાઇ ઉંઘમાં છે, તેમની ઉંઘમાં ખલેલ પડશે એમ ધારી તેને બળાત્કારે છૂટાં પાડયાં નથી. "

કુમાર હર્ષગુપ્તે આર્યપટ્ટ પાસે આવી કહ્યું, " મહારાજાધિરાજનો જય થાવ, સ્વર્ગગત ગુલ્માધિકૃત મહાનાયક દેવધરની ઇચ્છા મૂજબ તેનું શબ સમ્રાટ્ પાસે લાવવામાં આવેલ છે દેવધરે મને મહારાજાને વિનંતિ કરવાનું કહ્યું છે કે ગણિકાની ફરિયાદથી સામ્રાજ્યનો કોઇપણ મહાનાયક આજ સુધી ન્યાય માટે સામ્રાજ્યનાં ન્યાયમંદિરમાં આવ્યો

નથી. આપે ગણિકા મદનિકાને અપમાન આપવા માટે સજા ખમવા માટે દેવધર પાસે મહામુદ્રાંકિત આદેશ પત્ર મોકલ્યો હતો. મહામુદ્રાનું સન્માન રખાયું છે, દેવધરનો દેહ મંડપમાં હાજર છે પરંતુ ધરવંશનો અમલધવલ શુભ્રયશપર કલંકની કાળાશ ન ચઢે તે માટે દેવધરે આત્મબળિદાન આપ્યું છે.

હર્ષગુપ્ત પછી યુવરાજ સ્કન્દગુપ્તે આગળ આવી કહ્યું, "મહારાજાધિરાજનો જય થાવ, આર્ય અગ્નિગુપ્તના શરીરના ત્યાગ પછી આપના મહામુદ્રાંકિત પત્ર મુજબ હું સામ્રાજ્યનો મહાબલાધિકૃત છું. કુલીનવંશનું ગૌરવ સાચવવા માટે મહાનાયક ચન્દ્રધરના પુત્ર મહાનાયક ગુલ્માધિકૃત દેવધરે આત્મ–બળિદાન આપ્યું છે, ધરવંશ આ પૃથ્વીપરથી લોપાઇ ગયો છે. આર્ય સમુદ્રગુપ્તની રાષ્ટ્રનીતિ અનુસાર ધરવંશના ચિહ્નવાળો વાવટો તથા બીજાં ચિન્હો હું સમ્રાટ્ પાસે હાજર કરૂં છું." યુવરાજ એકઠા થયેલા મહાનાયકોના હાથમાંથી એક એક ચીજ લઇ આર્યપટ્ટ સામે મૂકવા લાગ્યો, મૂકતાં મૂકતાં કહેવા લાગ્યો, "મહારાજાધિરાજ, મહાનાયક દેવધરના પિતામહ મહાનાયક શશાંકધર આર્ય સમુદ્રગુપ્તના સહચર હતા, દૂર દક્ષિણમાં શશાંકધરે પલ્લવદેશની રાજધાની કાંચીપુર જીત્યું હતું તે માટે વિષ્ણુગોપની રત્નજડિત ધજા તેને આપવામાં આવી હતી. આર્ય સમુદ્રગુપ્તે જ્યારે યમુનાતીરે એકઠા થયેલા શાહી–શાહાનુશાહી શકરાજાઓને હરાવ્યા હતા, ત્યારે શશાંકધરે એકલાએ શકવ્યૂહ ભેદ્યો હતો, તે માટે આર્ય સમુદ્રગુપ્તે તેમને પોતાનાં નામવાળી તલવાર આપી હતી. પિતામહે જ્યારે માળવાપર હલ્લો કર્યો ત્યારે સીપ્રાના કિનારાપરનાં ભયંકર યુદ્ધમાં મહાનાયક ચન્દ્રધર મહારાજાધિરાજનો સંગી હતો, આપની ઇચ્છાથી પિતામહે તેમને ઉજ્જયનીના રાજાનો મકર–કેતન ( મઘરનાં ચિહ્નવાળો વાવટો )

આપ્યો હતો, તે વાત મને લાગે છે કે મહારાજાધિરાજ વિસરી ગયા નહિ હોય. શુભ્રામતિને કિનારે સામ્રાજ્યની સેના જ્યારે હારવાની અણીપર હતી ત્યારે મહાનાયક ચન્દ્રધરે હજાર મગધના સૈનિકો લઈ ભાગ્યલક્ષ્મીને ફેરવી નાખી હતી, મેં સાંભળ્યું છે કે તે યુદ્ધમાં આપ પોતે અને મહારાજપુત્ર હાજર હતા. તે યુદ્ધ ક્ષેત્રપર પિતામહે પોતે પોતાના હાથે મુગટમાંની આ મોતીની માળા લઈ મહાનાયક ચન્દ્રધરની પાઘડીમાં પહેરાવતી હતી. શકરાજ્ય તાબામાં આવતાં આ ઘોડાનાં ત્રણ પુચ્છાંથી શોભતી પતાકા શકરાજા પાસેથી પોતે મેળવી હતી માટે પરમભટ્ટારિકા મહાદેવી ધ્રુવસ્વામિનીએ તે મહાનાયક ચન્દ્રધરને બક્ષીસ તરીકે આપી હતી, ત્યારથી તે ધરવંશનું ચિહ્ન છે. મહાનાયક ચન્દ્રધરે જીવનના છેલ્લા દિવસે પોતાનું બળિદાન આપી મહારાજાધિરાજની જિંદગી બચાવી હતી, તે વાત મને લાગે છે કે સમ્રાટ્ વિસરી ગયા નથી. વિપાશાતીરે હજાર સૈનિકો સાથે ચન્દ્રધરનો પુત્ર મહાનાયક દેવધર હાજર હતા, તેની યાદગીરી દાખલ-હૂણ-યુદ્ધમાં ભાંગેલી પિતાએ આપેલી આ તરવાર મેં દેવધરને આપી હતી-"

અકસ્માત્ વૃદ્ધ સમ્રાટે સિંહાસનપરથી ઉભા થઈ બૂમ પાડી કહ્યું, "થોભો યુવરાજ, દેવધરને કોણે માર્યો ?"

યુવરાજે કહ્યું, "મહારાજાધિરાજ, મહાનાયક દેવધરે આત્મબળિદાન આપ્યું છે."

"કેમ ?"

"કુળનું ગૌરવ સાચવવા માટે."

"શું થયું હતું ?"

"ગણિકા મદનિકાને અપમાન આપવા માટે દેવધરને સમ્રાટ્ પાસે આવવાનો હુકમ થયો હતો."

" આજ્ઞા કોણ લઇ ગયું હતું ? "

" મહાપ્રતીહાર ભવરૂદ્ર. "

" ભવરૂદ્ર, તમે આજ્ઞા-પત્ર કોની પાસેથી મેળવ્યો ? "

ભવ:-" પટ્ટમહાદેવી પાસેથી. "

સમ્રાટ્:-" દેવિ, તમે આજ્ઞાપત્ર ક્યાંથી મેળવ્યો ? "

અનન્તા:-" મેં પોતે આપ્યો. "

સમ્રાટ્:-"મહામુદ્રાંકિત પત્ર વિના કોઇપણ મહાનાયક બંદી થઇ શકે નહિ, દેવિ, તમે શું આજ્ઞાપત્રમાં મહામુદ્રાંકન કર્યું હતું ? "

અનન્તા:-" મહારાજાધિરાજ ઉંઘતા હોવાથી મેં પોતે આજ્ઞાપત્રમાં મહોર કરી હતી. "

સમ્રાટ્:-" સત્યાનાશ ! "

એ વખતે બન્ધુવર્માએ આવી કહ્યું, " મહારાજાધિરાજનો જય થાવ, સમ્રાટ્ની આજ્ઞાથી મહાનાયક દેવધરને સભામંડપમાં લાવવામાં આવેલ છે. મહારાજ, અમે અપરાધીનો ન્યાય કરવાની પ્રાર્થના કરીએ છીએ. "

સમ્રાટ્ સિંહાસન પર બેઠો, તેનું માથું નીચું થયું. ત્યારે વૃદ્ધ જયધવલે આર્યપટ્ટ સામા ઉભા રહી કહ્યું, " મહારાજાધિરાજનો જય થાવ, હું આર્ય સમુદ્રગુપ્તનો સાથી હતો, મને વિશ્વાસ છે કે સમ્રાટ્ મને વિસરી ગયા નથી ? " સમ્રાટ્નું માથું વધુ નીચું થયું. જયધવલ ફરીથી કહેવા લાગ્યો, " મહારાજાધિરાજ, ધવલવંશ પ્રથમથીજ ગુપ્તવંશની સેવા કરતો આવ્યો છે, શરીરનાં લોહી વડે સમુદ્રગુપ્ત, ચન્દ્રગુપ્ત અને કુમારગુપ્તની સેવા કરી છે, તેનો શું આ પુરસ્કાર ? "

ગળગળા અવાજે વૃદ્ધ સમ્રાટ્ બોલી ઉઠયો, " ક્ષમા કરો જયધવલ, ક્ષમા કરો-બાલિકાની ચપળતા-"

વૃદ્ધ ગર્જના કરી ઉઠયો અને બોલ્યો, "કુમારગુપ્તકાલે વૃદ્ધ જયધવલે પોતાની એકની એક દીકરીને યમના દૂતોના તાબામાં સોંપી છે; જે છરીએ તેનાં કોમળ શરીરની નસો કાપી હતી તે આ જયધવલે પોતે આપી હતી, મૃત્યુ શય્યા પાસે ઉભા રહી મેં મારી કન્યા અને જમાઇનાં મ્હોં પર પ્રસરતી કાળાશ જોઈ હતી, તે કદી પણ ક્ષમા કરી શકશે નહિ, ક્ષમા બહુ દૂર છે." વૃદ્ધ સમ્રાટે બંને હાથ વડે મ્હોં ઢાંકી દીધું.

વૃદ્ધે ફરીથી બોલવું શરૂ કર્યું, "તમે ચન્દ્રગુપ્ત અને ધ્રુવ સ્વામિનીના પુત્ર છો, સમુદ્રગુપ્તના પૌત્ર છે, ચારે સમુદ્ર સુધી ફેલાયલાં વિશાળ સામ્રાજ્યના અધીશ્વર છો, વિચાર કરો. જેણે ચન્દ્રગુપ્ત અને સમુદ્રગુપ્તના સહચર રૂપે મગધનાં સામ્રાજ્યને શોણ નદીના કિનારાથી વક્ષુ નદીના કિનારા સુધી વિસ્તાર્યું હતું તે સામ્રાજ્યનાં ન્યાયમંદિરમાં હાજર થઇ ન્યાય માગે છે."

એકાએક બારણાં પર પગરવ સંભળાયો, મહાનાયકો રસ્તો તજી પડખે ઉભા રહ્યા. આવનારને જોઇ જયધવલ બોલી ઉઠયો, "ભલે પધાર્યા, દામોદર, બરાબર ટાંકણે આવી પહોંચ્યો છે, ધરવંશ લોપાઇ ગયો છે, ધવલવંશ ન્યાય માગે છે, આજે સામ્રાજ્યનાં ન્યાય મંદિરમાં તારા જેવા સાક્ષીની જરૂર હતી." કંઈ પણ જવાબ ન આપતાં મહામંત્રી આર્યપટ્ટ પાસેની વેદી પર ચઢયો અને આશીર્વાદ આપી આસન પર બેઠો.

થોડીવાર પછી સમ્રાટે માથું ઉંચું કર્યું તે જોઇ વૃદ્ધ પ્રધાને કહ્યું, "પુત્ર, ન્યાય આપ સભાનાં કામમાં વિલમ્બ થાય છે. સામ્રાજ્યના પ્રધાન નાયકો આર્યપટ્ટ સામે ઉભા છે, અપરાધીનો ન્યાય કર. મહારાજાધિરાજ, મહાનાયક ચન્દ્રધરના પુત્રે, મહાનાયક ગુલ્મા-

ધિકૃત દેવધરે પાટલિપુત્રના ખુલ્લા રાજમાર્ગ પર ગણિકા મદનિકાનું અપમાન કર્યું હતું, કારણ કે મદનિકા દિવસના વખતે રાજમાર્ગનાં સંધિસ્થળ આગળ હજારો રથો તથા ઘોડાને અટકાવી વૃદ્ધ વેશ્યા પાન વેચનારી સાથે વાતચીત કરતી હતી. સ્વર્ગીય પટ્ટમહાદેવી હોત તો આનો ન્યાય ગણિકા ધ્યક્ષ કરત, પરંતુ અત્યારે ગણિકાની કન્યા આર્યપટ્ટ પર છે, વૈશ્યાની કન્યા મહામુદ્રાનો ઉપયોગ કરે છે, સમ્રાટ્ ઉંઘમા હોય ત્યારે તેમની રજા સિવાય આજ્ઞા પત્રો પણ મહોર કરે છે અને તેમ કરી મહામુદ્રાને કલંકિત બનાવે છે, અત્યારે સામ્રાજ્યનાં ન્યાયમંદિર સિવાય દેવધરના અપરાધનો ન્યાય થવે અસંભવિત છે. મહારાજાધિરાજ, હું બ્રાહ્મણ સંકર્ષણ પુત્ર દામોદર, આ પવિત્ર ન્યાયમંદિરમાં કસમ ખાઈ કહું છું કે આ બાબતમાં એક બીજો માણસ પણ અપરાધી છે. દેવધરે મદનિકાને મુક્તિ આપી હતી પરંતુ ચન્દ્રગુપ્તના પૌત્ર, મહારાજપુત્ર ગોવિન્દગુપ્તના એક માત્ર પુત્ર મહાકુમાર હર્ષગુપ્તની આજ્ઞાથી વિપાશા તીરના ઘોડેસ્વારોએ ભયંકર લાતોથી મહાનાયિકા મદનિકાની કોમળ પીઠને છોલી નાખી હતી. મહારાજાધિરાજ, નવીન કાયદા મુજબ ગોવિન્દગુપ્તનો પુત્ર સજાને પાત્ર છે."

વૃદ્ધ સમ્રાટ સિંહાસન પરથી ઉઠી નાઠો. દામોદર શર્માએ કહ્યું, "મહાનાયકો, સમ્રાટ હાજર નથી, ન્યાય થવો જ જોઇએ, આપણે આપણી સનાતન રીતનું અવલંબન કરો." કંઈ પણ બોલ્યા વગર બાર વૃદ્ધ મહાનાયકો આર્યપટ્ટપર બેઠા, યુવરાજ ભટ્ટારકે મદનિકાને અને બંધુવર્માએ ઇન્દ્રલેખાને પકડી બારે મહાનાયકો એકી અવાજે બોલી ઉઠયા, "પ્રાણ દંડ." વૃદ્ધ મહાનાયક જયધવલે ધીરે ધીરે કહ્યું, "દેવધર મારો જમાઈ છે. લાંબા સમયથી ચાલતા આવેલા રિવાજ મુજબ દંડની વિધિ મારા વિચાર મુજબ હોવી જોઇએ."

ચારે જણાઓએ એકી અવાજે કહ્યું, "ખરૂં."

ધીરે ધીરે અસ્ફુટસ્વરે જયધવલે કહ્યું, "કુતરાં પાસે ફાડી ખવરાવવી."

દાસીઓ એ ભાન મહાદેવીને અંતઃપુરમાં લઈ ગઈ.

---

## પ્રકરણ ૨ જું

---

### મથુરાંનો કિલ્લો

"તારી માતા, તારી બ્હેન જંગલી હૂણોના કલંકિત હાથોના સ્પર્શથી અપવિત્ર થશે, તે તું દૂર ઉભો ઉભો શું જોઇશ?"

"ત્યારે શું કરૂં યુવરાજ?"

"હું હવે યુવરાજ નથી, પાટલિપુત્રમાં નવો યુવરાજ જન્મ્યો છે. તું પુરૂષ છે કે બૈરી?"

"પાટલિપુત્રમાં સેંકડો યુવરાજ જન્મે તેથી શું થયું, શકમંડળમાં આપજ એક માત્ર યુવરાજ છો. શું કરૂં યુવરાજ, ઉપાય નથી, રક્ષા કરો, હું મારી માતાનો એકનો એક પુત્ર છું."

"જો માતાને દશ પુત્રો હોત અને તે જોઈ તેની રક્ષા કરત તેમ તારે એકલાએ માતાની રક્ષા કરવી જોઇએ."

"યુવરાજ, આપની યુક્તિ–વચનો ખરાં છે, પરંતુ માના ચરણોને સ્પર્શ કરી મેં પ્રતિજ્ઞા લીધી છે કે હવે લડાઈ કરીશ નહિ."

ઇ. સ. પાંચમી શતાબ્દિના ત્રીજા ભાગમાં મથુરાના રાતા કિલ્લા નીચે એક કદાવર આકારનો ગૌરવર્ણો યુવાન બીજા યુવાન સાથે વાત

ફરતો હતો. પેલા યુવકે બીજા યુવકનો જવાબ સાંભળી કહ્યું, " તારી મા ક્યાં છે ? "

બીજા યુવકે કહ્યું, " દુકાનમાં. "

" ચાલ તારી મા પાસે જઈએ. "

" મા પાસે ? "

" હા. "

" માને અહિં બોલાવી લાવું યુવરાજ ? "

" ના હું તેની પાસે ભીખ માગવા આવું છું. "

" શી ભીખ ? "

" આગળ થા, પછી સાંભળજે. "

બંને રાતો કિલ્લો છોડી નગરમાં ગયા. ઘણા સાંકડા વાંકાચુંકા રસ્તાઓ ઓળંગી યમુના નદીના કિનારાપરના પહોળા રાજમાર્ગપર આવી પહોંચ્યા, બીજા યુવકે બાજુની એક દુકાનમાં પ્રવેશ કર્યો, તે દુકાનમાં એક પ્રૌઢા સ્ત્રી ઘઉં અને ચોખા વેચતી હતી, બીજા યુવકે પોતાની માને યુવરાજની ઓળખાણ કરાવવા ઇચ્છતો હતો. પરંતુ તેને અટકાવી પહેલા યુવકે કહ્યું, " મા, હું કુમારગુપ્તનો પુત્ર છું, મારૂં નામ સ્કન્દગુપ્ત છે, આજે હું તમારે બારણે ભિક્ષા માગવા આવ્યો છું. "

પ્રૌઢા બેબાકળી ઉઠી અને હાથ જોડી કહેવા લાગી, " યુવરાજ, હું ગરીબ છું, આપ મારે બારણે ભિક્ષા માગવા આવ્યા છો એ નવાઇ છે. "

" માતા, રાજ્યને માટે, ધર્મને અને દેશને માટે તમારી પાસે તમારા પુત્રની ભીખ માગવા આવ્યો છું. હમણાંજ હૂણો આવી પહોંચશે, લોહીથી સુંદર સૌરસેન રાજ્ય રંગાઇ જશે. આ કિલ્લાનો લાલ રંગ

બની જશે, હજારો વીરો માતા, વનિતા, બ્રાહ્મણ, શ્રમણ દેશ અને ધર્મની રક્ષા કરવા માટે ધરણીના ચરણો અપૂર્વ અલતાના રંગથી રંગશે, માતા, જે દિવસે હજારો મગધ અને સૌર સૈનના વીર આ પવિત્ર સુરસેનની ભૂમિનાં રક્ષણ માટે આત્મબળિદાન આપશે, તે દિવસ શું તમારો પુત્ર દૂર ઉભો ઉભો ટક ટક જોયાં કરશે?"

"યુવરાજ, આપ શું કહો છો તે સમજાતું નથી."

"માતા, તમારો પુત્ર લડાઇ કરવા ઇચ્છે છે, તમારી અનુમતિ સિવાય તેની ઇચ્છા પૂર્ણ થતી નથી. માટે તે માટે હું તમારી પાસે તમારા પુત્રની માગણી કરવા આવ્યો છું."

"યુવરાજ, મારે એકજ દીકરો છે, નયનનો મણિ છે, ગરીબનું ધન છે."

"માતા, એક પુત્ર શું પુત્રનું કર્ત્તવ્ય કરી શકે નહિ?"

પ્રૌઢા પુત્રને બાથમાં લઇ કહેવા લાગી, "હું તેમ કરી શકીશ નહિ, યુવરાજ, ક્ષમા, કરો, જેને વધુ પુત્રો હોય, તેની પાસે જાઓ. તમારે શું મા નથી?"

"અત્યારે નથી, પરંતુ હતી. મારી માને હું પણ એકનો એક પુત્ર છું."

"યુવરાજ, આપ રાજા છો અને રાજ્યની રક્ષા કરવી એ આપનું કર્તવ્ય છે. અમે ઘણાં ગરીબ છીએ, મારો પુત્ર યુદ્ધ કરી શું કરે?"

"મા, આજે ભાગ્યલક્ષ્મી વિચલિત થઇ છે, લાખો માણસોનો ભોગ લીધા છતાં રણચંડી તૃપ્ત થઈ નથી, તે માટેજ હું તમારી પાસે તમારા પુત્રની ભિક્ષા માગવા આવ્યો છું. તમારો પુત્ર શું મથુરાંની પ્રજા નથી, સૌરસેન રાજ્યમાં ઉત્પન્ન થતાં ધાન્યથી શું તેનો

દેહ પોષાયલો નથી? મા, આ સૌરસેન રાજ્ય કૃષ્ણની જન્મ ભૂમિ છે, રામદત્તની લીલાનું ક્ષેત્ર છે–આ પવિત્ર આર્યભૂમિ જ્યારે જંગલીઓનાં પગલાંથી કલંકિત થશે, જ્યારે આ ફળદ્રુપ જમીન મરૂભૂમિમાં ફેરવાઇ જશે, ત્યારે શું સૌરસેનના યુવકો દૂર ઉભા ઉભા એ લીલા જોશે?"

"યુવરાજ, એટલી બધી વાત હું સમજતી નથી. મારો દોષ ગણશો નહિ. મેં સાંભળ્યું છે કે હૂણ–યુદ્ધમાં કોઈ બચ્યું નથી. રાજ્ય રાજાનું છે; તેજ તેનાં રક્ષણની વ્યવસ્થા કરશે, અમે શું કરીએ? શકરાજા ગયા, મગધના રાજા આવ્યા છે, અમે ત્યારે જેમ હતાં તેમજ અત્યારે પણ છીએ; જો હૂણ–રાજા આવશે તો પણ તેવાંજ રહીશું, તોપણ મારા એકના એક પુત્રને મૃત્યુના મુખમાં મોકલી શકીશ નહિ."

પ્રૌઢાએ રૂદન કરતાં કરતાં પુત્રને પકડી રાખ્યો, તે જોઈ યુવરાજે નિસાસો નાખી કહ્યું, "માતા, આજે મથુરાંમાંના બધા લોકો એમજ કહે છે. વક્ષુથી તે યમુના સુધીની હૂણ–યુદ્ધ નીતિનું મેં અધ્યયન કર્યું છે. શક અને હૂણમાં બહુ ભેદ છે, હૂણો આવશે એટલે નગર રહેશે નહિ, દુર્ગ રહેશે નહિ, પુત્ર કન્યા, માતાપિતા કશુંય રહેશે નહિ; દિગન્ત વિસ્તૃત વિશાળ અસંખ્ય હવેલીઓથી શોભતી આ સૌરસેન દેશની રાજધાનીની ભસ્મ માત્ર રહેશે. મા, વિચાર કરો, તમારો પુત્ર કંઇ બાયલો નથી."

"યુવરાજ, ગમે તે થાય પરંતુ હું મારા પુત્રને તજીશ નહિ."

"મા, તે દિવસે શું પુત્રની રક્ષા કરી શકશો?"

"હું મારા પુત્રને છાતી પર રાખીશ."

"નારાયણ તમારૂં સારૂં કરો, મને આશા છે કે તે દિવસ મથુરા

નગરમાં કોમળ માતાઓની છાતીઓ પુત્રનું રક્ષણ કરી શકશે!"

આંસુ લૂછી યુવરાજ દુકાન બહાર નીકળ્યો. દુર્ગ નીચે બન્ધુવર્મા અને ચક્રપાલિત તેની વાટ જોતા હતા, તેને દૂરથી જોઇ યુવરાજે પુછ્યું, "બન્ધુ, કંઈ સમાચાર છે?"

બન્ધુવર્માએ નીચું જોઇ કહ્યું, "યુવરાજ, આ શું રામગુપ્તની જન્મભૂમિ? મથુરાંની પ્રજા યુદ્ધ કરશે નહિ, તાબે થશે."

"હૂણોને તાબે થવું તેનો અર્થ શો તે સમજાવ્યો છે?"

"ઘણી વાર, પણ કંઇજ ન આવ્યું."

"બન્ધુ, વાસુદેવ પોતે પોતાની જન્મભૂમિની રક્ષા કરશે, આપણે કરી શકીશું નહિ. આપણી સાથે પાંચ હજાર ઘોડેસ્વારો છે, તે વડે મથુરા નગરીનો પાંચ ગાઉના ઘેરાવાવાળો કોટ બચાવાશે નહિ."

"ત્યારે શું કરશું?"

યુવરાજે પાછળના દુર્ગની ભયંકર દિવાલો તરફ આંગળી કરી. બન્ધુવર્માએ હાસ્ય કરી કહ્યું, "કેટલા દિવસ?"

યુવરાજે કહ્યું, "જેટલા દિવસ બની શકે તેટલા દિવસ."

"તેનો અર્થ?"

"જ્યાં સુધી હાથ તરવાર ચલાવી શકે ત્યાં સુધી."

"તેનું ફળ?"

"બન્ધુ, તને ખબર છે કે કાકા ક્યાં છે?"

"ના."

"શતદ્રુતીરે."

"એકલા?"

"માત્ર દશ ગુલ્મ બાકી છે."

"સામ્રાજ્યનો નવીન મહાબલાધિકૃત ક્યાં છે?"

" શિવનન્દી સાંભળવા પ્રમાણે પાટલિપુત્ર ગયો છે."

" ત્યારે લડાઈ કોણ કરે છે?"

" જેઓ વંશ પરંપરાથી સામ્રાજ્યને માટે લડાઈ કરતા આવે છે તે, બન્ધુ, શહેરનું રક્ષણ થઈ શકશે નહિ, પ્રજાને આત્મરક્ષાનો પ્રયત્ન કરવાનું કહે, સામ્રાજ્યની સેના દુર્ગની રક્ષા કરશે."

પેલા લાલ રંગના પત્થરોથી બાંધેલા નાના કિલ્લામાં સામ્રાજ્યની સેના શત્રુને અટકાવવા તૈયાર થઇ, મથુરાની પ્રજાએ નક્કી કર્યું કે હૂણ–સેના આવે એટલે તાબે થવું. યુવરાજ અને બન્ધુવર્માની બહુ આજીજી છતાં તે બીજે સ્થળે ગઈ નહિ. ધીમે ધીમે હૂણ–સેનાના સમાચાર આવ્યા, લોકોએ સાંભળ્યું કે ખિંખિલ શતદ્રુ ઓળંગી આપાર આવ્યો છે, એક દિવસ સંધ્યાકાળે પશ્ચિમ દિશા તરફ એક બળતું ગામ જોવામાં આવ્યું છતાં મથુરાની પ્રજાને ભાન આવ્યું નહિ. તેજ રાતે ત્રીજો પહોર વીતતાં એક છડીદારે આવી યુવરાજને જગાડી કહ્યું, દેવ, દુર્ગને બારણે ઘણા ઘોડેસ્વારો આવ્યા છે."

યુવરાજે કહ્યું, " તેઓ કિલ્લા પર હલ્લો કરવાની પેરવી કરે છે?"

છડીદારે કહ્યું, " ના."

" ત્યારે તેઓ શું કરે છે?"

" હારબંધ ગોઠવાઇ યમુનાને કિનારે ઉભા છે."

યુવરાજ તરજ બખ્તર પહેરી દુર્ગની દિવાલ પર આવ્યો, તે વખતે બન્ધુવર્મા તેની વાટ જોતો હતો, યુવરાજે પૂછ્યું, " બન્ધુ, શું હૂણ–સેના છે?"

માલવરાજે કહ્યું, " ના."

" ત્યારે એ કોની સેના છે?"

"સામ્રાજ્યની"

"કેવી રીતે જાણ્યું?"

"બીજી કોઇ સેના અત્યાર સુધી આમ ચુપચુપ ઉભી રહેત નહિ."

"હૂણ–સેના શું કેળવાયલી નથી?"

"તેઓની કેળવણી જુદી જાતની છે, વીજયી હૂણસેના હજુ પોતાને છુપાવતાં શીખી નથી."

"આ જો સામ્રાજ્યની સેના છે, તો દુર્ગમાં કેમ આવતી નથી?"

"તે વાત સમજાતી નથી."

"ચાલો આપણે બહાર જઇએ."

"તેમ કરવું પણ યોગ્ય નથી. સેનાનાયક કંઈ કામ માટે દુર્ગની પાસે છુપાયલો છે, ચોથા પહોરમાં દુર્ગનાં બારણાં ઉઘડતાં તેનો ઉદ્દેશ વ્યર્થ બની જશે."

"ત્યારે વાટ જોવા ઇચ્છો છો?"

"તેમાં શું નુકસાન? શત્રુ હોય કે મિત્ર હોય પણ જ્યારે તે દુર્ગપર હલ્લો કરવાનો પ્રયત્ન કરતા નથી તો પછી તેને નકામું દુઃખ દેવામાં શો ફાયદો?"

"તેમ કરો, પરંતુ આપણે આળસુ થઈ બેસી રહેવું એ યોગ્ય નથી. કંઇ પણ ગરબડ કર્યા સિવાય સેનાને એકઠી થવાનો હુકમ કરો."

બન્ધુવર્મા નમન કરી ચાલ્યો ગયો, પરંતુ યુવરાજ દુર્ગની દિવાલપર ઉભો રહ્યો. પાંચ હજાર સેના દુર્ગનાં રક્ષણ માટે દિવાલો પર એકઠી થઇ, જોત જોતામાં રાત પૂરી થઈ. ઉષાના ઝાંખા પ્રકાશમાં યુવરાજે જોયું કે યમુનાના પટમાં લગભગ પાંચહજાર ઘોડેસ્વારો હારબંધ ઉભા છે. તેઓની સામે એક કદાવર યોદ્ધો એક બીજા

ઘોડાની લગામ પકડી રહ્યો છે, બીજા ઘોડાનું આસન ખાલી છે, પરંતુ તેના ઉપર એક નાનો સોનાનો ગરૂડધ્વજ ફરકી રહ્યો છે. ગરૂડધ્વજ જોઇ યુવરાજ આનંદની બૂમ પાડવા જતો હતો પણ બન્ધુવર્માએ તેને તેમ કરતાં અટકાવ્યો, સૂર્ય ઉગ્યો, નદીના પટમાંનાં હજારો શિરસ્ત્રાણ અને બખ્તરો સૂર્યનાં કિરણોમાં ઝગઝગવા લાગ્યાં. તે વખતે યમુનાના બીજા કિનારા તરફ ઘણા ઘોડાઓનાં પગલાં સંભળાયાં, એ વખતે એક ઘોડેસ્વાર ઝપાટાબંધ દુર્ગ પાસે આવ્યો અને ઘોડાપરથી ઉતરી પેલા ખાલી ઘોડાપર જમણા હાથમાં ગરૂડધ્વજ પકડી બેઠો. અકસ્માત્ યુવરાજની પડખેથી બન્ધુવર્મા બોલી ઉઠ્યો, " મહારાજાધિરાજનો જય થાવ, મહારાજ–પુત્રનો જય થાવ." આવનારે વિસ્મય પામી દુર્ગ તરફ જોયું તે જોઇ યુવરાજે પૂછ્યું, "બન્ધુ, આ શું કાકા છે?"

બન્ધુવર્માએ લગાર હાસ્ય કરી કહ્યું, "હા સ્કન્દ, તમે શું મહારાજ–પુત્રને ઓળખી શક્યા નહિ?"

"ના, ચાલ નીચે જઈએ."

"એકલા જવાથી શું ફાયદો? પેલે પાર હૂણસેના આવી પહોંચી છે."

હજાર સૈનિકો કિલ્લામાં રાખી બાકીની ચાર હજાર સેના સાથે યુવરાજ અને બન્ધુવર્મા નદીતીરે આવ્યા, યુવરાજને જોઈ અતિશય વિસ્મય પામી ગોવિન્દગુપ્તે પૂછ્યું, "પુત્ર, તું તો મથુરામાં છે, હું તારાપર આધાર રાખી આટલી નાની સેનાવડે ખિંખલને અટકાવવાનો પ્રયત્ન કરૂં છું. પાટલિપુત્રના શા સમાચાર છે?"

ફીકા ચહેરે યુવરાજે કહ્યું, "સારા સમાચાર છે, દેવધરે કુળનું ગૌરવ સાચવવા આત્મબળિદાન આપ્યું છે, પિતા પાટલપુત્રમાંથી

ચાલ્યા ગયા છે, વિમાતા અને પુરગુપ્ત મહોદયમાં છે, પિતામહને પાટલિપુત્રમાં રાખી આપની આજ્ઞા મુજબ હું ચાલ્યો આવ્યો છું. હર્ષ અને ચક્રપાલિત કાન્યકુબ્જ ગયા છે, તનુદત્ત, સ્થાણુદત્ત પ્રતિષ્ઠાનથી જલદી આવશે, વિષ્ણુગુપ્ત સૈન્ય એકઠું કરવા ગૌડ ગયો છે."

"તમારી સાથે કેટલું સૈન્ય છે?"

"માત્ર પાંચ હજાર શિવનન્દીના નાસવા પછી આગેવાન વિનાનું લશ્કર ક્યાં ગયું તેની શોધ મળી નથી."

"બહુ સારૂં પુત્ર, દશ હજાર સૈનિકોએ શતદ્રુતીરે ખિંખિલને અટકાવ્યો હતો, આજે દસ હજાર સૈનિકો સાથે ગોવિન્દગુપ્ત યુમુનાતીરે ભાગ્ય પરીક્ષા કરશે."

જોતજોતામાં હૂણસેના દુર્ગ નીચે આવી પહોંચી, દુર્ગના દ્વારપર ચક્રવ્યૂહ ગોઠવી ગોવિન્દ અને સ્કન્દ તેમની વાટ જોવા લાગ્યા; પરંતુ હૂણોએ તેમની સાથે યુદ્ધ કર્યું નહિ, તેમનો વ્યૂહ તોડવા માટે વીસ હજારનું સૈન્ય રાખી બાકીની હૂણ-સેના નગર લૂટવા ચાલી ગઇ.

મથુરાંના નાગરિકો હૂણોને તાબે થવા દરવાજાપર ઉભા હતા, પરંતુ કોઇએ તેમનું કંઇ લીધું નહિ, કહેવું સાંભળ્યું નહિ, જોતજોતામાં તેઓનાં માથાં ભોંયપર પડયાં, ઉંચાં મકાનો અગ્નિથી સળગવા લાગ્યાં, હાહાકાર અને આર્તનાદથી શહેર ગાજવા લાગ્યું, તે વખતે નદી કિનારે યુદ્ધ પૂરૂં થયું.

લૂટફાટ કરવાના લોભવાળી હૂણસેના એક ઘડી વ્યૂહપર હલ્લા કરી નાસી ગઇ હતી, બન્ધુવર્મા અને યુવરાજે તેની પૂઠ પકડી હતી. પાંચ હજાર સૈનિકો સાથે મહારાજ પુત્રે દુર્ગનું રક્ષણ કરવાનો ભાર લીધો હતો. વિશાળ મથુરાં નગરીના રાજમાર્ગપર જોતજોતામાં પાંચ હજાર મગધના વીરો ધૂળ ભેગા થઇ ગયા. બન્ધુવર્મા અને યુવ-

રાજ જ્યારે દુર્ગ તરફ પાછા ફર્યા, ત્યારે અગ્નિના પ્રચંડ ભડકાઓ દુર્ગની ટોચપરથી આકાશમાં જતા હતા. જેમ બને તેમ જલદી ભારે બખ્તરો દૂર નાખી દઈ બન્ધુવર્મા અને યુવરાજ કાલિન્દીનાં કાળાં પાણીમાં કુદી પડયા, ત્યારે દૂર એક વ્યક્તિ સોનાનો દંડ મ્હોંમાં રાખી યમુનાનાં પાણીમાં ઉતરતી હતી. મથુરાં નગરનો નાશ થયો હતો.

નગરથી એક ગાઉ પૂર્વમાં ત્રણે જણ કિનારે આવ્યા, તેઓને જોઈ એક વ્યક્તિ કિનારા તરફ દોડી આવી. તેને જોઇ પ્રૌઢ મહા. રાજ-પુત્રનું ફીકું મ્હોં વધૂ ફીકું થઈ ગયું, ગળગળા અવાજે બન્ધુ-વર્માએ કહ્યું, "ભાનું, ધોળાં લુગડાંવાળી વ્યક્તિ ખડખડાટ હસી પડી. ફીકે મ્હોંએ સ્કન્દગુપ્તે કહ્યું, "બધું પૂરૂં થયું."



## પ્રકરણ ૩ જું.



### પ્રાયશ્ચિત.

સન્ધ્યાકાળના પ્રારંભમાં પાટલિપુત્ર પાસે જાન્હવીની રેતીમાં ચિતા તૈયાર કરી એક રાતાં લુગડાંવાળો કાપાલિક પશ્ચિમ તરફ આ-થમતા સૂર્ય તરફ જોતો હતો. તે સ્થાન પાટલિપુત્રનું સ્મશાન હતું, સ્મશાનમાં ઠેકઠેકાણે સળગતી અને હોલવાઇ ગયેલી ચિતાઓ નજરે પડતી હતી, શબનો ધૂમાડો સહન કરતો કરતો કાપાલિકે નિર્વિકાર ચિત્તે બેઠો હતો. કેટલાક લોકો શબો બાળી ચાલ્યા ગયા, કેટલાક લોકો પોતાનાં સગાંવહાલાંનાં શબો લાવ્યા, પરંતુ કાપાલિકનું ધ્યાન તે તરફ નહોતું. સૂર્યદેવ જ્યારે અસ્તાચળમાં જવાની તૈયારી કરતા હતા, ત્યારે અકસ્માત્ ગંગાનો ઘટ્ટ માણસોથી ભરાઇ ગયો, હાથી-

દાંતની ખાટમાં ફુલની પથારીપર મહાનાયક ગુલ્માધિકૃત દેવધર અને અમિયાદેવીનાં નાશવંત શરીરો ઉપાડી યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત, મહાકુમાર હર્ષગુપ્ત, માલવરાજ બન્ધુવર્મા સૌરાષ્ટ્રાધિપતિ ચક્રપાલિત સ્મશાનમાં આવ્યા; તેની પાછળ યુવરાજ ભટ્ટારકપાદીય દામોદર શર્મા, યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક જયધવલદેવ અને સામ્રાજ્યના બીજા મહાનાયકો ગંગાતીરે આવી પહોંચ્યા. ભીની રેતીપર ચન્દન તથા અગુરૂની ચિતા રચાઇ, તેપર ફુલની માળાઓ ફેંકવામાં આવી, અને દેવધર તથા અમિયાનાં નવાડેલાં શબો તેપર મૂકવામાં આવ્યાં. અચાનક યુવરાજ ભટ્ટારક એક કુદકે ચિતાપર ચઢી દેવધરનાં શબને ભેટી કહેવા લાગ્યો, "દેવધર, ભાઇ, શું આ શતદ્રુ યુદ્ધનું ઇનામ? આ વક્ષુતીરની યાદગીરી? આ શું ગુપ્તકુળની કૃતજ્ઞતા?" કુમાર હર્ષગુપ્ત બાળકની માફક રૂદન કરવા લાગ્યો, વૃદ્ધ દામોદર શર્માએ મ્હોં ફેરવ્યું, તે વખતે પેલા કાપાલિકે આવી કહ્યું, "મહાશય, મોડું થાય છે, મૃતદેહનો સત્કાર કરો."

બન્ધુવર્માએ વિસ્મય પામી પૂછ્યું, "મહાશય, આપ કોણ છો?"

કાપાલિક ખડખડાટ હસતો બોલ્યો, "હું! મને ઓળખતા નથી માલવરાજ? હું મહાયજ્ઞનો પુરોહિત છું!"

બન્ધુવર્મા આશ્ચર્યચકિત થઇ પૂછવા લાગ્યો, "મહાયજ્ઞ! કયો?"

"ગુપ્તકુળધ્વંસનો યજ્ઞ. અત્યાર સુધી એ સમજી શક્યા નથી?"

"ગુપ્તકુળ-ધ્વંસ? કોણ કરશે?"

"જેણે કર્યો છે,—ઇન્દ્રલેખા, ચન્દ્રસેન અને હરિબલ."

"મહાશય, આપ શું કહો છો તે સમજાતું નથી,"

એ વખતે જયધવલે યુવરાજનો હાથ પકડી તેને ચિતાપરથી ઉતાર્યો, શતદ્રુતીરના હજારવીરો ચિતાને વીંટળાઇ ઉભા અને છેલ્લી

વખત હૂણ-વિજયી વીરને નમન કરવા લાગ્યા.

પછી દૃઢ હાથે ઘીનો દીવો લઈ વૃદ્ધ મહાનાયક જયધવલે પોતાની એકની એક કન્યા અને એકના એક જમાઈની ચિતાને અગ્નિ-સંસ્કાર કર્યો. ઘીથી પલળી ગયેલાં લાકડાં સળગી ઉઠયાં. તેની પ્રચંડ જ્યોતો અજવાળાં આકાશનો સ્પર્શ કરવા લાગી. પછી વૃદ્ધ જયધવલે દામોદરશર્માને કહ્યું, " દામોદર, કન્યા અને જમાઈનો આહાર કર્યો છે, હવે બહુ તરસ લાગી છે!" કુમાર હર્ષગુપ્ત બોલી ઉઠયો, " મહાનાયક ગંગાજળ લઈ આવું?" ખડખડાટ હસતો હસતો વૃદ્ધ બોલ્યો, " અરે, બાળક, આજની તરસ શું ગંગાજળથી મટશે, સમુદ્રનું શોષણ કરૂં તો પણ છીપવાની નથી. રાતું, ઉંનું, રક્તવર્ણું લોહી-તો તરસ છીપે. જો તારા પિતામહ હોત તો જાણતા હોત કે ધવલ-વંશની લોહીની તરસ સિપ્રા અને શુભ્રમતીને કિનારે કેવી રીતે છીપી હતી. દામોદર વેશ્યાનાં અપમાનના અપરાધથી દોષિત કરી જમાઈએ આત્મબળિદાન આપ્યું છે, બાલિકા કન્યાએ પતિનું અનુસરણ કર્યું છે, હું તેની મરણ શય્યા પાસે ઉભો ઉભો તેનાં મ્હોં પર થતી લાગણીઓ જોતો હતો-હવે-લોહી-લોહી-"

મહામંત્રીની આજ્ઞાથી બે સૈનિકો શૃંખલાબદ્ધ ઇન્દ્રલેખા અને મદનિકાને લઈ આવી. એક નોકર ચાર નેપાળી કુતરા લઈ આવ્યો. તે જોઇ કાપાલિકે જયધવલની પાસે આવી કહ્યું, " મહાનાયક, મદનિકા માટે તો યોગ્ય વ્યવસ્થા કરી છે, પરંતુ ઇન્દ્રલેખા માટે જુદી ગોઠવણ કરવી જોઇએ."

જયધવલે વિસ્મય પામી પૂછ્યું, " તમે કોણ છો?"

કાપાલિકે અટ્ટહાસ્ય કરી કહ્યું, " હું મહાયજ્ઞનો પુરોહિત છું, આજે પૂર્ણાહુતી કરવા આવ્યો છું. હું કાપાલિક છું, દામોદરશર્મા,

યુવરાજ, સાંભળો; હું સંસાર ત્યાગી આદ્ય શક્તિનો સેવક છું. ઈન્દ્ર-લેખાને ગૃહસ્થની દીકરી અને ગૃહસ્થની પત્ની માની યુવરાજની માતાનો વાળ લઈ મેં મારણ યજ્ઞની ક્રિયા કરી હતી. ત્યારે હું જાણતો નહોતો કે અનન્તા કયા વિવાહિત યુવકને ઇચ્છે છે? માતાએ આજ્ઞા કરી છે માટે કહું છું કે ગુપ્તવંશનો નાશ કરવાનો પ્રયત્ન કરનાર નારકી હરિબલે વૃદ્ધ મહારાજાનું મન હરણ કરવા માટે વેશ્યા કન્યા સાથે મહારાજાને મેળવ્યા હતા. મેં છેતરાઈ જઈ ગુપ્ત-વંશની સ્થિર કુળલક્ષ્મીને અસ્થિર કરી છે, લોહીથી પૃથ્વી તરબોળ કરી છે, અસહાયના આર્તનાદથી માતાનું આસન ડગમગ્યું છે, માતાએ મને પ્રાયશ્ચિત કરવાની આજ્ઞા કરી છે. સાંભળો ગૃહસ્થો, જગતમાં અસત્યને સ્થાન નથી, લાખો નર–નારીઓએ કુમારગુપ્તનાં પાપનું પ્રાયશ્ચિત કર્યું છે, આ કુલપુત્ર ગુપ્તકુલ રવિ જે દિવસ મહાયજ્ઞમાં પોતે પૂર્ણાહૂતિ આપશે, તે દિવસથી આર્યવર્તની અસ્થિર લક્ષ્મી સ્થિર થશે. સાંભળો મહામંત્રી, વૃદ્ધ સમ્રાટ્‌ને વશ કરી ઇન્દ્ર-લેખાએ ધાર્યું હતું કે "હું અને ચન્દ્રસેન ગાદી પર બેસશું." જુઓ પેલે ઠેકાણે ચન્દ્રસેન અને ઈન્દ્રલેખાને માટે સિંહાસન તૈયાર રાખ્યાં છે."

કાપાલિકનાં વચનો પૂરાં થયા બાદ અનેક ક્ષણ પછી મહા-મંત્રીએ કહ્યું, "મહાશય, રાજસિંહાસન ત્યાગ કર્યા પછી બાર મહાનાયકોએ જે દંડની વ્યવસ્થા કરી છે તે મારાથી ફેરવી શકાય નહિ."

જયધવલદેવ બોલી ઉઠયો, "દંડનો ભાર મારા પર છે, કાપા-લિકની ઇચ્છા પ્રમાણે થાય. ચન્દ્રસેન ક્યાં છે?"

કાપાલિકે કહ્યું, "કારાગારમાં."

વિસ્મય પામી દામોદરશર્માએ પૂછ્યું, "મહાશય, આપે શી

રીતે જાણ્યું."

કાપાલિકે કહ્યું, "માતાએ કહ્યું છે."

જયધવલે પૂછ્યું. "દામોદર, આ શું ખરૂં છે?"

મહામંત્રીએ મૃદુસ્વરે કહ્યું, "ખરૂં છે."

એક છડીદાર ચન્દ્રસેનને લાવવા ગયો. એ વખતે યુવરાજે કાપાલિક પાસે આવી પૂછ્યું, "મહાશય, અસ્થિર લક્ષ્મી ક્યારે સ્થિર થશે?"

કાપાલિકે કહ્યું, "નારાયણ, આપ જે દિવસે, પાર્થિવ જીવન તજી વૈકુંઠમાં જશો, લક્ષ્મીની સાથે મળશો, ત્યારે અસ્થિર મતિવાળી શિવકન્યા સ્થિર થશે."

ઉત્સુક ચિત્તે યુવરાજે બીજીવાર પૂછ્યું, "કેટલા દિવસ પછી?"

"થોડા દિવસોમાં નારાયણ, જે દિવસ રૂધિર ધારાથી ગંગાની રેતી રંગાશે, પાણીથી વીંટળાયેલા છતાં તરસ છીપશે નહિ, તે દિવસ સમસ્ત જીવનની અતૃપ્ત પિપાસા લઇ અમરધામે જશો. વાસુદેવ, પાછા શું નહિ આવો, આર્યભૂમિ તમારાં સુરાસુર–વાંછિત પાદસ્પર્શથી શું પવિત્ર નહિ થાય?"

યુવરાજે વિસ્મય પામી કહ્યું. "આપની વાત સમજ્યો નહિ."

"દેવ, તે દિવસ યાદ કરજો, જે દિવસ છેલ્લીવાર મગધનો વીર આર્યભૂમિમાં રક્ષણ માટે પોતાનાં લોહીથી જગતનાં પાપો ધોશે, તે દિવસ યાદ કરજો, તેમ કરશો તો આ વદ્ધ કાપાલિક અતલને સ્પર્શ કરતી નરકની ગુફાઓમાંથી વૈકુંઠે જશે."

"અરૂણા!"

"દેવ એમાં વિચાર શું! કમલા અત્યારથીજ અસ્થિર થયાં છે, વૈકુંઠનું સિંહાસન ઘણા દિવસથી ખાલી પડ્યું છે, જગત્–મા-

તાનો રથ આવ્યો છે, માતા થોડાજ દિવસોમાં ત્યાં જશે."

એક વખતે છડીદાર સાંકળોથી બાંધેલા ચન્દ્રસેનને લઇ આવ્યો તે જોઇ ઇન્દ્રલેખા બૂમ પાડી ઉઠી, ત્યારબાદ ચન્દ્રસેન અને ઇન્દ્રલેખાને પોતે રચેલી ચિતાપર બેસાડી કાપાલિકે તેનાં માથાંપર માણસોની ખોપરીના મુકટ મૂક્યા અને માણસોનાં હાડકાંઓની માળાઓ પહેરાવી, રાજ્યાભિષેકની ક્રિયા પૂરી થયા બાદ વિચિત્ર રાજમુગટથી શોભતાં રાજારાણીની ચિત્તાને કાપાલિકે અગ્નિ લગાડયો, સેંકડો કળશ ઘી રેડવાથી ચિતા ભડભડ કરતી બળવા લાગી. ગણિકાઓ અને તેમના ભડવાઓના આર્તનાદથી ગગન વિદીર્ણ થવા લાગ્યું. ત્યારે વૃદ્ધ કાપાલિકે સ્કન્દગુપ્તના ચરણો પકડી કહ્યું, "નારાયણ, વચન આપો કે તે દિવસે સ્મરણ કરશો, ગંગા અને યુમુનાના સંગમસ્થળે જે દિવસ નરદેહનિર્મિત જયસ્તંત્ર રોપશો, તે દિવસ આ વૃદ્ધને યાદ કરશો?"

યુવરાજે વૃદ્ધનો હાથ પકડી કહ્યું, "આર્ય, મને અપરાધી કરશો નહિ."

વૃદ્ધ પગ છોડી વારંવાર કહેવા લાગ્યો; "પ્રતિજ્ઞા કરો."

યુવરાજે કહ્યું, "યાદ કરીશ."

આ શબ્દો સાંભળતાંજ વૃદ્ધ કાપાલિકે ગગનસ્પર્શી ચિતાનલમા કુદકો માર્યો.

તે વખતે ભયંકર કુતરાઓ મહાનાયિકા મદનિકાનાં અંગપ્રત્યંગને ચિન્નવિચ્છિન્ન કરતા હતા.

# પ્રકરણ ૪ થું

## ગોપાલનો દેશ.

યમુનાની ભીની રેતી પર એક વૃદ્ધ સૂતો હતો, તેની પાસે બેસી એક અતુલનીય રૂપવાળી સ્ત્રી આંસુ વરસાવતી હતી. વૃદ્ધે ધીરે ધીરે કહ્યું, " મા, પેલો ગોપાલનો દેશ. "

તરૂણીએ પૂછ્યું, " ગોપાલ ક્યાં છે બા બા ? "

" ક્યારે સમજશો, મા ? આજે મારો છેલ્લો દિવસ છે. "

" બાપુ, ક્યાં જશો ? "

" મા, પાંચ વર્ષથી કહેતો આવ્યો છું, પરંતુ આજે છેલ્લી વખત કહું છું કે મા, તું દેવી છે, તને કોની માયાએ ઢાંકી દીધેલ છે ? "

" એ શું જાણું બાપુ ? મને તો એ બધું સ્વપ્નના જેવું લાગે છે. "

" શું જણાય છે, મા ? "

" દૂર દેશમાં, સરોવરમાં, પદ્મવનમાં, મારો હંસ જળક્રીડા કરતો. "

મરણોન્મુખ વૃદ્ધની આંખો પ્રકાશવા લાગી, વૃદ્ધે કહ્યું, " નારાયણ, આટલા દિવસ પછી શું મારી પ્રાર્થના સાંભળી કે ? મા, મા, એ દૂર દેશ તે ગૌડ, તે અતિ સુંદર છે, અવો સુંદર દેશ ક્યાંય જોયો નથી. એ પદ્મવન તે તારોજ બાગ છે ! આટલા દિવસ પછી શું તારાં મન પરનો પડદો સરી ગયો.

" બાપુ, ત્યાં જાણે કોઈ મારૂં હતું ? "

" હતું ? હજુ પણ છે, તે ભાનુમિત્રની તું આંખોની કીકી

હતી, મા? ગૌડ દેશ હું તો જોઈશ નહિ પણ તું જોશે. મને આ ગોપાલના દેશમાં ગોપાલના હાથમાં સોંપી તું સુંદર ગૌડ દેશમાં જા. મા! તારા મહેલમાં, તારા બાગમાં જજે, એને પ્રથમની માફક તમે બંને રહેજો, સરોવરનાં આરસનાં પગથિઆં પર બેસી અળતાથી રંગેલા પગો સરોવરમાં બોળી આનંદ કરજે."

"સરોવરના–ઘાટ–હંસ–"

"યાદ નથી આવતું, મા!"

"ના, બાપુ; એક વખત જાણે છાયાની માફક યાદ આવે છે, અને તરતજ ઘોર અંધકારનાં ઢાંકણથી ઢંકાઈ જાય છે."

"મા, છેલ્લી વખત કહેતો જાઉં છું, સાંભળ, મારો કંઠ સુકાઈ જાય છે, મારી આંખ સામે કાળો પડદો પડતો જણાય છે. હું ચાલ્યો જઈશ એટલે એ બધી વાત કહેનાર કોઈ રહેશે નહિ. મા, તું આ વિશાળ ધરણીના અધીશ્વર કુમારગુપ્તની પાલિતા કન્યા છે, અગ્નિમિત્રના પુત્ર ગૌડદેશનો પ્રધાન સેનાપતિ ભાનુમિત્ર તારો પતિ છે."

"તમે જ્યારે નહિ હો ત્યારે હું શું કરીશ?"

"હું જે કહું તે મોઢે કરી રાખ."

"બોલો"

"તું કુમારગુપ્તની પાલિતા કન્યા, અને ગૌડીય મહાબાધિકૃત ભાનુમિત્રની ધર્મ પત્ની છે."

"હું કુમારગુપ્તની પાલિતા કન્યા અને ગૌડીય મહાબલાધિકૃત ભાનુમિત્રની ધર્મપત્નિી છું."

"યાદ રાખજો."

"તમે જ્યારે જતા રહેશો ત્યારે હું કોની સાથે વાતચીત કરીશ?"

"ગોપાલની સાથે."

"ગોપલ શું બોલાવવાથી આવશે?"

"જેવી રીતે બોલાવવાનું કહ્યું છે તેવી રીતે બોલાવજે એટલે જ્યારે બોલાવશે ત્યારે આવશે."

"અત્યાર સુધી તો આવતો નથી."

"હું જાઉં છું, તમે ચિત્ત શાંત કરો, પછી બોલાવજો."

"તમે શું આજેજ જશો?"

"બહુ વાર નથી. મા, ઘણા દિવસથી સેવા કરી, બુઢાની એક વાત રાખશો?"

"શી?"

"હું ચાલ્યો જાઉં. એટલે મારૂં જે કંઇ વધે તે ગૌડમાં લઇ જજે."

"ગૌડમાં ક્યારે જઇશ?"

"એક દિવસ જવુંજ પડશે. જે દિવસ જાય તે દિવસ સાથે લઇ જજે."

"લઇ જઇશ, પરંતુ પછી તેનું શું કરૂં?"

"ગૌડનગરના કેશવના ઘાટની નીચે, સવારમાં સેંકડો નરનારી સ્નાન કરવા આવે છે, તેઓના પગના ઘસારાથી કૃષ્ણ–બ્રહ્મશિલા નિર્મિત ઘાટનાં પગથિઆં ઘસાઇ ગયાં છે. જો વર્ષાઋતુમાં ગૌડમાં જાય જો તને જણાશે કે ગંગાનું ડહોળું પાણી એ પગથિઆંને ધુએ છે. મારી રાખ અથવા હાડકાં એ પગથિઆંપર નાખી દેજે; પરંતુ જો ગ્રીષ્મ અગર ઠંડી ઋતુમાં જવાનું થાય તો ગંગાનું પાણી એ પગથિઆં નીચે ઉતરી ગયું હશે. તેથી મારી રાખ કેશવના ઘાટ નીચે દૂર સુધી ધોળી રેતીપર નાખીશ નહિ, જો તેમ કરશે તો તૃષાતુર પ્રેત કેશવના ઘાટની આસપાસ ભટકશે. ત્યારે કેશવના ઘાટથી દૂર

ગંગાના ક્ષીણ પ્રવાહમાં–જ્યાં ધોળાં લુગડાંમાં કાપો પડયો હોય તેમ ધોળી રેતી વચ્ચે ગંગાનો પ્રવાહ ચાલ્યો જતો હોય ત્યાં–ભીની રેતીને કિનારે આ ઉદરપરાયણ ઋષભની રાખ વેરી નાખજે. ”

વૃદ્ધ થાકી જઇ આંખો મીચી પડયો, આંખોમાંથી બે આંસુઓ નીકળ્યાં. થોડીવાર મુંગા રહી વૃદ્ધે ફરીથી બોલવું શરૂ કર્યું “મા કાપાલિકે જે કહ્યું છે તે ખરૂં થયું છે, બધું ખરૂં પડશે, એક દિવસ તું ગૌડ જશે, ગંગા, યમુના અને મહાનન્દાથી વીંટળાયલાં ગૌડને જોશે. મા, તે દિવસ મારી વાત યાદ કરજે. હું ગૌડવાસી છું, મારો જન્મ ગૌડનગરમાં થયો હતો. જે દિવસ ગૌડમાં જાય ત્યારે મારીવતી આંબા અને ફણસનાં વનમાં શ્યામલ ગૌડભૂમિ ધરાઇ ધરાઇને જોજે. ગૌડવાસી અને બહુ ચાહતા હતા, તેઓ જાણતા હતા કે સ્થૂળ કાયાવાળો ઋષભ આહારપર બહુ હેત રાખે છે, તે માટે તેઓ મને કદી પણ અન્નની તૂટ પડવા દેતા નહિ. ગૌડ જઇ કેશવના ઘાટપર ઉભી રહી તેમને કહેજે કે ઋષભ મરણ વખતે પણ તેઓનો સ્નેહ વિસર્યો નથી. કહેજે કે ઋષભ કદી પણ લોભ અટકાવતાં શિખ્યો નહોતો અને તેજ પાપે તે મરણ વખતે ગૌડદેશ જોઇ શકયો નથી. ”

ધીરે ધીરે વૃદ્ધની વાચા બંધ થઈ ગઈ, ધીરે ધીરે ચેતના જવા લાગી, દિવસના બીજા પહોરે ઉદરપરાયણ ભીરૂ ગૌડવાસી ઋષભ શરીર છોડી ચાલ્યો ગયો. બેભાન બની ગયેલી કરૂણા તેનું માથું ખોળામાં લઇ બેઠી હતી. શ્વાસ બંધ પડયો એટલે હૂણ–પુરોહિત હૂણ–રાજને બોલાવી આવ્યો, હૂણસેના મથુરાંનો નાશ કર્યા પછી લાકડાં લઇ આવી. યમુનાને કાંઠે મોટી ચિતા ખડકવામાં આવી, મહા ઉત્સપૂર્વક હૂણ–દેવીના અનુચર ગૌડીય બ્રાહ્મણનો દેહ ભસ્મીભૂત થયો.

ચિતા થંડી પાડયા પછી યમુનાને કિનારે ઉભાં રહી કરૂણાએ

હૂણ-રાજને બોલાવ્યો. સન્ધ્યાકાળના આરંભમાં બળતાં મથુરાં નગરને પેલેપારથી હૂણ રાજાએ ધુંટણભર થઈ હૂણ-દેવીને પ્રણામ કર્યા. કરુણાએ કહ્યું, " પુત્ર, હું ગૌડ જવાની છું. "

વિસ્મય પામી હૂણ-રાજે પૂછ્યું, " ગૌડમાં ? તે કઈ તરફ ? "

" તે કહી શકું તેમ નથી. "

"જે તરફ ગૌડ હોય તે તરફ જઈશ, દેવીની આજ્ઞાનું પાલનથશે."

બીજે દિવસે સવારમાં હૂણરાજે ગૌડ તરફ મુસાફરી શરૂ કરી, એટલે ગુપ્તસામ્રાજ્યનાં અધઃપતનનો છેલ્લો અધ્યાય આરંભાયો.

## પ્રકરણ ૫ મું

### શુકરક્ષેત્રમાં.

સ્વેત વસ્ત્રવાળો યુવક વિકટ હાસ્ય કરી ઉઠયો, તે સાંભળી મહારાજ પુત્ર કાંપવા લાગ્યા. તેણે કહ્યું, " ઇચ્છા થતાંજ મરણ આવતું હોત તો ભાનુમિત્ર ઘણા દિવસ પહેલાં મરત. હાય, ગોવિન્દગુપ્ત, આટલી ઉમ્મરે એ વાત પણ ન સમજાઈ ? મનુષ્ય જ્યારે મરણ માગે છે, ત્યારે તે સો જોજન દૂર જતું રહે છે. મેં સાંભળ્યું છે કે પાટલિપુત્રમાં દેવધર મરી ગયો છે, અને અગ્નિમિત્ર પણ મુવો છે. ત્યાર પછી શું કહેતો હતો-ભૂલી ગયો. શતદ્રુતીરે સ્કન્દે શું કહ્યું હતું તે જાણે છે ? કહ્યું હતું-પાટલિપુત્રમાં તને નિમન્ત્રણ થયું છે. ના-ના-મહારાજ પુત્ર, હું ભૂલી ગયો છું, તે બાહલીકામાં, તે રથપર-"

ગંગાની રેતીપર ઉભા રહી મહારાજ પુત્રે દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને ધીરે ધીરે સ્કન્દગુપ્તને કહ્યું, પુત્ર, મથુરાંમાં જ્યારે બધાંનો નાશ થઇ ગયો, ત્યારે આપણેજ કેમ બચ્યા ? મેં ધાર્યું હતું કે હજુ એક

વખત પ્રયત્ન કરીશ; તે માટેજ હું નાઠો છું. પરંતુ મને લાગે છે કે મેં નકામું ગુપ્તવંશપર કલંક ચઢાવ્યું છે, ચન્દ્રગુપ્તનો પુત્ર થઇ લડાઈમાં પીઠ બતાવી છે. જ્યાં સુધી ભારતમાં ગુપ્ત વંશનું નામ રહેશે ત્યાં સુધી ગોવિન્દગુપ્તના પલાયનની વાત યાદ લાવી આર્યાવર્ત વાસીઓ મારા નામપર થુંકશે. સ્કન્દ, બધું પૂરૂં થયું,–બાહલીક, કપિશા, અને નગરહાર ગયાં છે, અને હવે મને સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે પુરૂષપુર, તક્ષશિલા અને જાલંધર પણ નથી. ભાઇ, મેં ધાર્યું હતું કે સામ્રાજ્યની સેનાવડે એ શહેરોમાં ઘેરાયલાં સૈન્યોનો બચાવ કરીશ પરંતુ ખેલ ખલાસ!"

ધોળાં લુગડાંવાળો યુવક હસતો હસતો કહેવા લાગ્યો, " ઓ બુઢા, તને કહેવું ભૂલી ગયો છું, જેણે મને મરવા દીધો નથી તેજ મને અહિં લાવનાર છે. "

મહારાજ પુત્રે લગાર શાંત થઇ કહ્યું, " ભાનુમિત્ર, ગાંડાઇ છોડી દે, સામ્રાજ્યની–દેશની અવસ્થા શું સમજી શકતો નથી ? તું અગ્નિમિત્રનો પુત્ર છે, હું તારા પિતાનો મિત્ર છું, ચિત્ત શાંત કર. આર્યાવર્ત અને આર્યધર્મનો છેલ્લો દિવસ આવ્યો છે, તું ક્ષત્રિય છે, ક્ષાત્રધર્મ ભૂલ નહિ. "

ભાનુમિત્ર પાછો હસવા લાગ્યો. તેણે કહ્યું, " મેં મનમાં ધાર્યું હતું કે મરીશ. પણ કોનો મગદૂર છે કે મને મારે ? બરફમય શિખરોવાળા પર્વતોથી શરૂ કરી યમુનાના કિનારા સુધીનાં સેંકડો યુદ્ધમાં ભાનુમિત્ર મરણને ભેટવા ગયો છે; પરંતુ મૃત્યુ દૂર નાસી જાય છે. અસ્ત્ર ગયાં છે; બખ્તર ગયું છે; સેંકડો તરવારો અને ફરશીઓ મારાં માથાંપર ઝઝુમી રહી હોય છે તોપણ મરણ આવતું નથી. કોઇનો અદૃશ્ય હાથ, કોઇનું અદૃશ્ય બખ્તર હમેશાં મારી રક્ષા કરે છે. મહારાજ પુત્ર, એમ ધારશો નહિ કે ભાનુમિત્ર ક્ષાત્રધર્મ ભૂલી

ગયો છે, પરંતુ મૃત્યુ આવતું નથી, આવતું નથી, આવતું નથી. ”

યુવરાજ સ્કન્દગુપ્ત સફી રેતીપરથી ઉઠી ઉભો થયો અને ગોવિન્દગુપ્તને કહ્યું, “ તાત, એક દિવસ શતદ્રુતીરે અદૃષ્ટની મશ્કરી કરી હતી, આજે બીજી વખત કરીશ. ”

મહારાજ-પુત્રે વિસ્મય પામી પૂછ્યું, “ શું કહે છે, સ્કન્દ ? ”

“ જોઉં છું કે મરણ આવે છે કે નહિ ? ”

“ શું અગ્નિમાં બળવું ? ”

“ તાત, અગ્નિમાં બળવું એજ આપણે માટે યોગ્ય પ્રાયશ્ચિત છે. પરંતુ આજે બીજો ઉપાય કામે લગાડીશ, દેવધર શતદ્રુયુદ્ધની તરવાર પાછી આપી ગયો છે, આજે ચિરબન્ધુ ઈશ્વર સહાય કરે છે કે નહિ તે જોઈશ. ”

ભાનુમિત્ર વળી ખડખડાટ હસતો હસતો કહેવા લાગ્યો, “ભૂલ, એ પાગલ ભૂલ કરે છે. તારો ચિરબન્ધુ કોણ ? નગરહારની તરવારે જેમ સત્યાનાશ વાળું તેમ શતદ્રુની તરવાર વિશ્વાસઘાતક નિવડશે. પરંતુ આ હૂણોનાં પૂરને નહિ ખાળી શકે,—નકામો પ્રયત્ન કરો નહિ મહારાજ પુત્ર. ”

ઠુંઠો બન્ધુવર્મા અત્યાર સુધી રેતીપર બેઠો હતો, તેણે આ વખતે ભાનુમિત્રને કહ્યું—

“ભાનુ, તું શું જાલંધરથી એકલો આવ્યો ? ”

ઉન્મત્ત ભાનુમિત્રે કહ્યું, “ એકલો ? ના, બીજા પણ ઘણા લોકો હતા. ”

“ તેઓ ક્યાં ગયા ? ”

“ તેની તો કંઈ ખબર નથી—”

યુવરાજે દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું, “ બન્ધુ, ભાનુની વાતચીત

પરથી એની હાલત સમજી શકતો નથી ? ”

બન્ધુવર્માએ કહ્યું, “ સમજી શકું છું, પરંતુ યુવરાજ તમે શું એમ ધારો છો કે જાલંધરથી ભાનુમિત્ર એકલો અહિં સુધી આવ્યો? કદી નહિ ? ”

“ કદાચ દસ–વીસ માણસો સાથે હશે. પરંતુ તેટલાંથી શું બને ?”

“સાંભળો, યુવરાજ, દસ–વીસ માણસો સાથે ભાનુમિત્ર જાલં-ધરથી આવ્યો નથી, આજુબાજુમાં સામ્રાજ્યની સેના હોવીજ જોઇએ. મહારાજ પુત્ર, અધીરા બનશો નહિ, હજુ પણ આશા છે, ગુપ્ત-કુળનો ગૌરવરવિ હજુ પણ આથમ્યો નથી, આપ તથા સ્કન્દ હશો ત્યાં સુધી કદાચ આર્યાવર્તનું રક્ષણ થશે. નકામી આશાથી વિશ્વકર્માના પુત્રે રણક્ષેત્રમાંથી પલાયન કર્યું નથી.”

દીર્ઘનિશ્વાસ નાખી યુવરાજે કહ્યું, “ બન્ધુ, તું શું કાપાલિકની વાતમાં વિશ્વાસ રાખી બેઠો છે ? ”

“ કાપાલિકે ખોટું કહ્યું નથી. યુવરાજ, થોડી વાટ જુઓ, જો એ ઘડીમાં અવસ્થાન બદલાય તો યોગ્ય લાગે તે કરજો. ”

એ વખતે ઉન્મત્ત ભાનુમિત્ર બોલી ઉઠયો. “ જો બુઢા, દૂર ઘોડાપર ચઢી એક માણસ આવે છે, મને લાગે છે કે મેં તેને ક્યાંય જોયો છે. ”

ઘોડેસ્વારનાં આગમનના સમાચાર સાંભળી બન્ધુવર્મા ઉભો થયો, અને તરવાર ખુલ્લી કરી કહેવા લાગ્યો, “ મહારાજ પુત્ર, જો ભાનુની વાત ખરી હોય તો આત્મ–રક્ષણ કરવું પડશે નહિ તો અકસ્માત્ આપણી અવસ્થા ફરી જશે. ઘોડેસ્વાર જો હૂણ હોય તો મરણે આપણી પ્રાર્થના સાંભળેલી જણાય છે, પરંતુ તે જો સામ્રાજ્યનો ઘોડેસ્વાર હોય તો આજે સૂર્ય આથમે તે પહેલાં હૂણોનાં

લોહીથી મથુરાંનું કલંક ધોઇશ. પરંતુ ઘોડેસ્વાર ક્યાં ?"

દીર્ઘ નિશ્વાસ નાંખી મહારાજ-પુત્રે કહ્યું, "સ્વપ્ન, બન્ધુવર્મા, સ્વપ્ન અન્તર્વેદીમાં માણસો નથી, તો પછી ઘોડેસ્વાર ક્યાંથી ? આજે દશ-હજાર ઘોડેસ્વારો મળે તો હૂણરાજને અન્તર્વેદીમાંથી નસાડી મૂકું અને જો પંદર હજાર મળે તો વળી શતદ્રુતીરે ફરી જાઉં—"

પાછળના રેતીના ઢગલાની આડમમાંથી કોઇએ કહ્યું, "જરૂર પડશે તો વીશ હજાર આપીશ."

બધા ચમકયા, રેતીના ઢગલાની આડચમાંથી એક વર્માવૃત યોદ્ધો તેની પાસે આવ્યો અને લશ્કરી રીત મુજબ નમન કરી ઉભો રહ્યો. મહારાજ પુત્રે વિસ્મય પામી પૂછ્યું, તમે કોણ છો ?"

"ઓળખાણ પછી આપીશ."

તે વખતે બન્ધુવર્મા બોલી ઉઠયો, "મેં ઓળખ્યા, સામ્રાજ્ય-માંની કોઇ પણ બીજી વ્યક્તિનો આવો અવાજ સાંભળ્યો નથી. મહા-રાજ-પુત્ર, મહાનાયક મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તદેવ આપની સામે ઉભા છે."

ગોવિન્દગુપ્તે ગળગળા અવાજે કૃષ્ણગુપ્તનો હાથ પકડી કહ્યું, "કૃષ્ણ, ખરેખર તું છે? ત્યારે હજુ આશા પડે છે? તું ન આવ્યો હોત તો અમે ત્રણ જણાએ અગ્નિમાં પ્રવેશ કર્યો હોત જલદી કહે, સૈન્ય ક્યાં છે?"

"શાન્ત થાવ, સૈન્ય પાસેજ છે. આ બે દિવસ થયાં હું ભાનુમિત્રને શોધતો ફરૂં છું. મથુરાંથી જેઓ નાસી આવ્યા છે, તેને મ્હોંએ મેં સાંભળ્યું હતું કે સત્યાનાશ વળી ગયું છે. તમને આ જીવનમાં જોઇશ એવી મને આશા નહોતી. જાલંધરથી અમે વીશ હજાર ઘોડેસ્વારો લઇ આવ્યા હતા, કાન્યકુબ્જમાં પચીસ હજાર ઘોડેસ્વારો સાથે ચક્રપાલિત અને હર્ષગુપ્ત તૈયાર છે. મથુરાંના ખબર

સાંભળી તેનો દિગ્મૂઢ બની ગયા છે. તેઓએ સાંભળ્યું છે કે મથુ-
રામાં મહારાજપુત્ર અને યુવરાજભટ્ટારક માર્યા ગયા છે, આ સમાચાર
સાંભળી કાન્યકુબ્જમાં હરિબક્ષે મહોત્સવ આરંભ્યો છે, લડાઇમાં
પુત્ર અને ભાઈ માર્યા ગયા છે, દસ હજાર મગધ વીરો મરી ખૂટી
છે, તે સાંભળી સમ્રાટે પરમ નિશ્ચિંત મને ઉત્સવસ્રોતમાં અંગ વહે-
વડાવી દીધું છે ચક્રપાલિતે સૌરાષ્ટ્રમાં જવાનું નક્કી કર્યું છે, હર્ષ પિ-
તાના શોકથી વ્યાકુળ બની ગયો છે. મેં ધાર્યું હતું કે વાનપ્રસ્થ
લઇશ—"

"કૃષ્ણ, વાત કરવાનો ઘણો વખત મળશે, જયના ઉલ્લાસમાં
ઉન્મત્ત થઇ બળવાન શત્રુઓં મહોદય તરફ જાય છે, પહેલાં તેઓને
અટકાવવા પડશે, તારી સેના ક્યાં છે?"

"એક ગાઉ દૂર છાવણી નાખી પડી છે."

"અમને જેમ બને તેમ જલદી ત્યાં લઇ જા. કૃષ્ણ, તું જાતે
કાન્કુબ્જ નગરમાં જા નહિ તો કોઈ વિશ્વાસ કરશે નહિ કે અમે
જીવતા છીએ. ચક્રપાલિત અને હર્ષને ખબર મળે કે તરત શુકરક્ષેત્રમાં
આવવાનું કહે."

કંઈ પણ જવાબ ન આપતાં કૃષ્ણગુપ્ત આગળ ચાલ્યો, ગોવિન્દ-
ગુપ્ત, સ્કન્દગુપ્ત, બન્ધુવર્મા અને ભાનુમિત્ર તેમની પાછળ ચાલ્યા. તે
સ્થાનથી લગભગ એકાદ ગાઉ દૂર ગંગા નદીપર એક નાનું આંબા-
વાડીઉં હતું; તેની પાસે એક જુનું દેવાલય હતું, તે દેવાલયપર ચઢી
એક યુવક ચારે તરફ જોતો હતો, તે દૂરથીજ આ પાંચ જણાઓને જોઇ
મંદિરની ટોચ પરથી નીચે ઉતરી ઘોડા પર બેઠો અને ક્ષણવારમાં તેમની
પાસે આવી પહોંચ્યો. તેને ઘોડાપર બેસતો જોઇ આંબાવાડીઆંમાંના
અનેક સૈનિકો બહાર આવ્યા હતા. પેલા ઘોડેસ્વારોએ પાંચે જણ

પાસે આવી એકાએક બોલી ઉઠયો, "મહારાજપુત્રનો જય, યુવરાજ-ભટ્ટારકનો જય." જેઓ છાવણી બહાર આવ્યા હતા તેઓ આ બૂમો સાંભળી આનંદના પોકારો કરવા લાગ્યા, તે સાંભળી આંબા-વાડીઆંમાંની બધી સેના બહાર આવી, વીસ હજાર સૈનિકો જયધ્વનિ કરવા લાગ્યા, તેમના પોકારોથી અન્તર્વેદીની ભૂમિ કંપવા લાગી. ગળગળા અવાજે ગોવિન્દગુપ્તે કહ્યું, "આર્યાવર્તમાં હજુ પણ જીવ છે."

સન્ધ્યાકાળ વખતે વીશ હજાર ઘોડેસ્વારો જ્યારે આંબાવાડિ-માંથી બહાર નીકળ્યા, ત્યારે હજારો હૂણ સૈનિકો લૂટવાના કામમાં મશગુલ હતા; હૂણરાજ પોતાનાં સૈન્ય સાથે નિશ્ચિંત ચિત્તે ગોડ તરફ જતો હતો. પેલી વીશ હજારની સેના રાતના ઘોર અંધકારમાં નાનાં નાનાં હૂણ સૈન્યોપર તૂટી પડી, વિસ્મય પામેલી અને બ્યવસ્થા વિનાની હૂણ સેના હારી, ઉભી પૂછડીએ નાઠી. હૂણ–સેના નાનાં ટોળાંઓમાં વહેંચાઈ જઇ લૂટફાટ કરતી હતી, કોઇ ઠેકાણે પાંચસો, તો કોઇ જગાએ હજાર તો કોઇ જગાએ પાંચહજાર પરંતુ સામ્રાજ્યની વીશહજાર સેના તે ઓપર એકીસાથે હલ્લો કરતી હતી પરિણામે હૂણસેનાનાં બધાં ટોળાં હારી પાછળ હઠયાં ખરાં પરંતુ રાત પૂરી થવા આવી છતાં શત્રુનો પાર આવ્યો નહિ. સવારમાં શત્રુની સેનાનો થોડી જોતાં હૂણસેનાને આ-શ્વાસન મળ્યું અને ચારે તરફથી તેપર હલ્લા થવા લાગ્યા. ત્યારે ચક્ર-વ્યૂહ રચી ગુપ્ત સામ્રાજ્યની સેના મરણને માટે તૈયાર થઇ.

પાંચસો વર્ષ પહેલાં કાન્યકુબ્જથી થોડે દૂર ગંગા નદી ઉત્તર વહેતી હતી, તે ઠેકાણે નદીની ઉલટી ગતિને લીધે રેતી હંમેશાં ભીની રહેતી. એ જલાશય ભૂમિપર અઢાર હજાર ઘોડેસ્વારો સાથે ગોવિન્દગુપ્ત, સ્કન્દગુપ્ત અને બન્ધુવર્મા હૂણ–યુદ્ધનાં છેલ્લાં યુદ્ધ માટે

તૈયાર થઈ ઉભા. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી સામ્રાજ્યની સેનાએ થોડી મહેનતે બચાવ કર્યો. પણ સંધ્યાકાળે સેના હતાશ થઈ ગઈ. ઘોડાપરથી ઉતરી યુવરાજ અને મહારાજ–પુત્ર હૂણ–સેના રૂપી સમુદ્રમાં ઝંપલાવા તૈયાર થયા, એવે વખતે દૂર જયધ્વનિ સંભળાયો વિજયી હૂણસેના નાસવા લાગી, ગોવિન્દગુપ્ત અને સ્કન્દગુપ્તે વિસ્મય પામી ફરીથી ઘોડાપર આરોહણ કર્યું, તેણે જોયું કે ત્રણ દિશાએથી હજારો ઘોડેસ્વારોએ હૂણસેના પર વર્ષાકાળનાં ગાઢાં વાદળાંની માફક આક્રમણ કર્યું છે લડાઇમાં જીત્યા છતાં હૂણરાજ વિજયી થઇ શકયો નહિ. લાખો માર્યા ગએલા અને ઘવાયવા બંદીઓ યુદ્ધક્ષેત્રમાં મૂકી ખિંખલને નાસી જવાની ફરજ પડી.

યુદ્ધ પૂરૂં થયા બાદ ચક્રપાલિત, હર્ષગુપ્ત અને કૃષ્ણગુપ્તે આવી મહારાજ પુત્રને નમન કર્યું, ગોવિન્દગુપ્તે તેઓને કહ્યું, “ તમે અન્તર્વેદી તાબામાં લઇ મથુરાં તરફ જાઓ, સ્કન્દ અને હું મહોદય જઇએ છીએ.

હર્ષગુપ્તે વિસ્મય પામી કહ્યું, “ પિતા, મહોદયે ? ”

“ હા ! પુત્ર, ગોવિન્દને મારી નાખે એવું માણસ હજુ ઉત્તરાપથમાં જન્મ્યું નથી. ”

“ મહોદયે—? ”

“ મહોદયે અત્યારે શું થાય છે ? ”

“ આપનાં અને જ્યેષ્ઠ પુત્રનાં મરણ માટે ઉત્સવ થાય છે. ”



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## મહોદયમાં.

મહોદય નગરના વિશાળ માર્ગપર ઉભા રહી એક માણસે બીજાને પૃછ્યું.

" ભાઇ આ બધું શામાટે છે તે સમજાયું? "

બીજા નાગરિકે કહ્યું " કંઇ સમજાતું નથી, મેં તો એક હોડી તૈયાર રાખી છે, જ્યારે કંઇક ભય જણાશેકે તરતજ ગંગાને પેલે પાર નાસીશ, "

" મથુરાં તો ગયું છે એ બાબતમાં કંઇ સંદેહ નથી, પણ અહિંતો ઉત્સવ થાય છે. એતો આનંદ કરે છે. "

" એ કોણ? "

" એ શિવનન્દી, સંઘસ્થવીર, હરિબલ અરે મહારાજાધિરાજ."

" અરે ગાંડા, જ્યારે હૂણો આવશે ત્યારે તું જોઇશ કે તેઓ તો વીર પુરુષોની માફક રથપર ચડી પાટલિપુત્રમાં નાસી જશે. ત્યારે મરવાના મારા જેવા નાગરિકો. "

" પરંતુ ભાઇ, પેલા જુવાનીઆનાં ટોળાંને ધન્યવાદ આપવો ઘટે છે, પાંચ હજાર ઘોડેસ્વારો સાથે સ્કન્દગુપ્ત ઇચ્છાપુર્વક યમને ઘેર ગયો, હૂણોને મન તો મથુરાંનગરને યમપુરી બેય એકજ છે. તું રાજપુત્ર છે, તારે લડાઇમાં જવાની શી જરૂર છે? ઘણા મુઆ, પણ તેથી લાભ શું થયો, ફકત શત્રુઓ હસ્યા. "

" કેવી નવાઇ ભાઈ. જે રાજામાં રાજ્યનું રક્ષણ કરવા જતાં ભાઇ મુઓ, પુત્ર મુઓ, તેજ રાજ તેનાં મરણ માટે મહોત્સવ કરવાની આજ્ઞા આપે છે? "

"અરે રાજાએ ક્યાં આજ્ઞા આપી છે, રાજા છે પણ ક્યાં ? આજ્ઞા આપનાર તો અનન્તાનો પાળેલો વાનર છે."

"ચુપ, ચુપ, કોઇ સાંભળશે, ચારે તરફ હરિબલના દૂતો ભટકે છે."

"એ બંનેની પાસે થઈ બે મુસાફરો જતા હતા, તેઓ તેમની વાતચીત સાંભળી થોડે દૂર ઉભા રહ્યા, પહેલા નાગરિકે કહ્યું, "અને પેલા બે છોકરાએ ક્યા ગયા ?"

"અરે, હર્ષગુપ્ત મોટા બાપનો દીકરો છે-સિપ્રાને કિનારે યુદ્ધ કોને કહે તે હું પ્રથમ સમજ્યો હતો, પિતા દેશનું રક્ષણ કરવા જતાં મુઆ છે એ સાંભળી હર્ષગુપ્ત જેવો તેનો પુત્ર શાંત રહી શકે કે ? તે પણ મરવા ગયો છે."

"પરંતુ શહેરમાં એક પણ સૈનિક નથી ?"

"બધું સૈન્ય મહારાજ પુત્ર અને યુવરાજના હુકમમાં છે. જો તેમ ન હોત તો હરિબલ શું એ બંનેને જીવતા મૂકત કે ? ભાઇ, સિપ્રા અને શુભ્રમતિને કિનારે કુમારગુપ્ત અને ગોવિન્દગુપ્તને એકી સાથે યુદ્ધ કરતા જોયા છે, આજે તે ગોવિન્દગુપ્ત મુઆ છે, અને તેજ કુમારગુપ્ત ઉત્સવમાં ઉન્મત્ત થઇ ગયો છે !"

પેલા મુસાફરો ત્યારે પણ ઉભા હતા, તેમાંના એક આવી પૂછ્યું, "મહાશય, આજે શું મહોદય નગરમાં ઉત્સવ થશે ?"

નાગરિકે કહ્યું "હા"

"કેવી જાતનો ઉત્સવ થશે ?"

"આખા શહેરમાં રોશની થશે અને ગણિકાઓ રસ્તાઓમાં નાચ કરતી ભટકશે."

"હૂણ સેના શું હારી છે ?"

" ના, સાંભળ્યા મુજબ તે મથુરાં સુધી આવી પહોંચી છે."

" ત્યારે ઉત્સવ શા માટે ? "

" સદ્ધર્મના શત્રુઓ માર્યા ગયા છે. "

" સદ્ધર્મના શત્રુઓ કોણ ? "

" ગોવિન્દગુપ્ત અને સ્કન્દગુપ્ત. "

" બાઇ, હમણાંજ મેં સાંભળ્યું કે તમે સિપ્રા અને શુભ્રમતિને કિનારે હાજર હતા ? "

" હા, હાજર હતો. "

" ગોવિન્દગુપ્તને કદી પણ બૌદ્ધોપર અત્યાચાર કરતો સાંભળ્યોછે?"

" ના. "

" ત્યારે ગોવિન્દગુપ્ત સદ્ધર્મનો શત્રુ કેવી રીતે ? "

" મહાશય, સંઘસ્થવિર, હરિબલ એ વાત જાણતા હશે. "

" બન્ધુ તમે ગોવિન્દગુપ્તને જોયો છે ? "

" ઘણા વખત પહેલાં જોયા છે, અત્યારે મને લાગે છે કે ઓળખી શકીશ નહિ. "

" સ્કન્દગુપ્તને જોયો છે ?–"

" હા. "

" મુસાફરે પોતાના માથાપરની પાઘડી ખેંચી લીધી–તેના પિંગળાવાળો બીજા મુસાફરના માથાપર પડયા. ત્યારે બંને નાગરિકો ગોઠણિયાભર થઇ નમન કરવા લાગ્યા. પહેલા નાગરિકે કહ્યું, " દેવ, ત્યારે શું કાન્યકુબ્જનું રક્ષણ થયું છે ? "

પહેલા મુસાફરે લગાર હસી કહ્યું, " કેમ ? "

" તેમ ન હોત તો મહારાજ–પુત્ર અને યુવરાજને શહેરમાં જોત નહિ. "

" નગરનું રક્ષણ થયું છે, નિશ્ચંત મને ઘેર જાઓ, અમને જોયા છે એ વાત કોઇને કહેશો નહિ. "

સંધ્યાકાળ થયો મહોદયમાં અસંખ્ય દીવાઓ સળગ્યા, યુવાન ગણિકાઓ દરેક રસ્તાપર નાચવા લાગી, ત્યારે બંને મુસાફરોએ ગંગાના કિનારાપરના વિશાળ મહેલમાં પ્રવેશ કર્યો, ખાઇથી વીંટળાયલા મહેલના દરવાજાપર એક પ્રહરી એક યુવાન દાસી સાથે વાતચીત કરવામાં મશગુલ હતો. બંને મુસાફરોએ તેની સામા ઉભા રહી માથાપરની પાઘડી ઉતારી ફરીથી બાંધવાનું શરૂ કર્યું, પ્રહરીએ એક વખત તેના તરફ જોયું, બીજી વખત જોઇ તેણે વાતચીત બંધ કરી અને ત્રીજીવાર નજર કરી ખાત્રી થઇ એટલે તે તરતજ બંને પથિકોના પગમાં પડયો અને ગળગળા અવાજે કહ્યું, " પ્રભુ. "

મહારાજ-પુત્રે તેને આલિંગન કરી કહ્યું, " શાન્ત થા ભાઇ, અમે મુઆ નથી. મહારાજ કયાં છે? "

પ્રહરીએ આંસુ લૂછી નાખી કહ્યું, " મંડપમાં નાચ જુએ છે. "

બંને એ રાજમહેલમાં પ્રવેશ કરી માણસોનાં ટોળાં સાથે ભળી ગયા.

કાન્યકુબ્જના રાજમહેલમાં કાળા આરસથી બંધાવેલા સભામંડપના ચોકમાં વિશાળ મંડપ નીચે અસંખ્ય સભાસદોથી વીંટળાઇ મહારાજાધિરાજ કુમારગુપ્ત નાચ જોતા હતા. તેની પાછળ સોનાનાં મણિમુક્ત ખચિત સુખાસનપર પટ્ટમહાદેવી અનંતાદેવી પડખાભર થઈ પોતાની સખીઓ સાથે વાતચીત કરતી હતી. અકસ્માત્ મહાદેવીનું મ્હોં ફીકુ પડી ગયું. તેણે કહ્યું, " પેલું કોણ છે? " સખિઓ બતાવેલી દિશા તરફ જોઇ રહી તો જણાયું કે કાળા આરસના થાંભલાપર ઝુલતી રૂપાની દીવી ડોલે છે. આ જોઈ શાંત થઈ મહાદેવી નૃત્ય

જોવા લાગ્યાં, અર્ધીઘડી વીતી ગઈ. અકસ્માત્ મહાદેવીની દૃષ્ટિ બીજા સ્તંભ તરફ પડી તેણે બૂમ પાડી કહ્યું, "પેલું કોણ છે, પેલું કોણ છે ?" નાચ અટકી ગયો, સભાસદો ઉભા થયા, બધા બતાવેલી બાજુએ જોવા લાગ્યા, તો જણાયું કે બીજા થાંભલા પરનો દીવો ડોલે છે. ઘણીવાર પછી મહાદેવી શાંત થયાં, નાચ ફરીથી આરંભાયો. અર્ધી ઘડી વીત્યા બાદ અકસ્માત્ સંઘસ્થવિર, હરિબલ ચેતના ગુમાવી સભામંડપની ભોંયપર પડયો, તે સાથે પટ્ટમહાદેવી અનંતા ઉંચે અવાજે "રક્ષા કરો, રક્ષા કરો" બોલી સમ્રાટ્ને પકડી બેઠી, તેજ વખતે સ્તંભની આડચમાંથી બે મનુષ્યોની મૂર્તિ સિંહાસન તરફ આવી, વૃદ્ધ સમ્રાટ્ આત્મવિસ્મૃત થઈ ભય વિહવળ તરૂણી મહાદેવીને દૂર હડસેલી ઉભો થયો. બંને મનુષ્યોએ તરવાર ખુલ્લી કરી નમન કર્યું. ત્યારે સમ્રાટ્ બોલી ઉઠયો, "કોણ? ગોવિન્દ-સ્કન્દ ? આ શું સ્વપ્ન છે."

બંને માણસોમાંનાં એક બોલી ઉઠયો, "મહારાજાધિરાજનો જય થાઓ. હું ગોવિન્દ છું, મારી સાથે યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત આવ્યા છે. મહારાજ, મહોદય નગરમાં આજે શાનો ઉત્સવ છે ? ભાઇ અને પુત્ર હૂણરૂપી સમુદ્રનું મંથન કરી આવ્યા છે: એ માટે શું આજે મહોદયવાસી આનંદસાગરમાં ડુબી ગયા છે ?"

વૃદ્ધ સમ્રાટનું માથું નીચું થયું, તે વખતે અસ્ફુટ ચીતાર કરી પટ્ટમહાદેવી અનંતા મૂર્છિત થઇ પડી, તે જોઈ ગોવિન્દગુપ્તે કહ્યું, "મહરાજ, મારૂં અને સ્કન્દનું આ સભામાંનું આગમન આપને યોગ્ય લાગતું નથી ?"

વૃદ્ધસમ્રાટનું માથું વધૂ નીચું નમ્યું, ગોવિન્દગુપ્તે આગળ ચલાવ્યું, "મહારાજ, આ દાસે ઘણા દિવસ થયાં આપનાં ચરણોનાં દર્શન કર્યાં નહોતાં, મેં સાંભળ્યું છે કે પાટલિપુત્રમાં ચંદ્રધરના પુત્રે

આત્મબળિદાન આપ્યું છે, તે માટે મહારાજાધિરાજે ચંદ્રગુપ્તની રાજધાની પાટલિપુત્ર તજ્યું છે, સાંભળ્યું છે કે કુલીન વંશમાંનું કોઈ સભામાં અથવા મહેલમાં આવતું નથી, સાંભળ્યું છે કે-કલાલ અક્ષયનાગનો પુત્ર પાટલિપુત્રમાં પાછો ગયો છે, તે માટે બહુ દિવસો પછી આપનાં દર્શન કરવા આવ્યો છું."

વૃદ્ધ સમ્રાટ્ મુંગો બેઠો રહ્યો. એ વખતે સંઘસ્થવિર હરિબલે સમ્રાટની પાસે આવી તેનાં ચરણો પકડ્યાં, તે જોઇ ગોવિન્દગુપ્તે ગુસ્સાથી કહ્યું, "સાંભળો, મહારાજ, આજે સામ્રાજ્ય ભયમાં છે, નહિ તો ગોવિન્દ ગુપ્ત મહારાજાપાસે કદી આવત નહિ. બાહલીક, કપિશા અને ગાંધાર શત્રુના હાથમાં ગયેલાં છે; નગરહાર, પુરુષપુર અને તક્ષશિલા ભસ્મીભૂત થયેલાં છે, શતદ્રુ ઓળંગી હૂણસેના અંતર્વેદીમાં આવી પહોંચી છે. મથુરાંની હયાતીનો લોપ થયો છે, તાત, જાગો, આર્યાવર્તનું સત્યાનાશ વળવા બેઠું છે. ઉઠો, પિતાએ આપેલી તરવાર પકડો, ગોવિન્દગુપ્ત ખાત્રીથી કહે છે કે એમ થતાં તમારો આ સેવક હૂણસેનાને વક્ષુનદીને પેલેપાર હાંકી કહાડશે; સુંદર નાચનારીઓ, મૂલ્યવાન મદિરા, નાચ-ગીત, મહોત્સવ બધું તમારા તાબામાં રહેશે, પણ એક વખત ઉઠો, આળસાઈ છોડો, આંખો ઉઘાડી જુઓ કે ધરણી માણસોનાં લોહીથી તરબોળ થઈ ગઇ છે, પ્રજાનો આર્તનાદ કાનને બહેરા કરી નાખે છે, સેના-દલ છિન્નભિન્ન થઇ ગયું છે, સામ્રાજ્ય વિશૃંખલ બની ગયું છે. તમે શું તેજ કુમારગુપ્ત છો? સિપ્રા અને શુભ્રમતીતીરે શું તમે જે શત્રુના વ્યૂહો ભેદ્યા હતા? ઉઠો, મહારાજ, આ વિલાસ ભોગવવાનો સમય નથી, આજે પવિત્ર આર્યભૂમિ અસ્પૃશ્ય જંગલી હૂણોના પાપી પગલાંથી કલંકિત થઇ રહેલ છે, ચન્દ્રગુપ્તનો પુત્ર, સમુદ્રગુપ્તનો પ્રૌત્ર, આ બધું જોઇ સાંભળી શું શાંત બેસી રહ્યો છે?"

મહારાજ-પુત્રનાં વચનો પૂરાં થયા પહેલાં મહાદેવીને ભાન આવ્યું, તેણે યુવરાજ તરફ આંગળી કરી કહ્યું, "એને દૂર કરો, દૂર કરો. તેણે માને મારી નાખી છે, હવે મને પણ મારી નાખશે," અત્યાર સુધી સમ્રાટ્‌ની વાચા બંધ હતી, તે હવે ઉઘડી, તેણે વ્યગ્રતાપૂર્વક પૂછ્યુ. "કોને કહાડી મૂકું ? તારી હત્યા કોણ કરશે" અનંતા બીજી વખત યુવરાજ તરફ આંગળી કરી બોલી ઉઠી, "પેલો-આ-તેને દૂર કરો નહિ તો હું મરી જઈશ."

એ વખતે ગોવિન્દગુપ્તે કહ્યું, "મહારાજ, સામ્રાજ્યપર ભયનું વાદળ ઝઝુમી રહ્યું છે માટે હું રાજાનાં દર્શન કરવા આવ્યો છું, સામ્રાજ્યનો બચાવ કરવાનો ભાર મારાથી હવે વેઠી શકાતો નથી—"

"તેને દૂર કરો, જલદી દૂર કરો મારો શ્વાસ રૂંધાઇ જાય છે."

"સાંભળો, મહારાજ. આ સ્ત્રી ગાંડી જણાય છે, એના જેવી સેંકડો ગાંડી સ્ત્રીઓ હૂણ-યુદ્ધમાં પતિ-પુત્રો ગુમાવી રસ્તે રસ્તે ભટકે છે. તાત, હજુ પણ જ્ઞાન લાવો, નહિ તો સિપ્રા અને શુભ્રમતીનો યશ હૂણ-યુદ્ધમાં કલંકની કાળાશવડે ઢંકાઇ જશે અને આર્યાવર્તવાસીઓ તમારાં નામના અપયશ ગાશે-"

"જલદી દૂર કરો, જલદી દૂર કરો, હજુ પણ દૂર નથી કર્યો ?"

વૃદ્ધ સમ્રાટે મૃદુસ્વરે કહ્યું, "સ્કન્દ, તું દૂર જતો રહે." થોડી વાર સ્તબ્ધ બની જઈ મહારાજ-પુત્ર બોલી ઉઠયા, "શું કહ્યું મહારાજ ? સ્કન્દ તો આર્યવર્તનો એક માત્ર આધાર છે! તમે શું એમ ધારો છો કે વેશ્યાનો જાર ચંદ્રસેન, ગણિકા-પુત્ર શિવનંદી અને કલાલનો દીકરો ભવરૂદ્ર હૂણ-પ્રલયમાંથી ઉત્તર અને દક્ષિણ ભારતનું રક્ષણ કરશે ? સ્કન્દ, પુત્ર, યુવરાજ,-?"

તે રાતે ઉત્સવમય મહોદયનગરમાં પરમેશ્વર, પરમવૈષ્ણવ, યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તદેવને કોઇ ખોળી શક્યું નહિ.

---

## પ્રકરણ ૭ મું

### સ્તંભની રક્ષા.

" પુત્ર શરીર હવે સહન કરતું નથી, હવે કેટલી સેના છે ? "

" પાંચસો માત્ર. "

" એ પાંચસો વીરો મારે માટે શામાટે મરે છે ? તેને નાસવાનું કહે. કહે કે ગુપ્તસામ્રાજ્ય નાશ પામ્યું છે, ગોવિન્દગુપ્ત મુઓ છે, તમે ઘેર ચાલ્યા જાઓ."

" કોઈ જવા ઇચ્છતું નથી પિતા ? "

" કેમ ? "

" તેઓ કહે છે કે અમે વંશપરંપરાથી ગુપ્તકુળનાં અન્નથી પોષાયલા છીએ, આજે દુઃખના સમયમાં કદીપણ સ્વામીનું કુળ તજશું નહિ. "

" હવે યુદ્ધ કરવાથી શું ફળ ? કોને માટે યુદ્ધ કરૂં ? સ્કન્દની સાથે બધું પૂરૂં થયું છે. "

' પિતા, આપણી સાથે એક યુવાન જમાદાર છે, તેને જોતાં શું જણાય છે ? "

" હર્ષ, જે ધારીએ છીએ તેમ નથી, તેનું મ્હોં સ્કન્દ જેવું છે પણ વાળ કાળા છે. "

" પિંગળા વાળ કાળા રંગથી રંગી શકાય નહિ ? "

" રંગી શકાય, પરંતુ કેટલા દિવસ રહે ? "

" તેની એક વખત તપાસ તો કરો. "

" નકામી આશા રાખ નહિ, હર્ષ, મારૂં જીવન પૂરૂં થવા

આવ્યું છે, મને હવે લોભાવ નહિ. તે જીવતો હોત તો મરણ વખતે મને તજત નહિ."

એક વખતે દૂર ઘોડાનાં પગલાં સંભળાયાં. ગાઢ વનમાં થાકી ગયેલા પાંચસો ઘોડેસ્વારો ઝાડ નીચે વિસામો લેતા હતા, તેઓ શબ્દ સાંભળી તૈયાર થયા. થોડીવાર પછી એક ઘોડેસ્વારે આવી હર્ષગુપ્તને કહ્યું, "દેવ, હૂણસેનાને આપણો પત્તો મળ્યો છે અને આપણને ચારે તરફથી ઘેરી વળ્યા છે."

વૃદ્ધ ગોવિન્દગુપ્ત ભૂમિપર સૂકાયલાં પાંદડાં પાથરી તે પર આરામ લેતો હતો, તે આ સમાચાર સાંભળી બોલી ઉઠયો, "હર્ષ હવે નહિ. હૂણ-યુદ્ધ આજેજ પૂરૂં કરીશ. તેને પૂછ કે પાસે કોઈ પર્વત છે ?"

હર્ષગુપ્ત પિતાની પથારી પાસેથી પેલા ઘોડેસ્વાર પાસે ગયો અને થોડીવાર પછી પાછો આવ્યો. તેણે કહ્યું, "પાસે પર્વતો નથી; પરંતુ શિલા સ્તંભથી વિંટળાયલો એક બૌદ્ધ-સ્તંભ છે."

ગોવિન્દગુપ્તે પૂછ્યું, "તે કેટલે દૂર છે ?"

એક ઘોડેસ્વારે કહ્યું, "અર્ધોગાઉ પણ નહિ હોય."

"ત્યારે જેમ બને તેમ જલદી ત્યાં ચાલો, જો મરવુંજ છે તો પછી શત્રુઓનાં સૈન્યને મારી મરશું. સામ્રાજ્યની સેનાનું છેલ્લું ગુલ્મ, લાખ સૈનિકોમાંથી બાકી રહેલા પાંચસો જ્યારે મરશે ત્યારે જો હજાર હૂણો યમપુરીમાં ન જાય તો જેઓ આપણી પહેલાં ગયા છે તેઓ શું કહેશે ?"

પાંચસો ઘોડેસ્વારો લાલ પત્થરથી બાંધેલા સ્તંભને આશ્રયે જઈ રહ્યા, સ્તંભના દરવાજે દરવાજે સેંકડો ઝાડોની ડાળીઓ વડે દિવાલ બનાવી અને આત્મ-રક્ષા માટે તૈયાર થયા. સ્તંભ વિશાળ હતો,

તેની ચારે તરફ પ્રદક્ષિણા કરવાનો માર્ગ હતો, તેમાં હજાર ઘોડેસ્વારો કંઈ પણ મુશ્કેલી વિના આરામ લઈ શકતા, જોત જોતામાં હૂણસેના આવી પહોંચી, ચારે તરફ ઘેરો નાખી હૂણો સ્તંભની દિવાલો પર હલ્લો કરવા લાગ્યા, સેંકડો બાણો અને ભાલાંઓના ઘાથી સ્તંભની દિવાલો પરનાં ચિત્રો છેરાઇ ગયાં, પરંતુ હૂણ-સેના સ્તંભ તરફ આગળ વધી શકી નહિં. ધીમે ધીમે સન્ધ્યાકાળ થયો, હૂણ સેના એ હલ્લો કરવાનું કામ અટકાવ્યું. તેઓ વનમાં સેંકડો ચુલાઓ સળગાવી રાંધવા લાગ્યા, સ્તંભમાં ઘેરાયલી ભૂખી, ઉપવાસી સામ્રાજ્યની સેના લોલુપ દૃષ્ટિથી તેની રસોઇ જોવા લાગી.

મહારાજ-પુત્ર ગોવિન્દગુપ્ત આ પહેલાં બહુવાર ઘવાયા હતા. રાત્રિનો પહેલો પહોર પૂરો થયો એટલે રક્તસ્રાવથી તે ધીમે ધીમે બેભાન થવા લાગ્યા. તેણે બધા સૈનિકોને બોલાવી કહ્યું, "બંધુઓ, લડાઈ પૂરી થઇ છે, ગુપ્ત સામ્રાજ્યનો નાશ થયો છે, વૃદ્ધ ગોવિન્દગુપ્તનું જીવન પણ પૂરૂં થવા આવ્યું છે, મારો ત્યાગ કરી તમે આત્મરક્ષાનો પ્રયત્ન કરો.

ભૂખ્યા અને ઘવાયલા સૈનિકો સમજી ગયા હતા કે લડાઇમાં જીત થાય તેમ નથી, તેઓ શો ઉત્તર આપવો તે નક્કી કરી શકતા નહોતા. તે જોઇ તેઓની પાછળથી એક વર્માવૃત જમાદાર બોલી ઉઠ્યો, "બંધુઓ, મહારાજપુત્ર જે કહે છે તે ખરૂં છે; તમે પણ કદાચ એમજ ધારતા હશો કે નકામી લડાઇ કરવા કરતાં આત્મરક્ષા કરવી એમાંજ કલ્યાણ છે. પરંતુ યાદ રાખજો કે પ્રયત્ન કરતાં આત્મરક્ષા થશે નહિ, પ્રાણની બીકથી બીનેલી પાંચસોની સેના જેમ તેમ નાસવાની ચેષ્ટા કરશે તો હૂણસેના તેમને મારી નાખશે, યાદ રાખજો કે નાસવાથી યમદૂતના મુખમાંથી છૂટી શકશો નહિ, એક

દિવસ મરવુંજ પડશે. યાદ રાખજો કે આ વૃદ્ધ ઘવાયલા શક્તિહીન ગોવિન્દગુપ્તે એક દિવસ સેંકડો યુદ્ધ કરી આર્યાવર્તનું રક્ષણ કર્યું છે. આજ જો મગધની સેના આ ગાઢ વનમાં તે ગોવિન્દગુપ્તને અસહાય, નિરસ્ત્ર અવસ્થામાં તજી જીવ જવાની બીકથી નાસી જશે તો આર્યાવર્તવાસી શું કહેશે? વર્ષ પર વર્ષો સુધી, યુગપર યુગો સુધી જ્યાં સુધી મનુષ્યોની હયાતી રહેશે ત્યાં સુધી નરનારી અકૃતજ્ઞ મગધની સેનાના અપજશ ગાશે."

એક વૃદ્ધ સૈનિકે કહ્યું, "બાપુ, તેં તો ઘણું કહ્યું, પણ નાસવા સિવાય બીજો રસ્તો છે? બે દિવસ થયાં અન્ન મળ્યું નથી, અહિં ટીપું પણ પાણી નથી, આવી અવસ્થામાં ક્યાં સુધી બચશું?"

પેલા જમાદારે વૃદ્ધ સૈનિકને નમન કરી કહ્યું, "તાત, આપ ગુરૂને ઠેકાણે છો, યુદ્ધ કરી કરી આપના વાળ ધોળા થયા છે, આપનાં મ્હોંએ આ વાત સાંભળતાં તરૂણ સૈનિકો શું કરશે? સિપ્રા અને શુભ્રામતી તીર પરનાં ગોવિન્દગુપ્તનાં અદ્ભુત યુદ્ધો જોયાં નથી, પણ ચારણોને મ્હોંએ સાંભળ્યાં છે. પરંતુ બાહલીકા અને શતદ્રુ તીર પર અને સોરસેન રાજધાનીમાં ચન્દ્રગુપ્તના પુત્રનું શૌર્ય મેં મારી નજરે જોયું છે, ભયંકર હૂણ-યુદ્ધોમાં સેંકડો લડાઇઓમાં ગોવિન્દગુપ્તનો અપૂર્વ આત્મ-ત્યાગ અને રણ-કૌશલ જોવું છે; આજે જો ગોવિન્દગુપ્ત ન હોત તો કપિશાથી કામરુપ સુધીનો સમસ્ત આર્યાવર્ત હૂણોના કબજામાં હોત. સૈનિકો, આજે એ પિતાતુલ્ય ગોવિન્દગુપ્તને ઘવાયલી સ્થિતિમાં આવાં ગાઢ વનમાં મૂકી ક્યાં જશો? મગધ બહુ દૂર છે, નરક અતિ પાસે છે, નાસવાથી શું મરણને અટકાવી શકશો? જો મરવુંજ છે તો પછી નકામું કલંક ચઢાવવું શા માટે? ચાલો માગધ સૈનિકો, માગધ ઘોડેસ્વારો, માગધ પાયદળો,

આજે આપણે એકઠા થઇ અગ્નિગુપ્તના પદનું અનુસરણ કરીએ. બંધુઓ, સાંભળ્યું છે કે સાત સેના નાયકોએ દશ હજારનું સૈન્ય લઇ શતદ્રુ-તીરે એક લાખ હૂણોને અટકાવ્યા હતા, તો પછી પાંચસો સૈનિકો શું આજે દશ હજાર હૂણોના ઘેરામાંથી ચંદ્રગુપ્તના પુત્રને ગંગાતીરે નહિ લઈ જઈ શકે?"

પાંચસો સૈનિકો જયધ્વનિ કરી ઉઠયા, દૂર વનમાં રાંધવાના કાર્યમાં તલ્લીન થઇ ગયેલી હૂણસેના આ ધ્વનિ સાંભળી અન્ન તજી ઉભી થઈ. એકા એક જબરા ધસારાથી મગધની સેના સ્તંભના દરવાજા બહાર આવી, ચાર સૈનિકો લાકડાંના ટુકડાથી બનાવેલાં આસન પર ગોવિન્દગુપ્તને ઉપાડી ચાલવા લાગ્યા. સહુ પહેલા તે વર્માવૃત પુરુષ અને બધાંની પાછળ પેલી પાલખી સ્તંભના દરવાજામાંથી બહાર નીકળી, હજારો હૂણો તેમના પર તૂટી પડયા. અકસ્માત્ લાંબાં ભાલાં વડે પેલા યુવકનું શિરસ્ત્રાણ વીંધાઇ ગયું; શિરસ્ત્રાણ માથા પરથી નીચું પડયું કે પાંચસો વીરો ઉલ્લાસથી બોલી ઉઠયા, "યુવરાજનો જય, સ્કન્દગુપ્તનો જય" સૈનિકોના જયધ્વનિથી હૂણ સેના ચમકી અને એક ક્ષણને માટે દિગ્મૂઢ બની ગઇ. તેજ વખતે તીવ્ર વેગથી દિગ્મૂઢ હૂણસેના પર હલ્લો કરી પાંચસો ઘોડેસ્વારો આગળ વધ્યા, સેંકડો હૂણોએ વન પ્રદેશમાં માર્યા ગયા, હજારો હૂણો ઘવાયા, તો પણ તે વીરોની ગતિ કોઇથી રૂંધાઇ નહિ ઘણા દિવસ પછી યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તને નેતા રૂપે મેળવી પાંચસો વીરો અમાનુષિક બળ વડે બળવાન બન્યા હતા. એક લાખ હૂણ-સૈનિકો દૂર પાષાણની માફક દિગ્મૂઢ થઈ ઉભી રહી, પાંચસો વીરો રમતાં રમતાં રસ્તો સાફ કરી અદૃશ્ય થઈ ગયા, આ વનપ્રદેશનાં આ નૈશ-યુદ્ધમાંનાં મહાવીર સ્કન્દગુપ્તનાં અમાનુષિક પરાક્રમની

વાતો પચાસ વર્ષ પછી જાલંધર અને ઉજ્જયિનીના વૃદ્ધ હૂણો રોમાંચિત કલેવરે કહેતા હતા, સો વર્ષ પછી ઉત્તરા પથ અને દક્ષિણા પથમાં આર્ય લોકોની સ્ત્રીઓ દેવતા અને બ્રાહ્મણ, રમણી અને શિશુ, દેવાલયો અને અનાજનાં ખેતરોના એક માત્ર રક્ષણહાર સ્કન્દગુપ્તનું નામ સવારના પહોરમાં લીધા પછી ઘરનું કામ શરૂ કરતી. માળ-વામાં ખેડુતો અને ગૌડમાંના માછીઓ લાંબા કાળ સુધી કૃતજ્ઞચિત્તે ગુપ્તરાજપુત્રનાં યશોગાન ગાતા.

પર્વતનાં શિખર પર ઉષઃકાળના શ્વેત પ્રકાશમાં એક ધોળાં લુગડાં વાળો ઘોડેસ્વાર ચારે તરફ જોતો હતો. અકસ્માત્ તેણે જોયું કે દૂર પર્વતની તળેટી પર કાળા રંગની કીડીઓ માફક માણસોની હાર ઉતાવળા વેગે ચાલે છે. તેની આંખો ચમકવા લાગી, તે શિખર પરથી નીચે ઉતર્યો, પર્વતના શિખરના ભાગમાં એક વિશાળ છાવ-ણીમાં હજારો સૈનિકો ઉંઘતા હતા, પેલા માણસે તેઓને જગાડ્યા, થોડીજ વારમાં વીસ હજાર ઘોડેસ્વારો તળેટી તરફ ચાલવા લાગ્યા. રસ્તામાં પેલા ધોળાં વસ્ત્રો વાળા પુરુષે તેના સોબતીને પૂછ્યું, " બન્ધુ, મને લાગે છે કે તેઓ હૂણ છે ? "

તેના સાથીએ કહ્યું, " ભાનુ, એ ગમે તે હોય, તો પણ હું તેમના પર હલ્લો કરીશ, દસ દિવસમાં માળવે પહોંચીશ અને વીશ દિવ-સમાં પાછો પ્રયાગ આવીશ. માળવા અને સૌરાષ્ટ્રમાં એક પણ માણસ જીવતું હશે ત્યાં સુધી અનન્તાના પુત્રને આર્યપટ્ટ પર બેસવા નહિ દઉં. જે માર્ગે સ્કન્દ ગયો છે, હર્ષ ગયો છે, ગોવિન્દગુપ્ત ગયા છે, સામ્રાજ્ય ગયું છે, દેશ ગયો છે, ધર્મ ગયો છે, સ્વદેશ, સ્વધર્મ અને સ્વરાજ્યનાં વિનાશનાં મૂળ કારણોને તેજ માર્ગે મોકલીશ. તે માટે જો માળવાનો નાશ થાય તો પણ છો થાય."

" એક માણસ પણ મળે, જો વૃદ્ધ દામોદર જીવતો હોય તો હું પાછો બાહલીકા–તીરે જઇશ, ઉત્તરા પથનું લુપ્ત ગૌરવ પાછું ફેરવીશ. "

" વિધિલિપિ, ભાનુ, વિધિલિપિ! નહિતો સ્કન્દ એક બાળકની માફક શા માટે છુપાઇ જાય, મહારાજ પુત્ર પણ શા માટે બે હજાર સૈનિકો સાથે વનમાં પ્રવેશ કરે? ભાનુ, હજુ પણ મગધમાં પ્રાણ છે, હજુ પણ આર્યાવર્તવાસી નિશ્ચલ પાષાણ પ્રતિમા જેવા બની ગયા નથી, અત્યારેજ જો સ્કન્દ પાછો આવે?"

સેના–દલ મેદાનની ખીણ આગળ આવી પહોંચ્યું, ખીણ આગળ જોયું તો બારણું બંધ હતું, પાષાણથી તૈયાર કરેલી એક લગાર ઉંચી દિવાલ પર એક યોદ્ધો હાથમાં લાંબું ભાલું લઇ, તેના આધારે ઉભો હતો. તેણે આ અસંખ્ય ઘોડેસ્વારો જોઇ કહ્યું, " શું જોઇએ છે? રસ્તો? ખિંખિલને કહો કે મારૂં નામ સ્કન્દગુપ્ત છે, બાહલીકા અને શતદ્રુતીરે તેની સાથે મારો મેળાપ થયો હતો."

અકસ્માત્ ભીષણ જયધ્વનિથી ગગન વિદીર્ણ થઇ ગયું, વીસ હજાર સામ્રાજ્યના સૈનિકો "મહારાજાધિરાજનો જય થાઓ" ના પોકારો કરવા લાગ્યા, દિવાલ પરની મૂર્તિ લગાર કંપવા લાગી. તે વખતે ચાર બખ્તરવાળા લડવૈયાઓ આગળ આવી એ પત્થરની દિવાલ આગળ ઘુંટણીએ પડયા, અને પોતાનાં મ્યાનમાંથી તરવારો કહાડી પેલા બખ્તરવાળા યોદ્ધાના પગ પાસે મૂકી દીધી, તે જોઇ કંપિત કંઠે યુવરાજે પૂછ્યું," "આ શું? પેલા ચારે યોદ્ધાઓમાંનો એક દિવાલ પર ચઢયો અને ગળગળા અવાજે બોલ્યો, "મહારાજાધિરાજ, આપની આજ્ઞાથી વિશ્વકર્માના પુત્રે શતદ્રુતીર ગર પોતાનો જમણો હાથ રણચંડીને બળિદાનમાં આપ્યો છે, ફક્ત ડાબો હાથ બાકી છે, સમ્રાટ્ની આજ્ઞાથી જો જરૂર પડશે તો બન્ધુવર્મા તે

સિન્ધુ અથવા બાહ્લીકા તીરે રણદેવીને સંતોષવા બળિરૂપે તૈયાર છે. દેવ, નારાયણે આર્યાવર્તનું રક્ષણ કર્યું છે; પરમેશ્વર પરમ ભટ્ટારક મહારાજાધિરાજ સ્કન્દગુપ્તનો જય, "

દિવાલપરની વર્માવૃત મૂર્તિ ધ્રુજવા લાગી, પાછળથી એક બીજા વર્માવૃત પુરૂષે જો તેને પકડી રાખી ન હોત તો તે જમીનપર પડત. સ્કન્દગુપ્તનો હાથ પકડી કુમાર હર્ષગુપ્તે બન્ધુવર્માને પૂછ્યું, " બન્ધુ, શું કહે છે ? "

જવાબ આવ્યો, " ખરૂં કહું છું. કુમાર હર્ષગુપ્ત, પવિત્ર મહોદયે ગંગાતીરે બીજા ચંદ્રગુપ્તના પુત્ર કુમારગુપ્તે દેહ તજ્યો છે."



# પ્રકરણ ૮ મું



## દેવાલયમાં નિલમણિ.

પ્રભાતમાં હાથીદાંત નિર્મિત પાલખીમાં બેસી સંઘસ્થવિર હરિબલે કપોતિક સંઘારામના દરવાજામાં પ્રવેશ કર્યો. દરવાજાપર સેંકડો માણસો તેની વાટ જોતાં હતાં, તેઓએ દૂરથી પાલખી આવતી જોઇ ઉભા થઈ નમન કર્યું. આગળના દિવસોમાં પ્રબળ પરાક્રાન્ત માગધસંઘનો અધિનાયક દરવાજાપરજ તેની સાથે વાતચીત કરતો હતો, પરંતુ આજે પાલખી દરવાજાપર ઉભી રહી નહિ. મહાવિહાર આગળ પાલખીમાંથી નીચે ઉતરી હરિબલે અવલોકિતેશ્વરનાં મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિરનાં બારણાંમાં એક આચાર્ય ઉભો હતો, તેણે મહાસ્થવિરને નમન કર્યું અને તેને બીજે ઠેકાણે ચાલ્યો ગયો, મંદિરમાં ગયા પછી હરિબલ આસનપર બેઠો; તેવામાં એક ભિક્ષુએ આવી

કહ્યું, "દેવ, જે માણસ કાન્યકુબ્જથી આવ્યો છે તેને બોલાવી લાવું? સંઘસ્થવિરે તેના તરફ જોઇ કહ્યું, "બોલાવી લાવ."

ભિક્ષુ બ્હીતો બ્હીતો પ્રણામ કરી ચાલ્યો ગયો. થોડીવાર પછી એક કદાવર માણસ મંદિરનાં બારણામાં આવી ઉભો રહ્યો. તેને જોઈ હરિબલે કહ્યું, "આવો."

આવનારે મંદિરમાં આવી પૂછ્યું, "આપજ શું મહાસ્થવિર હરિબલ?"

મહાસ્થવિરે બીજી તરફ મ્હોં ફેરવી કહ્યું, "હા. હું વર્તમાન કાળમાં એજ નામથી ઓળખાઉં છું."

"દોષ ક્ષમા કરશો, આપ હરિબલજ છો તેની ખાત્રી શી, તેની કંઈ સાબીતિ જાણવા ઇચ્છું છું."

"તમે ગૃહસ્થને ઉચિત કેળવણી લીધી નથી."

"પ્રથમથીજ કહ્યું છે કે મહાશય, દોષ ક્ષમા કરશો. હું જે કારણથી પાટલિપુત્રમાં આવ્યો છું તે કારણ અતિ ગુપ્ત છે. માટે પ્રમાણ મળ્યા સિવાય કંઇપણ વાત જણાવી શકીશ નહિ."

"વારૂ, કંઈ ન કહેવા માગતા હો તો પધારો."

"હું જે સમાચાર લાવ્યો છું, તે મારે માટે જેટલા અગત્યના છે, તેથી વધૂ અગત્યના આપને માટે છે."

"કેવી રીતે જાણ્યું."

"સમાચાર સાંભળ્યા પછી જાણી શકશો."

"તમે ન કહો તો પછી કેવી રીતે સાંભળી શકું?"

"સાબીતિ ન મળે તો કહી શકીશ નહિ."

"તમે છુપા દૂતને યોગ્ય છો, આનન્દ રક્ષિતે તમને મોકલાવ્યા છે કે? તેણે તમને ખરેખર કહ્યું હશે કે દામોદર શર્મા પગથી માથાં

સુધી કાળાં લુગડાં પહેરી સુરંગને માર્ગે સંઘારામમાં આવતો, ”

આવનારે તરતજ સંઘસ્થવિરને દંડવત્ પ્રણામ કર્યા, અને કહ્યું, “પ્રભુ, દોષ ક્ષમા કરશો, ખબર બહુ સારી છે, યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્ત મરી ગયો છે, ગોવિન્દગુપ્ત અને હર્ષગુપ્તનો પત્તો મળતો નથી. હૂણસેના મથુરાંથી આગળ વધી મહાકોશલ સુધી આવી પહોંચી છે.”

“સ્કન્દનાં મરણની કંઇ સાબીતિ મળી છે?”

“તે મળી ન હોત તો કાન્યકુબ્જથી પાટલિપુત્ર સુધી શા માટે આવું ? ”

“શું મળ્યું છે?”

આવનાર માણસે લુગડાંમાંથી એક ચામડાંની પેટી કહાડી અને તેમાંથી એક લોઢાનું શિરસ્ત્રાણ લઈ હરિબલના હાથમાં મૂક્યું. સંઘસ્થવિરે તે લઇ બરાબર તપાસ્યું અને છેવટે હતાશ થઇ કહ્યુ, “આની સાથે સ્કન્દનાં મરણનો શો સબંધ છે?”

“એ યુવરાજનું શિરસ્ત્રાણ છે.”

“કેવી રીતે જાણ્યું?”

“સાબીતિ શિરસ્ત્રાણમાંજ છે.”

“કંઈ દેખાતી નથી.”

“હમણાં બધું જોશો, બધે સ્થળે તપાસો.”

“મેં બધું તપાસ્યું, હવે ક્યાં તપાસું ?”

“શિરસ્ત્રાણમાંનો પત્ર જોયો?”

“ના”

આવનાર માણસે શિરસ્ત્રાણમાંથી એક ભોજપત્ર બહાર કાઢ્યું, તે લઇ હરિબલ ઉત્સુક ચિતે વાંચવા લાગ્યો. “જો આ યુદ્ધક્ષેત્રમાં મળે, જો આર્યાવર્તવાસી હો, તો તે પાટલિપુત્રની દક્ષિણે રોહિતા-

શના માર્ગપરનાં વાસુદેવ મંદિરમાં મોકલશો."

વાંચી રહ્યા બાદ સંઘસ્થવિર હરિબલે આવનાર માણસને પૂછ્યું, "આ કોને મળ્યું?"

"મને."

"ક્યાંથી?"

"વન પ્રદેશમાંથી, પ્રતિષ્ઠાનની દક્ષિણે ગાઢ વન માંહેલા એક સ્તંભ આગળથી."

"ત્યાં બીજું કંઇ જણાયું?"

"ભયંકર યુદ્ધનાં બધાં ચિન્હો જોયાં, ચારે તરફ લોહીમાં તરબોળ શરીરો અને અર્ધદગ્ધ સ્તુપ."

"ભગવાનનો જય થાવ, અવલોકિતેશ્વરે આટલે દિવસે સદ્ધર્મના પ્રચારનો રસ્તો ખુલ્લો કર્યો. સ્કન્દ મુઓ, ગોવિન્દ પણ મુઓ, માટે હુંજ અત્યારે મગધનો અધીશ્વર છું. વારૂ, તું એક કામ કર, શત્રુની પ્રસાદી રાખવી જોઈએ નહિ, આ શિરસ્ત્રાણ વાસુદેવ મંદિરમાં દઇ આવ."

આવનાર માણસ પ્રણામ કરી બહાર નીકળ્યો, અને કપોતિક સંઘારામથી વાસુદેવ મંદિર તરફ જવા લાગ્યો. મંદિર સ્હામે મઠના ઓટલાપર બેસી વૈષ્ણવ સંન્યાસી જપ કરતો હતો, આવનાર માણસે રથપરથી ઉતરી તેને પ્રણામ કર્યા. જપ પૂરો થયા બાદ સંન્યાસીએ આંખો ઉઘાડી પેલા માણસને પૂછ્યું, "વત્સ, શું જોઇએ છે?" કંઈ પણ જવાબ ન આપતાં પેલા માણસે તેના હાથમાં પેલું તૂટેલું શિરસ્ત્રાણ અને પત્ર આપ્યો, પત્ર વાંચી રહ્યા બાદ સંન્યાસીનું પ્રશસ્ત લલાટ સંકોચાયું, તેણે અન્ય મનસ્ક થઇ કહ્યું, "જ્યોતિષ શું જૂઠું? અત્યારે તો યુવરાજ ભટ્ટારક સ્કન્દગુપ્તદેવનું મરણ થઇ શકે

નહિ. નારાયણ, આ શી છળના ?"

વારંવાર ભોજપત્રમાં લખેલી આજ્ઞા વાંચી છેવટે સંન્યાસી આસનપરથી ઉઠયો, દેવાલય પાસે જુઇના મંડપ નીચે બેસી અરૂણા દેવી મૂર્તિ માટે માળા બનાવતી હતી, સન્યાસી અતિ ધીરે પગલે તેની પાસે ગયો અને સુકા અવાજે કહ્યું' "મા" વિસ્મિય પામેલી અરૂણાએ તેનાં મ્હોં સામે જોઇ પૂછ્યું, "શું છે પિતા ?" સંન્યાસીએ તેના હાથમાં શિરસ્ત્રાણ અને પત્ર આપ્યો. પત્ર વાંચી કરૂણાનું મ્હોં ખીલેલાં કમળની માફક પ્રફુલિત થયું, તેણે કહ્યું, "પિતા, સેવાની જરૂર પડી છે. માટે પ્રભુએ મને બોલાવી છે. તે તો પ્રથમથીજ મને સમ્મતિ આપી ગયા છે ?"

સંન્યાસીએ કહ્યું, "મા, તેં મારી પાસેથી દીક્ષા લીધી છે, છ વર્ષ મારી પાસે રહી છે, તું જાણે છે કે હું તારો હિતાકાંક્ષી છું. એકાએક મોહને વશ થઇ કંઇ પણ કાર્ય કરીશ નહિ, હું ઘણા સમય થયાં યુવરાજ ભટ્ટારકની જન્મપત્રિકા ગણુતો આવ્યો છું, તે મુજબ હું જાણી શકયો છું કે તેનાં મરણને હજુ વાર છે. શિરસ્ત્રાણ અને પત્ર જોતા છતાં પણ મને નક્ષત્રની ગતિપર અવિશ્વાસ આવતો નથી. માત, તું જાણે છે કે પુષ્યેણ જૂઠું કહેતો નથી, યુવરાજ નક્કી જીવતા છે, વૃદ્ધની માગણી સ્વીકાર. મા, થોડો વખત વાટ જો."

લગાર હસી અરૂણાદેવીએ કહ્યું, "પિતા, આપનાં મ્હોંએ મેં સાંભળ્યું છે કે જગત માયામય છે, અને નારાયણ પોતે પણ ભૂમિનો ભાર હરણ કરવા અવતરી માયાને અધીન થયા છે. પિતા, વૈષ્ણવી માયાએ આપને અંધ બનાવ્યા છે, કોની વાટ જોઉં, શામાટે વાટ જોઉં ? અરૂણાના ગર્ભમાં શું સંતાન છે. તેના ખોળામાં શું બાળક છે ? વેશ્યા કન્યા આર્યપટ્ટપર છે, 'ગુપ્તકુળની લક્ષ્મી પટ્ટમહા-

દેવી સાથે ચાલી ગઇ છે, આ દેશમાં શું વધુ દિવસો ગાળવા ઉચિત છે? વળી કોઇ ચંદ્રસેન—"

"જેવી મરજી, મા, આ વૃદ્ધ ક્ષણકાળ વર્તમાન ભૂલી ગયો હતો. જાઓ, મા, વધુ દિવસ વિરહ સહન કર્યો નથી, હવે પણ કરશે નહિ, પણ થોડીવાર વાટ જો.

એમ કહી વૃદ્ધ સંન્યાસીએ દેવાલયની ફરસબંધીપર લીટા કાઢવા શરૂ કર્યા અને ક્ષણકાળ પછી બોલી ઉઠયો, "વિધિ લિપિ અખંડનીય છે, તે શું કરે મા? એક વખત કહું છું તે માન, વૃદ્ધની વાતમાં અવિશ્વાસ કર નહિ."

"જૂઠું, પિતા, જૂઠું. જગતમાં હવે મારે એકજ ઇચ્છા પૂર્ણ કરવાની છે, પિતા, આ અભાગણીની એ ઇચ્છા પૂર્ણ કરશો?"

"શી ઇચ્છા મા?"

"મઠની સીમાપરનાં જે આંબાનાં ઝાડ નીચે ગુમાવેલું રત્ન મેં પાછું મેળવ્યું હતું, તે ઠેકાણે—"

"મા, તેમજ થશે, પરંતુ મા, શતદ્રુ યુદ્ધના સો ઘોડેસ્વાર તારાં રક્ષણ માટે નિમાયલા છે, તેઓને શું કહેશે?"

"તેમને બોલાવો, તેઓની પાસેથી રજા લઉં."

"એક બીજી માગણી છે, પિતા?"

"શું?"

"મારૂં મૃગ-જુથ—"

અરુણાનો કંઠ રૂંધાયો, એક મૃગ શિશુએ આવી અરૂણાદેવીના હાથમાં મ્હોં છુપાવ્યું, આંસુની ધારા તેના બરફ જેવા સફેદ ગાલો પરથી નીચે પડવા લાગી. વૃદ્ધ સંન્યાસીએ ધીરે ધીરે કહ્યું, "મા આ વૃદ્ધ જ્યાં સુધી જીવશે ત્યાં સુધી વાસુદેવને ભૂલીને પણ તાર

મૃગ-જૂથનું પાલન કરશે.”

બપોર પછી પેલા આંબા નીચે વિશાળ ચિત્તા રચવામાં આવી, મઠવાસી માણસો અને મૃગ-જૂથ અરૂણાની છેલ્લી પથારી વીંટી વળ્યાં નાહી, ધોળાં રેશમી લુગડાં પહેરી અરૂણા ચિતા પાસે આવી, પોતાની પાલિકાને દુઃખ થતું જોઈ મૃગ-જૂથ તેની આસપાસ ફરી વળ્યાં, તે-ઓને-દરેકને ભેટી અરૂણાએ ચિતાનો સ્પર્શ કર્યો. તે વખતે શતદ્રુતીરના સો વીરોએ તેને નમન કર્યું. સાત વખત ચિતાની પ્રદક્ષિણા કરી પટ્ટ-મહાદેવી લોઢાનું શિરસ્ત્રાણ ખોળામાં લઇ ચિતાપર ચઢી. અગ્નિ સળગ્યો, એજ અગ્નિના ભડકાએ એક દિવસ વક્ષુ અને બાહલીકાની પેલી બાજુનાં હૂણોનાં ગામો અને શહેરોને બાળ્યાં હતાં.

ચિતા હોલાવા આવી છે, થોડે દૂર ધાન્યનાં ખેતરમાં વૃદ્ધ વૈષ્ણવ સંન્યાસી બેઠો છે, અરૂણાંનાં પાળેલાં મૃગો ચિતાની ચારે તરફ ઉભાં છે, અકસ્માત્ દૂર ઘોડાનાં પગલાં સંભળાયાં. અને ઘોડેસ્વાર નક્ષત્ર વેગે દેવાલય તરફ આવતો હતો, તે આંબાનાં ઝાડ નીચે ચિતાનો પ્રકાશ જોઈ ઉભો રહ્યો. વૃદ્ધ સંન્યાસીએ આવી તેને પૂછયું, “કોણ?”

“હું હર્ષગુપ્ત, મઠસ્વામી, પરમેશ્વર પરમભટ્ટારક પરમમાહેશ્વર પરમવૈષ્ણવ મહારાજાધિરાજ સ્કન્દગુપ્તદેવ પાટલિપુત્રમાં આવે છે. હું પટ્ટમહાદેવીને લઇ જવા આવ્યો છું.

વૃદ્ધ ગાંડાની માફક ચિતા તરફ દોડયો અને બંને હાથે ઉન્હી ચિતાની રાખ લઈ બૂમ પાડી ઉઠયો, “કુમાર, આ લો, પટ્ટમહાદેવી, રસ્તાપર ધૂળમાં ફેંકી દેશો નહિ, પાટલિપુત્રના મહેલમાં લઇ જજો. જે દિવસ સ્કન્દગુપ્ત આવે તે દિવસ તેના પોતાના હાથે ગંગાદ્વાર માર્ગે ગંગાજળમાં નાખવાનું કહેજો.”

# પ્રકરણ ૯ મું

## ભિખારી સમ્રાટ.

અરૂણનો ઉદય થતાં પ્રતિષ્ઠાનવાસીઓએ વિસ્મય પામી જોયું કે યમુનાના જમણા કિનારાપર થઈને એક ઘોડેસ્વારની ટોળી ધીરે ધીરે ગંગા યમુનાના સંગમ તરફ આવે છે. તે વખતે ઉત્તરાપથવાસી સર્વદા બીતાં હતાં, ગામેગામ નગરેનગર મથુરાંનગરની દુર્દશાની વાત ફેલાઈ ગઇ હતી, બધાં સમ્રાટે પાટલિપુત્ર છોડવાનું કારણ જાણતા હતા બધાએ સાંભળ્યું હતું કે તરૂણી પટ્ટમહાદેવીની માગણીથી વૃદ્ધ સમ્રાટે સ્કન્દગુપ્તને કહાડી મૂકયો છે, યુવરાજે જે દિવસે કાન્યકુબ્જ તજ્યું તે દિવસથી સામ્રાજ્યની સેના લડાઇ કરતી બંધ પડી છે. છાયાની માફક ધોળાં વસ્ત્ર પહેરેલા એક ઘોડેસ્વારે તેનાં જેવાંજ વસ્ત્રોવાળાં ઘોડેસ્વારો સાથે હૂણોની પૂઠ પકડી છે, તે માટેજ અન્તર્વેદી હજુ-સુધી હૂણોના તાબામાં આવેલ નથી.

ઘોડેસ્વારો ગંગા યમુનાના સંગમ સ્થળે ઉભા, ત્રણ ઘોડેસ્વારો ઘોડાપરથી ઉતરી નૌકાપર બેઠા, તે જોઇ નગરવાસીઓ દરવાજા બંધ કરી આત્મરક્ષા કરવાને તૈયાર થયા. નાની હોડી યમુના ઓળંગી પ્રતિષ્ઠાનના કીલ્લા નીચે આવી દુર્ગનાં બારણાં બંધ જોઈ એ ત્રણ-માંના એકે કહ્યું, "નાગરિકો, અમે હૂણ નથી, આર્યાવર્તવાસી છીએ; ખાસ કામ માટે પ્રતિષ્ઠાન આવ્યા છીએ, બારણાં ઉઘાડો, અમને સ્થાણુદત્ત પાસે લઇ જાઓ."

ઘોડેસ્વારોને શહેર તરફ આવતા જોઇ પ્રતિષ્ઠાનના નાગરિકો અને સૈનિકો હથિઆરબંધ થઇ દિવાલપર ચડયા હતા, તેઓમાંના એક સૈનિકે કહ્યું, "રવિકીર્તિ, આ માણસો હૂણ નથી, હૂણો કદીપણ

આવી ચોકખી રીતે આપણી ભાષા બોલી શકતા નથી."

રવિકીર્તિએ કહ્યું, "બાપુ બાહલીકથી મથુરાં સુધી હૂણોનું રાજ્ય છે, કદાચ આર્યાવર્તવાસી હૂણસેના સાથે મળ્યા હોય."

"ભાઇ, રવિકીર્તિ તમે પ્રતિષ્ઠાનના એક પ્રધાન નાગરિક છો તમે મહાનાયક સ્થાણુદત્ત પાસે જઇ આ માણસોનાં આગમનના સમાચાર પહોંચાડો મને લાગે છે કે પેલી વ્યક્તિને મેં પહેલાં જોઇ છે, વિશાળ જન સંઘર્ષમાં તેમનો અવાજ સાંભળ્યો છે, તેઓ શત્રુ નથી પણ મિત્ર છે."

"બાપુ, બાહલીક ટાહલીક જેવાં નવાં નામ તો બોલ્યો, પરંતુ હું એ કંઇ સમજતો નથી. હૂણો આવી જ્યારે મારી દુકાન સળગાવશે ત્યારે તું મારૂં રક્ષણ કરીશ કે લાંબાં લાંબાં ડગલાં ભરી દૂર ઉભો રહેશે?"

"હું તમને પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તે હૂણ નથી, જો, રવિકીર્તિ, આ વ્યક્તિનો અવાજ સાંભળી મારૂં ચિત્ત ચંચળ બની ગયું છે, તેઓ કંઇ સાધારણ વ્યક્તિ નથી, તમે જેમ બને તેમ જલદી મહાનાયક પાસે જાઓ."

"બાપુ, અત્યાર સુધી તેં લડાઇઓ કરી છે, એટલે તને યુદ્ધ કરતાં આવડે છે, પરંતુ ઉંડી બુદ્ધિ તારામાં જરાં પણ નથી. હું અત્યારે મહાનાયક પાસે જઈ શકીશ નહિ. અરે, કડાઇનું તેલ ઉનું થયું કે?"

એ વખતે દુર્ગનાં બારણાં ઉઘડતાંજ વાર લાગતી જોઇ એ ત્રણ આવનારાઓ અસ્થિર થઇ ગયા. તેઓમાંના જે માણસે પ્રથમ નાગરિકોને બાર ઉઘાડવાનું કહ્યું હતું તેણે ફરીથી બૂમ પાડીને કહ્યું, "બંધુઓ, અમે હૂણ નથી, મારા જમણા હાથ તરફ જુઓ, હાથ વિનાના બંધુવર્માની વાત સાંભળી છે કે?"

આવનારે હાથનું બખ્તર ઉઘાડ્યું. બખ્તર ખાલી જોઇ હિવાલ

પરથી સેંકડો સૈનિકો અને નાગરિકો આનંદના પોકારો કરવા લાગ્યા; તે સાથેજ ભીષણ શબ્દ કરતાં પ્રતિષ્ઠાન નગરનાં દક્ષિણ દરવાજાનાં બારણાં ઉઘડયાં. તે સાંભળી રવિ કીર્તિએ કહ્યું, " અરે, બાળકોએ સત્યાનાશ વાળ્યું, હાય હાય, દુકાન ગઇ."

ત્રણે માણસો દરવાજાને માર્ગે પ્રતિષ્ઠાનમાં આવ્યા; પ્રથમ હસ્તહીન બંધુવર્મા, ત્યાર પછી પગથી તે માથા સુધી ઢંકાયલો વર્માવૃત પુરૂષ અને બધાંની પાછળ એક ગૌરવર્ણો પુરૂષ ચાલતો હતો. છેલ્લા યુવકને જોઇ એક સૈનિક બોલી ઉઠયો, " આ શું, સ્વપ્ન-ના યુવરાજ—મહારાજ—ઓ પ્રતિષ્ઠાનવાસીઓ, આટલે દિવસે ભાગ્યદેવી પ્રસન્ન થઇ છે. આમ જુઓ, આમ જુઓ શહેરના દરવાજામાં ઉઘાડે માથે, ઉઘાડે પગે ભિખારીની માફક આર્યાવર્તનો એક છત્ર અધિપતિ ઉભો છે." તેનાં વચનો સાંભળી સેંકડો સૈનિકો, હજારો નાગરિકો આનંદના પોકાર કરવા લાગ્યા, દિવાલ પરથી નીચે ઉતરી નાગરિક અને સૈનિકોનાં ટોળે ટોળાં ફાટેલ-તૂટેલ વસ્ત્રો પહેરેલ, ઉઘાડા પગ વાળા, ઉઘાડા માથા વાળા યુવક સામે ઘુંટણિઆભર થયાં. પડદામાં રહેનારી સ્રીઓ અંતઃપુર તજી ખુલ્લી રીતે રાજમાર્ગ પર ધૂળ પર ભિખારીને દંડવત પ્રણામ કરવા લાગી. માણસોનાં ટોળાંથી રસ્તો ઢંકાઇ ગયો, સ્કન્દગુપ્ત, બંધુવર્મા અને ચક્રપાલિત ઉભા રહ્યા.

અકસ્માત્ નાગરિકો અને સૈનિકો માનપૂર્વક રસ્તો છોડાવા લાગ્યાં. સ્કન્દગુપ્તે જોયું કે એક કદાવર, ધોળા વાળવાળો વૃદ્ધ લાંબા ત્રિશૂળના ટેકાથી ધીરે ધીરે આગળ વધે છે, તેની આંખો ભીંજાઇ. વૃદ્ધે પાસે આવી ત્રિશૂળ દૂર ફેંકી દીધું અને તરવાર ખુલ્લી કરી નમન કર્યું, ધીરે ધીરે એંશી વર્ષનો ડોસો તે ઉઘાડાં માથાં વાળા ફાટાં-તૂટાં લુગડાં વાળા યુવક સામે ઘુંટણિઆભર થયો, તે

સાથે સેંકડો સૈનિકો, સેંકડો નાગરિકો અને કુળવાન સ્ત્રીઓ ઘુંટણિઆ ભર થઇ નમન કરવા લાગી. ભિખારીના પગ આગળ તરવાર મૂકી વૃદ્ધ ધીરે ધીરે ઉભો થયો, ત્યારે એ ત્રણે માણસોએ તેનાં ચરણમાં વંદન કર્યું, જયધ્વનિ અને મંગળધ્વનિ મિશ્રિત થઇ કોલાહલ થવા લાગ્યો, ભિખારી સમ્રાટ્‌ને આલિંગન કરી વૃદ્ધે ગળગળા અવાજે કહ્યું, "પુત્ર, હું જાણતો હતો કે તમે આવશો, મેં ધાર્યું હતું કે સમુદ્રગુપ્તનાં રાજ્યનો આવી રીતે નાશ થશે નહિ. મેં સાંભળ્યું છે કે કુમાર ગયો છે, સાંભળ્યું છે કે ગોન્દિનો પત્તો નથી, તો પણ મને ખાત્રી હતી કે તમે આવશો. આ હાથે એક દિવસ બાળક કુમારગુપ્તને તરવાર પકડાવી હતી, બાળક અગ્નિગુપ્તને ધનુષપર બાણ ચઢાવતાં શિખવ્યું હતું, તેઓ ગયા છે, પરંતુ વૃદ્ધ સ્થાણુદત્ત હજુ મહારાજાધિરાજ, પ્રાચીન પ્રતિષ્ટાન પૂરનો અર્ઘ્યગ્રહણ કરો, વૃદ્ધસ્થાણુદત્ત સ્વામિધર્મ ભૂલી ગયો નથી, મહારાજાધિરાજ, યમુના, સિપ્રા અને શુભ્રામતી તીરે વૃદ્ધ સ્થાણુદતે ગરૂડધ્વજ વહન કર્યો હતો, આર્ય સમુદ્રગુપ્ત ગયા છે, ચન્દ્રગુપ્ત ગયા છે, કુમારગુપ્ત અને ગોવિન્દગુપ્ત ગયા છે, પરંતુ વૃદ્ધ સ્થાણુદત્ત ભૂતકાળની સાક્ષીરૂપે હજુ જીવતો છે. ચિંતા કરશો નહિ, બીક રાખશો નહિ, જરૂર પડશે તો આ વૃદ્ધ વળી ગરૂડધ્વજ ધારણ કરશે. સામ્રાજ્યનાં કાર્યમાં પૌત્રે આત્મોત્સર્ગ કર્યો છે, વિશ્વવર્માના પુત્રની માફક તનુદતે સ્વામિ–ધર્મ સાચવવા જમણો હાથ આપ્યો છે. એમાં શું થઇ ગયું? પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર સમગ્રદત્તવંશનાં અન્નથી પોષાયલો છે, જરૂર પડશે તો પ્રતિષ્ટાનનું અણુપરમાણુ પણ સ્વામિ સેવા માટે બળિદાન આપશે, સમુદ્રગુપ્તના પ્રપૌત્ર બીજા ચંદ્રગુપ્તના પૌત્ર અને કુમારગુપ્તના પુત્ર પ્રતિષ્ટાનમાં ભલે પધાર્યા. મગધમાં બૌદ્ધ હરિબલ પ્રબળ છે, પંચનંદ હૂણોના કબજામાં છે, તોપણ

ચિન્તા નહિ; મહારાજાધિરાજ, આર્યાવર્ત્તમાં હજુપણ પ્રાણ છે, આર્યાવર્ત્તવાસીઓ શતદ્રુ-તીરની અલૌકિક શિક્ષા વિસરી ગયા નથી, જુઓ, પ્રતિષ્ઠાનના બાળકથી વૃદ્ધ સુધીનાં બધાં આપના પગમાં પડે છે, તેઓએ સાંભળ્યું છે કે વાસુદેવના અંશરૂપે સ્કન્દગુપ્તનો જન્મ થયો છે, કુમારગુપ્તનો પુત્ર દેવતા અને બ્રાહ્મણ, રમણી અને શિશુ, તીર્થ અને લીલાં હરિયાળા; ખેતરોનો રક્ષણ કર્ત્તા છે, આર્યાવર્તનો એકમાત્ર આધાર છે, પ્રતિષ્ઠાનવાસીઓ, સ્કન્દગુપ્ત આવ્યા છે, હવે બીશો નહિ, હવે હૂણો આવશે નહિ.

દૂરથી ગાજતા સમુદ્રની ગર્જના માફક પ્રથમ ધીરે ધીરે આરંભાઈ છેવટે ગગન વિદારક જયધ્વનિ પ્રાચીન પ્રતિષ્ઠાનપુરની પાષાણમયી દિવાલો સાથે અથડાયો. અકસ્માત્ હૂણોની બીક ટળી જવાથી પ્રતિષ્ઠાનવાસી આનંદથી એકી સાથે હાસ્ય અને રૂદન કરવા લાગ્યા, પિતાપુત્રને, ભાઈ ભાઇને, મિત્ર મિત્રને આલિંગન કરી અનર્થક વાક્યો બોલવા લાગ્યા. કોલાહલથી પ્રતિષ્ઠાન પૂરી ગાજવા લાગી. એકાએક માલવરાજનો હસ્તહીન ડાબો હાથ ઉંચો થયો, કોલાહલ તરત જ શમી ગયો. બન્ધુવર્માએ કહ્યું, “ પ્રતિષ્ઠાનવાસીઓ મહારાજાધિરાજ કહે તે સાંભળો. ” તરતજ પેલો ઉઘાડાં માથાંવાળો યુવક ધીરે ધીરે બોલવા લાગ્યો “ તાત, હૂણ-યુદ્ધ હજુ પૂરૂં થયું નથી, તે માટે હું મરી શક્યો નથી. કુલ-લક્ષ્મીને અસ્થિર જોઈને મેં પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી શરીરમાં લોહી છે ત્યાં સુધી કુળનાં ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા માટે તરવાર ધારણ કરીશ, તાત, મહાબલાધિકૃતે અગ્નિગુપ્ત સ્વદેશ અને સ્વધર્મની રક્ષા કરવા માટે તુષારમય બાહલીકાતીરે આત્મબલિદાન આપ્યું છે, ગુપ્તવંશનું ભાગ્ય ફરીજવાથી લાખો માગધસેના પિતૃભૂમિની રક્ષા કરવા માટે મરી ખૂટી છે. પરંતુ

તેથી કંઈ નુકસાન થવાનું નથી, પણ હજુપણ દામોદરશર્મા જીવતા છે, સ્થાણુદત્ત ગરૂડધ્વજ ધારણ કરવાને સમર્થ છે, ગોવિન્દગુપ્તે તરવાર છોડી નથી—"

વૃદ્ધ સ્થાણુદત્તનો દેહ કંપ્યો, તે બોલી ઉઠયો, " શું કહ્યું ? ગોવિન્દ ? "

" મહારાજ પુત્ર ગોવિન્દગુપ્ત જીવતા છે. "

યુવરાજનો અવાજ ડુબાવી પ્રતિષ્ઠાનપુર કંપાવી હજારો–લાખો માણસોનાં ગળામાંથી મહારાજપુત્રના નામનો જયધ્વનિ નીકળ્યો, ને કોલાહલ શમતાં એક ઘડી નીકળી ગઈ. જનસંઘ સ્થિર થયો એટલે વૃદ્ધ-સ્થાણુદત્તે ફરીથી પૂછયું, " ગોવિન્દગુપ્ત જીવતાં છે ? તે કયાં છે ? નારાયણ, ત્યારે તમે જૂઠા નથી ? "

સ્કન્દગુપ્તે કહ્યું, " કાકા ઘવાયા છે, યમુનાને સામે કિનારે પાલખાપર રાખી આવ્યો છું. "

નવીન સમ્રાટનાં વચનો પૂરાં થાય તે પહેલાં પ્રતિષ્ઠાનવાસીઓ યમુનાને પેલે કિનારે મહારાજપુત્રનાં દર્શન કરવા દોડયા.

સન્ધ્યાકાળના પ્રારંભમાં હજારો ધોળા વસ્ત્રોવાળાં ઘોડેસ્વારો પ્રતિષ્ઠાનપુર આગળનાં મેદાનમાં એકઠા થયા. ચાર વાહકો એકપાલખી લઇ શહેરના દક્ષિણ દરવાજામાં આવ્યા, તેની પાછળ હારબંધ થઈ સમાન્તહારે વીશહજાર ધોળાં વસ્ત્રોવાળા ઘોડેસ્વારોએ પ્રતિષ્ઠાનમાં પ્રવેશ કર્યો. પાલખી નગરના મધ્યભાગમાં આવેલાં વાસુદેવ મંદિર આંગળ ઉભી રહી, એટલે એકાએક સંગીત ગવાવા લાગ્યું. મંદિરની પાસે ઉભા રહી ભાટ ચારણો ઉંચે અવાજે ગીત ગાવા લાગ્યા.

" જયથી ગર્વિષ્ટ બનેલા યવનોએ ગંધાર અને ઉદ્યાન તાબે કર્યા છે, તેને કોણ મારી કહાડશે ? ભુલશો નહિ, ચંદ્રગુપ્ત જીવતા

છે. માગધસેનાએ વીરદર્પથી પંચનદ તાબે કર્યો છે, તેઓજ આર્યાવર્ત્તનું ઉદ્યાન પત્ર–પુષ્પથી શોભાવશે. યુગોથી માગધ–સેના ઉત્તરાપથનો દરવાજો સાચવતી આવી છે, તેઓ આત્મવિસ્મૃત થયા નથી. જુઓ, બાહલીક અને કપિશા, યવનોના હાથથી છૂટા થયા છે, ચંદ્રગુપ્તની જુની કીર્તિ વિસરી જવાઇ નથી ?"

"સેંકડો વર્ષો જતાં રહ્યાં છે, મગધ થોડા દિવસો ઉંઘતું હતું, પરંતુ એમ ધારશો નહિ કે મગધ આત્મવિસ્મૃત થઇ ગયું છે મગધનાં સિંહાસનપર વળી ચંદ્રગુપ્ત આવ્યા છે, પવિત્ર આર્યભૂમિમાંથી અપવિત્ર શકો નાઠા છે, સમુદ્રથી સમુદ્ર સુધી હિમાલયથી કુમારિકા સુધી ચંદ્રગુપ્તના પુત્રનો ગરૂડધ્વજ સન્માન પામે છે, દેવપુત્રશાહીનું મસ્તક નીચું થયું છે, મગધની સેનાવળી ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ કરે છે."

"હુણ આવ્યા છે, તેથી શું થઇ ગયું ? અનાજથી લીલીછમ બનેલી આર્યભૂમિપર ભટકતી જાતોની નજર છે. ઉત્તરાપથે યવન આવ્યા હતા, શક આવ્યા હતા, તેઓ કયાં ? સમયનાં ભીષણ તમાચાએ શક યવન રાજ્યને રસાંતાળમાં મોકલ્યું છે, આર્યભૂમિ–તે આર્યોનીજ ભૂમિ છે."

"આર્યાવર્તવાસીઓ ચિંતા તજી દો, ખરાબ સ્વપ્નના જેવી આર્યાવર્તની કાળી રાત્રી ગઈ છે, અજવાળીઉં આવ્યું છે. વળી મગધની સેનાના પદ ભારથી ઉદ્યાન અને કપિશા કાંપશે, આર્યોનાં લોહીથી રંગાયલાં બરફમય બાહલીકાના કિનારાપર માગધ અસ્થિ–મેદ નિર્મિત દિવાલની પાસે ઉભી રહી મગધની સેના વળી ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ કરશે !"

"જુઓ, સામે અસંખ્ય નરનારીનું રક્ષણ કરનાર, દેવતાઅને

બ્રાહ્મણ, રમણી અને શિશુનું રક્ષણ કરનાર હાજર છે, વિચલિત ધ્રુવ–લક્ષ્મીને સ્થિર કરવા માટે કોણે ભૂમિ શય્યા ગ્રહણ કરી હતી, શતદ્રુતીર પર કોણે દશહજાર સૈનિકોવડે એક લાખ શત્રુઓને અટકાવ્યા હતા ? તે કોણ ? આર્યાવર્તવાસી, કૃતજ્ઞ હૃદયે ચન્દ્રગુપ્તના પૌત્રને નમન કરો. ”

સંગીત પૂરૂં થયું. હજારો–લાખો કંઠોમાંથી નીકળેલો જયધ્વનિ પ્રાચીન પ્રતિષ્ઠાનપુરની પાષાણમય દિવાલોને કંપાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

---

### પાટલિપુત્રમાં.

વિશાળ પાટલિપુત્રના લાંબા રાજમાર્ગો માણસોની ગરદીથી પરિપૂર્ણ છે. પરમેશ્વર પરમવૈષ્ણવ પરમાહેશ્વર મહારાજાધિરાજ સ્કન્દગુપ્તદેવ નગરમાં આવ્યા છે, પાટલિપુત્રના રસ્તાઓપર નાગરિક તથા નાગરિકાઓ આનંદના ગીતો ગાતાં ભટકે છે. પટ્ટમહાદેવી અનન્તા અને મહારાજપુત્ર પુરગુપ્ત સામાન્ય ચોરની માફક બંદી થયેલાં છે, જ્યોતિક સંઘારામ આગળ માણસોનાં જબળાં ટોળામાં પેસી એક ધોળાં લુગડાંવાળો પુરૂષ કહે છે કે, “ મગધવાસિઓ, ઉત્સવ કરો, આજે કેવળ મહારાજાધિરાજનો રાજ્યભિષેક જ થવાનો નથી પણ વિવાહ પણ થવાનો છે. વિવાહનો ઉત્સવ ઘણા દિવસ ચાલશે નહિ. પાછું બાહલીકાતીરે જવું પડશે. હું ગૌડ જઇશ, ગૌડના બગીચામાંના ફુલઝાડો સુકાઇ ગયાં છે, ઘણા દિવસથી અળતાથી રંગાયલા ચરણો કોમળ આલિંગન–પૂર્વક પગથિઆનાં કઠોર આરસપહાણને અડકયાં નથી ”

લોકો માનપૂર્વક રસ્તો છોડી દેતા હતા, સૈનિકો તેને નમન કરતા હતા, યુવક તે તરફ નજર ન કરતાં બોલવા લાગ્યો, " ઉત્સવ કરો, પરંતુ ગંગાદ્વારે જવાનું વિસરી જશો નહિ, આજે ગંગાદ્વારપર સમ્રાટનો વિવાહ છે. ઘણી મહેનતે કુમાર હર્ષગુપ્ત પટ્ટમહાદેવીને નગરમાં લાવ્યા છે, ગંગાદ્વારમાં સુકી રેતીના સિંહાસનપર અસ્થિર કુલલક્ષ્મીની પુનઃપ્રતિષ્ઠા થશે. નાગરિકો, આજે ખાવાનું વિસરી જજો, વિલાસ કરવા વિસરી જજો, પરંતુ ગંગાદ્વારે જવાનું ભૂલશો નહિ."

જોતજોતામાં અસંખ્ય નરનારીઓ રાજમહેલનાં ગંગાદ્વાર આગળનાં વિશાળ રેતીનાં મેદાનપર એકઠાં થયાં; નગરના દરવાજાઓપર, મહેલના દરવાજાપર અને દરેક મંદિરોમાં બીજા પહોરનાં ચોઘડિઆં વાગવા લાગ્યાં, તે વખતે ભીષણ શબ્દ કરતું ગંગાદ્વાર ઉઘડ્યું. ગંગાદ્વારમાં લોહમય કમાડો ઉઘડતાંજ ઉઘાડે માથે ઉઘાડે પગે ધોળાં વસ્ત્રો પહેરી કુમાર હર્ષગુપ્ત એક સોનાનું પાત્ર માથાપર ઉપાડી દરવાજા બહાર આવ્યો, તેની પાછળ મહારાજાધિરાજ, મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત, મહા અમાત્ય દામોદરશર્મા, વૃદ્ધ મહાદંડનાયક રામગુપ્ત, પ્રાચીન મહાપ્રતીહાર કૃષ્ણગુપ્ત, યુવરાજ ભટ્ટારક પાદીય મહાનાયક જયધવલ, બન્ધુવર્મા, ચક્રપાલિત વગેરે સામ્રાજ્યના મહાનાયકો ગંગાતીરે આવ્યા, હેમન્તઋતુની ગંગાની ક્ષીણરેખા જ્યાં ધોળી રેતીના છેડાનું ચુંબન કરતી હતી, હર્ષગુપ્ત તે ઠેકાણે આવી પહોંચ્યો, ફીકા મ્હોંએ સ્કન્દગુપ્તે પૂછ્યું. " ભાઈ, શું કહેવાનું છે ? "

હર્ષગુપ્તે કહ્યું, " મહારાજાધિરાજ, પવિત્ર પ્રતિષ્ઠાનપુરમાં ગંગાયમુના સંગમપર આપે મને આજ્ઞા આપી હતી કે ' જે દિવસ હું પાટલિપુત્રમાં પગ મૂકું તેજ દિવસે સામ્રાજ્યની પટ્ટમહાદેવી સાથે તું પુરના દરવાજાપર હાજર રહેજે. મહારાજધિરાજ, પરમેશ્વરી પરમ-

વૈષ્ણવી પરમાહેશ્વરી પરમભટ્ટારિકા પટ્ટમહાદેવીને આપની આગળ હાજર કરૂં છું.”

કુમાર હર્ષગુપ્તે સોનાનું પાત્ર સમ્રાટના પગ આગળ મૂક્યું. સ્કન્દગુપ્તના પગો ટટાર ન રહ્યા, ધીરે ધીરે ઉત્તરાપથનો એક છત્ર સમ્રાટ ઉની રેતીપર બેસી ગયો. ગોવિન્દગુપ્તે મ્હોં ફેરવી નાખ્યું, દામોદરશર્મા અને રામગુપ્ત આંસુ લૂછવા લાગ્યા, ત્યારે હર્ષગુપ્તે સો-નાનું પાત્ર ઉઘાડી કહ્યું, “ આર્ય, ઘણા દિવસ પછી પટ્ટમહાદેવી નગ-રમાં આવ્યાં છે; તમારા પગ આગળ અરુણાદેવી છે, તેમનો સ્પર્શ કરો.”

આંસુ વિનાની આંખોએ, કાંપતા હાથે પાત્રમાંથી રાખની મૂઠી લઈ સ્કન્દગુપ્તે કહ્યું “ આ તે ? ”

એક બીજો યુવક દૂર ઉભો ઉભો બડબડાટ કર્યા કરતો હતો, તે આ વખતે સમ્રાટની પાસે આવ્યો અને બોલ્યો, “ રોઈશ નહિ, તે ગુસ્સે થશે. તે મને કહી ગઈ છે કે એ પાછી આવશે, મને જોવા સિવાય મરી શકશે નહિ, તને પણ તેમજ કહ્યું છે કે ? ”

રૂંધેલાં અશ્રુ ખળભળાટ કરતાં બહાર નીકળી પડયાં, સમ્રાટ સુકી રેતીપરથી ઉઠી બંને હાથે પેલા યુવકને ગળે વળગ્યો અને કહેવા લાગ્યો, “ ના ભાઈ, તે તો મને કંઇ કહી ગઈ નથી. આતે; મહેલના ઉદ્યાનમાં અંતઃપુરની માતાના ઉંડા સ્નેહનું પાત્ર અરૂણા, ભાનુ, આ તેજ અરૂણા, ”

ઉન્માદ ભાનુમિત્ર સમ્રાટની છાતીપર હાથ મૂકી બોલ્યો, “ સાં-ભળ, સાંભળ, કંઈક કહે છે, જો, જો, ભસ્મ ધીરે ધીરે અવયવો ધારણ કરે છે. સાંભળ સ્કન્દ, સાંભળો મહારાજ–પુત્ર, ભસ્મ ધીરે ધીરે પટ્ટમહા-

દેવીનો આકાર ધારણ કરે છે. શું કહે છે તે સાંભળો છો ? નથી સાંભળી શકતા? અરે તમે સાંભળો, આ ભસ્મ નથી, પરમભટ્ટારિકા પટ્ટમહાદેવી છે ખરૂં કે, સ્કન્દ, આ–આ કોણ? ઓળખું છું તમને ઓળખું છે, અંતઃપુરમાં ધ્રુવસ્વામિનીના મહેલમાં શ્વેત મરમરપર તમારી મૂર્તિ છે, તમે કમલદલવાસિની છો, આવ્યાં છો, તો વિમુખ થાવ નહિ, હું વળી બાહલીકાતીરે જઈશ, વળી હૂણોનાં ગામોનો નાશ કરીશ ”

વૃદ્ધ અમાત્ય દામોદરશર્મા ધીરે ધીરે સમ્રાટ્ પાસે આવ્યા અને કહેવા લાગ્યા, “ પુત્ર અદૃષ્ટના દોષથી ઘણું જોવું છે. વૃદ્ધ કુમારગુપ્તની રૂપલાલસાનું પરિણામ વધું જોવા ઇચ્છતો નથી. સ્કન્દ, ઘણું દુઃખ થાય છે, કર્તવ્ય પૂરૂં કરો, ભસ્મ ગંગામાં પધરાવો.”

ભાનુમિત્રે અકસ્માત્ સમ્રાટ્ને બાથમાં લઈ કહ્યું, “ ના, ના, થોભો, મા કંઈક કહે છે. પિતામહ, તમે શું બહેરા બની ગયા સાંભળો, સાંભળો, જ્યાંસુધી આ પિંગળાવાળોપર સુવર્ણમુકુટ દૃઢ રહેશે ત્યાં સુધી માતા અચળ થઇ રહેશે, મા કહે છે તે સાંભળો, ના હવે સાંભળવા ઇચ્છતો નથી, તે કહેશો નહિ. ”

ઘૃણાથી, લજ્જાથી ગાંડા ભાનુમિત્રે મ્હોં ફેરવી લીધું, મહારાજ પુત્રનાં રૂવાં ખડાં થયાં, તે વ્યાકુળકંઠે કહેવા લાગ્યા, “ ભાનુ તને શું થયું છે ? ”

ઉન્માદ ભાનુમિત્રે કહ્યું, “ વૃદ્ધ તમે તો ત્યારે જીવતા રહેશો નહિ, માટે તમે શું સમજો ? માતા, આજે શું એજ સંભળાવવા આવ્યાં હતાં ? જાઓ, જ્યાંથી આવ્યાં હતાં ત્યાં જાઓ, હવે આવશો નહિ, દૂર જાઓ. ”

ગોવિન્દગુપ્તે ફરીથી પૂછ્યું, “ ભાનુ, તું શું કહે છે ? ”

"સાંભળીને શું કહેશો, વિધાતા પ્રસન્ન છે, કલંકની છાયા તમને સ્પર્શ કરી શકશે નહિ. છટ્, છટ્, આ શું વાજખી છે ? અદૃષ્ટે શું એ માટે જ મારૂં દુર્ભેદ્ય કવચની પેંઠે રક્ષણ કર્યું છે ? સ્કન્દ, એ ભસ્મ જળમાં ફેંકી દે."

રૂદન કરતો કરતો બંને હાથમાં સુવર્ણપાત્ર પકડી સ્કન્દગુપ્ત ધીમે ધીમે ગંગાના પ્રહવામાં ઉતર્યો, અને અતિધીરે પેલી ભસ્મ પ્રવાહમાં નાખી દીધી, દૂર ઉભેલા હજારો લોકો હાહાકાર કરી ઉઠયા, ત્યારે કિનારાપર ગાંડા ભાનુમિત્રે ગર્જના કરી કહ્યું, ખલાસ, પહેલો અંક ખલાસ, હવે પડદો પડ્યો છે. બાહલીકામાં વૃદ્ધ અગ્નિગુપ્ત વાટ જોઇ રહ્યો છે, હૂણોનાં લોહીથી તેનું તર્પણ કરવું પડશે."

સુવર્ણ-પાત્ર ગંગાના પ્રવાહમાં ફેંકી સમ્રાટ્ અતિ ધીરેપદે રેતીપર આવ્યો અને ભાનુમિત્રને કહેવા લાગ્યો, "ભાનુ, બાહલીકાતીરે અનેક યોદ્ધાઓનું તર્પણ કરવું પડશે. કૃષ્ણગુપ્ત ક્યાં છે ?" બન્ધુવર્મા મહાપ્રતીહારને બોલાવી લાવ્યો, વૃદ્ધ મહાપ્રતીહારે આવી નવીન સમ્રાટ્‌ને અભિવાદન કર્યું, સ્કન્દગુપ્તે તેને કહ્યું, "કાકા બાહલીકાતીરે જવું પડશે, મગધની સેનાએ વળી ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ કરવું પડશે, હું એક વખત પાટલિપુત્રવાસીઓ સાથે વાતચીત કરવા ઇચ્છું છું."

નમન કરી કૃષ્ણગુપ્તે કહ્યું, "જેવી આજ્ઞા, પ્રભુ !"

છડીદારના બોલવાથી ટોળાંબંધ પાટલિપુત્રવાસીઓ ગંગાના પ્રવાહ સામે આવી પહોંચ્યાં, અને સમ્રાટ્‌ને વીંટળાઇ ઉભા રહ્યા. સ્કન્દગુપ્તે બોલવાનો આરંભ કર્યો, "બંધુઓ, તમે બધા મને ચાહો છો, ખરાબ અવસ્થામાં તમે મને વિસરી ગયા નથી, તે બધું મેં જાણ્યું છે. પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ પ્રથમ ચંદ્રગુપ્તે પ્રાચીન પાટલિ-

પુત્ર નગર અને પવિત્ર મગધભૂમિ શકલોકોના હાથમાંથી છોડાવી જે સામ્રાજ્યની સ્થાપના કરી હતી, તે સામ્રાજ્યની આજે મહા દુર્દશા છે. પવિત્ર પિતૃભૂમિના દરવાજાનું રક્ષણ કરવું એ મગધવાસીઓનું કર્તવ્ય છે, હજારો વર્ષોથી એ કાર્ય મગધની સેના કરતી આવે છે, આપણે થોડા વખત માટે તે કર્તવ્ય વિસરી ગયા હતા—" .

માણસોનાં ટોળાંના આગલા ભાગમાં એક વૃદ્ધ ઉભો હતો, તે બૂમ પાડી ઉઠયો, " મહારાજ, પાટલિપુત્રમાં એ વાત બોલશો નહિ, જો તમે તે કર્તવ્ય વિસરી ગયા હોતતો આ સુંદર પાટલિપુત્રની અવસ્થા નગરહાર અને પુરુષપુર જેવી થાત."

હાસ્યની ક્ષીણરેખા સમ્રાટ્‌ના હોઠપર દેખાઇ અને તરતજ જતી રહી, સ્કન્દગુપ્તે ફરીથી બોલવું શરૂ કર્યું, " બંધુઓ, તે માટે જ પવિત્ર આર્યભૂમિ આજે જંગલીઓનાં પગલાંથી કલંકિત થઇ છે, કપિશા, ગાંધાર, ઉદ્યાન અને પંચનદ મરૂભૂમિમાં ફેરવાઇ ગયાં છે. બંધુઓ, મગધ શું હજુ આત્મવિસ્મૃત રહેશે ? કપિશાથી મથુરાં સુધીની આર્યભૂમિ—શું હૂણોના પગલાંથી કંપતી રહેશે ? આર્ય રમણી શું હૂણોની દાસી થશે ? "

વજ્રનિર્ઘોષની માફક જયધ્વનિ સંભળાયો, વાવાઝોડાંથી ગાજતા સમુદ્રની માફક જનસંઘ ઉછળવા લાગ્યો, તે ચંચળતા શાંત થતાં અર્ધી ઘડી વીતી ગઇ. નાગરિકો શાંત થયા એટલે સમ્રાટે ફરીથી બોલવું શરૂ કર્યું, " બંધુઓ, આરો જવાબ મળશે એમ ધારીને જ પાટલિપુત્રમાં આવ્યો હતો. હજુ પણ મહારાજ પુત્ર ગોવિન્દગુપ્ત જીવતા છે, મહામંત્રી દામોદરશર્મા જીવતા છે, હસ્તહીન બન્ધુવર્મા જીવતો છે, થોડા વખતમાં ગરૂડધ્વજ વક્ષુતીરપરના પર્વતોનાં શિખરોપર ફરકશે—"

માણસોનાં ટોળાંમાંથી એક માણસ બોલી ઉઠયો, "જેઓનો દેશ છે, તેઓ આત્મરક્ષા કેમ કરતા નથી? જો તેઓ આત્મ-રક્ષણ ન કરી શકે તો મગધવાસીઓ તેને માટે શામાટે મરવા આવે?"

વિસ્મય પામી સ્કન્દગુપ્તે બોલનારની દિશામાં જોયું, પણ તેને જોઇ શકયા નહિ. સમ્રાટે નિઃસાસો નાખી કહ્યું, "બંધુ, એ મગધવાસીને યોગ્ય વચનો નથી, જેઓ આત્મરક્ષા કરી શકતા નથી, તેઓનું રક્ષણ મગધવાસીઓ કરે છે, તેથી તો મગધ આર્યાવર્તમાં શીર્ષસ્થાનીય ગણાય છે. જે આર્યાવર્તના દરવાજાનું રક્ષણ કરે છે, સનાતન પ્રથા મુજબ ભારતનાં સામ્રાજ્યની પદવી તેની જ છે."

ટોળાંમાંથી તે વ્યક્તિએ ફરીથી કહ્યું, "સામ્રાજ્ય પદવી લઈ શું કરવું! નકામી લડાઇઓમાં મગધની સેનાનો નાશ કરવાથી શું ફળ? શત્રુઓ જ્યારે મગધમાં આવશે, ત્યારે અમે યુદ્ધ કરશું."

વ્યથિત ચિત્તે સમ્રાટે કહ્યું, "બન્ધુ, મને લાગે છે કે તમે મગધવાસી નથી. આજે સમસ્ત ભારતવર્ષ મગધનાં મુખ સામે જોઇ રહ્યું છે. લાખો નર-નારીનું જીવન મગધસેનાનાં બાહુ બળપર આધાર રાખે છે, આજે શું મગધવાસીઓ શાંત બેસી રહેશે? માગધ જનનીનાં દૂધથી મને લાગે છે કે તમારૂં શરીર પોષાયલું નથી, જો તેમ હોત તો આવી વાત કદી કહેત નહિ. હજાર વર્ષથી માગધવાસીઓએ ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ કર્યું છે, મગધ એક ક્ષણમાત્ર તંદ્રામગ્ન થયું હતું તેથી તો આજે ચારે દિશાઓ અસહાય નરનારીના આર્તનાદથી પરિપૂર્ણ થઇ ગઇ છે. હે ભાઇ, રમણી અને શિશુ, દેવતા અને બ્રાહ્મણનો એ મર્મભેદી હાહાકાર શું તમારા કાનોમાં સંભળાતો નથી? કલંકિત આર્યનારીની, સિંહાસનચ્યુત આર્યદેવતાની વાત શું તમે હજુ સાંભળી નથી? દેશેદેશ, ગામેગામ, નગરેનગર મરણ

કાતર નરનારીઓ હજુ મગધનું નામ સાંભળી આનંદ પામે છે. હે મગધવાસી, મુહૂર્ત માટે, ક્ષણિક સુખને માટે પિતૃપુરુષોએ બહુ મહેનતે મેળવેલી આબરૂ કોણ ગુમાવે? મગધની સેના શું હવે ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ નહિ કરે? વક્ષુ અને બાહલીકાતીરે શું ગરૂડધ્વજ નહિ ફરફરે બંધુઓ, વિચાર કરો, ઉઘાડુ ઘર દસ્યુ–તસ્કરોનું રમણક્ષેત્ર બન્યું છે, ઉઘાડા દરવાજાવાળું આર્યાવર્ત્ત જંગલીઓનું સિંહાસન બન્યું છે. એમ ધારશો નહિ કે કર્તવ્ય વિસરી જઇ નાનું મગધ નિશ્ચેષ્ટ થઇ રહેશે એટલે હૂણો તેનાપર નહિ ચઢી આવે, ધારશો નહિ કે આ સુંદર પાટલિપુત્ર આવું જ સુંદર રહેશે? કર્તવ્ય ચુકો નહિ, ચુકશો તો દૂર ઉભા રહી પાટલિપુત્રનાં બળી ગયેલાં ખંડેરો જોઇ એક દિવસ નિઃસાસા નાખવા પડશે, પિતામહની વાત ભૂલશો નહિ, જે ત્યાગ કરતાં શીખ્યું છે, સ્વદેશ અને સ્વધર્મનાં રક્ષણ માટે આનંદી મ્હોંએ મરણને ભેટતાં શીખ્યું છે, દેશ તેનો છે, રાજ્ય તેનું છે, ધર્મ તેનો છે."

માણસો ઉન્મત થઈ ઉઠયાં, જયધ્વનિથી ગગન કંપવા લાગ્યું, મેદની કંપવા લાગી તે વખતે સ્કન્દગુપ્તની છાતીપર એક લાંબુ ત્રિશૂળ ફેંકાયું. દૂર ઉભાં ઉભાં મહાપ્રતીહાર કૃષ્ણગુપ્તે તે જોયું અને દોડી જઇ પલકહીન આંખે ખુલ્લી છાતી કરી સ્કન્દગુપ્ત આડો ઉભો રહ્યો લાંબા ત્રિશુળે વૃદ્ધનું શરીર વીંધી નાખ્યું, ઉનાં લોહીથી સમ્રાટનાં ધોળાં વસ્ત્રો રંગાઇ ગયાં, સ્કન્દગુપ્તે બંને હાથે કૃષ્ણગુપ્તના પડતા દેહને પકડી રાખ્યો. વૃદ્ધનાં મ્હોંપર હાસ્ય તરવરી રહ્યું, તેણે લથડતા અવાજે કહ્યું, "નારાયણ–સ્વામિધર્મ સ્કન્દ–છેલ્લા તે દિવસે–યાદ યાદ કરજો–વાસુદેવ—"

વૃદ્ધ મહાપ્રતીહારનું શબ રેતીપર મૂકી સ્કન્દગુપ્તે છાતી ખુલ્લી

કરી, તેના પિંગળાવાળો તેજના મુગટની પેઠે તેનાં મ્હોંની ચારે તરફ ફેલાઇ ગયા, સમ્રાટે કહ્યું, " બંધુઓ મગધ સાથે સરખાવતાં, આર્ય-ભૂમિ સાથે સરખાવતાં ક્ષુદ્ર સ્કન્દગુપ્ત તુચ્છ છે, તેનું લોહી પી જો તૃપ્ત થવા ઇચ્છતા હો, જો કર્તવ્ય ન ચુકો, જો આર્યભૂમિનાં લખો અસહાય નરનારી તરફ દયા રાખતા હો, તો બીજું ત્રિશૂળ ફેંકો, નહિ તો અનુમતિ આપો કે ચંદ્રધરના પુત્રની માફક આત્મબળિદાન આપી સ્વદેશવાસીની ઇચ્છા પૂર્ણ કરૂં. ક્ષણકાળ પૂર્વે તેની ભસ્મ જ્યાં પધરાવી આવ્યો છું, તેજ ઠેકાણે આ સ્કન્દના નશ્વર દેહને ફેંકી દેજો, "

અકસ્માત્ જાણે ઇન્દ્રજાળ બળવડે હજારો પાટલિપુત્રવાસીઓ રેતીપર પડ્યા, બાળથી વૃદ્ધ સુધીના દરેક એ નાના યુવકનાં ચરણોમાં પડ્યાં. પરંતુ સ્કન્દગુપ્ત તે વખતે અંધ બની ગયો હતો, તેનું મ્હોં નીલ આકાશ તરફ હતું, તે ફરીથી બોલી ઉઠ્યો, " બંધુઓ, તમારા બંધુનું કાર્ય પૂરૂં કરો, બીજું ત્રિશૂળ ફેંકો, આ દેહ પિતૃભૂમિની સેવામાં અર્પણ કર્યો છે. આ પ્રાણ પિતૃભૂમિનાં કાર્યમાં હું મગધ-વાસી છું, મગધની ઇચ્છા પૂર્ણ થાઓ, તમ મગધભૂમિની તરસ મારાં લોહીથી છીપ જાઓ. પરંતુ આર્યભૂમિનું રક્ષણ થાઓ, અ-સંખ્ય અસહાય નરનારીનું રક્ષક થાઓ. "

હજારો પાટલિપુત્રવાસીઓ દંડવત્ ભૂમિપર પડ્યાં, બીજું ત્રિશૂળ ન આવ્યું, દીર્ઘનિશ્વાસ નાખી સમ્રાટે કહ્યું " ત્યારે શું મારી માગણી પૂર્ણ કરી—"

અકસ્માત્ ગંગાદ્વાર પાસે કોઇ આનંદનો પોકાર કરી ઉઠ્યું, તેની સાથે કરૂણ આર્તનાદ સંભળાયો. હજારો પાટલિપુત્ર વાસીઓએ

ઉભા થઈ જોયું, ગૌડીય મહાબલાધિકૃત ઉન્માદ ભાનુમિત્ર ઉતાવળે હાથે છુપાવેશવાળા સંઘસ્થવિર હરિબળને તરવારના ઘા વડે નાના નાના કકડા કરે છે. જયધ્વનિથી ગગન ગાજી ઉઠ્યું,—

મગધમાં ત્યારે પણ પ્રાણ હતો.

# પ્રકરણ ૧૧ મું

## વ્રત.

પાટલિપુત્રનો જુનો સભામંડપ બીજે દિવસે જનમંડળથી પરિપૂર્ણ થઈ ગયો. કુળવાન અને સાધારણ નાગરિકો પોતાનો અહંકાર વિસરી જઈ ઓટલાપર અને મંડપના ચોકમાં બેઠા હતા. હજારો પાયદળો અને ઘોડેસ્વારો મહેલના ત્રણે ચોકમાં હારબંધ ઉભા હતા. આર્યપટ્ટની વેદી ત્યારે પણ ખાલી હતી. મહેલના દરવાજાપર પહેલા પહોરનાં ચોઘડીઆં વાગવા લાગ્યાં, તે પૂરાં થયાં કે તરત સભામંડપનાં ચારે દરવાજે શંખ અને ઘંટા વાગવા લાગ્યા, અકસ્માત્ ઘોર રવે મંડપની બહારના લાખો સૈનિકો અને નાગરિકો જયધ્વનિ કરી ઉઠ્યા, તે સાંભળી મંડપમાંના બધા આસનપરથી ઉભા થયા. વૃદ્ધ મહામંત્રી દામોદરશર્મા સ્કન્દગુપ્તનો હાથ પકડી મંડપમાં આવ્યા. તેની પાછળ વૃદ્ધ જયધવલ વગેરે સામ્રાજ્યના મોટા નાયકોએ મંડપમાં પ્રવેશ કરી આર્યપટ્ટને વીંટળાઇ ઉભા, તેઓમાંના બારમહાનાયકો મહાભિષેકના સાધનો લઇ આવ્યા હતા, **જયધવલ**ના હાથમાં ધોળાં મોતીથી મઢેલું છત્ર, **બંધુવર્મા**ના હાથમાં ઇતિહાસ-પ્રસિદ્ધ સોનાનો ગરૂડધ્વજ, **ચક્રપાલિત** ના હાથમાં ધોળું ચામર, **હરિગુપ્ત**

ના હાથમાં ભાંગેલી તરવાર, વૃદ્ધ **રામગુપ્તના** હાથમાં મહામુદ્રા, **કુમાર હર્ષગુપ્તના** હાથમાં પાદુકા, **સ્થાણુદત્તના** હાથમાં ત્રિશૂળ, **તનુદત્તના** હાથમાં ઢાલ, જયધ્વલનાપુત્ર વીરધવલના હાથમાં ગદા, દામોદરશર્માના હાથમાં માળા, ભાનુમિત્રના હાથમાં ચક્ર અને નાગદત્તના હાથમાં શંખ હતો, બાર મહાનાયકો આર્યપટ્ટને વીંટળાઇ ઉભા એટલે મહાપુરોહિત પુંડરિકશર્માએ સ્કન્દગુપ્તને સિંહાસપર બેસાડી દામોદરશર્માના સામું જોયું. મહામંત્રીએ ઇસારો કર્યો, એક છડીદારે આર્યપટ્ટની પાછળનો ધોળો પડદો ઉપાડયો, સોનાનાં વાસણમાં સેંકડો રાજાઓના મુગટો લઇ મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત સભામાં આવ્યા, સભામંડપનાં માણસો આસનપરથી ઉઠયાં, ભીપણ જયધ્વનીથી જૂના મહેલની ભીંતો કંપવા લાગી, મહારાજપુત્ર ધીરે ધીરે ડગલાં ભરતાં આર્યપટ્ટ તરફ ચાલવા લાગ્યા.

કુલપુરોહિતે રીત મુજબ અભિષેકનું કામ પૂરૂં કર્યું, ક્રિયા પૂરી થતાં દામોદરશર્માએ કહ્યું, " ગોવિન્દ, આજે ગુપ્તવંશમાં રામ સર્વથી મોટો છે, પ્રથમ ચંન્દ્રગુપ્તનો મુગટ રામના હાથમાં આપો. " વૃદ્ધ રામગુપ્તે હાથ જોડી કહ્યું, " વડિલ, રામગુપ્તે આપની આજ્ઞા મુજબ એક દિવસ આ આર્યપટપર પ્રથમ ચંદ્રગુપ્તનો મુગટ સમુદ્રગુપ્ત અને એક તેના વંશધરના માથાપર મૂકયો હતો, પરંતુ લક્ષ્મી તેથી પ્રસન્ન થઇ નથી. પરંતુ તેનાં પરિણામે લક્ષ્મી અસ્થિર થઇ છે, માસમાન પટ્ટમહાદેવીનાં લોહીથી સ્યામામંદિર પલળ્યું છે, આર્યપટ્ટ કલંકિત થયું છે, વિશાળ સામ્રાજ્ય નાશ પામ્યું છે, લાખો સૈનિકોનાં લોહીથી આર્યાવર્ત રંગાઇ ગયું છે, વડિલ, આજે સ્કન્દનો અભિષેક છે, વૃદ્ધ રામગુપ્ત તે માટેજ પાટલિપુત્રમાં આવ્યો છે, નહિતો જે આંખોએ પવિત્ર આર્યપટ્ટપર ઇન્દ્રલેખાની કન્યાને જોઇ છે, તે આંખો

બીજી વખત આર્યપટ્ટનું દર્શન કરત નહિ આપ ગુપ્તકુળના હિતેચ્છુ છો જેથી સામ્રાજ્યની ધર્મથી અથવા સ્કન્દની સ્થિતિ ભયંકર બને એવી આજ્ઞા વૃદ્ધ રામગુપ્તને કરશો નહિ."

દામોદર શર્માએ થોડીવાર વિચાર કર્યો, પછી કહ્યું, "વારૂ, તેમ થાય તો પણ ઠીક છે, પાછળથી કોઇ એમ ન કહે કે ગુપ્તકુળના ચિરસેવક દામોદરે ઇચ્છાપૂર્વક સ્વામિનાં કુળનું અકલ્યાણ કર્યું હતું. ગોવિન્દ, ગુપ્તકુળની જૂની રીત તારાથી અજાણી નથી. રામગુપ્તની પછી સમુદ્રગુપ્તના વંશમાં તુંજ મ્હોટો છે, માટે પ્રથમ ચંદ્રગુપ્તનો મુગટ સ્કન્દગુપ્તને માથે તુંજ મૂક."

મહારાજ પુત્રે લથડતા પગે આર્યપટ્ટપર ચઢી સ્કન્દગુપ્તના માથા-પર મુગટ મૂક્યો. સભામંડપમાંના બધા માણસો ઉભા થયા. બે આંસુઓ સ્કન્દગુપ્તના ગાલપર પડ્યાં સમ્રાટ ચમક્યો. આશીર્વાદ પૂરા થયા પછી સ્કન્દગુપ્તે સિંહાસનપરથી ઉઠી વડિલોને નમન કર્યું, બંને હાથ પ્રસારી મહારાજપુત્ર ગોવિન્દગુપ્ત નવીન સમ્રાટને છાતીએ ચાંપી ક્ષણવાર ઉભો રહ્યો. મંડપમાં અને બહાર જયધ્વનિ થવા લાગ્યો. અકસ્માત્ ભારે મુગટ સમ્રાટના માથાપરથી પડ્યો, તરત જ બન્ધુવર્માએ તે પકડી લીધો; એ જોઇ દામોદર શર્માએ કહ્યું, "માલવરાજ, આવી જ રીતે હંમેશાં ગુપ્તકુળના મુગટની રક્ષા કરજો."

બંધુવર્માએ ડાબે હાથ નમન કરી કહ્યું, "પિતામહ, જ્યાંસુધી જયવર્માનોવંશ રહેશે, ત્યાં સુધી માળવા સ્વામિ ધર્મ વિસરશે નહિ. મહારાજાધિરાજ, મંડપની બહાર હજારો સૈનિકો અને લાખો નાગ-રિકો શતદ્રુ-યુદ્ધના સેનાપતિને આર્યપટ્ટપર બેઠેલા જોવાની આશાથી ઉભા છે, તેમને બોલાવું ?"

અકસ્માત્ ગળગળા અવાજે ગોવિન્દગુપ્તે કહ્યું, "બંધુ, થોડી-

વાર થોભ, વડિલ, સ્કન્દ અને સમવેત સભાસદો, આજે બીજા ચંદ્ર-ગુપ્તનો પુત્રવત પૂરૂં કરશે, મને વિશ્વાસ છે કે હાજર રહેલા બધા ક્ષત્રિયો મને સહાયતા આપશે. વડિલ, ત્રીશ વર્ષ પહેલાં કુલાંગાર ગો-વિન્દગુપ્ત પિતાના મનને વ્યથા આપી ગુપ્તકુળને કલંકિત કરી પાટ-લિપુત્ર તજવા તૈયાર થયો હતો, ત્યારે નારાયણે તેનું રક્ષણ કર્યું હતું. તે દિવસ કૃતજ્ઞ હૃદયે પ્રતિજ્ઞા કરી હતી કે પાટલિપુત્ર તજીશ અને મગધનાં કાર્યમાં જીવન આપીશ. જે દિવસે ઇન્દ્રલેખાની કન્યાને આર્ય-પટ્ટપર બેઠેલી જોઇ તે દિવસ પ્રતિજ્ઞા કરી હતી કે મોટા ભાઇનાં પાપ આત્મ-શોણિતથી ધોઇ નાખીશ. સ્કન્દ અત્યાર સુધી વખત મળ્યો નથી. સામ્રાજ્ય સુકાની વિનાનાં વહાણની માફક દૂણ-સમુદ્રમાં ભટકે છે, આજે સમય આવ્યો છે. પુત્ર, તું જાણે છે કે તું મારા હર્ષથી ગણુ વધૂ વહાલો છે, આર્યપટ્ટપર બેઠો છે તોપણુ સામ્રાજ્યનું શાસન કર, કર્તવ્ય બજાવ, ક્ષણિક શોક દુઃખ ભૂલી જા, આર્યપટ્ટપર નવીન પટ્ટમહાદેવીની સ્થાપના કર, વૃદ્ધ ગોવિન્દગુપ્ત વૃદ્ધ કુમારગુપ્તનાં પાપનું પ્રાયશ્ચિત કરશે, ઉત્તરાવસ્થામાં કોઇપણુ મગધવાસી ચન્દ્રગુપ્તના પુત્રને યાદ લાવી ધિક્કાર ન બતાવે એવું કરીશ. પુત્ર હર્ષની સંભાળ રાખજે, તે હજુપણુ બાળક છે. તેનું પુત્રની માફક પાલન કરજે, યાદ રાખજે કે ગોવિન્દગુપ્તનો પુત્ર કૃતઘ્ન થશે નહિ ”

“ સભાસદો ખુશાલીનો પોકાર ઉઠાવવા જતા હતા, પરંતુ કોઇએ એવું સાહસ કર્યું નહિ. ધીમે ધીમે આર્યપટ્ટ તજી સ્કન્દગુપ્ત સભાતલ-પર આવ્યો અને મુગટ વડિલના પગ આગળ મૂકી કહેવા લાગ્યો, “ તાત, જે ભાર મારે માથે આપે નાખ્યો છે, તે શક્તિ પ્રમાણે ઉપાડીશ હંમેશાં આપની આજ્ઞાનું પાલન કર્યું છે, અને જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી કરીશ, તો પણુ મેં જે ગંગાજળમાં નાખ્યું છે તે આ જીવનમાં

ભૂલી શકીશ નહિ. વડિલ ઘણા, દિવસ પહેલાં વાસુદેવ મંદિરમાં સ્કન્દગુપ્તે વિવાહ કર્યો છે, માટે બીજી વખત તે વિવાહ કરી શકશે નહિ, આર્યપટ્ટ ખાલી રહેશે નહિ, હમણાં જ નવીન પટ્ટમહાદેવી સ્થાપન કરીશ, તે જોઇ આપ વિસ્મય પામશો નહિ."

સમ્રાટ એક કુદકે આર્યપટ્ટપર ચઢ્યો, શતદ્રુ યુદ્ધની ભાંગેલી તરવાર ઉઘાડી કરી તે પાસેનાં ખાલી સિંહાસનપર મૂકી, તરવાર નવીન રવિનાં કિરણોથી ચમકવા લાગી. સ્કન્દગુપ્તે તીવ્ર અવાજે કહ્યું, "બંધુઓ, આર્યપટ્ટપર નવીન પટ્ટમહાદેવીની સ્થાપના કરી છે, તે અકલંક છે, નિર્મળ છે, એક દિવસ તે શતદ્રુયુદ્ધની યાદગીરીનાં ચિહ્ન તરીકે ચંદ્રધરના પુત્ર મહાવીર દેવધરને આપી હતી. બંધુઓ સામ્રાજ્યને સ્ત્રીની જરૂર નથી, પુરુષ અને તરવારની જરૂર છે. પિતૃભૂમિ જંગલીઓના સ્પર્શથી પીડાય છે, લાખો નરનારીઓ હજુ મગધ તરફ તાકી રહ્યાં છે, હજુપણ ઇચ્છા કરતાં મગધ ઉત્તરાપથનો દરવાજો રક્ષી શકે તેમ છે, હજુ પણ જીવ છે ઔષધ આપવાનો સમય છે."

માણસો ઘોર અવાજથી ગર્જના કરી ઉઠયાં, મંડપની બહાર ઉભેલા સૈનિકો અને લાખો નાગરિકો એ જયધ્વનિ સાંભળી પાટલિપુત્રને ગજાવી મૂકવા લાગ્યા. એકાદ ઘડી પછી જરા શાંતિ થઇ. આર્યપટ્ટની આગળ ઉભા રહી સ્કન્દગુપ્તે ફરીથી કહ્યું, "વડિલ, આ મુગટ ગૃહસ્થને માટે છે, મારો નથી, જે વ્રત આજે લઉં છું, તે પૂરૂં કરી જો પાછો ફરીશ તો તે ફરીથી પહેરીશ, નહિ તો ગુપ્તકુળમાં પુત્રોનો તોટો નથી. પિતા, રૂધિરની નદીઓ નહિ વહે ત્યાં સુધી ગુપ્તકુળનું કલંક ધોવાશે નહિ, આર્યાવર્તનું રક્ષણ થશે નહિ, અસહાય નરનારીના આર્તનાદો બંધ પડશે નહિ. એક દિવસ મરવું જ છે, તે દિવસ

કરેલાં કર્મોનો જવાબ આપવો પડશે. મારી સાથે ભૂતકાળ અને ભવિષ્યકાળની આશા તજી, પાછા ફરવાની ઇચ્છા વિસરી જઇ વૈરી છોકરાંની માયા તજી મગધનું જૂનું કર્તવ્ય બજાવવા કોણ આવશે ? જો કોઇ ન આવે, જો મગધ પુરુષહીન થયું હોય, જો મગધના લોકો પિતૃઋણ વિસરી ગયા હોય, તોપણ કુમારગુપ્તનો પુત્ર જશે."

" તરતજ આર્યપટ્ટ આગળ આવી ગોવિન્દગુપ્તે નમન કર્યું, તેની પાછળ બન્ધુવર્મા આવતો હતો, તેને દૂર હડસેલી ભાનુમિત્ર આર્યપટ્ટ આગળ આવ્યો અને બંને હાથે સમ્રાટ્‌ને ભેટી કહેવા લાગ્યો, "ભાઇ, કહે કે ભૂલ્યો નથી, એક વખત કહે કે ભૂલ્યો નથી." ગળગળા અવાજે સ્કન્દગુપ્તે કહ્યું, " ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, બાહલીકા તીરે જઈશ, જરૂર પડશે તો સુમેરુ કુમેરુ સુધી શોધ કરીશ. ભાઈ કોઇને વિસર્યો નથી."

પછી બન્ધુવર્મા, ચક્રપાલિત વગેરે મહાનાયકો સમ્રાટ્‌ને નમન કરવા લાગ્યા. ખાલી સિંહાસનપર મુગટ મૂકી નવીન સમ્રાટે દામોદર શર્માને કહ્યું, પિતામહ, પિતૃઋણ વાળવા જાઉં છું, પાટલિપુત્ર છે, મગધ છે, આર્યાવર્ત છે, મગધની સેના જો કર્તવ્ય બજાવી શકશે, પિતૃભૂમિ જો જંગલીઓના સ્પર્શથી છુટી થશે, અસહાય નરનારીનો આર્તનાદ જો ભાગ્યવિધાતાનાં સિંહાસન ન કંપાવે તો પાછો પાટલિપુત્રમાં આવીશ, મગધભૂમિ જોઇશ, નહિતો આ છેવટનો મેળાપ છે, પિતામહ, સાંભળ્યું છે કે પિતામહે આપના હાથમાં રાજ્યનો ભાર સોંપ્યો હતો, રાજ્યભાર આપના જ હાથમાં રહેશે, પાટલિપુત્ર, મગધ અને ઉત્તરાપથનો ભાર આપનાપર છે, આર્યપટ્ટને કદી પણ રાજ્યભારની ચિન્તા ન રાખવી પડે એવું ઇશ્વર પાસે માગું છું.

વૃદ્ધ અમાત્યે નીચે મ્હોંએ કહ્યું. " જેવી આજ્ઞા મહારાજ ! "



# પ્રકરણ ૧૨ મું

## ગોપાદ્રિના શિખરપર.

માળવાના ઉત્તર છેડાપર પર્વતોથી વીંટળાયેલ મેદાનમાં એક ઉચ્ચું શિખર છે, અને તેનાપર દુર્ભેદ્ય, દુર્જય ગોપાદ્રિદુર્ગ છે. શિખર ઘણું નાનું છે, તોપણ તેની ચારે તરફનો રસ્તો બહુજ સાંકડો છે, એ માર્ગ પર્વતના ઢાળપર થઈ દુર્ગનાં એક જ દરવાજા સુધી જાય છે, તે માર્ગ પણ મોટા પત્થરોથી પરિપૂર્ણ છે. હૂણ-યુદ્ધની અવસ્થા ફરી ગઇ છે, આજે હૂણસેના ગોપાદ્રિદુર્ગમાં કેદ થઇ ગઈ છે. મહારાજાધિરાજ સ્કન્દગુપ્ત અને મહારાજપુત્ર ગોવિન્દગુપ્તે સામ્રાજ્યની સેનાવડે કિલ્લો ઘેર્યો છે. હેમન્તઋતુનાં ઝાકળનાં બિન્દુથી ભીનાં થઇ ગયેલાં મેદાનપર, ઉષઃકાળના ઝાંખા પ્રકાશમાં ધોળા તંબુનાં બારણાં આગળ પાંચ યુવાન યૌદ્ધાઓ એક વૃદ્ધ પુરુષની સાથે તર્ક-યુદ્ધ કરતા હતા. વૃદ્ધ કહેતો હતો, " સાંભળ પુત્ર, મારૂં વ્રત તોડાવ નહિ, આજે તું નિષ્કંટક થયો છે, નટફલ્ગુયશની કન્યા અને દૌહિત્ર ઉદંડપુરના કિલ્લામાં કેદ છે, હરિબલ અને ઇન્દ્રલેખા મરાયાં છે, સમય આવ્યો છે, મને પ્રાયશ્ચિત કરવા દે. "

બીજા યુવકે કહ્યું, " મહારાજપુત્ર, અમે જીવતા છતાં આપ એકલા ગોપાદ્રિ પર હલ્લો કરો એ સાંભળી આર્યાવર્તવાસી શું કહેશે? વખત આવ્યો છે એ ખરી વાત, આપનાં વ્રતમાં હરકત નાખવા ઇચ્છતો નથી, પરંતુ દેવ, આત્મહત્યા શું પ્રાયશ્ચિત કહેવાય ? "

"માલવરાજ, ક્ષુબ્ધ થશો નહિ, ચન્દ્રગુપ્તનો પુત્ર હતાશ થએલા પ્રેમીની માફક નકામી આત્મહત્યા કરશે નહિ. મારૂં કર્તવ્ય પૂરૂં થયું છે, કારણકે સામ્રાજ્યનાં વહાણનો દૃઢહાથવાળો સુકાની નીમ્યો છે,

પરંતુ તમારૂં કર્તવ્ય પૂરૂં થયું નથી. બાહલીક, કપિશા, ગંધાર અને પંચનદ શત્રુઓના હાથમાં છે, કરૂણા હજુ સુધી શત્રુના હાથમાં છે. સામે વિસ્તીર્ણક્ષેત્ર છે, વૃદ્ધને અટકાવવાનો પ્રયત્ન કરો નહિ."

એ વખતે એક બીજા યુવકે કહ્યું, "તાત, આપ એકલા ગોપાદ્રિ શીખરપર હલ્લો કરશો અને અમે બધા અભિનય જોશું કે?"

વૃદ્ધે કહ્યું, "સાંભળ સ્કન્દ, હવે તું યુવરાજ નથી, સામ્રાજ્યનો મહાબલાધિકૃત નથી કે નાનાં યુદ્ધોમાં પણ તરવાર પકડે. આજે તું વિશાળ ધરણીનો માલિક છે, લાખો નરનારીઓ તારાપર આધાર રાખી રહેલ છે. ખરેખર આજે તો તમારે નાટયશાળામાંના ખેલ જોનારાની માફક ગોપાદ્રિ શિખરપર થતો હલ્લો જોવો પડશે. હવે નકામી માથાકુટ કરશો નહિ. પુત્રો, આજે જો વૃદ્ધના હાથમાંથી ગરૂડધ્વજ સરી પડે, તો એક પછી એક દુર્ગપર હલ્લો કરશો, વીરત્વની હરિફાઇમાં જૂની રણનીતિ ભૂલશો નહિ."

એ પાંચે યુવકોમાંનો એક કે જે અત્યાર સુધી ગુચપુચ બેઠો હતો તેણે આ વખતે કહ્યું, "બુઢા, તેં જે કહ્યું તે ઠીક, પરંતુ હું તારી વાત સાંભળવાનો નથી, હું તો આવીશ જ." મારી સાથે મારા દસહજાર સૈનિકો પણ આવશે, હું કોઇની વાત સાંભળવાનો નથી."

વૃદ્ધે કહ્યું, "ભાનુમિત્ર, હું તારો પિતૃબંધુ છું, ઘણાં યુદ્ધોમાં અગ્નિમિત્ર મારો સાથી હતો. ચપળતા તજી દે, તું ગાંડો નથી પણ ગંભીર શોકે વાવાઝોડાંની માફક તારી બુદ્ધિ કબજે કરી છે. શાંત થા. સાંભળ, વૃદ્ધ ગોવિન્દગુપ્ત જો ગોપાદ્રિ તાબે ન કરી શકે તો ગૌડીય સૈન્ય સાથે તું મારી પાછળ આવજે."

"શોક, શાનો શોક? તેં ધાર્યું છે કે કરુણા મરી ગઈ છે? ખોટું–તદ્દન ખોટું. તે મને કહી ગઇ છે કે 'હુ પાછી ફરીશ.' માટે

જરૂર આવશે જ. બુદ્ધ, તું મને અટકાવી શકશે પણ દસહજાર ગૌડીય સૈનિકોને અટકાવી શકશે નહિ, સમ્રાટ સ્કન્દ પણ તેને અટકાવી શકશે નહિ. સમગ્ર આર્યાવર્ત દક્ષિણાત્ય એકત્ર થાય તોપણ ગૌડીય સૈનિકો રસ્તો રૂંધી શકશે નહિ. સ્કન્દ ગૌડીય સૈનિકોએ તરવારનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરી છે કે તેઓ માતાની શોધમાં જશે."

"ત્યારે વધુ શું કહું, સ્કન્દ, સામ્રાજ્યનું કર્તવ્ય બજાવવામાં પાછી પાની કરતો નહિ. ઉત્તરાપથનું રક્ષણ કરવાનું ચુકતો નહિ, અનન્તા અને પુરગુપ્ત છે, માટે આત્મરક્ષણ કર્યા વિના રહેતો નહિ. પુત્ર, જો મરૂં, સમ્રાજ્યનો નાશ ન થાય તો મારાં હાડકાં વિધિ મુજબ પાટલિપુત્ર મોકલજે, અને ગંગાદ્વારને રસ્તે ગંગામાં પધારજે. હું માગધ છું, ફળદ્રુપ મગધમાં મારી આંખો પર પહેલ વહેલો પ્રકાશ પડયો હતો, તેથી આંખો બિડાય એટલે મારી રાખ મગધની નદીમાં નાખજે. વૃદ્ધ વડિલ જીવતા છે, તેને કહેજે કે અસ્થિર કુલ-લક્ષ્મીને સ્થિર કરવા માટે ગોવિન્દ મુઓ છે."

ગોપાદ્રિની ચારે તરફ વિશાળ મેદાન હતું, તેમાં પાંચ લાખ સૈનિકો હારબંધ ઉભાં હતાં. પર્વત પરના કિલ્લા પર હૂણ-સેના યુદ્ધ માટે તૈયાર થઇ, પરંતુ તેઓએ જોયું કે નાની સરખી સેના-થોડા ધોળાં વસ્ત્રોવાળા સૈનિકો દુર્ગ તરફ આવે છે, બાકીની સેના પુતળાંની માફક ઉભી છે. દશહજાર ગૌડીય સૈનિકો પર્વતની તળેટી આગળ ઘોડાપરથી નીચે ઉતર્યા અને ઝડપથી સાંકડા પર્વતના રસ્તાપર ચઢવા લાગ્યા. હજારો પત્થરો, અને કકડતાં તેલનો વરસાદ વરસવા લાગ્યો, ભાલા તથા ત્રિશૂળો ફેંકવા લાગ્યો, પરંતુ તે બધું જેના પર નંખાતું હતું તેઓની ગતિ અટકી નહિ. દુર્ગની દિવાલો પરના હૂણો વિસ્મય પામ્યા, સામ્રાજ્યની સેના આનંદ પામી, ભીષણ જયધ્વનિથી દુર્ગની

દિવાલો કંપવા લાગી, ધોળાં વસ્ત્રધારી માણસોનાં શરીરોથી સાંકડો રસ્તો છવાઈ ગયો, તો પણ ગૌડવાસીઓની ગતિ અટકી નહિ. કિલ્લાની દિવાલ નીચે ગૌડવાસીઓએ માણસોની શબોની એક નવાઈ જેવી સીડી બનાવી. તે પર ચઢનારા ચઢવા લાગ્યા, બે વખત સીડી ધસી પડી. ત્રીજીવાર સીડી બનાવવામાં આવી એટલે એક કદાવર પુરૂષ કુદકા મારી દિવાલપર ચઢી ગયો, અને તેના હાથમાંનો ગરૂડ-ધ્વજ કિલ્લાની દિવાલપર ફરકવા લાગ્યો, પરંતુ તરત જ તે અદૃશ્ય થઇ ગયો, આ જોઈ દિવાલ નીચેની સેના બૂમ પાડી ઉઠી, એકને બદલે ઘણી સીડીઓ બનાવી સેંકડો ગૌડવાસીઓ દીવાલપર ચઢી ગયા. તેઓમાંના એકે પેલા ગરૂડધ્વજ ધારી યોદ્ધાનો દેહ ઉપાડી લીધો, તે જોઇ મેદાન પરની સામ્રાજ્યની સેનાએ જયધ્વનિ કર્યો. એકાએક શિખર કંપાવતો માતાના નામનો ધ્વનિ થયો, પોતાનું સ્થાન તજી હજારો ગૌડીય ઘોડેસ્વારો દુર્ગ તરફ દોડયા. થોડીવારમાં ગોપાદ્રિનાં શિખર પર ગરૂડધ્વજ ફરફરવા લાગ્યો.

ભાનુમિત્રની સેના એકાએક દુર્ગ તરફ દોડી તે જોઇ સમ્રાટ સ્કન્દગુપ્તે વિચારમાં પડી જઇ બન્ધુવર્માને પૂછ્યું, "બન્ધુ, ગૌડીય સેના ગાંડી બની ગઇ છે કે શું?"

બન્ધુવર્માએ હસતાં હસતાં કહ્યું, "ગાંડા ભાનુમિત્રની સેના ઘણા સમય પહેલાં ગાંડી થઇ ગઇ હતી. જમાદારોએ તેને માંડમાંડ સમજાવી અટકાવી રાખી હતી, પરંતુ કિલ્લાપર ભાનુમિત્રના ખોળાપર મહારાજપુત્રનો દેહ જોઇ ગૌડવાસીઓ થોભી શકયા નહિ. જુઓ, ચક્રપાલિત ઘણી મહેનતે સૌરાષ્ટ્રના સૈનિકોને અટકાવે છે, મગધની સેના લગભગ ઉન્મત્ત બની ગઈ છે, બાળક હર્ષગુપ્ત ગાંડો બની ગયો છે. મહારાજાધિરાજ, આપ પોતે જ ચાલો, નહિ તો સાંકડા માર્ગમાં

હમણાં જ સામ્રાજ્યની સેનાનો નાશ થશે."

સ્કન્દગુપ્ત અને બન્ધુવર્મા, ઘોડાપર બેસી ગોપાદ્રિની પ્રદક્ષિણા કરવા લાગ્યા, તેમના સમજાવવાથી બધી સેના શાંત થઇ ખરી પણ તેઓ એક પછી એક કિલ્લાપર ધસી જવાની રજા માગવા લાગ્યા. એજ વખતે કિલ્લાપર ગુપ્તવંશનો વાવટો દેખાયો, તે જોઇ સૈનિકો ઉંડા પોકારોથી જયધ્વનિ કરવા લાગ્યા. અકસ્માત એક વૃદ્ધ મગધ યોદ્ધાએ સમ્રાટના ઘોડાની લગામ પકડી, તે જોઈ ચમકિત થઈ હર્ષ-ગુપ્ત અને બંધુવર્માએ તરવાર પકડી. વૃદ્ધે નમન કરી કહ્યું, "મહા-રાજાધિરાજ, હું હરિબલનો અનુચર નથી, સિપ્રા અને શુભ્રામતી, વક્ષુ અને બાહલીકાતીરે મેં ગોવિન્દગુપ્તના તાબામાં રહી યુદ્ધો કર્યાં છે. મહારાજ, મગધે આજે જે ગુમાવ્યું તે પાછું મળે તેમ નથી. મરણનું દુઃખ પણ ગોવિન્દગુપ્તની મૂઠીને શિથિલ કરી શક્યું નથી. જોયું કે મહારાજ, ભાનુમિત્રે જ્યારે મહારાજપુત્રનો દેહ ઉંચો કર્યો હતો, ત્યારે તેના ડાબા હાથમાં ગરૂડધ્વજ હતો. તેમણે ગરૂડધ્વજ તજ્યો નહોતો મહારાજ યાદ રાખજો." એમ કહી સૈનિક નમન કરી ચાલ્યો ગયો.

દુર્ગ કબજે થયો એટલે સહુ પહેલાં બન્ધુવર્મા, ચક્રપાલિત અને હર્ષગુપ્તની સાથે સ્કન્દગુપ્તે ગોપાદ્રિ દુર્ગમાં પ્રવેશ કર્યો. દુર્ગની ટોચપર ઉડતી પતાકા નીચે ધોળાં વસ્ત્રધારી ભાનુમિત્ર ઉભો હતો, તેણે સામ્રાટને બોલાવ્યા, સ્કન્દગુપ્તે દિવાલપર ચઢી જોયું કે એક સૈનિકની છાતીપર માથું રાખી ગોવિન્દગુપ્ત પડયા છે. સમ્રાટ અને હર્ષગુપ્ત મહારાજપુત્રના પગો ખોળામાં રાખી બેઠા. લોહીથી દિવાલ પલળી ગઇ હતી, મરણનાં દુઃખથી પીડાતા વૃદ્ધે અંજલિ ભરી પોતાનું લોહી લઇ ધીરે ધીરે કહ્યું, "પુત્ર, કુમારગુપ્ત કાપુરૂષ નહોતો, હરિબલના

ફંદામાં પડી તેણે પોતાના મોટા દીકરાને તજ્યો હતો, આજે આ ગુપ્ત–શોણિતાંજલિ આપી તેનું પ્રાયશ્ચિત કરૂં છું. વૃદ્ધનો અપરાધ ગ્રહણ કરીશ નહિ."

વૃદ્ધના પગપર કેટલાંક ઉનાં આંસુઓ પડ્યાં, તેણે ઘણી મ્હેનતે મ્હોં ઉંચું કરી જોયું કે પગ પાસે બેસી સ્કન્દગુપ્ત રડે છે. વૃદ્ધનો અવાજ રૂંધાઇ ગયો તેણે નિર્બળ હાથે ભત્રીજાનો હાથ ખેંચી કહ્યું, "પુત્ર, શોક છોડી દે. ગરૂડધ્વજનું માન સાચવજે, દેવતા અને શિશુની હંમેશાં રક્ષા કરજે, ઉત્તરાપથનો દરવાજો વિસરીશ નહિ, જેને લીધે સમુદ્રગુપ્તનું વિશાળ સામ્રાજ્ય નાશ પામ્યું, તેને ઉચિત શિક્ષા આપજે, "નારાયણ–"

મ્હોંમાંથી પ્રવાહની માફક લોહીની ધાર નીકળી, પરમવૈષ્ણવ ગોવિન્દગુપ્ત લડાઇમાં સામે મ્હોંએ લડી ઘવાઇ નારાયણનું નામ લેતો લેતો વૈકુંઠમાં ગયો. તેજ દિવસે બપોર પછી પાંચલાખ મગધની સેના ચંદનનાં લાકડાંની ચિતાને વીંટળાઈ ઉભા રહ્યા, હર્ષગુપ્તે પોતાના મ્હોંપર અગ્નિ મૂક્યો, ચિતા સળગી. લાખો સૈનિકો પર્વતમાળાને કંપાવી જયધ્વનિ કરવા લાગ્યા, તે સાંભળી પર્વતોની ગુફાઓમાં છવાઈ રહેલી હૂણસેના ઉભી પૂછડીએ નાઠી.

## પ્રકરણ ૧૩ મું

### પ્રલય.

ઉદંડપુરના સીમાડાની એક સુકાઇ ગયેલી નદીમાં બે ભિક્ષુઓ લીલાં ઘાસ પર બેઠા હતા. તેઓમાંના એક બીજાને પૂછ્યું, "મહાશય, વખત જાય છે, શહેરમાં ચાલો. મેં સાંભળ્યું છે કે સમ્રાટ

નગરહાર તાબે કર્યું છે, ગરૂડધ્વજ જેમ બને તેમ જલદી વક્ષુતીરપર સ્થપાશે; મહાશય, મગધમાંનું મારૂં કાર્ય પૂરૂં થયું છે, હવે પુરૂષપુર જવા ઇચ્છું છું. મહાવીર ગોવિન્દગુપ્તે ગોપાદ્રિ શિખરપર દેહ ત્યાગ કર્યો છે, માટે શકમંડળીનો મંડળેશ્વર કોણ નિમાશે તે નક્કી નથી, હું જેમ બને તેમ જલદી ગંધારમાં જવા ઇચ્છું છું."

ભિક્ષુનો સાથી અત્યાર સુધી એક ચિત્તે સાંભળતો હતો, તેણે આ વખતે કહ્યું, "સંઘસ્થવિર, એક ખાસ કાર્ય માટે પરમભટ્ટારિકા પટ્ટમહાદેવીની આજ્ઞાથી આપને આ એકાંત સ્થળે લાવ્યો છું—"

બીજા ભિક્ષુએ વિસ્મય પામી પૂછ્યું, "મહાશય, પટ્ટમહાદેવી કયાં? સમ્રાટે તો વિવાહ કર્યો નથી?"

"સંઘસ્થવિર, પરમસૌગતા પરમ ભટ્ટારિકા પટ્ટમહાદેવી અનન્તાદેવીની આજ્ઞાથી આપને આ સ્થાને લાવ્યો છું."

"અનન્તા દેવી? તે તો કેદમાં છે?"

"ભગવાન્ બુદ્ધ ભટ્ટારકના અનુગ્રહથી આર્ય સંઘે પટ્ટમહાદેવીને છૂટાં કર્યાં છે, હવે મને લાગે છે કે ભારતવર્ષમાં સદ્ધર્મ સ્થપાશે."

"મહાશય, આપ શું કહો છો, તે સમજાતું નથી, ઉત્તરાપથ અથવા દક્ષિણાપથમાં સદ્ધર્મની પ્રતિષ્ઠાનો અભાવ છે?"

"ભગવાનની કૃપાથી બ્રાહ્મણો હજુ સુધી સદ્ધર્મને નુકસાન કરી શક્યા નથી. પરંતુ રાજા વૈષ્ણવ છે, માટે સદ્ધર્મનો દ્વેષ કરે છે, માટે સદ્ધર્મ યોગ્ય રીતે પ્રસરતો નથી."

"મહાશય, આપની વાત સાંભળી મને નવાઈ લાગે છે, ગુપ્તસામ્રાજ્યમાં બૌદ્ધ, વૈષ્ણવ, શાક્ત અને શૈવ બધા ધર્મવાળાઓ ઘણા દિવસ થયાં સુખેથી રહે છે, રાજા વૈષ્ણવ છે ખરો, પરંતુ તે કંઇ ધર્મવિદ્વેષી નથી."

"કુમારગુપ્ત નહોતો પણ સ્કન્દગુપ્ત છે."

"તેની શી સાબીતિ? વૈષ્ણવ અથવા બૌદ્ધમાંના કોઇ કદી પણ મહાવીર સ્કન્દગુપ્ત વિરૂદ્ધ એક શબ્દ પણ કહેતા નથી."

"આપની સામે નરાધમ ભાનુમિત્રે મહાસ્થવિર હરિબલને નિર્દય રીતે મારી નાખ્યો હતો, તે શું વિચરી ગયા?"

"મહાશય, હરિબલ રાજદ્રોહી હતો, તેણે સમ્રાટનાં શરીરપર અસ્ત્ર ફેંક્યું હતું માટે તેને એ દંડ થવોજ જોઇએ."

"જો રાજા શિક્ષા કરત તો ક્ષોભનું કંઇ કારણ નહોતું."

"સાંભળ્યું છે કે વ્યવહાર શાસ્ત્રમાં રાજદ્રોહી અથવા રાજઘાતી હંમેશાં વધ કરવા યોગ્ય છે."

"સંઘસ્થવિર, રાજા જો બૌદ્ધ હોત, તો શું બોધિસત્વપાદ સંઘસ્થવિર હરિબલને એક સાધારણ વ્યક્તિ એવી રીતે મારી શકત કે? ઉત્તરાપથમાં વૈષ્ણવને બદલે બૌદ્ધ સમ્રાટની જરૂર છે, નહિ તો સદ્ધર્મના ઉદ્ધારની આશા નથી."

"સમ્રાટ્ બૌદ્ધ ધર્મ સ્વીકારે તો સદ્ધર્મનું પરિવર્તન થાય ખરૂં, પરંતુ પરમવૈષ્ણવ ગુપ્ત સમ્રાટો શું મધ્યાન સ્વીકારશે?"

"સ્વીકારશે શું? સ્વીકાર્યો છે; પટ્ટમહાદેવી અનન્તાદેવી કદી પણ ત્રિરત્નનો આશ્રય તજે તેમ નથી. હવે કોઈ પણ ઉપાયે પરમસૌગત મહારાજાધિરાજ પુરગુપ્તને સિંહાસનપર બેસાડવા જોઇએ."

"સત્યાનાશ! આવા સમયમાં એવા કંઈ પણ જ્ઞાન વિનાના માણસને આર્યપટ્ટપર બેસાડવાથી દેશનું સત્યાનાશ વળશે. એ સિવાય ગામેગામ, નગરે નગર મહારાજાધિરાજ નારાયણના અંશાવતાર તરીકે પૂજાય છે, ગમે તે ધર્મવાળા આર્યાવર્તવાસી તેમને દેવતા માની પૂજે છે અને એક માત્ર રક્ષણકર્તા તરીકે માને છે, તેને સિંહાસન પરથી

ઉઠાડી મૂકવાનું ફળ શું આવશે તે જાણો છો? તેને સિંહાસનચ્યુત કરતાં જે ભડકો થશે તેમાં સમસ્ત ઉત્તરાપથ ભસ્મીભૂત થઇ જશે, વૈષ્ણવ અને બૌદ્ધ બંનેનું સત્યાનાશ વળશે."

"શા માટે? વિચાર કરશો તો સમજાશે. ઉત્તરાપથ ઘણા રાજાઓનું સ્થાન થઇ શકે—"

"મહાશય, વર્તમાન સમયમાં એક છત્ર સમ્રાટ વિના કોઇપણ આર્યાવર્તનો દરવાજો સાચવી શકે તેમ નથી, અને દરવાજો સચવાયા વિના ભારતની રક્ષા થાય તેમ નથી. ઉત્તરાપથ જો બે ભાગમાં વહેંચાઇ જાય તો જંગલી હૂણો કંઇપણ મહેનત વિના આર્યાવર્ત જીતશે."

"અમને લાગે છે કે હૂણરાજા આર્યાવર્તનો થોડો ભાગ મળતાં સંતોષ પામશે."

"મહાશય, આ શું કહો છો, જંગલીઓના હાથમાં પવિત્ર ઉત્તરાપથ સોંપતાં શું પરિણામ આવશે?"

"સદ્ધર્મનો પુનરૂદ્ધાર થશે. આર્યસંઘની ઉન્નતિ થશે."

"તે સ્વપ્ને પણ ધારશો નહિ. હૂણો માણસને મારનાર પશુ છે, તેની આગળ બૌદ્ધ વૈષ્ણવ અને શૈવ એ એકજ છે, બાહલીક, કપિશા, અને ગંધાર હૂણરાજ અમલનો સ્વાદ રાખી ધરાઇ રહ્યાં છે."

"ઉત્તરાપથનો એક ભાગ શત્રુના હાથમાં આપતાં જો સદ્ધર્મની ઉન્નતિ થતી હોય, તો તે શું યોગ્ય નથી?"

"મહાશય, મગધવાસીના મ્હોંએ એ વાત સાંભળીશ એમ માની મગધમાં આવ્યો નથી. જે મગધ ચંદ્રગુપ્ત અશોક અને બિન્દુસારની જન્મભૂમિ છે, જે મગધમાં ચન્દ્રગુપ્ત, સમુદ્રગુપ્ત અને ગોવિન્દગુપ્તે જન્મ લીધો છે, તે મગધ આર્યાવર્તને પૂજવા યોગ્ય છે. હજાર વર્ષ થયાં મગધ આર્યાવર્તના દરવાજાનું રક્ષણ કરતું આવ્યું છે, તે માટે

જ મગધે આર્યાવર્તની ટોચે સ્થાન લીધું છે. મહાશય, હું ગંધારવાસી છું, ભૂતકાળનો ઇતિહાસ યાદ કરી લાખો નરનારીઓ આજે પણ વિશ્વાસ રાખે છે કે મગધની સેના આવી તેમનું રક્ષણ કરશે, તે માટે જ ગંધાર અને કપિશાના દૂતરૂપે સેંકડો ગાઉની મુસાફરી કરી મગધમાં આવ્યો છું. હે સૌગત, આજે સદ્ધર્મી મગધવાસી શું અત્યાચારથી પિડાતા સદ્ધર્મીને ધૂળભેગા કરવા માટે જંગલીઓના હાથમાં સોંપશે? આશરે આવેલાંનું રક્ષણ કરવાને તૈયાર રહેલું મગધ શું આશ્રયદાન કરવામાં વિમુખ રહેશે? મહાશય, સદ્ધર્મમાં ઉન્નતિ ન થાય, આર્યસંઘ રસાતળે જાય, તોપણ મગધની સેના કર્તવ્ય ન ભૂલે, જે મગધમાં તથા ગતે જ્ઞાનચક્ષુ ખોલ્યાં હતાં, તે મગધ જાણે હંમેશને માટે ઉત્તરાપથમાં ઉચા સ્થાને રહે, એજ હું ભગવાન પાસે માગું છું. મહારાજાધિરાજ સ્કન્દગુપ્ત વિના કોઇપણ એ કાર્ય કરી શકશે નહિ, તે ઉત્તરાપથનું રક્ષણ નહિ કરે તો સત્યાનાશ વળશે, નઠારા વિચારો તજીદો, સ્કન્દ સિવાય ઉત્તરાપથનો ઉદ્ધાર નથી. અને ઉત્તરાપથનાં રક્ષણ વિના સદ્ધર્મની ઉન્નતિ કદી થવાની નથી. ઉત્તરાપથનું રક્ષણ થશે તો એક દિવસ સદ્ધર્મની ઉન્નતિ થશે જ."

"પ્રભુ, આપ આર્યસંઘના પૂજનીય સંઘસ્થવિર છો, આપના મ્હોંએ સદ્ધર્મ વિરૂદ્ધની વાત સાંભળી બહુ દીલગીર થાઉં છું. આપ સમ્રાટ્ને મળો, તેઓ જરૂર ઉત્તરાપથનાં રક્ષણની વ્યવસ્થા કરશે."

"સમ્રાટ? સમ્રાટતો મગધમાં નથી?"

"સ્કન્દગુપ્ત મગધમાં નથી, પરંતુ ખરા સમ્રાટ પરમેશ્વર પરમભટ્ટારક પરમ સૌગત પુરગુપ્તદેવ આ ઉદંડપુરમાં જ છે."

"મેં સાંભળ્યું હતું કે મહામંત્રીની આજ્ઞાથી પુરગુપ્ત કારાગૃહમાં છે."

"આર્યસંઘની ચેષ્ટાથી મહારાજાધિરાજ રાહુગ્રસ્ત ચંદ્રની પેઠે મુક્ત થયા છે, તે આજેજ પાટલિપુત્ર જશે."

"ત્યારે મગધમાં ગૃહવિવાદ ઉભો થયો ?"

"ગૃહવિવાદ નહિ. સ્કન્દગુપ્ત વિદ્રોહી છે, આ વખતે મહારાજાધિરાજ તેને યોગ્ય સજા આપશે."

"ભાઈ આ વાત સાંભળી બુદ્ધભદ્ર ગંધારથી મગધ આવ્યો નથી. હું દૂરથી નવીન મહારાજાને નમન કરૂં છું, ખાસ પ્રયોજન સબબ મારે અત્યારેજ મગધ તજવું પડશે."

"એમ નહિ બને સંઘસ્થવિર, આપ મહારાજાધિરાજના માનનીય અતિથિ છો, આપનો યથોચિત સત્કાર કર્યા સિવાય આર્યાવર્તના સમ્રાટપર નકામું કલંક ચઢશે."

"ભાઇ, આપનાં સૌજન્યથી હું અતિશય ખુશી થયો છું, પરંતુ મારે મગધમાં રહેવું એ યોગ્ય નથી."

વૃદ્ધ સંઘસ્થવિર ઉભો થયો, તે જોઇ બીજા ભિક્ષુએ તેનો હાથ પકડયો. સંઘસ્થવિરે વિસ્મિત થઈ પૂછ્યું, "શી આજ્ઞા છે ?"

ભિક્ષુએ કહ્યું, "આપ મગધ છોડી જશો તો સમ્રાટ બહુ દુઃખી થશે."

"શું કરૂં ભાઈ, બીજો કંઇ ઉપાય નથી."

ભિક્ષુએ ઇસારો કર્યો, ઝાડોની આડચમાંથી બે સૈનિકોએ આવી વૃદ્ધને બાંધ્યો, વૃદ્ધે વિસ્મય પામી પૂછ્યું, "ભાઈ, આ શું ?"

ભિક્ષુએ હસતા હસતાં કહ્યું, "આર્ય ક્ષમા કરો, આર્યસંઘની ઉન્નતિ માટે આપના તરફ આવું કઠોર વર્તન ચલાવવું પડે છે."

"હું બંદી શામાટે ?"

"સદ્ધર્મની ઉન્નતિ કરવા માટે સમ્રાટે બાહલીક, કપિશા,

ગંધાર અને પંચનદ હૂણોની આપી સંધી કરી છે હૂણરાજ પશ્ચિમ તરફથી અને સમ્રાટ્ પૂર્વ તરફથી વિદ્રોહી સ્કંદગુપ્તપર હલ્લો કરશે, એટલે કંઈ પણ મહેનત વિના સદ્ધર્મની ઉન્નતિ થશે. આ સમાચાર થોડોકાળ છુપા રાખવા માટે પરમસૌગત મહારાજાધિરાજ આપને મગધમાં જ રહેવા માટે નિમંત્રણ કરે છે. ”

વૃદ્ધ સંઘસ્થવિરે બંને હાથે મ્હોં ઢાંકી ગળગળે અવાજે કહ્યું,

“बुद्धंशरणं गच्छामि, धर्मशरणं गच्छामि, संघंशरणं गच्छामि.”

પેલા ભિક્ષુની આજ્ઞાથી બંને સૈનિકો વૃદ્ધને ત્યાંથી ઉદંડપુર તરફ લઈ ગયા. નગરમાં પ્રવેશ કરતાં સંઘસ્થવિરે જોયું કે દરવાજા પત્ર-પુષ્પથી શણગારેલા છે, તે જોઈ તેણે ભિક્ષુને પૂછ્યું, “ ભાઇ, નગરમાં શા માટે ઉત્સવની તૈયારી થઇ રહી છે ? ”

ભિક્ષુએ કહ્યું, “ મગધવાસી બાર વરસ થયાં સમ્રાટનું મુખ-મંડળ જોઇ શકતા નથી, આજે નવીન સમ્રાટ ધામધૂમ સાથે ઉદંડપુરના માર્ગપર નીકળશે, તે માટે નગરવાસીઓ ઉત્સવની તૈયારી કરે છે.”

સમ્રાટે શું બાર વર્ષથી મગધ છોડ્યું છે ? ”

“ હા, સદ્ધર્મવિદ્વેષી સ્કન્દગુપ્ત બાર વર્ષ થયાં પવિત્ર મગધભૂમિને તેના કલંકિત પાદસ્પર્શથી કલંકિત કરી શક્યો નથી.

વૃદ્ધની આંખોમાંથી આંસુ પાડવા લાગ્યાં, તેણે નીચું માથું કરી કહ્યું, “ મહાશય, હવે વધુ સાંભળવા ઇચ્છતો નથી. હે સુગત, આ મગધ તે શું તે મગધ છે ? ”



# પ્રકરણ ૧૪ મું

## નગરહારમાં.

સન્ધ્યાકાળના આરંભ ભાગમાં નગરહારના દરવાજાપર એક ઘોડેસ્વારનું ટોળું એક મગધદેશના બંદીને સાથે લઇ ઉભું હતું; દરવાજો બંધ હતો. પ્રતીહારો તે ઉઘાડવા ઇચ્છતા નહોતા. ઘોડેસ્વાર ટોળાંનો નાયક થોડીવાર પછી અધીર થઇ બોલી ઉઠયો, "બાપુ, દરવાજો ઉઘાડીશ કે નહિ?" દરવાજાની પાસેથી પ્રતિહારે કહ્યું, મહાનાયકની આજ્ઞાથી સૂર્યાસ્ત પછી નગરના દરવાજા ઉઘડતા નથી."

"મેં ધાર્યું હતું કે નહિ કહું પરંતુ કહેવુંજ પડશે. ભાઇ મહાનાયકને કહે કે મુરારિ છુપા સમાચાર લઇ આવ્યો છે."

મગધવાસી બંદીએ વક્તાના મ્હોં સામું જોયું, બોલનાર હસી પડયો અને કહેવા લાગ્યો ઓળખાણ પડી કે? મેં ધાર્યું હતું કે બન્ધુવર્મા અથવા ચક્રપાલિત પાસે જઈ ઓળખાણ આપીશ."

બંદી દાંત પીસતો કહેવા લાગ્યો, "વિશ્વાસઘાતી, તારે લીધે જ સદ્ધર્મની આ દશા."

ઘોડેસ્વાર ખડખડાટ હસવા લાગ્યો, પણ તરતજ શાંત થઇ બોલી ઉઠયો, "રાહુલભદ્ર, બીજું જે કહેવું હોય તે કહે પણ મુરારિને વિશ્વાસઘાતી ધારતો નહિ. મુરારિને જેણે પશુમાંથી માણસ કર્યો છે તે સ્વર્ગે ગયા છે, તે જાણતા હતા કે મુરારિ વિશ્વાસઘાતી નથી. ગોવિન્દગુપ્તનાં અન્નથી આ દેહ પુષ્ટ થયો છે, તમે શું એમ ધાર્યું હતું કે મુરારિએ મહાપ્રતીહારની બીકથી બેક દિવસો માટે તથા ગતગુપ્તનો પાડ ભજવ્યો માટે તે ગુપ્તવંશનું ઋણ વિસરી ગયો છે? ભૂલ, રાહુલભદ્ર, આર્યસંઘની જબરી ભૂલ થઈ છે, હવે પાછો પાટલિપુત્રમાં નહિ આવું,–તેમ થતાં––"

પાછળથી એક કદાવર વર્માવૃત્ત યોદ્ધાએ મુરારિની ખાંધે હાથ નાખી પૂછ્યું, "મુરારિ આમ જોશે પણ નહિ?"

વિસ્મય પામી મુરારિએ પાછું જોયું અને આવનાર માણસને જોઇ નમન કર્યું, પછી વસ્ત્રમાંથી એક સુંવાળું ચામડું કહાડી આવનારના હાથમાં આપી કહ્યું, "મહાનાયક, પ્રભુએ યાદ કર્યા છે."

આવનાર માણસ ધીરે ધીરે અતિ યત્ને બખ્તરનું શિરસ્ત્રાણ ખોલી પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચી રહ્યા બાદ મુરારિને કહ્યું, "મુરારિ, પ્રભુએ કેવળ તારૂંજ સ્મરણ કર્યું નથી, અનેકના પ્રભુએ અનેકનું સ્મરણ કર્યું છે, કપિશાના સમાચાર સાંભળ્યા છે?"

અત્યન્ત ઉત્સુક ચિત્તે મુરારિએ પૂછ્યું, "શા સમાચાર?"

"બાહલીકા તીરે ઇન્દ્રપાલિતે વિષ્ણુપદ મેળવ્યું છે."

"અને બાકીની સેના?"

"અરે પાગલ, આ શું ચંદ્રસેનનું યુદ્ધ છે? બાકીના પણ અત્યાર સુધીમાં દિવ્ય વિમાન પર ચઢી વૈકુંઠ ગયા છે."

"આચાર્ય રાહુલભદ્ર જે પત્ર લાવ્યા છે, તેની સહી જોઇ?"

"જોઇ છે માટેજ કહું છું કે મારા પ્રભુએ મારૂં સ્મરણ કર્યું છે."

"મહારાજાધિરાજના રોગની અથવા યુદ્ધ-વિગ્રહની વાત તો સાંભળી નથી. અનન્તાનો પુત્ર, ઇન્દ્રલેખાનો દૌહિત્ર પુરગુપ્ત આજે મગધનાં સામ્રાજ્યનો અધીશ્વર છે, એ વાત પણ સાંભળવી પડી. મહાનાયક, આપ કર્તવ્યનિષ્ઠ છો, આપ સામ્રાજ્યના મહાબલાધિકૃત છો, કદાચ આપ નવીન સમ્રાટની વાટ જોશો, પરંતુ મુરારિ વૃદ્ધ થયો છે, તેને છુટો કરી સમય આપો."

લગાર હાસ્ય કરી બંધુવર્માએ કહ્યું, "મુરારિ પત્ર વાંચ."

મુરારિએ વાંચ્યું, "માગધ આર્યસંઘની આજ્ઞાથી લખવામાં આવે છે કે પરમેશ્વર પરમ વૈષ્ણવ પરમ માહેશ્વર પરમ ભટ્ટારક,

મહારાજાધિરાજ શ્રીપુર ગુપ્તદેવ પાટલિપુત્રમાં આવી પહોંચ્યા છે. હૂણ-રાજ આર્યાવર્તમાં પ્રવેશ કરશે એટલે કાન્યકુબ્જ સુધીની ભૂમિ તેને આપવામાં આવશે."

"હવે શું કરવા ધારે છે?"

"કહું તો ખરૂં કે રજા માગું છું, મુરારિ બીજું કંઇ માગતો નથી."

"તું એકલો શા માટે જાય છે? આપણે બધા સાથેજ જઇશું, ચાલ."

"બધા જશે? એમ કેમ માલવરાજ?"

"ચાલ અંદર જોજે. દુર્ગમાં કેટલી સેના છે?"

"પાંચ હજાર."

"એ પાંચ હજારમાંનો એક પણ મગધ જવાનો નથી."

"મહાનાયક, શા માટે?"

"મુરારિ, તું વૈકુંઠવાસી ગોવિન્દગુપ્તનો સાથી છતાં એ વાત પૂછે છે? જેને પ્રાણની મમતા છે, તે મારી સાથે લડાઇમાં આવ્યા નથી, જે દેશમાં પાછા ફરવાની ઇચ્છા રાખતા હોય છે તે સ્કન્દગુપ્તનાં સૈન્યમાં જોડાતા નથી."

"માલવરાજ, હું બૌદ્ધ છું, બૌદ્ધનો પુત્ર છું, જીવહિંસા થતી જોઈ ખરેખર મને દુઃખ થાય છે. સ્કન્દગુપ્ત નથી, આજે સામ્રાજ્ય પુરગુપ્તનું છે, શા માટે આ પાંચ હજારનું નકામું બળિદાન આપવું?"

"મુરારિ, હું તેઓને બળિદાન આપવાનું નહિ કહું, તેઓ જાતેજ બળિદાન આપશે, તું મગધવાસી છે માટેજ સમજી શકતો નથી. હું મગધવાસી નથી, હું દિવ્ય ચક્ષુએ જોઈ શકું છું કે મગધનું આવી બન્યું છે, મગધનાં સામ્રાજ્યનું આવી બન્યું છે, ગુપ્તવંશની ઘડી ભરાઈ ચુકી છે. મગધની સેના હવે કદી પણ આર્યાવર્તના

દરવાજાનું રક્ષણ કરી શકશે નહિ, ઉત્તરાપથ અને દક્ષિણાપથનાં અસહાય નરનારીઓ આશ્રયને માટે મગધ તરફ જોશે નહિ. જે શક્તિનાં બળવડે મગધે અત્યાર સુધી ભારતમાં મોટાઈ જાળવી રાખી હતી, તે શક્તિ અગ્નિગુપ્ત, ગોવિન્દગુપ્ત અને સ્કન્દગુપ્તની સાથે જતી રહી છે. મુરારિ, જેઓ મારી સાથે વક્ષુતીરે આવ્યા છે, તેઓ એ શક્તિનાં બળવડે બળવાન બન્યા છે, તેઓ આર્યપટ્ટ પર અનન્તાના પુત્રને જોવા મગધમાં ફરશે નહિ."

"મગધરાજ, ખરેખર શું મગધની આ છેલ્લી ઘડી છે? હું મગધવાસી છું, એ વચનો સાંભળી મરણના દ્વારમાં ઉભો છતાં મારૂં હૃદય વ્યાકુળ બની જાય છે. મહાનાયક, કયા અપરાધથી, કોને લીધે મગધનો અસ્ત થયો?"

"મુરારિ, એ પ્રશ્નનો જવાબ બંધુવર્મા આપી શકશે નહિ, હરિબલને પૂછજે; પરલોકમાં માગધ સંઘના નાયકો મળશે તેને પૂછજે. માગધ આર્યસંઘનો પત્ર વાંચ્યો કે? તારા સંઘના નાયકો કહે છે કે હૂણરાજ આર્યાવર્તમાં આવતાંજ અર્ધું આર્યાવર્ત તેમને સોંપી દેવામાં આવશે. તે શા માટે જાણે છે? એજ ગુપ્ત સામ્રાજ્યના વિનાશનું મૂળ છે. મુરારિ, વિષ્ણુનો અંશાવતાર સ્કન્દગુપ્ત જગતમાં નથી, તે માટેજ મગધની આબરૂ ગઇ છે, મગધ હવે એ ગઇ આબરૂ મળવી શકશે નહિ. સ્કન્દ ગયો છે, મહારાજપુત્ર ગયા છે, વૈષ્ણવ કુલિન સંપ્રદાય ગયો છે, આર્યસંઘની ઇચ્છા પૂરી થઇ છે. હે સદ્ધર્મિ, સ્વધર્મની ઉન્નતિનો રસ્તો નિષ્કંટક છે, દેશ, ધર્મ, પૂર્વસ્મૃતિ વિસર્જન કરી, માગધ સામ્રાજ્યને અતલ સમુદ્રમાં પધરાવી, તેને બદલે આર્યસંઘ સદ્ધર્મની ઉન્નતિ કરવા માગતો હતો, તે માગણી તે ઇચ્છા પૂર્ણ થઈ છે. હવે શા માટે સામ્રાજ્યનું નામ લે છે? મગધ ભારતમાં સર્વત્ર પુજાતું હતું તેનું કારણ જાણે છે? તેણે પોતાનાં લોહીથી

ભારતનું કલંક ધોઈ નાખ્યું હતું, દર વખતે પોતાનો જીવ આપી ભારતનું રક્ષણ કર્યું હતું, તે માટેજ હિમાલયથી કુમારિકા પર્યન્ત અને એક સમુદ્રથી બીજા સમુદ્ર પર્યન્ત સર્વત્ર મગધ પૂજાતું હતું. ભૂતકાળનું મગધ ભવિષ્યમાં સર્વત્ર પૂજાશે, પરંતુ ચાલુ કાળનું મગધ આત્માને વિસરી ગયું છે, મગધ ભારતને વિસરી ગયું છે, માટે ભારત પણ મગધને વિસરી જશે, એટલે મગધનું સામ્રાજ્ય લોપાઈ જશે. વિલંબની જરૂર નથી, મુરારિ, હૂણસેના પાસે આવી છે. ચાલો કિલ્લામાં જઈએ."

"આચાર્યની શી વ્યવસ્થા કરૂં ?"

"છોડી દે."

"મેં તો શરશય્યા તૈયાર કરી છે ?"

"હે સદ્ધર્મિ, એક વખત વૈષ્ણવની વાત રાખ."

મુરારિએ અધમુઆ આચાર્યના હાથમાં પત્ર આપી કહ્યું, "જાઓ, તમે છુટા છો." તેણે બન્ધુવર્મા તરફ જોઈ કહ્યું, "મહાનાયક, મરણ પામી તમારા જેવોજ વૈષ્ણવ થાઉં તો કેવું સારૂં, ચાલો કયાં જશું."

નગરનો દરવાજો ઉઘડયો, બન્ધુવર્માએ નગરહારમાં પ્રવેશ કરી શંખધ્વનિ કર્યો, જોત જોતામાં પાંચ હજાર સૈનિકો નગરહારના રાજમાર્ગ પર ખડા થઇ ગયા. બન્ધુવર્માએ તેમને કહ્યું; "બન્ધુઓ, ખબર મળ્યા છે કે મહારાજાધિરાજે સ્વર્ગારોહણ કર્યું છે. પુરગુપ્ત અત્યારે મગધનો અધીશ્વર છે, તેણે ઇચ્છાપૂર્વક અર્ધું આર્યાવર્ત્ત હૂણોને સોંપ્યું છે, હવે શા માટે યુદ્ધ કરવું? બહુ દિવસ પછી આર્યાવર્તમાં શાન્તિ સ્થપાઇ. મને આશા છે કે તે લાંબા સમય સુધી રહેશે. સ્કન્દગુપ્તે મને સામ્રાજ્યનો મહાબલાધિકૃત નીમ્યો હતો, પરંતુ હવે તે સમ્રાટ નથી, તે સામ્રાજ્ય પણ નથી, તમારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જાઓ.

એકઠા થયેલા સૈનિકો સ્થિર થઇ ઉભા, થોડીવાર પછી એક ગૌલ્મિકે પૂછ્યું, "મહારાજ, આપ શું માળવે પધારશો?"

બન્ધુવર્માએ લગાર હસીને કહ્યું, "ભાઇ, માળવા બહુ દૂર છે, મારા મહારાજાએ મને બોલાવ્યો છે, હું તેમની પાસે જઇશ, તમે દેશમાં જાઓ."

જવાબમાં પેલો ગૌલ્મિક લગાર હસ્યો, પછી તેણે કહ્યું, "મહારાજ, ઘણા દિવસોથી યુદ્ધ કરી થાકી ગયો છું. થોડો વિસામો લેવા ઇચ્છું છું, પ્રભુ, મગધ ઘણે દૂર છે, વૃદ્ધાવસ્થાથી થાકી ગયેલા પગો મગધ સુધી જઇ શકે તેમ નથી, જે મગધમાં મેં જન્મ લીધો હતો તે મગધનો નાશ થયો છે, આ જીવ ત્યાં જવા ઇચ્છતો નથી."

બન્ધુવર્માએ કહ્યું, "સાંભળો, ઇન્દ્રપાલિત બાહલીકાતીરે વિષ્ણુપદમાં પોઢ્યો છે, એક પહોરમાં હૂણસેના નગરહારના દરવાજા પાસે આવી પહોંચશે, સ્વર્ગગત સમ્રાટે મને ઉત્તરાપથના દરવાજાનું રક્ષણ કરવા નીમ્યો છે, આ જુનો કુતરો હજુ તેમનું નિમક વિસરી ગયો નથી, વિશ્વકર્માનો પુત્ર દરવાજાનું રક્ષણ કરશે. જેને જવું હોય તે પુરગુપ્તનાં મગધમાં જાઓ."

" કોઇએ જવાબ ન આપ્યો. પાંચ હજાર તરવારો ઉઘાડી થઇ લોહમય શિરસ્ત્રાણને સ્પર્શ કરવા લાગી. તે વખતે બંધુવર્માએ મુરારિને કહ્યું, "મુરારિ, જોયું?"

તેજ રાત્રિના અંધકારમાં પાંચહજાર મગધના ઘોડેસ્વારો સ્કન્દગુપ્તનાં દર્શન કરવાની ઇચ્છાથી નગરહારનો આશ્રય તજી કઠિન પર્વતોના રસ્તાઓમાં ગયા, તેઓનો ઇતિહાસ હજુ સુધી જગતમાં અજાણ્યો છે.

.મગધે ત્યારપછી કદીપણ ઉત્તરાપથનાં દ્વારનું રક્ષણ કર્યું નથી.

# પ્રકરણ ૧૫ મું

## પ્રતિષ્ઠાનનું યુદ્ધ.

પ્રચંડ ગ્રીષ્મઋતુ ચાલતી હતી, રાત પૂરી થવા આવી હતી, વાયુ જરાપણ વાતો નહોતો. જગત સ્તબ્ધ થઇ રહ્યું હતું. ઘણા દિવસ થયાં મધ્ય દેશ (હાલમાં સંયુક્ત પ્રાંતો)માં આવી ગરમી પડી નહોતી–ભયંકર દેખાવવાળો પ્રતિષ્ઠાનનો કિલ્લો અત્યારે પણ ઉભો હતો. એ ઉંના કિલ્લાની દિવાલપર એક ઠીંગણા આકારનો પુરૂષ પલક-હીન આંખોએ ગંગા–યમુના–સરસ્વતીના સંગમપર ઉત્પન્ન થતી લહરિઓ જોતો હતો. તે વખતે હજુ અંધકાર બરાબર દૂર થયો નહોતો, પૂર્વાકાશમાં ઉષાનાં આગમનની એક સફેદ રેખા માત્ર જણાતી હતી; પેલો ઉંઘ વિનાનો પુરૂષ અસ્ફુટ અવાજે બોલતો હતો, " ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, ગત જીવનમાં.–"

દિવાલની નીચે કિલ્લાની અંદરના ગાઢા અંધકારમાંથી કોઈ બોલી ઉઠયું, " ભૂલ્યા નથી ! મહારાજ ક્યારે ભૂલશો ?"

સ્કન્દગુપ્તે કહ્યું, " ક્યારે ભૂલીશ, તે જો જાણતો હોત, તો ચક્ર, હું દેવતાજ ગણાત. ભાનુ ખરૂં કહે છે કે માણસ જ્યારે મરણ માગે છે ત્યારે મરણ તેનાથી દૂર નાસે છે."

"મહારાજ, તમે જશો તો આર્યાવર્તનું રક્ષણ કોણ કરશે ?"

" જેનું આર્યાવત તેજ રક્ષા કરશે, ચક્ર; મારાવડે પિતૃભૂમિનો ઉદ્ધાર થાય તે મને લાગે છે કે એ ભાગ્ય વિધાતાને રૂચતું નથી. ચક્ર, પૂર્વજન્મમાં કેટલાય તૃષાતુરનું પાણી મેં લઇ લીધું હશે, તે માટેજ હું આખું જીવન હૃદયમાં અતૃપ્ત વાસના પોષી જાઉં છું. જો પેલી ત્રિવેણીનાં અખૂટ પાણી અરૂણ વરણાં વાદળાંની છાયાથી રંગા-

નવર્ણા થવા લાગ્યાં છે, પણ હું આ ભયંકર ગ્રીષ્મઋતુમાંની તરસની પીડાથી પથારી તજી ઉના પાષાણમય દુર્ગની દિવાલોપર મરણની વાટ જોઉં છું."

"મહારાજ આપે બે દિવસ થયાં પાણીનું બિન્દુ પણ લીધું નથી, આમ કેટલાક દિવસ ચાલશે, તમે તો હજુ પણ ઉત્તરાપથ અને દક્ષિણાપથનો એક માત્ર આધાર છો?"

"હવે ચાલશે નહિ, ચક્ર, તનુદત્તે કાલે મને જણાવ્યું છે કે કુવામાં બે દિવસ ચાલે. તેટલું પાણી છે; ત્રીજા દિવસે કુવો સુકાઇ જશે."

દરવાજાના રક્ષણ માટે નીમેલો મહાનાયક બન્ધુવર્માના મરણના સમાચાર જ્યારે મહારાજાધિરાજને મળ્યા, ત્યારે સ્કન્દગુપ્ત પાટલિપુત્રના માર્ગમાં હતો. મગધ વિદ્રોહી થયું હતું, ઘરડો મહામંત્રી દામોદરશર્મા કેદમાં હતો, તરૂણ પુરગુપ્ત આર્યપટ્ટપર બેઠો હતો. ચરણાદ્રિના કિલ્લો પાસે સમ્રાટની છાવણી પડી હતી, બીજે દિવસે સમ્રાટ વારાણસી તરફ જવાના હતા. પરંતુ બન્ધુવર્માનાં મરણના સમાચાર સાંભળી સમ્રાટે પ્રતિષ્ઠાનમાં પાછા ફરવાની આજ્ઞા કરી. વિસ્મય પામી ચક્રપાલિતે પૂછ્યું, "મહારાજ પાછળ શત્રુ રાખી ક્યાં જશું?"

લગાર હસીને સ્કન્દગુપ્તે કહ્યું, "ખિંખિલને ભેટવા."

"બંને તરફથી શત્રુની સેના આવી આપણને મારી નાખશે."

"ચક્ર, નક્કી જાણજે કે મગધ કદીપણ સ્કન્દગુપ્તનાં શરીરપર હથિઆર ફેંકશે નહિ. હું સીમાનો રક્ષક માત્ર છું. સામ્રાજ્યનો મહારાજાધિરાજ નથી, ચક્ર, પ્રતીહાર પોતાનું કર્તવ્ય બજાવવા જાય છે, તેને અવળે રસ્તે ચઢાવવાનો પ્રયત્ન કરશો નહિ. જ્યાંસુધી ઇન્દ્રપાલિત, અને બન્ધુવર્મા હતા ત્યાંસુધી નિશ્ચિંત હતો, હું ધારતો હતો કે તેનાં શરીરમાં લોહીનું ટીપું રહેશે ત્યાં સુધી તે ખિંખિલને ધાટો-

માંથી પસાર થવા નહિ દે. ચક્ર, માણસ ભાગ્યદેવીનાં રમકડાં છે, રાજા કોણ ને રસ્તાનો ભિખારી કોણ? વડિલનો છેલ્લો ઉપદેશ વિસર નહિ, મગધ રસાતળમાં જાય, આર્યપટ્ટ સમુદ્રમાં ડુબે, પણ જ્યાંસુધી સ્કન્દગુપ્ત જીવતો હશે ત્યાંસુધી ઉત્તરાપથના ઘાટોનું રક્ષણ કરશે."

સમ્રાટ પ્રતિષ્ઠાન આવી પહોંચ્યો, જોત જોતામાં હૂણસેનાએ અન્તર્વેદીનો પ્રદેશ તાબે કર્યો. શુકર ક્ષેત્રપરનાં બીજાં યુદ્ધમાં તનુદત્ત હાર્યો, ત્યારે ત્રણે તરફથી હૂણસેનાએ પ્રતિષ્ઠાન ઘેર્યું. નગરવાસી નરનારીઓને બીજે સ્થળે મોકલી સ્કન્દગુપ્ત ગંગા, યમુના અને સરસ્વતીના સંગમપરના પ્રતિષ્ઠાનના કિલ્લામાં આશ્રય લઇ રહ્યો હતો. તે વખતે પાટલિપુત્રથી મગધ–રાજાના દૂતે આવી હૂણરાજને નમન કર્યું. કિલ્લાપર ઉભેલી ઘેરાયલી મગધની સેનાએ રડતી આંખે મગધનું અપમાન થતું જોયું. વૃદ્ધ સ્થાણુદત્ત, પ્રૌઢ તનુદત્ત, ઉન્મત્ત ભાનુમિત્ર અને ચક્રપાલિત તથા મહાકુમાર હર્ષગુપ્તે તરવારનો સ્પર્શ કરી કહ્યું કે અમે જીવતા હશું ત્યાંસુધી હૂણોના પગમાં પડેલાં બૌદ્ધ મગધને સુખે ઉંઘવા દઇશું નહિ.

ઘણીવાર પછી સ્કન્દગુપ્તે ધીરે ધીરે કહ્યું, "ચક્ર, આજે મરણને આમન્ત્રણ કરવા જશું."

ચક્રપાલિતે ધીમે ધીમે દિલગીર અવાજે કહ્યું, "મહારાજ, તે તો આપણું નિત્ય કર્મ છે, પાણી વિના તે કેટલા દિવસ ચાલશે, ત્યારે શું હૂણ–યુદ્ધ પૂરૂં થયું?"

"ચક્ર, બહુ તરસ લાગી છે, જો યમુનાનું કાળું પાણી ગંગાના ધોળા પ્રવાહ સાથે કેવું મળે છે, સૌરાષ્ટ્રપતિ દિવાલપર ઉભા રહી જુઓ, આજે તૃષાતુર સ્કન્દગુપ્ત યમુનાનાં શીતળ પાણીમાં તેનાં સમસ્ત જીવનવ્યાપી તરસ છીપાવશે."

અકસ્માત્ ખડખડાટ હસવાના અવાજનો કિલ્લામાં પડઘો પડ્યો, ચક્રપાલિતે કહ્યું, "સ્કન્દગુપ્ત ત્યારે તો નક્કી જાણજો કે સૌરાષ્ટ્ર વિદ્રોહી થયું છે, ઘણા દિવસો થયાં સૌરાષ્ટ્ર તજ્યું છે, આ આંખો હવે કદી પણ સૌરાષ્ટ્રની સુંદર ભૂમિ જોશે નહિ, તોપણ એમ ધારશો નહિ કે કુમારગુપ્તનો પુત્ર જ્યારે મહાપ્રલયના છેલ્લા અંકનો અભિનય કરશે, ત્યારે પર્ણદત્તનો પુત્ર દુર્ગમાં કંઇપણ પ્રયત્ન કર્યા વિના બેઠો રહેશે."

પાછળથી ભાનુમિત્ર બોલી ઉઠ્યો, "અને હું ?"

બપોર પછી પાંચસો મગધના સૈનિકો ઉંટો લઇ કિલ્લા પાસેનું રેતીનું મેદાન ઓળંગી યમુનાના પ્રવાહ તરફ દોડ્યા, ઉંટોપરની પખાલોમાં પાણી ભર્યું, તેવામાં ચારે તરફથી હૂણ-સેના તેનાપર ચઢી આવી, તે ક્ષુદ્ર સેના ઘેરાઇ ગઇ, પેલાં અદષ્ટના હાથથી ચાલતાં ઉંટો હૂણોની છાવણીમાં ચાલ્યાં ગયાં, પાંચસોમાંની પચાસ બાકી રહ્યા, ત્યારે પણ ચારે તરફથી શ્રાવણ માસના વરસાદની માફક અસ્ત્રો પડતાં હતાં, દુર્ગના દરવાજાપર અઢાર બાણો અને ભાલાંથી વીંધાઇ સૌરાષ્ટ્રપતિ ચક્રપાલિતે સ્વામિનાં શરીરનું રક્ષણ કર્યું, તેનો દેહ દરવાજા બહાર પડ્યો, અને તે મારેજ સમ્રાટ્, ભાનુમિત્ર અને હર્ષગુપ્તે પ્રતિષ્ઠાન-દુર્ગમાં ફરી પ્રવેશ કર્યો.

સવારમાં પ્રતિષ્ઠાન-દુર્ગનાં સેંકડો શંખો વાગવા લાગ્યો, બાકી રહેલ પાણીથી નાહી, પગથી તે માથાં સુધી અબિલ-ગુલાલ ચંદનથી રંગાઇ દુર્ગ-રક્ષક સૈનિકો કિલ્લાનાદક્ષિણ દરવાજે એકઠા થયા. દરવાજાનાં લોઢાંનાં કમાડ પાસે સમ્રાટ્ સ્કન્દગુપ્ત, મહાબલાધિકૃત ભાનુમિત્ર અને મહાકુમાર હર્ષગુપ્ત તૈયાર થઇ ઉભા હતા. બધી સેના આવી પહોંચી એટલે સમ્રાટે શિરસ્ત્રાણ ઉઘાડ્યું. લગાર હસી સ્કન્દગુપ્તે કહ્યું, "બંધુઓ, કુવાનું પાણી પૂરૂં થયું છે, માટે કિલ્લાનું રક્ષણ થઈ શકશે નહિ, હવે હૂણ-યુદ્ધ પૂરૂં થયું છે. ખિખિલે ચારે તરફથી કિલ્લો

ઘેર્યો છે, એ હૂણોનો ઘેરો ભેદી મગધ જવું પડશે, માટે આજે સામ્રાજ્યની સેનાનો મહોત્સવ છે. કુમાર હર્ષગુપ્ત મારી ડાબી બાજુએ અને ભાનુમિત્ર મારી દક્ષિણ બાજુએ રહેશે, સમસ્ત તરૂણ સૈનિકોએ મહાકુમાર હર્ષગુપ્તને અધીન રહેવું."

હર્ષગુપ્તે વિસ્મય પામી પૂછ્યું, "તાત, ત્યારે શું મગધમાં જશું ?"

સમ્રાટે હર્ષગુપ્તને ભેટી કહ્યું, "મગધમાં ન જઈએ તો ક્યાં જઈશું ભાઇ ? મગધનો રાજા મગધમાં ન જતાં શું પુરુષપુર જશે ?"

અકસ્માત્ ખડખડાટ હસવાના અવાજોથી દુર્ગની દિવાલોમાં પડઘા પડવા લાગ્યા. કુમાર હર્ષગુપ્ત શરમાઇ ગયો, એ વખત બે પ્રૌઢ સેનાનાયકોએ આગળ આવી કહ્યું. "મહારાજાધિરાજ, અમારામાંના ઘણાએએ શતદ્રુ, બાહલીકા અને વક્ષુનાં યુદ્ધો જોયાં છે, જીવનમાં ત્રણ વખત આવું ભયંકર હાસ્ય સાંભળ્યું છે, મહારાજાધિરાજનો જય થાવ, આપની આજ્ઞા બરાબર પાળશું."

સ્કન્દગુપ્તે ઇસારો કર્યો, બંને નમન કરી ચાલ્યા ગયા, એટલે સમ્રાટે કહ્યું, "આજનાં યુદ્ધમાં વ્યવસ્થાની જરૂર છે, જ્યાંસુધી હું શંખનાદ ન કરૂં ત્યાં સુધી લડાઇ કરજો, પણ શંખધ્વનિ કરૂં કે તરત જેમ ફાવે તેમ નાસી જજો."

કુમાર હર્ષગુપ્તે પૂછ્યું, "બધી સેના ક્યાં એકઠી થાય ?"

સમ્રાટે લગાર હસીને કહ્યું, "પેલે પાર."

ઉનાળાના ખરા બપોર વખતે દુર્ગની ટોચપરથી પ્રચંડ અગ્નિના ભડકા નીકળતા જોઇ હૂણ–સેના વિસ્મય પામી; મહેલ, દરવાજો, ઝરૂખા વગેરે જ્યાં જ્યાં, અગ્નિનો ખોરાક હતો ત્યાં ત્યાં અગ્નિદેવ ફરી વળ્યા; ઉનાળાના પ્રચંડ તાપમાં પણ આગના પ્રકાશે પોતાનો અધિકાર ફેલાવી દીધો; ખડખડાટ કરતાં દુર્ગ દ્વાર ઉઘડયાં, દ્વારનો એક છેડો

ખાઇના પેલા કિનારાને અડક્યો, ભયંકર જયધ્વનિથી ગગન કંપાવતી કંપાવતી પાંચહજારની સેના પ્રતિષ્ઠાનના કિલ્લામાંથી બહાર નીકળી ત્યારે હૂણ-સેનામાં ચેતના આવી, અત્યારસુધી તેઓ ઉભા ઉભા બળતાં પ્રતિષ્ઠાનના ભડકા જોતા હતા, પરંતુ જયધ્વનિ અને શંખધ્વનિ સાંભળી તેઓ હથિઆર લેવા દોડ્યા. સામ્રાજ્યની સેનાએ અતિ વેગથી ગંગા-યમુના-સરસ્વતીના સંગમપરની હૂણ છાવણીપર હલ્લો કર્યો, છાવણી સળગવા લાગી, હૂણ સેના નાઠી.

એ વખતે શંખધ્વનિ થયો, સામ્રાજ્યની સેનાનો ત્રીજો ભાગ હર્ષગુપ્તના તાબામાં રહી ગંગા ઓળંગી ગયો, બીજીવાર શંખધ્વનિ થયો, એટલે બાકીની સેનાએ તિર્યક્ વ્યૂહ રચ્યો. પછી ત્રણ દિશાએથી ત્રણ કાળાં વાદળાંની માફક તેઓ હૂણસેના પર તૂટી પડ્યા, અકસ્માત્ વ્યૂહના એક ખૂણામાંથી કુદકો મારી ભાનુમિત્ર સ્કન્દ પાસે આવ્યો અને કહેવા લાગ્યો "સ્કન્દ, કાપાલિની વાત યાદ છે?"

સમ્રાટે લગાર હસીને કહ્યું, "તેની વાતજ વિચારતો હતો."

સંધ્યાકાળ વખતે એ નાના વ્યૂહ પર લાખો હૂણો તૂટી પડ્યા. પરંતુ તે લોહ નિર્મિત વ્યૂહ તૂટ્યો નહિ, તોપણ નાનો થવા લાગ્યો. વ્યૂહ અતિ નાનો થઇ ગયો એટલે હૂણો સ્કન્દગુપ્ત પર અસ્ત્રો ફેંકવા લાગ્યા, ભાનુમિત્ર તે પોતાનાં બખ્તર પર ઝીલવા લાગ્યો, તેનો એક હાથ તથા એક પગ કપાઇ ગયો. એટલે તે ધૂળ પર પડ્યો. તે વખતે એક ત્રણ હાથ લાંબું બાણ આવી તેની ડાબી આંખમાં થઇ માથું વીંધી બહાર નીકળી ગયું, સામ્રાજ્યની સેનાના જે થોડા ઘણા સૈનિકો બાકી હતા તેઓ તેનાં શરીરની ચારે તરફ ચક્ર વ્યૂહ રચી ઉભા. તેઓમાંનો એક પણ જીવતો રહ્યો ત્યાં સુધી પરમેશ્વર, પરમ વૈષ્ણવ પરમ માહેશ્વર પરમ ભટ્ટારક મહારાજાધિરાજ સ્કન્દગુપ્ત દેવનો દેહ હૂણોના હાથમાં ન આવ્યો.

× × × ×

આકાશમાં અસંખ્ય તારાઓ ચમકતા હતા, શીતળ સંધ્યાના ાયુથી ત્રિવેણીની તપેલી રેતી શાંત થતી હતી, ત્યારે પણ હજારો વાયલા સૈનિકો રેતી પર પડયા પડયા મરણનાં દુઃખથી પોકારો રતા હતા. હૂણ-યુદ્ધનાં આ છેલ્લાં યુદ્ધ ક્ષેત્ર પર એક ધોળાં વસ્ત્ર- ારી રમણી હાથમાં મશાલ લઈ કોઈ સંબંધીની શોધ માટે નીકળી તી. જે ઠેકાણે સ્કન્દગુપ્તે દેહ છોડયો હતો, તે ઠેકાણે આર્ય અને ણોનાં શબોનો જબરો ઢગલો પડયો હતો, રમણી તે સ્તંભ આગળ ાવી ઉભી. તે ઢગલામાંથી બહુ ધીમેથી શબ્દ આવતો હતો, 'કરૂણ, કરૂણ ?" રમણીનાં રૂવાં ખડાં થઇ ગયાં. અકસ્માત તેને ત્રૈની સ્મૃતિ આવી, તે ગળગળા અવાજે બોલી ઉઠી, "હું આવી , શું તમે છો દેવતા ?" તેની આજ્ઞાથી સેંકડો હૂણો શબો દૂર ખસેડવા લાગ્યા, તે ઢગલામાં માત્ર એક જણ જીવતો હતો. સેંકડો ાશાલોના ઉજ્જવળ પ્રકાશમાં હજારો હૂણ સૈનિકોની આગળ હૂણ વીએ તે હાથ-પગ વિનાના મરવા પડેલા યૌદ્ધાનાં લોહીથી તરબોળ ારીરને આલિંગન કર્યું, હૂણ-દેવી કરૂણા ઉંચે અવાજે રડવા લાગી.

હૂણ પુરોહિત આવ્યો, પેલા ઘાયલ માણસોના ઘા પર ઔષધ ોપડયું, ચિતા રચવામાં આવી જીતનારા અને હારેલાનાં શબો એકત્ર રી બાળવામાં આવ્યાં, તે વખતે પ્રતિષ્ઠાનના કિલ્લાના ભડકા ઓલ્વા ાયા હતા,-ત્યારે આર્યોનો ધર્મ, આર્યોનું રાજ્ય અને આર્યોનો દેશ ભસ્મ થઇ ગયો હતો.

ભાનુમિત્રને ભાન આવ્યું, તેણે કરૂણાનો હાથ પકડી કહ્યું, 'કરૂણ, ખરેખર તું આવી છે ?"

કરૂણાએ કહ્યું, "હા દેવ, આવી છું, હવે કદી પણ આપનાં ચરણો તજીશ નહિ, ચાલો જ્યાં હૂણો નથી, યુદ્ધ નથી, ગૃહવિવાદ થી, તે ઠેકાણે જતાં રહીએ." આંખો બંધ કરી ભાનુમિત્રે કહ્યું, "ચાલ."

હૂણુરાજ આવ્યો, તે અવગુંઠન વાળી કરૂણના પગમાં પડી પુછવા લાગ્યો, "માતા, આપ શું અમને તજી જશો."

કરૂણાએ કહ્યું, "પુત્ર, ભગવાન તને જીત આપો, હું તો સાધારણ સ્ત્રી છું, દેવી નથી. શોકથી–ભયથી ગાંડી થઈ ગઈ હતી, વીશ વર્ષ પછી પતિનાં દર્શન થયાં છે, હવે ઘેર જઈશ."

× × × ×

ઘણા દિવસ સુધી વૃદ્ધ હૂણો કહેતા કે, વળી જ્યારે મહાયુદ્ધ આરંભાશે ત્યારે દેવી પધારશે.

---

## પરિશિષ્ટ.

ગોડનગરની સીમાપર એક સરોવરના ધ્વંશ પામેલા ઘાટપર એક ધોળા વાળવાળી, ધોળાં વસ્ત્રવાળી પ્રૌઢા સ્ત્રીના ખભે હાથ મૂકી એક એક પગ અને એક હાથવાળો પ્રૌઢ ઉભો હતો. પ્રૌઢા સ્ત્રી કહેતી હતી, "મહારાજની આજ્ઞાનું પાલન કર્યું છે, હવે નવું ઘર વસાવીશ, જુઓ, આ આરસની ફરસબંધી પણ કોઇ ઉખેડી ગયું છે."

ખરેખર એક વખતે તે સરોવરના ઘાટપર ધોળા આરસની લાદી હતી. તેના એક બે ટુકડાઓ હજુપણ ઇંટોપર ચોટેલા હતા. તે વખતે કોઇ દૂર બોલી ઉઠયું, "ચંદ્રગુપ્તનું નિમક કોઇએ કદી ખાધું હતું?" વાક્ય સાંભળી પેલો પ્રૌઢ ઉત્તેજિત થઇ ગયો અને તીવ્ર અવાજે પૂછવા લાગ્યો, કોણ?"

તે વખતે એક વાળ વિનાનો, મેલાં લુગડાંવાળો કદાવર વૃદ્ધ તે સરોવરના ઘાટ પાસે આવ્યો અને કંપતા અવાજે બોલી ઉઠયો, "તેં શું કદીપણ બીજા ચંદ્રગુપ્તનું લુણ ખાધું છે? ભીખ આપ, એક કોડી

પણ આપ. સામ્રાજ્યમાં પેસો નથી, બળ નથી. સ્કન્દગુપ્તનું રક્ષણ કરવું પડશે નહિ તો આર્યાવર્તનું રક્ષણ કોણ કરશે?"

પ્રૌઢે પ્રૌઢાના ખભાપર માથું રાખી કહ્યું, "પિતામહ!" પેલો વાળ વિનાનો વૃદ્ધ નાસી ગયો.


—સમાપ્ત—

# પૂરવણી.

( આ નૉવેલમાં આવેલા કેટલાક શબ્દો અને ભૌગોલિક સ્થળોની યાદી તથા વર્તમાન નામો. )

મહાબલાધિકૃત—સેનાધિપતિ.

બલાધિકૃત—સેનાપતિ.

ગૌલ્મિક—નાના સૈન્યનો ઉપરિ, જમાદાર.

પરમેશ્વર, પરમવૈષ્ણવ, પરમ મહેશ્વર, પરમભટ્ટારક—સામ્રાજ્યના મહારાજાધિરાજની પદવી; રાજા બૌદ્ધ ધર્માવલંબી હોય તો પ્રાચીન કાળમાં પરમવૈષ્ણવને બદલે "પરમ સૌગત" એવા શબ્દો વાપરતા.

પટ્ટમહાદેવી—મહારાણી.

યુવરાજ ભટ્ટારક—યુવરાજનું માનવાચક સંબોધન

યુવરાજ ભટ્ટારકપાદીય—મહાનાયકોની પદવી.

પુરુષપુર—હાલનું પેશાવર.

બાહલીક—હાલનું બલ્ખ, અફગાનિસ્તાનની ઉત્તરે.

કપિશા—કાબુલ.

ગંધાર—કંદહાર.

બાહલીકાતીરઃ-બલ્ખ પાસે વહેતી, આમુદર્યાને મળતી નાની નદી.

વક્ષુનદીઃ-હાલમાં આમુદર્યાના નામથી ઓળખાતી નદી.

પંચનંદઃ-પંજાબ.

વિપાશાઃ-બિઆસ નામની પંજાબની નદી.

શતદ્રુ;-સતલજ.

પ્રતિષ્ઠાનઃ-પ્રયાગ.

નગરહારઃ-હિંદની સીમાપરનું એક ગામ.

જાલંધરઃ-પંજાબમાં તેજ નામથી ઓળખાતું એક ગામ.

શુકક્ષેત્રઃ-મથુરાંથી થોડે દૂર એક મેદાન.

અંતર્વેદીઃ-સતલજથી કાન્યકુબ્જ ( કનોજ ) સુધીનો પ્રદેશ.

ઉત્તરાપથઃ-આર્યાવર્ત.

ગોપાદ્રિઃ-ગ્વાલિયરનો કિલ્લો.

ગૌડઃ-બંગાળાની જૂની રાજધાની.

તક્ષશિલાઃ-ભારતના વાયવ્ય ખુણા પર કાલૂકા સરાઇથી થોડે દૂર શાહદેરીનાં ખડેરો આગળની જૂની નગરી, તે ગંધાર દેશની રાજધાની હતી.

સિપ્રાઃ-માળવામાંની નદી.

મહાપ્રતીહારઃ-હાલમાં જેને "પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ" કહે છે તેના જેવો હોદ્દો.

મહાસ્થવિરઃ-બુદ્ધ આચાર્યની પદવી.

સંઘસ્થવિરઃ-બુદ્ધ આચાર્યોની મહાસ્થવિરથી ઉતરતી પદવી.

સદ્ધર્મઃ-બૌદ્ધ ધર્મવાળાઓ પોતાના ધર્મ વાળાને એ વિશેષણ આપે.

આર્યપટ્ટઃ-પાટલિપુત્રનું રાજ સિંહાસન.

મહારાજપુત્રઃ-રાજાનો નાનો ભાઈ એ નામથી ઓળખતો.